૪૨૯૯

# CHARITRA MALA

## BIOGRAPHIES

OF THE

## ROYAL PRINCES

OF

## GUZERAT AND KATHIAVAD

*VOL I. CONTAINING THE HISTORY OF SIXTEEN PRINCES*

BY

NAGINDAS MANCHARAM.

AUTHOR OF "RANGILI and CHABILI," "KAMAVATI," "BALVIDHAVA RUPSUNDRI," &c. &c.

Surat:
"GUJERAT MITRA" PRESS

1890

PRICE Rs. 25

[All Rights Reserved]

૪૧૯૯

# ચરિત્રમાળા.

## ગુજરાત-કાઠિયાવાડના

૧૬ ભૂપતિ સાહેબોના ઐતિહાસિક વૃત્તાંતો.

તેમની છબિઓ સહિત.

ગ્રંથ ૧ લો.

રચનાર

“ગુજરાત મિત્ર” તથા “દેશી મિત્ર” વાળા

બાળવિધવા રૂપસુંદરી. રંગિલી ને છબિલી. કામાવતી, આદિકનો રચનાર.

સંવત ૧૯[illegible] ઈ. સ. ૧૮૯૦.

કીમત રૂ. ૨૫.

TO

His Highness

Sir Sayaji Rao Maharaja Saheb

**GAICWAR OF BARODA,**

SENA KHAS KHEL SUMSHER BAHADHUR,

FARZAND-I-KHAS-I-DAULAT-I-INGLISHIA,

G. C. S. I., &c. &c., &c.,

THIS VOLUME,

CONTAINING AN HISTORICAL ACCOUNT OF THE MODERN

CONDITION OF MANY OF THE NATIVE STATES

OF THE WESTERN PRESIDENCY,

IS,

WITH HIS HIGHNESS'S GRACIOUS PERMISSION,

Most Respectfully Dedicated

*BY HIS HUMBLE AND GRATEFUL SERVANT,*

**THE AUTHOR.**

મેહેરબાન નેક નામદાર

વડોદરાના ગાયકવાડ મહારાજા સાહેબ

# સર શિયાજીરાવ

સેના ખાસખેલ સમશેર બહાદુર

ફરજંદ ખાસ દોલતે ઈંગ્લીશીયા.

જી. સી. એસ. આઈ.,

ઈત્યાદી, ઈત્યાદી, ઈત્યાદી.

એઓને

આ પુસ્તક,

જેમાં પશ્ચિમ ઈલાકાના ઘણાક દેશી રાજ્યોની સાંપ્રત સ્થિતિનાં ઈતિહાસ રૂપી વૃત્તાંતો વર્ણવ્યાં છે,

તે

નામદાર મહારાજા સાહેબની કૃપાળુ આજ્ઞાથી

તે નામદારના નમ્ર ને ઉપકૃત સેવક

કર્તાએ

ઘણાંજ માનપૂર્વક

અર્પણ

કીધું છે.

જુગ જુગ જીવો અમારા દેશી ભૂપતિ સાહેબો.

# P R E F A C E

I HAVE not pretended in this work to criticise any of the administrations of the Native States, of the modern condition of which I have here given an historical account, accompanied, in each instance, by a portrait of the Chief executed entirely by native agency. In drawing up this *resumé* of the principal measures of reforms which the Native Chiefs, yielding to the spirit of the times, have introduced in their principalities, I have freely consulted the Government administrative records and inquired into State concerns as peculiar to such of the native kingdoms as I could deal with for the present.

If I have done little more than depict the bright side of the picture, I trust I shall not lose anything in the estimation of those who can easily suppose how many methods are open to native India whereby the good of Native States may be stimulated. If I have praised the better characteristics of the Chiefs, I place myself entirely on the side of reform and advancement; for, however weak and inexperienced a signaler I may be I am sure—while not pretending to assume the higher art of exposition and criticism—I am simply inviting the latent forces of reform and civilisation in Native States to draw themselves the more on a course where the watchword and reply is,—Progress.

The States dealt with have no doubt their dark side as every kingdom or every individual, more or less, has. As there is but little to be found in this volume on that part of the question, I cannot do better than leave the more tangled and difficult problems of administrative science to our veteran patriot and politician of Guzerat, Mr. Dinshah Ardeshir Taleyarkhan, to whose aid and advice in bringing out this work I am deeply indebted.

I am conscious I have departed from the idealic standard which that distinguished supporter of mine has ever practically placed before him,—whether in administrative action, or a general discussion. But, as already observed by me, my role has been the lesser one, which, I presume, by no means aims less at what would conduce toward building up independent native constitutions for our Native States under the powerful cohesive paramountcy of our good and gracious Queen's Government.

I have therefore allowed myself to be an unmixed admirer of that new spirit of intrinsic progress, amelioration and advance which so remarkably arose, and has so steadily grown, ever since our townsman just mentioned provoked a spirit of inquiry in the widespread corruption, disorganisation, and effeteness that once had so markedly prevailed in every native administration.

So potent was the force generated for a beneficent revolution, that the worst managed State, and that the largest of all, has now placed itself among the fore ranks of the native kingdoms of this Presidency, while the rest are all fairly placed on the broad path of a feeling and humane administration, to which both the Local and Imperial Governors of the past and present times have so powerfully contributed through their own Representatives.

The time is come when one of the vital suggestions made by the Parsi Politician may be acted upon by conferring on the Province of Kattyawar a High Court entirely presided over by Native Judges, who should be the practical arbiters between one State and another and help towards preserving the best of intermutual relations. Such a measure alone would free the politico-administrative British Agency from much compromising, exasperating, and anarchical position, rendering it more competent for guiding the Native States in their task of internal improvement and development and preparing them for the initiation of some final and trustworthy constitution as may be possible for our worthy and advancing Feudatories.

His Highness Sir SAYAJIRAO MAHARAJA GUICWAR, G.C.S.I., in so graciously accepting the dedication of this work, has performed an act natural to the leading position, which he occupies among his fellow-princes of Western India, and, indeed, of our country in general. And I here would tender His Highness my most respectful acknowledgments for the considerate support he has so graciously accorded me.

I have been unable to observe in this volume any faultless arrangement of precedence, for the leisure at my command would not allow me to complete my MSS. before having them printed. Each sketch appears, therefore, in the order I could collect material for that sketch.

I am sensible of the many defects of this volume, but hope my first attempt in compiling a work of this elaborateness and variety of topics will deserve the indulgence of my worthy critics who, while criticising it, would no doubt be animated by one of the best sentiments usually characterizing them, *viz.*, it is always felt much easier to criticise a work than construct one, which forms the best of reasons why the critical judgment should be used leniently.

This is all I would expect of my critics in counting upon the support of my educated countrymen and their aristocratic leaders, whose good acts I have here frankly recorded, and whose increasing elevation of aims and spirit I fervently desire to see fulfilled.

N. M.

નામદાર ભૂપતિ સાહેબો, સરદારો અને સર્વ સુજ્ઞ જનોની સેવામાં, આ એક ભૂપતિ ચરિત્રોથી ભરપૂર પુસ્તક નિવેદન કરતાં જેમ મને પોતાને મહા આનંદની લહેરો છૂટે છે, તેજ પ્રમાણે આશા છે કે, આપ સર્વ સાહેબો ઉત્સાહ સહ આ પુસ્તક સ્વહસ્તમાં ઝીલી લઇ આને હર્ષચુંબન કરશોજ. આ પુસ્તકમાં ગુજરાત-કાઠિયાવાડના હાલના સોળ ભૂપતિ સાહેબોનાં ઐતિહાસિક વૃત્તાંત વર્ણવ્યાં છે, અને તેની સાથે તે દરેક ભૂપતિની સુંદર છટાદાર છબિ પણ આપેલી છે, કે જે તમામ છબિઓ આપણા કીસબી દેશી કારીગરોની કીસબી કલમથી બનાવવામાં આવી છે, અને બેશક તે આપણી દેશી કારીગિરીના ઉન્નતિના એક નમુનારૂપ છે.

દેશકાલાનુસારે આપણા પ્યારા દેશી ભૂપતિ સાહેબોએ પોતપોતાનાં રાજ્યમાં જે જે જાણવા જોગ સુધારાઓ કીધા છે, અને તેને લગતાં લખેલાં વૃત્તાંતો દ્વારાએ તેમની જે પ્રશંસા પ્રદર્શિત કરી છે, તેમાં "બ્રિટિશ એડમિનિસ્ટ્રેશન રીપોર્ટસ" નો મુખ્ય આધાર લીધો છે, અને એવા આધારોના મજબુતીથી વર્ણન કીધું છે. એ શિવાય તે રાજ્યોની રાજ્યનીતિનું ગુણ દોષાધ્યયનનું કામ આ પુસ્તકમાં કરવાનું મેં ધાર્યું નથી.

જો આ મારૂં લખાણ એકતરફી ગણવામાં આવે, તોપણ દેશી રાજ્યોનું ભલું કરવાને આપણા દેશી બાંધવોને અસંખ્ય સન્માર્ગો સંપ્રાપ્ત છે, એવું જે સજ્જનો સમજે છે, તેઓનાં મનમાં આ પુસ્તક વિષે કંઇ બીજો વિચાર આવશે નહીં એમ હું ધારૂં છું. જો મેં દેશીય નરેંદ્રોના સદ્‌ગુણોની સ્તુતિ કરી છે, તો તેમાં મેં દેશોન્નતિ અને દેશોત્કૃષ્ટનો પક્ષ પકડ્યો છે. દરેક જનને સ્વદેશાભિમાનમાં શાશ્વત શુભ નિષ્ઠા સાંધવાની સર્વથી પહેલી જરૂર છે, એમ દરેક દેશાભિમાની વીર પુરૂષ કબૂલ કરશેજ.

દુનિયામાં દોષ રહિત કોણ છે? એવો તો એક માત્ર પરમેશ્વરજ છે. એ શિવાય આ દુનિયામાં દરેક પશુ, પંખિ કે પ્રાણીમાં કંઈ કંઈ પણ દોષ તો હશેજ; અને એજ પ્રમાણે સઘળાં રાજ્યો જેમ કેટલાક સારા ગુણો ધરાવે છે, તેમ તેઓનામાં કેટલાક દોષ પણ હોવા જોઇએ, પરંતુ આ પુસ્તકમાં એ વિષય ઉપર કંઇ પણ લખાણ કરવાનો વિચાર મેં રાખ્યો નથી. આવો ગહન અને દુર્ગમ રાજ્યનીતિશાસ્ત્રનો વિષય, ગુજરાતના વતની, સ્વદેશનિષ્ઠ અને નીતિનિપૂણ મી. દીનશાહ અરદેશર તાલેયારખાન, કે જેમનો આ પુસ્તકના સંબંધમાં આપેલી સલાહ અને સમાશ્રયને માટે હું અત્યંત આભારી છું. તેમને માટે હું રાખું છું.

હું જાણું છું કે, જે મનઃકલ્પિત ધોરણ મારા દેશવિખ્યાત આશ્રય આપનારનો નીતિશાસ્ત્રમાં અથવા સાધારણ વિવેચનમાં છે, તે થકી, હું ભિન્ન પડું છું. પણ ઉપર સૂચવ્યા પ્રમાણે મારૂં પ્રમાણ નાહાનું છે; તથાપિ મને આશા છે કે આપણા માયાળુ અને પરમ કૃપાળુ મહારાજ્ય તેજોમયી નામદાર મહારાણી શ્રીનાં પ્રબળ પ્રતાપિ છત્રની છાયામાં સ્વતંત્ર દેશી રાજ્યનીતિ આપણા પ્યારા દેશી રાજા સાહેબોને પ્રાપ્ત થાય તેને સાચવી રાખવા કરતાં મારી ધારણા કંઈ ઓછી નથી.

ઉપલાં કારણોથી, અગાઉ ચતુર્દિશા પ્રસૃત લાંચરૂશ્વત અને કુસંપ, જે કે એક સમયે દરેક દેશી રાજ્યમાં ધમધોકાર પસરેલાં હતાં, અને જે સાંપ્રત સમયે બ્રિટિશ રાજ્યના પ્રતાપથી અથવા તો દેશી રાજ્યોનાં સારાં ભાગ્યના પ્રકાશથી ઘણે દરજે નાશ પામતાં ગયાં છે. તથા દિન પ્રતિદિને દેશી રાજ્યોમાં સુધારા, વધારા અને શુભ કાર્યો થયાં છે, અને હજી પણ થતાં જાય છે, તે વિષેજ આ પુસ્તકમાં મેં યોગ્ય સ્તુતિ કરી છે.

ગુણદાયક સુધારા કરવાનો જમાનો એટલો તો જરૂરી થઈ પડ્યો છે, એક સર્વથી વિશાળ રાજ્ય સાંપ્રત સમયે આ દેશનાં દેશી રાજ્યોની પહેલી પંક્તિમાં ગણાય છે, અને એજ પ્રમાણે બીજાં રાજ્યો પણ દયા, ધર્મ ને પરોપકાર કરવાના ધુરંધર માર્ગે ગતિ કરતાં થયાં છે. આટલો સુધારો કરવામાં અત્રેના તથા શેહેનશાહિત રાજ્યકર્તાઓએ પોતાના પ્રતિનિધિ દ્વારાએ આશ્રય આપેલો છે.

ઉપર પ્રારંભમાં જે પારસી પુરૂષનું નામ દર્શાવ્યું છે તે નીતિશાસ્ત્રીએ પ્રથમ જે સુચનાઓ કરેલી, તેમાંથી એક જે કાઠિયાવાડમાં દેશી ન્યાયાધિશોથી વિરાજીત " હાઈકોર્ટ " સ્થાપન કરવા સંબંધી છે, તે સાફલ્ય કરવાનો સાંપ્રત સમય આવ્યો છે. અર્થાત " હાઈકોર્ટ " જેવા મહાન ન્યાયાસનપર દેશી ન્યાયાધિશોજ, એક રાજ્યની બીજા રાજ્યની તકરારના મધ્યસ્થ તરિકે, અને અન્યોઅન્ય સલાહશાંતિ જાળવી રાખવાને અતિ ઉપયોગી થઈ પડશે. આવો સુધારો જો દાખલ કરવામાં આવે તો બ્રિટિશ પોલિટિકલ એજન્ટોને, તેઓ અત્યંત પીડા કરવાની તથા દુઃખદાયક સ્થિતિમાંથી મુક્ત કરશે, અને તેને દેશી રાજ્યોમાં આંતરિક સુધારા અને સંવર્ધન કરવામાં અને આપણા લાયક તથા આગળ વધતા નરપતિઓને સારી રાજ્યનીતિ ચલાવતાં શિખવાને વિશેષ શક્તિમાન થશે.

વાંચનાર સાહેબો! આ પુસ્તકમાં વર્ણવેલા રાજા સાહેબોનાં વૃત્તાંતો મેળવતાં મને કેટલી મુશ્કેલી નડી હશે, અને તે પાછળ મારે કેટલો પરિશ્રમ લેવો પડ્યો હશે, તેની તુલના કરવાનું કામ પ્રિયો તમારૂં છે; પરંતુ મારે જણાવવું જોઈએ કે, મારા કેટલાક દેશી રાજ્યોના શુભેચ્છક મિત્રોએ આ પુસ્તકના સંબંધમાં કેટલીક હકીકત મેળવી આપવામાં અચ્છી મદદ કરી છે, અને તેઓએ ઘણી જાણવા જોગ બાબતો મને પુરી પાડી છે, કે જેને માટે તેઓનો હું ખરા અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.

વળી વડોદરાના નામદાર ગાયકવાડ મહારાજા સર સિયાજીરાવે આ પુસ્તકની અર્પણપત્રિકા સ્વિકારવાની તથા સર્વોપરિ આશ્રય આપવાની જે કૃપા કરી છે, તેને માટે તે નામદારનો પણ અત્યંત આભાર માનું છું. ગુજરાત કાઠિયાવાડના નરપતિ મંડળમાં નામદાર સર સિયાજીરાવ મહારાજ સર્વથી શ્રેષ્ઠ પદ્વિ ધરાવે છે, અને તેથીજ દેશી રાજા સાહેબોને લગતું આ પુસ્તક તે નામદારને અર્પણ કરતાં મને અત્યાનંદ પ્રાપ્ત થયો છે.

આ પુસ્તકમાં હોદ્દાપૂર્વક વર્ણન કરવાનો, તેમજ અગ્રગણ્યતાનો ક્રમ રાખવાને માટે બની શક્યું નથી; કારણકે છપાવતાં પહેલાં આખું પુસ્તક લખવા-લખાવવાનો પુરતો વખત નહોતો, અને તેટલાજ માટે જેમ મને માહિતીઓ મળતી ગઈ, તેમ એકેક વૃત્તાંત લખેલું છે, અને તેજ પ્રમાણે છપાવેલું પણ છે. માટે કોઈ પણ નૃપતિ સાહેબનું વૃત્તાંત તેમની પંક્તિનાં પ્રમાણમાં આગળ-પાછળ હશે તો તે બાબત કંઈ જુદો વિચાર તે નામદાર લાવશે નહીં. એવી તે નામદારો પ્રત્યે મારી અગ્રિમ વિનંતિ છે.

આ પુસ્તકમાં ખામિઓ રહી ગઈ છે, એમ મને વિદિત છે; તથાપિ આવું મ્હોટું પુસ્તક તૈયાર કરવામાં આ મારો પ્રથમનોજ પ્રયાસ છે; તેટલા માટે મારા પ્યારા ટીકાકારો મારાપર કૃપાદ્રષ્ટિ રાખશે, એવી મને આશા છે. તે ગુણદોષ વિચારતાં એટલું તો જરૂર યાદ રાખશે કે, કોઈ પણ પુસ્તકના ગુણદોષ કહેવા, એ અત્યંત સુગમ છે; પરંતુ એવું પુસ્તક તૈયાર કરવું, એ વાત તો અતિ દુષ્કર છે.

છેલ્લે હું એટલીજ આશા રાખું છું કે, અમારા તમામ દેશી રાજ્યાધિકારીઓ તેમની ભલી ધારણાઓમાં સદા ફતેહ પામો, સુધારા ને વધારામાં તેઓ હંમેશાં પ્રકાશિતપણે આગળ પગલાં ભરવામાં જયકારી નિવડો, પ્રજાનો પરિપૂર્ણ પ્યાર પ્રાપ્ત કરવાને સર્વ પ્રકારે તેઓ ભાગ્યવાન થાઓ, અને પ્રભુ તેમનું સદાએ દીર્ઘાયુષ્ય કરો. તથાસ્તુ.

ન. મં.

*"I have somewhere seen it observed, that we should make the same use of a Book that the Bee does of a Flower: she steals sweets from it, but does not injure it."*

*COLTON*

" મેં કોઈક સ્થળે એવું દર્શાવેલું દીઠું છે, કે મધમાખ જેમ એક પુષ્પનો ઉપયોગ કરે છે તેમજ આપણે પણ ચોપડીનો તેવોજ ઉપયોગ કરવો જોઇએ; તેણી તેમાંથી મિઠાશ લઈ લે છે, પરંતુ પુષ્પને તેણી ઇજા કરતી નથી."

કોલ્ટન.

# અનુક્રમણિકા.



વડોદરાના શ્રીમંત સરકાર સેનાખાસખેલ સમશેર બહાદૂર.

નામદાર મહારાજા સર શિયાજીરાવ ગાયકવાડ. જી.સી.એસ.આઈ. ઇત્યાદિ. ઇત્યાદિ.

ARVA PRAKASH PRESS.

## વડોદરાના નામદાર ગાયકવાડ મહારાજા

# સર શિયાજીરાવ બહાદૂર જી. સી. એસ. આઈ.

વડોદરાના નામદાર ગાયકવાડ મહારાજા સર શિયાજીરાવ સાહેબ બહાદૂર જી. સી. એસ. આઈ. તા૦ ૭મી માર્ચ સને ૧૮૬૩ને દિવસે જન્મ્યા હતા, અને એમના પિતાનું નામ કાશિરાવ દાદા હતું, અને તેઓ ખાનદેશ જીલ્લામાં કવળાવા નામે ગામમાં નિવાસ કરતા હતા તથા ત્યાં પણ તેમને ગાયકવાડનાં કુટુંબનાં પ્રસિદ્ધ નામથીજ સર્વ ઓળખતા હતા. તેઓ, ગાયકવાડી રાજ્યના મૂળ સ્થાપનાર માહા પરાક્રમિ પીલાજીના બીજા પુત્ર પ્રતાપરાવ, જે તે સમયે વડોદરાનાં તખ્તપર બિરાજેલા દામાજીના ભાઈની પાંચમી પેઢીએ ઉતરેલા છે. તેમના ખરેખરા ભાગ્યશાળી પુત્ર નામદાર શિયાજીરાવ વડોદરા જેવાં વિશાળ રાજ્યની મહાન્ રાજ્યગાદિ ભોગવવાને ભાગ્યશાળી થશે એ તો કોઈ પણ દિવશ એઓ સાહેબનાં સ્વપ્નમાંએ નહોતું, પરંતુ એ નામદારનાં પૂર્વનાં પૂન્યવાન પ્રાલબ્ધનાં પરિબળના પ્રતાપથી પોતે વડોદરાનું રાજ્યાસન ભોગવવાને શક્તિમાન થયા છે. બનાવ એવો બન્યો કે, વડોદરાના માજી ગાદિપતિ મલ્હારરાવને, તેનાં અકૃત્યને લીધે આપણી મહા પ્રતાપિ નામદાર બ્રિટિશ સરકારે સને ૧૮૭૫માં ગાદિપરથી પદભ્રષ્ટ કીધો, અને ગાયકવાડનાં કોઈ બીજા વીર પુરૂષને રાજ્યાસનપર નિર્માણ કરવાનું ઠરાવ્યું. આ વિચારને, સ્વર્ગવાસી શ્રી ખંડેરાવના વિધવા મહારાણી શ્રી જમનાબાઈએ પણ પસંદ કીધો, જેપરથી તે સમયના ખાનદેશ જીલ્લાના પોલિસ અમલદાર મી૦ પ્રેસ્કૉટ, ઉપલા ગાયકવાડ કાશિરાવ દાદાના ત્રણે પુત્રો ગોપાળરાવ (જેમનું નામ પાછળથી બદલીને શિયાજીરાવ પાડવામાં આવ્યું છે તે હાલના મહારાજા), સંપતરાવ તથા આનંદરાવ, એ ત્રણેને મહારાણી શ્રી જમનાબાઈની પસંદગિને માટે વડોદરે લઈ આવ્યા. પ્રથમ સ્ટેશનપર જેવા આ ત્રણે બાંધવો ઉતર્યા કે દિવાન બહાદૂર મણીભાઈ જશભાઈએ તેઓને પૂછ્યું કે, તમે અત્રે શું કરવા પધાર્યા છો? આ ઉપરથી આનંદરાવ તો શરમાઈ જવાથી તેઓ કંઈજ વધા નહીં, અને સંપતરાવે કહ્યું કે, મને કંઈ ખબર નથી; પરંતુ ગોપાળરાવ તત્કાળ બોલી ઉઠયા કે "હું તો રાજા થવા આવ્યો છું." એટલે કે "વાણી બોલાવે જાણી" તેવુંજ બન્યું! તેઓનાં મૂખમાંથી જે વાણી નિકળી તેજ ફળિભૂત પણ થઈ, અને ત્રણે બાંધવોમાં આ ગોપાળરાવ વચલા હોવા છતાં શ્રી જમનાબાઈએ એમની ચાતૂર્યતા, ચપળતા અને યોગ્યતા વિચારીને એમનેજ પોતાના દત્તક કરવાનું નિર્માણ કર્યું, અને તા૦ ૨૭મી મે સને ૧૮૭૫ ને ગુરૂવારને દિને એઓ સાહેબને દત્તક લીધા, અને એમનું જન્મ નામ (ગોપાળરાવ) બદલીને શિયાજીરાવ નામ પાડયું. આ સમયની ધામધૂમ શ્રી જમનાબાઈ સાહેબે તેમજ નામદાર બ્રિટિશ સરકારે સારી કરી હતી. ત્યાંના લેહેરીપૂરને દરવાજેથી તે નામદારને નગરમાં દાખલ કીધા હતા. અને તે સમયે છ હાથિઓ સહિતની સ્વારી કાઢવામાં આવી હતી. તમામ રસ્તે શસ્ત્રધારી સૈન્યિક સિપાઈઓની હારનીહાર હાજર રાખી હતી, અને દરબારી હવેલી આગળ પણ એજ પ્રમાણેનો સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. રા-

જ્યાસનપર બિરાજતાં પ્રથમ મહારાણી શ્રી જમનાબાઈએ આ નવા કુંવર સાહેબને સુંદર પોષાક પેહેરાવ્યો હતો, અને નામદાર સરકાર તરફથી કર્નલ મીડ તેમને ગાદિપર બેસાડવાની શુભ ક્રિયા કરી હતી, અને તે નામદારનાં માનને માટે બ્રિટિશ સરકાર તરફથી તેમજ ગાયકવાડ સરકાર તરફથી તોપોના સંખ્યાબંધ બાહારો કરવામાં આવ્યા હતા. જેના ગગને ગાજતા નાદ, નામદાર શિયાજીરાવને આશિર્વાદ રૂપી દર્શન દેતા હતા.

ઉપર પ્રમાણે ગાદિનશીન કીધા ખરા, પરંતુ ખરેખરી શાસ્ત્રવિધિ સહિત તો તા૦ ૧૬મી જુનને શુભ દિવસે શુભ મુહુર્ત મેળવીને તે નામદારને રાજ્યાભિષેક કીધા હતા. એ દિવસે તે નામદારને સર્વ સમુદ્ર તથા પવિત્ર નદિઓનાં નિર્મળ જળથી સ્નાન કરાવીને દેવસ્થાનમાં લઈ જવામાં આવ્યા હતા, અને તે પછી શ્રી તારાબાઈને સંગે રાખીને તે નામદાર દરબારમાં પધાર્યા હતા, જ્યાં સરદાર લોકો તરફથી સર. ટી. માધવરાવે તે નામદાર સન્મૂખ નજરાણાં મૂક્યાં હતાં, અને તે તમામ ક્રિયા પૂર્ણ થયા પછી સાંજે પાંચ વાગતાને સુમારે, એક ખાસ દરબાર ભરવામાં આવ્યું હતું, જે સમયે નામદાર હિંદના વૉઈસરૉય તરફથી આવેલો એક ખરિતો સર રીચર્ડ મીડે ઈંગ્રેજીમાં વાંચી સંભળાવ્યા પછી નેટિવ આસિસ્ટંટ રેસિડંટ મી૦ મણીભાઈ જશભાઈએ ગુજરાતીમાં તેનું ભાષાન્તર કહી સંભળાવ્યું હતું. તેમાં નામદાર વૉઈસરૉયે એવું લખ્યું હતું કે "મને આપનો તા૦ ૨૭મી મેનો પત્ર પૂગો છે, જેમાં આપ લખો છો કે, રાણી જમનાબાઈએ મને દત્તક લીધો છે તથા રાજ્યાભિષેક કીધો છે. એ સમાચાર જાણી હું ખુશી થયો છું, અને હું તમને મુબારકબાદી આપું છું. આપ બ્રિટિશ સરકારનો ઉપકાર માનો છો તથા તે સરકાર મિત્ર ભાવે આપને જે સારી સલાહ આપે તે પ્રમાણે વર્ત્તવાને વચન આપો છો, તે વાંચીને પણ હું ખુશી થયો છું. આપ આપના પત્રમાં લખો છો કે, નામદાર મહારાણી વિક્ટોરિયાજીએ રાણી જમનાબાઈપર મેહેરબાની કરી, માટે તેનો ઉપકાર જણાવવો. તો તે વિષે પણ હું મહારાણી સાહેબને લખી જણાવીશ". આ પ્રમાણે તે ખરિતામાં લખ્યું હતું, જે શ્રવણ કરતાંજ મહારાજા સાહેબ આદિક સર્વને આનંદ ઉપજ્યો હતો, અને તે પછી બીજી કેટલીક રજવાડી રીતિ પ્રમાણેની ક્રિયા થઈ રહ્યા પછી દરબાર બરખાસ્ત થયું હતું. આ સમયે એઓ સાહેબની વય માત્ર ૧૦–૧૧ વર્ષની હોવાથી મહારાણી શ્રી જમનાબાઈ તથા નામદાર બ્રિટિશ સરકારે એઓ સાહેબને સારી રીતની સરસ્વતિ શિખવવાને સારી ખંત રાખવા માંડી, અને તે એટલાજ માટે કે, એ નામદાર ભવિષ્યમાં એક સુંદર, સકળ ગુણ સંપન્ન અને નિપૂણ નૃપતિ નિવડે. આવા ઉત્તમ વિચારથી તેઓ સાહેબને સરસ્વતિ શિખવવા માટે પ્રોફેસર એફ. એચ. ઈલિયટ સાહેબ શિવાય બીજા કેટલાક શિક્ષકો જૂદિ જૂદિ ભાષાઓનું જ્ઞાન આપવાને માટે ખાસ રાખ્યા. તેઓએ એ નામદારને ઈંગ્રેજી, મરાઠી, સંસ્કૃત, ગુજરાતી આદિક ભાષાઓ ઘણી ત્વરાથી શિખવવા માંડી, અને સાત વર્ષમાં તો એ નામદાર એ ભાષાઓ સારી રીતે વાંચતાં, લખતાં તથા બોલતાં શિખી ગયા–તેમાં પણ વળી ઈંગ્રેજી ભાષા તો ઘણી સારી રીતે ટૂંક સમયમાંજ શિખ્યા. મૂળમાં પોતેજ ઘણા કાબેલ, બુદ્ધિશાળી ને ચાલાક હોવાથી તથા સાથે તે નામદારને શિક્ષકો પણ સારા ને ખંતિલા મળવાથી તે નામદારનો વિદ્યાભ્યાસ ઘણી સારી રીતે પ્રકાશિત થયો. વળી વિદ્યાભ્યાસની સંગે કશરત, ઘોડે બેસવાની રીતિ તથા મૃગયા આદિક ઉપયોગી બાબતોમાં પણ સારી કૂશળતા પ્રાપ્ત કરી, અને તેથી પણ એઓ સાહેબનો પ્રકાશ વિશેષ ને વિષેશ ઝળકાટમાં ઝામવા લાગ્યો.

સને ૧૮૭૫ના નવેમ્બર માસમાં નામદાર મહારાણીશ્રીના પાટવીકુંવર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ જ્યારે હિંદુસ્થાનમાં પધાર્યા હતા, ત્યારે તે નામદારની મુલાકાતાથ નામદાર મહારાજા શિયાજીરાવ

મુંબઈ ખાતે પધાર્યા હતા, જ્યાં તે નામદારને સારૂં માન મળ્યું હતું, અને નામદાર વાઈસરૉય સાહેબે તા૦ ૩જી નવેમ્બર સને ૧૮૭૫ને દિવસે તે નામદારની મુલાકાત ઘણા પ્યારથી લીધી હતી, અને તે નામદારની કુશળતા નિર્ખિને ઘણો સંતોષ દર્શાવ્યો હતો. બાદ તા૦ ૮મી નવેમ્બરે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ મુંબઈ પધાર્યા પછી તે નામદારે પણ આ યુવાન ગાયકવાડ મહારાજાની તા૦ ૯મી નવેમ્બરે ખાસ મુલાકાત લીધી હતી, અને તે નામદારે પણ તેમને નિર્ખિને ઘણોજ હર્ષ બતાવ્યો હતો. વળી બીજે દિવસે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે મહારાજા શિયાજીરાવની વળતી મુલાકાત લીધી હતી, અને મહારાજાને ઘણું માન આપ્યું હતું. આ ધામધૂમમાંથી મુક્ત થયા પછી મહારાજા સાહેબ તા૦ ૧૮મી નવેમ્બરની પ્રભાતમાં પુનઃ વડોદરે પધાર્યા હતા, અને તે પછી બીજે દિવસે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ પણ વડોદરે પધાર્યા હતા. તે પ્રસંગે તે નામદારનો મહારાજા સાહેબે ઘણો સારો આદરસત્કાર કીધો હતો, અને વડોદરામાં ઘણા મ્હોટા પાયાપર ધામધૂમ અને રચના કરી હતી.

તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭ ને દિવસે આપણી રાજ્ય માતુશ્રી વિક્ટોરિયાએ "કયસરે હિન્દ"નું પ્રતાપિ પદ ધારણ કીધું તેની ખુશાલિમાં દિલ્હી ખાતે ભરાયલા ભવ્ય દરબારમાં પધારવા માટે મહારાજા શિયાજીરાવને આમંત્રણ થવાથી તેઓ સાહેબ ત્યાં પધાર્યા હતા. આ પ્રસંગે તે દરબારમાં મહારાણીજીના સર સૂબાએ આ યુવાન ને અતિ ગુણવંત મહારાજા સાહેબની સારી રીતે પ્રસંશા કરીને એ નામદારને, નામદાર મહારાણીશ્રી તરફથી "ફરઝંદે ખાસદોલતે ઈંગ્લિશિયા"નો મહા માનવંતો ખેતાબ બક્ષ્યો હતો. આજ શુભ પ્રસંગપર શ્રી મહારાણી વિક્ટોરિયા તરફથી નામદાર શિયાજીરાવને એક ખાસ ખુશનુમા ખિલેલો વાવટો પણ બક્ષવામાં આવ્યો હતો. એ પછી સને ૧૮૭૮નાં વર્ષમાં મહારાણી જમનાબાઈ સાહેબની ઈચ્છા આ યુવાન મહારાજા સાહેબનાં લગ્ન કરવાની થવાથી તેઓ સાહેબે સારી કુમારિકાઓની શોધ કાઢવાને માટે વડોદરેથી બળવંતરાવ કાકા સાહેબ, રહીમત પુસ્કર, રામરાવ ભોંસલે ફલ્ટનકર, ગંગાધર જોશી, બાપુજી રામચંદ્ર અને ગુજાબા જાધવને પૂના તરફ મોકલ્યા, જેઓએ કેટલીક કુમારિકાઓની છબિઓ લેવડાવીને વડોદરે મોકલવા માંડી હતી, પરંતુ અંતે તંજાવરવાળા લક્ષ્મિબાઈની સાથે એમનાં લગ્ન કરવાનું નિર્માણ થયું હતું. એજ વર્ષમાં, એટલે સને ૧૮૭૮માં નામદાર શિયાજીરાવની મુલાકાતે જ્યારે મુંબઈનો ગવર્નર સર રીચર્ડ ટેમ્પલ વડોદરે ગયો ત્યારે તે નામદાર, મહારાજા શિયાજીરાવની હાજેરજિયાન, ચંચળતા અને વિદ્વતા નિર્ખિને અત્યાનંદ પામ્યો હતો, અને તે નામદારની અત્યંત પ્રસંશા પ્રદર્શિત કરી હતી.

તા૦ ૮મી જાનેવારી સને ૧૮૭૯ને દિવસે નામદાર શિયાજીરાવે પોતાનાં પાયતખ્ત નગર શ્રી વડોદરા ખાતે એક નવીન કૉલેજનું મકાન બાંધવા માટેનો પાયો નાંખવાની તથા "પીપલ્સ પાર્ક" નામનો એક સુંદર બગિચો પણ ખુલ્લો મૂકવાની શુભ ક્રિયાઓ કરી હતી, અને તે સમયે ત્યાં મ્હોટા મિલાવડાઓ મળ્યા હતા. એજ વર્ષમાં તે નામદારને બિલિયર્ડની રમત શિખવાનો શોખ થવાથી તે રમત શિખવવા માટે રૂ ૩૦૦)ના માસિક પગારથી મી૦ જમશેદજી મેહેરવાનજી મોરિનાસને ખાસ નિમવામાં આવ્યા હતા. વળી એજ વર્ષમાં, કાબુલ ખાતે સેંટ ઝેવિયર્સનાં દેવાલયની લોટરીમાં ભરેલી ટિકિટનું રૂ ૨૦)નું એક ઈનામ એ નામદારને મળ્યું હતું. આ ઉપરથી સાબિત થાય છે કે "મ્હોટાનું નશીબજ હંમેશાં મ્હોટું".

હવે મહારાજા સાહેબ શિયાજીરાવની વય પૂર્ણ યુવાવસ્થામાં આવવા લાગી, અને અગરજો એઓ સાહેબનાં લગ્ન અદ્યાપિ પરિપૂર્ણ થયાં નહોતાં, તોપણ નીતિમાં સર્વદા એવા તો દૃઢ રહ્યા હતા કે, તે ના-

મદાર કોઈ પણ દિવસ નીતિભંગ થયાજ નહીં. કેટલાક રાજા લોકોને માટે નીતિની બાબતમાં ઘણું સારૂં બોલાતું નથી, પરંતુ મહારાજા શિયાજીરાવ બહાદુર તો નીતિમાં નિપુણ અને ખરેખરા નીતિવાન નૃપતિ તરિકે એક અક્કા ગણાતા આવ્યા છે એટલુંજ નહીં, પણ એ બાબતમાં તો એ નામદારની જેટલી પ્રસંશા કરીશું તેટલી ઓછીજ ગણાશે. પણ તા૦ ૬ઠી જાનેવારી સને ૧૮૮૦ને દિવસે આખરે એ નામદારનાં લગ્ન તંજાવરની કુંવરી શ્રી લક્ષ્મિબાઈની સાથે કરવામાં આવ્યા. આ માંગ્લિક અને મનોહર અવસરપર વડોદરા ખાતે અનહદ ધામધૂમ કરવામાં આવી હતી. ઠામઠામનાં નામાંકિત નૃપતિઓ, મ્હોટા મ્હોટા શેઠ સાહુકારો વિગેરે અસંખ્ય દેશી તેમજ યુરોપિયનોની મહાભારત મંડળીઓ નામદાર મહારાજાનાં આમત્રંણને માન આપી શ્રી વડોદરા નગરમાં પધારી હતી, અને એ રૂડા અવસરપર વડોદરૂં એક "પારિસ" જેવું ઝગઝગતું જણ તું હતું. વળી આજ શુભ પ્રસંગ ઉપર વડોદરા ખાતે દેશી કારિગિરીનું એક કિમતી ને નમુનાદાર પ્રદર્શન પણ ખુલ્લું મૂકવામાં આવ્યાથી અધિક માંગ્લિક દેખાવ બન્યો હતો. તા૦ ૧લી જાનેવારીથી તે તા૦ ૧૦મી જાનેવારી સુધી અત્યંત ઠાઠમાઠ અને ભપકાથી ભારે ધામધૂમ કરવામાં આવી હતી. લગ્નને દિવસે પૂનાની "સાર્વજનિક સભા" તરફનું એક ડેપ્યુટેશન, જેમાં રા. રા. ગણેશ વાસુદેવ જોશી તથા રા. રા. સદાશીવ બલાલ હતા, તેઓએ દરબારમાં જઈને તે નામદાર આગળ એક સુંદર માનપત્ર વાંચી તે તે નામદારના હસ્તમાં આપ્યું હતું, જેના ઉત્તરમાં નામદાર શિયાજીરાવે પણ કેટલાંક સૂવાક્યો વદ્યા હતાં, જે શ્રવણ કરવામાં સર્વનાં મન રંજિત થઈ ગયાં હતાં. લગ્ન કીધા પછી મહારાજા સાહેબે પોતાના આ પત્નિનું નામ લક્ષ્મિબાઈ બદલીને ચીમનાબાઈ રાખ્યું હતું. લગ્નની ધામધુમ વિગેરે તમામ ખર્ચને માટે એકંદર ૧૫–૨૦ લાખ રૂપિયાનો ખર્ચ શ્રી જમનાબાઈએ કરેલો કેહેવામાં આવે છે. વળી લગ્ન પ્રસંગપર મુંબઈના ગવર્નર સર રીચર્ડ ટેમ્પલ સાહેબ પણ વડોદરા ખાતે પધારેલા હોવાથી, તેમની સમક્ષ ત્યાં "કયસરે હિન્દ પેલેસ" નામના એક મહાભારત અને કિમતી મેહેલનો પાયો નાંખવાની ક્રિયા નામદાર મહારાજાએ રેસિડંટ મી૦ મેલવીલને સ્વહસ્તે કરાવી હતી, જે સમયે તત્રે મ્હોટું દરબાર ભરવામાં આવ્યું હતું, અને તે સર્વની સમક્ષ સર રીચર્ડ ટેમ્પલે નામદાર શિયાજીરાવની સરસ પ્રસંશા કરી હતી, અને નીતિની બાબતમાં તો તે નામદારની સર્વ કોઈએ પ્રસંશા કરી હતી. જેમ પરમેશ્વર એક તેમજ તે નામદારે પોતાની પત્નિ પણ એકજ માની તે શિવાયની અન્ય સ્ત્રિઓનો સંગ વિષ્ટા રૂપ માન્યો છે.

લગ્ન થયાં તેજ વર્ષમાં, એટલે તા૦ ૭મી મે સને ૧૮૮૦ને દિવસે તે નામદાર પોતે, પોતાના પત્નિ તથા મહારાણી શ્રી જમનાબાઈ સાહેબ પોતાનાંજ રાજ્યની ભુમિકા નવસારી ખાતે પધાર્યાં હતાં, જ્યાં તેમની વફાદાર પ્રજાએ તે નામદારને પુષ્કળ માન અકરામ આપ્યું હતું, અને સર્વ પ્રકારે પોતાના આ ભાગ્યશાળી ભૂપતિની પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી. બાદ બીજે વર્ષ, એટલે સને ૧૮૮૧ના જુલાઈ માસની તા૦ ૧૪મીએ તે નામદારના પત્નિને પેટે એક કુંવરીનો જન્મ થયો હતો, જેથી તેમની પ્રજામાં આનંદ વર્ત્યો હતો, પરંતુ આ કુંવરી આશરે ત્રણ માસમાં, એટલે તા૦ ૨જી સપ્ટેમ્બરે સ્વર્ગવાસી થવાથી સર્વમાં દિલગિરી ઉપજી હતી. એજ વર્ષમાં નામદાર મહારાજા સાહેબના પત્નિ શ્રી ચીમનાબાઈ, જેઓ ચંચળાઈ ને ચતુરાઈમાં ચંદા ગણાતા હતા, તેણીની ઈચ્છા ઈંગ્રેજી ભાષા સંપાદન કરવાની થવાથી તેમને તે શિખવવા માટે નંદબાઈ નામની એક સ્ત્રીને રૂ ૨૦૦ના માસિક પગારથી નામદાર મહારાજાએ નિમી, જેણીએ શ્રી ચીમનાબાઈને, તા૦ ૯મી નવેમ્બર સને ૧૮૮૧થી શિખવવાનું શરૂ કર્યું હતું. આ સ્ત્રીની પાસે તેણી નામદારે ઘણીજ ત્વરા ને ચપળતાથી પોતાનો અભ્યાસ ઉત્સાહ પૂર્વક ચલાવ્યો

હતો, અને અહોનિશ અધ્યયનમાં અત્યંત આગ્રહ રાખતા હોવાથી નામદાર શિયાજીરાવ તેમનાપર ઘણાજ પ્રસન્ન રહેતા હતા. પોતાના સ્વામિનાથની પણ સરસ્વતી શિખવાના સંબંધમાં પ્રસન્નતા નિર્ખિને શ્રી ચીમનાબાઈ સાહેબને પોતાના અભ્યાસમાં અધિક આનંદ ઉપજતો હતો.

તા૦ ૨૮મી ડિસેમ્બર સને ૧૮૮૧ને દિવસે નામદાર મહારાજા શિયાજીરાવ સાહેબ બહાદૂરને વડોદરા રાજ્યની સ્વતંત્ર લગામ સોંપવાનો ઠરાવ નામદાર બ્રિટિશ સરકારે કીધાથી તે દિવસે વડોદરાનાં રાજ્યમાં ઘણો આનંદ વર્ત્તિ રહ્યો હતો, અને તે દિવસ તે નામદારની સમગ્ર પ્રજાએ એક શુભ ને શ્રેષ્ટ તેહેવાર તરિકે પાળ્યો હતો. નામદાર બ્રિટિશ સરકારની હવે ખાત્રિ થઈ હતી કે, મહારાજા શિયાજીરાવ રાજ્ય ચલાવવાને સંપૂર્ણ શક્તિવાન થયા છે, અને તેથી ઉપલે દિવસે આ ભાગ્યશાળી ભડવીર ભૂપતિ નામદાર શિયાજીરાવને રાજ્યાભિષેક કરવાનો ઠરાવ, નામદાર વૉઈસરૉયની સલાહથી મુંબઈ સરકારે પ્રસિદ્ધ કીધો, અને તે ક્રિયા કરવાને મુંબઈના ગવર્નર સર જેઈમ્સ ફર્ગ્યુસન પોતે વડોદરા ખાતે પધાર્યા. આ પ્રસંગે જૂદાં જૂદાં નગરના નૃપતિઓ, સરદારો, શેઠિયાઓ વિગેરે યુરોપિયન અમલદારો મ્હોટી સંખ્યામાં વડોદરા ખાતે પધાર્યા હતા, જે સર્વનું ઉપલી તારિખે એક મ્હોટું દરબાર ભરીને તેમની સમક્ષ સર જેઈમ્સ ફર્ગ્યુસને, નામદાર વૉઈસરૉય તરફનો "ખરિતો" ઇંગ્રેજીમાં વાંચી સંભળાવ્યો હતો. આ શુભ સમયે વડોદરા ખાતે આસપાસના બીજા નૃપતિઓ, સરદારો, શેઠિયાઓ, સાહુકારો તથા સંખ્યાબંધ યુરોપિયન સાહેબોની ભારે ભપકાદાર મંડળી મળી હતી, જે સર્વનાં મુખાર્વિંદપર, નામદાર શિયાજીરાવને ગાદિ સોંપવાની ખુશ ખબરથી હર્ષનો પ્રકાશ પડી રહ્યો હતો, અને તે સર્વ જનોએ આ મંગળમય ક્રિયામાં આનંદ સહ ભાગ લીધો હતો. જ્યારથી નામદાર શિયાજીરાવે પોતાની બુદ્ધિ, ચાતુર્યતા, ચપળતા ને સર્વ પ્રકારની યોગ્યતાનાં સૂચિન્હો પ્રદર્શિત કરવા માંડયાં હતાં, ત્યારથીજ હિંદનાં તમામ સ્વતંત્ર વર્ત્તમાનપત્રો તેમજ ભલભલા વિદ્વાન ને નિપૂણ ગૃહસ્થો, આ યુવાન મહારાજા સાહેબને ગાદિપર બેસાડવાની ઊપરાચાપરી ભલામણો નામદાર બ્રિટિશ સરકારને કરવા લાગ્યાં હતાં એટલુંજ નહીં, પરંતુ સરકારને પોતાને પણ નામદાર શિયાજીરાવના સદ્‌ગુણો ને યોગ્યતાની સંપૂર્ણ ખાત્રિ થઇ ચૂકી હતી.

નામદાર ગવર્નર સાહેબે ઇંગ્રેજીમાં એક "ખરિતો" વાંચ્યો હતો, એમ ઊપર દર્શાવેલું છે. તે "ખરિતા"નું ગુજરાતી ભાષાંતર નિચે પ્રમાણે છેઃ—

"હિઝ હાઇનેસ ફરઝંદે-ખાસે દૌલતે ઇંગ્લિશિયા મહારાજા શિયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદૂર, મુ. વડોદરા જોગ.

મારા સનમાનિત તથા ઉત્તમ મિત્ર—મારી પ્રથમના આલિજનાબ વૉઇસરૉય અર્લ ઑફ નૉર્થબ્રૂક સાહેબે, મહારાજાને વડોદરા સંસ્થાનનાં રાજ્ય માટે પસંદ કીધા હતા, જેને સાંપ્રત છ વર્ષ વીતિ ગયાં છે. તે સમયે મહારાજાના વિદ્યાભ્યાસ તથા શિક્ષણ બાબત, અને મહારાજાને રાજ્યકાર્યભાર આપવા યોગ્ય થાય તે સમય સુધી વડોદરાનો રાજ્ય કાર્યભાર ચલાવવા બાબત બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. તે સમય હવે આવ્યો છે; અને હું દિલગીર છું કે, બીજાં કામ હોવાને લીધે મારાથી આ પ્રસંગે હાઝર થઈ શકાતું નથી. સબબ મહારાજાને વિધિપૂર્વક ગાદિપર બેસાડવાનું તથા આ પ્રસંગે જે અધિકાર આપને આપવાથી બ્રિટિશ સરકારને આનંદ છે, તે અધિકાર આપને આપવાનું આલિજા રાઇટ ઑનરબલ સર જેઇમ્સ ફર્ગ્યુસન બારોનેટ કે. સી. એમ. જી. સી. આઇ. ઇ. મુંબઇના ગવર્નર સાહેબને મેં કહ્યું છે.

મહારાજાની યોગ્યતા બાબત તથા જે મહાન સ્થાન આપને હમણા પ્રાપ્ત થનાર છે, તે સ્થાનને આપ યોગ્ય થવા માટે આપે જે અભ્યાસ કરેલો છે, તે વિષે જે મારા સાંભળવામાં આવ્યું છે, તે ઉપરથી આપ બ્રિટિશ સરકાર ઉપર

એક નિષ્ઠાથી રાજ્યભક્તિ રાખીને રાજ્યકાર્યભાર ચલાવશો, એવો મારો પૂર્ણ વિશ્વાસ છે; અને મારાં અંતઃકર્ણ પૂર્વક મને એવી ઉમેદ છે કે, આપને સાંપ્રત પ્રાપ્ત થયલી મ્હોટી જુવાબદારી આપ આપનાં લક્ષમાં રાખીને, અને વડોદરા સંસ્થાન સારૂ જે હોંશિયાર કામદારોએ અદ્યાપિ પર્યંત જે આટલું કામ બજાવેલું છે, તેમની મદદ લઇને આપ ન્યાયપૂર્વક અને ડહાપણથી એવો રાજ્યકાર્યભાર ચલાવશો કે, આપની પ્રજાની પ્રીતિ તથા ઉત્કૃષ્ટ આપ સંપાદન કરશો.

મહારાજાને હું ખાત્રિથી કહું છું કે, મહારાજાનાં કલ્યાણ તરફ તથા વડોદરા સંસ્થાનનાં કલ્યાણ તરફ હું સર્વદા પુષ્કળ લક્ષ રાખ્યા કરીશ, અને આપના તાબા મહિલા મૂલકનો રાજ્યકાર્યભાર ન્યાયથી, ડહાપણથી અને પ્રતિષ્ઠાપૂર્વક ચલાવવા સારૂ જે બંદોબસ્તની અગત્યતા છે, તે કરવાનાં કામમાં હું હંમેશા આપને સલાહ તથા સાહ્યતા આપીશ, એવો વિશ્વાસ રાખશો.

મુકામ ફોર્ટ વિલિયમ.<br>તા૦ ૧૨મી ડિસેમ્બર સને ૧૮૮૧ }

મહારાજા સાહેબ બાબે મ્હોટું અત્યંત માન મનમાં રાખનારો-<br>તથા મહારાજાનો અંતઃકર્ણપૂર્વક મિત્ર.

(સહી.) **રીપન.**

ઈંડિયાના વાઇસરૉય તથા ગવર્નર જનરલ."

ઉપલો "ખરિતો" વાંચ્યા બાદ ગવર્નર સાહેબે પોતે પણ કેટલુંક સંભાષણ કરી તે દ્વારાએ નામદાર મહારાજા સાહેબની સારી પ્રસંશા પ્રદર્શિત કરી હતી, જે સર્વનો પ્રત્યોત્તર આ નિપૂણ મહારાજા સાહેબે ઘણીજ સરસ છટામાં અને સર્વ પ્રકારે યોગ્યતા સહિત વાંચ્યો હતો, જે શ્રવણ કરીને ગવર્નર સાહેબ તેમજ સર્વ શ્રોતાજનો મહા હર્ષ પામ્યા હતા. રાજ્યાભિષેક થયાને બીજે દિવસે નામદાર મહારાજા સાહેબે એક ખાસ દરબાર ભર્યું હતું, જે સમયે "પૂના સાર્વજનિક સભા" તરફથી એક તથા બીજું માનપત્ર ગુજરાતનાં લોકોની વતી અમદાવાદના નગરશેઠ તરફથી તે નામદારને આપવામાં આવ્યાં હતાં. આ માનપત્રોનો ઊત્તર મહારાજા સાહેબે સારી યોગ્યતામાં આપ્યો હતો, જેથી સર્વ સંતોષ પામ્યા હતા. આ પ્રમાણે સર્વ પ્રકારે રાજ્યાભિષેક સંબંધી શુભ ક્રિયા શાંતતા સહિત પ્રકાશિતપણે પૂર્ણ થઇ હતી, અને આ યુવાન મહારાજા સાહેબે રાજ્યની લગામ સ્વહસ્તમાં લીધાથી તે નામદારની સર્વ પ્રજા એટલી તો આનંદ પામી હતી કે, સર્વ કોઇનાં અંતઃકર્ણ પ્રફુલ્લિત દર્શન દેતાં હતાં તથા એકસ્વરે સર્વ જનો, નામદાર શિયાજીરાવ વિજયપણે દીર્ઘાયુષ્ય પામે, એવી ખરાં અંતઃકર્ણપૂર્વક પ્રાર્થનાઓ કરવા મંડી પડયા હતા, અને દરેક જણે તે નામદારને આશિશ વચનોથી વધાવી લીધા હતા એટલુંજ નહીં, પરંતુ પોતાનાં આંગણામાં ખુશાલિના મનોહર મંડપોના સાથિયા પૂરી તે દ્વારાએ પણ પોતાનો આનંદ પ્રદર્શિત કીધો હતો. આ પ્રસંગે વડોદરાના ખજાનામાં રૂ ૬૪૫૮૦૨૯ રોકડા તથા તે ઊપરાંત રૂ ૧૩૦૨૨૦૦૦ના સરકારી કાગળોની સોંપણ તે નામદારને કરવામાં આવી હતી.

રાજ્યાભિષેક થયા પછી મહારાજા સાહેબની ઇચ્છા પોતાની રાજ્ય ભૂમિકાના જૂદા જૂદા મહાલોમાં પ્રવાસ કરવાની થઇ; અને તે એટલાજ માટે કે, પોતાની પ્રજાને કેટલું ને કયા પ્રકારનું દુઃખ છે, તે સ્વદૃષ્ટિએ નિહાળી તે બાબે ઘટિત વિચાર કરી પ્રજા સર્વ પ્રકારે સૂખ પામે, તેમ કરવું. આવા યોગ્ય ને કિમતી વિચારથી તેઓ સાહેબની સ્વારી મહાલોમાં ફરવાને નિકળી, અને દરેક મહાલમાં બબે–ત્રણ ત્રણ રાત્રિ મુકામ રાખીને પોતાની પ્રજાને પોતાની સન્મૂખ બોલાવી તેમનાં સૂખ–દુઃખની કથા જાતે સાંભળીને તે સંબંધીની નોંધો પોતેજ કરવા માંડી. આ પ્રમાણે પોતાની પ્રજાનાં હિતાર્થે પ્રવાસ કરી પ્રયાસ વેઠી બબે–ત્રણ ત્રણ માસની મુસાફરીઓ કર્યા કીધી હતી, અને એ પ્રવાસમાં રાજ્યનો સરસ અ-

નુભવ મેળવીને સારા સારા સુધારાનાં સત્કૃત્યો કરવાનો પ્રારંભ કીધો, જે અદ્યાપિ સુધી પણ ચાલુજ છે. રાજ્યાસનપર બિરાજતાની સાથેજ તે નામદારનાં મનમાં પોતાની પ્રજાનું શ્રેય કરવાની ઇચ્છા હોવાથી તેઓ સાહેબે દરેક સ્થળે જાહેરનામાઓ મરાવીને તે દ્વારાએ જાહેર કીધું હતું કે, કોઇ પણ અરજદારે કંઇ પણ કામ માટે અરજી નોંધાવવી હોય તો તેણે જાતે મહારાજા સાહેબને મળવા માટે અરજ કરવી, કે જેપરથી તેની યોગ્ય દાદ સાંભળવામાં આવશે. જો લખેલી અરજી આપવી હોય તો તે અરજીમાં લખેલાં કામનો નિકાલ જે અમલદાર દ્વારાએ થવાનો હોય તે અમલદારનો તેનાપર શેરો કરાવવો. આ પ્રમાણેનું જાહેર કર્યા ઊપરાંત પોતાના દરેક અમલદારને ફરમાવ્યું હતું કે, તેઓએ એવી અરજીઓપર શેરા કરી આપવા. આવી રીતે પોતાની પ્રિય પ્રજાને ન્યાય આપવાને માટે જાતેજ અત્યંત કાળજી રાખી શ્રમ લેવા માંડયો હતો, અને તેને માટે તે નામદારની ખરેખરી ખુબી ને વાહવા બોલાઇ હતી. વળી જે વર્ષમાં નામદાર શિયાજીરાવને રાજ્યાસન મળ્યું તેજ વર્ષના જૂન માસની તા૦ ૪થીએ તે નામદારના પ્રીતમ પત્નિ શ્રી ચીમનાબાઇએ એક પુત્રીનો જન્મ આપ્યો હતો, જેથી સર્વ ગાયકવાડી પ્રજામાં હર્ષ પ્રાપ્ત થયો હતો. એજ વર્ષના ડિસેમ્બર માસની તા૦ ૧લીથી તે નામદારે વડોદરા ખાતે સરદાર લોકોનાં બાળકોને શિખવા સારૂ એક સુંદર સરસ્વતિમંદિર સ્થાપન કર્યું હતું, અને તેને માટે પણ પ્રજા વર્ગમાં આનંદ ઊપજ્યો હતો. આ પ્રમાણે સને ૧૮૮૨નાં વર્ષમાં નામદાર શિયાજીરાવે વડોદરાની ગાદિપર પોતાનાં પવિત્ર ચર્ણાર્વિંદ મૂકતાંની સાથેજ સર્વ પ્રકારે મંગળ મંગળ કાર્યો કીધાં હતાં, અને તેથી તે નામદારની કીર્ત્તિ એટલી તો ધૂમવા લાગી કે, બીજા નૃપતિઓએ પણ તે નામદારનો સારો દાખલો લેવા માંડયો હતો.

તા૦ ૧૮મી ફેબ્રુવારી સને ૧૮૮૩ ને સોમવારે નામદાર મહારાજા સાહેબ પોતાના પત્નિ સહ શ્રી કલકત્તા ખાતે આપણા માજી મહા પ્રતાપિ પ્રજાપ્રિય વૉઇસરૉય નામદાર લૉર્ડ રીપન સાહેબની મુલાકાતે પધાર્યા હતા, જ્યાં તે નામદાર તથા તેમના પત્નિને નામદાર વૉઇસરૉય તરફથી ઘણું યોગ્ય માન મળ્યું હતું. નામદાર વૉઇસરૉય સાહેબે આ યુવાન અને તેજસ્વી પતિ પત્નિની જુગલની ઘણીજ આવકારદાયક મુલાકાતો લીધી હતી, અને કેટલાક દિવસ સુધી તે નામદારે પોતાના ખાસ મિજબાનો તરિકે તે નામદારોને તે સ્થળે સ્નેહપૂર્વક આગ્રહની સાથે રાખ્યા હતા. બાદ કલકત્તા ખાતેથી પોતાની રાજ્યભૂમિમાં પાછાં વળતાં આ યુવાન પતિ પત્નિ સાહેબોએ કાશી, અલાહબાદ, આગ્રા, આદિક નગરોમાં પોતાનાં ચર્ણાર્વિંદ મૂકી, તે નગરો નિર્ખ્યાં હતાં, અને ગ્વાલિયરના મહારાજા સિંધિયા સાહેબે પોતાના એક મિજબાન દાખલ ખાસ આગ્રહ કરીને તેમને ત્યાં કેટલોક સમય સુધી રોક્યા હતા. આ સમયે સિંધિયા સાહેબે તે નામદારપર પૂર્ણ પ્યાર દર્શાવી અન્યોઅન્ય ભેટીને પ્યારમાં વૃદ્ધિ કરી હતી; અને એજ પ્રમાણે દરેક સ્થળે પ્રીતિની વૃદ્ધિ કરતાં કરતાં નામદાર શિયાજીરાવ તથા તેમના પતિવૃત્ત પત્નિ પુનઃનિર્વિઘ્ને વડોદરા ખાતે પધાર્યા હતા, અને દીર્ઘ સમયે સાંગોપાંગ મુસાફરી કરીને પોતાના આ ભૂપતિ સાહેબ તથા તેમના પ્યારા પત્નિ પોતાની દૃષ્ટિ આગળ પાછા પધાર્યાથી તે નામદારની પ્રજા તેમનાં દર્શન કરીને અત્યાનંદ પામી હતી, અને તે નામદારને પુષ્પની વૃષ્ટિથી વધાવી લીધા હતા. એજ વર્ષમાં એક દિલગિરી ઊપજાવનાર બનાવ એ બન્યો કે, તા૦ ૧૯મી જુલાઇ સને ૧૮૮૩ ને દિવસે તે નામદારની કુંવરી પૂતળીબાઇ મૃત્યુ પામી. આ કુંવરીને મૃત્યુ આગમજ થોડાજ દિવસ ઊપર મહારાજા સિંધિયાએ રૂ ૩૦૦૦૦ની મ્હોટી બક્ષિસ મોકલાવી હતી. એમનાં મૃત્યુ પામવાથી આખાં રાજ્યમાં શોક ઊપજ્યો હતો; પરંતુ માત્ર ટૂંક સમયમાં ઇશ્વરેચ્છાથી એ દિલગિરી ભૂલી જવાનો રૂડો

અવસર આવ્યો. એટલે કે તા૦ ૩જી ઑગસ્ટ સને ૧૮૮૩ને દિવસે શ્રી ચીમનાબાઇએ એક પાટવી પુત્રને જન્મ આપ્યો. આથી આખાં વડોદરા રાજ્યમાં આનંદ આનંદ પ્રવર્ત્યો, અને સર્વ કોઇ હર્ષના હુમળકાથી ઊભરાઇ ગયાં. આ કુંવરનું નામ ફતેહસિંહજી રાખવામાં આવ્યું, જેપરથી સર્વ કોઇએ પ્રભુની એવીજ પ્રાર્થના કરી હતી કે, એ કુંવર દીર્ઘાયુષ્ય ભોગવી નામ પ્રમાણેજ સદા ફતેહનાં કાર્યો કર્યા કરે.

આજ વર્ષમાં–એટલે સને ૧૮૮૩ના ઑગસ્ટ માસમાં તે નામદારે પોતાનાં રાજ્યમાં "કાયદા બાંધનારી કાઉન્સિલ" તેમજ "પ્રિવી કાઉન્સિલ" સ્થાપન કરી હતી, અને રાજ્યને લગતું તમામ કાપડ વણવાનું એક મ્હોટું કારખાનું પણ ઊઘાડ્યું હતું, જે કાર્યો ઘણાં સ્તુતિપાત્ર ગણવામાં આવ્યાં હતાં, અને તેથી પ્રજાને સારો લાભ પ્રાપ્ત થયો હતો.

તા૦ ૧લી ફેબ્રુવારી સને ૧૮૮૪ના દિવસથી તે નામદારે પોતાનાં પાયતખ્ત નગર વડોદરામાં ધંધાદારિઓને ૦॥ ટકાને વ્યાજે નાણું ધીરી તેમને વેપારરોજગારમાં મદદ કરવાને માટે એક બેંક ઊઘાડી હતી, જેથી ત્યાંના શરાફો તેમજ વેપારી લોકોને સારો લાભ થયો છે, અને તેઓ આ કાર્યને માટે પોતાના કૃપાળુ મહારાજા સાહેબનો પ્રીતિપૂર્વક આભાર માને છે. એજ વર્ષના માર્ચ માસની તા૦ ૨૮મીએ નામદાર શિયાજીરાવ પોતાના પત્નિ સહ નવસારી ખાતે પધાર્યા હતા. આ પ્રસંગપર માર્ગમાં સૂરતનાં સ્ટેશનપર તે નામદારને યુરોપિયન તેમજ દેશી ગૃહસ્થો તરફથી પણ મહા માન મળ્યું હતું. એજ પ્રમાણે નવસારીનાં સ્ટેશનપર જેવાં તે નામદારે ચર્ણ મૂક્યાં કે તેવાજ નવસારીવાસીઓએ તેમને આનંદથી વધાવી લીધા હતા. બીજે દિવસે તે નામદારને ત્યાંની પ્રજા તરફથી એક માનપત્ર આપવાને માટે મ્હોટો મિલાવડો મળ્યો હતો. તે સર્વ જનોની સન્મૂખ તે નામદારને એક સુંદર ને યોગ્ય માનપત્ર વાંચી સંભળાવ્યા બાદ તે એક કિમતી દાબડામાં ઘાલીને આપવામાં આવ્યું હતું. એ વિગેરે અત્યંત માનઅકરામ તે નામદારને નવસારી ખાતે મળ્યું હતું, અને તે પછી તે નામદારની સ્વારી ત્યાંથી મહુવા તરફ રવાના થઇ હતી. વળી એજ વર્ષની અધવચમાં તે નામદારે પોતાનાં રાજ્યમાં એક એવો હુકમ કઢાવ્યો હતો કે, ૫૫ વર્ષની વય કરતાં વિશેષ વયે પોહોંચેલા નોકરોને નોકરીપરથી દૂર કરવા; અને જો કોઇ નોકર બે વર્ષની અંદરનો હોય તો તેને કાંઇ પણ આપવું નહીં; અષ્ટ વર્ષનો નોકર હોય, અને તે જો પોતાનું ગુજરાન કરવાને અશક્ત હોય તો તેને અમૂક રકમ આપવી; અને જો તે કરતાં પણ વિશેષ વર્ષનો નોકર હોય તો તેને તેના પગારનાં પ્રમાણમાં પેન્શન આપવું. આ પ્રમાણેનો એક હુકમ, વડોદરાના સરસૂબા મારફતે સર્ક્યુલર દ્વારાએ કીધો હતો, જેથી તે નામદારને યુવાનો તરફથી તેમજ બીજા કાબેલ અમલદારો તરફથી સારી શાબાશિ મળી હતી. વળી એજ વર્ષમાં તે નામદારે પોતાનાં રમણીય નગરમાં એક જાહેર લાઈબ્રેરી પણ ઊઘાડી હતી, જેથી વાંચનાર શોખીનોનો સરસ શોખ પૂરો પડે છે.

સને ૧૮૮૫નાં વર્ષના પ્રારંભમાં, એટલે તા૦ ૮મી જાનેવારીને દિવસે નામદાર મહારાજા સાહેબ શિયાજીરાવે પોતાનાં શેહેરમાં મીઠું પાણી પૂરૂં પાડવા માટે, સાવલી તાલુકાના આજવા નામે ગામથી પાણી લાવવાનું નિર્માણ કરીને ઊપલે દિવસે તે કાર્યનું ખાત મુહુર્ત કર્યું હતું. તે સ્થળે તે દિવસે વડોદરાના તમામ મ્હોટા કામદારો તથા રેસિડંટ વિગેરે અધિકારીઓ તંબુઓ નાંખી પડયા હતા. ભંગિ, ભિસ્તી, બજાર અને રંગબેરંગિ ઊડતા વાવટાઓના દેખાવથી તે સ્થળ એક સોહામણાં નગર સમાન શોભતું હતું. આવાં શોભાયમાન સ્થળે ઊપલું કિમતી કાર્ય કરવાને અર્થે એક મ્હોટો તંબુ નાંખી તેમાં ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, અને તે સમયે નામદાર મહારાજા સાહેબે પોતેજ ચાંદીના પાવડા તથા કોદાળી વતી જમીન ખોદી ખાત મુહુર્ત કર્યું હતું. આ સમયે આનંદ રંગના રંગમય શબ્દો સર્વ તરફથી

આચરવામાં આવ્યા હતા, અને વિપ્રો વિગેરેને દાન–દક્ષણા આપી સર્વ તરફથી મહારાજા સાહેબે આશિર્વાદ ગ્રહણ કર્યો હતો. મહારાજા સાહેબનાં આ શુભ કૃત્યની સર્વમાં સરસ પ્રસંશા થઇ હતી, અને વડોદરાની પ્રજામાં તો એ કાર્યથી અવર્ણિય આનંદ ઊભરાયો હતો.

મહારાણી શ્રી ચીમનાબાઇએ જ્યારથી કુંવર સાહેબનો જન્મ આપ્યો હતો ત્યારથીજ તેમની તબિયત સહેજ બગડવા માંડી હતી, પરંતુ સને ૧૮૮૫નાં વર્ષમાં તે વિશેષ બગડેલી માલમ પડી. આ ઊપરથી નામદાર મહારાજા સાહેબે તેમની સારવાર અર્થે મ્હોટા ખર્ચો કરીને ખાસ અને મહાભારત અનુભવી ગણાતા ડૉક્ટરોને બોલાવ્યા, પરંતુ તેમનાથી પણ રાણી સાહેબની માંદગિ પાછી નહીં હઠવાથી દરેક દેશી તેમજ સારા ઉસ્તાદ યુરોપિયન વૈદ્યોએ તેમને હવા ફેર લઇ જવાની આગ્રહપૂર્વક ભલામણ કરી, જેથી કરીને નામદાર મહારાજા સાહેબ પોતાના આ પ્રિય, પણ મ્હોટી માંદગિના મહાસાગરમાં આવી પડેલા પત્નિને લઇને કેટલાક રશાળાનાં માણસો સહિત તા૦ ૧૮મી એપ્રિલ સને ૧૮૮૫ની રાત્રિએ સ્પેશિયલ ટ્રેનમાં વડોદરેથી ઊપડીને પ્રભાતમાં સાત વાગતાને સુમારે વાંદરા ખાતે જઇ પોહોંચ્યા હતા. વચ્ચે માર્ગમાં આ પ્રસંગે પણ નવસારી આદિક સ્ટેશનોપર તે નામદારને માન આપવાને ઘણાં માનવંતા ગૃહસ્થો આવ્યા હતા, જે સર્વની સાથે મહારાજા સાહેબે મિલનસારપણાથી અને એક રાજયબીજને શોભા આપે તેવી યોગ્ય રીતે વાતચીત કરી હતી. તે નામદારની સ્વારી જેવી વાંદરા ખાતે જઇ પોહોંચી કે તરતજ બ્રિટિશ સરકાર તરફથી લશ્કરી ટૂકડિએ તેમને ધારા પ્રમાણે માન આપ્યું હતું, અને નામદાર મુંબઇ સરકારે તે નામદારનો ઘણી ધામધૂમથી આદરસત્કાર કીધો હતો. વળી ત્યાંની મ્યુનિસિપાલિટીએ તે નામદારને એક સુંદર માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, જેનો ઊત્તર તે નામદારે ઘણી શોભા ભરેલી રીતે આપ્યો હતો. જો કે આ સમયે તેઓ નામદાર પોતાના પત્નિના મંદવાડની ફિકરમાં હતા, તદ્દપિ માનપત્રનો પ્રત્યોત્તર તો પૂર્ણ યોગ્યતામાંજ પ્રદર્શિત કીધો હતો, અને તે પછી તે નામદાર ચાર અશ્વનાં વાહનમાં બિરાજી પોતાને ઊતારે પધાર્યા હતા. આ સ્થળે તે નામદાર કેટલાક દિવસ સુધી નિવાસ કરી રહ્યા, પરંતુ શ્રી ચીમનાબાઈની તબિયત સૂધરવાને બદલે ઓર અધિક બગડતી ગઈ, જેથી ડૉક્ટરોએ તે નામદારને પુનઃ વડોદરે લઇ જવાની સૂચના કરી. આ ઊપરથી નામદાર મહારાજા તત્કાળ એક સ્પેશિયલ ટ્રેનમાં પુનઃ વડોદરે પધાર્યા, અને ત્યાં ગયા બાદ ત્રણ દિવસ પછી, એટલે તા૦ ૭મી મે સને ૧૮૮૫ની સાયંકાળે આશરે પાંચ વાગતાને સમયે આ યુવાન મહારાણી સાહેબે પોતાનો પ્રાણ મૂકી, આ ફાનિ દુનિયાનો તત્કાળ ત્યાગ કીધો. આથી નામદાર મહારાજા સાહેબ, તેમજ તે નામદારની તમામ પ્રજામાં અત્યંત શોક પ્રવર્ત્યો, અને સર્વનાં મુખાર્વિંદપર અતિશય ગ્લાનિ પસરી ગઇ ! જ્યાં ને ત્યાં આ ખેદયુક્ત સમાચારે શોકની વૃષ્ટિ વરસાવી મૂકી ! અને સર્વનાં નેત્રો નીરથી વેહેતાં કીધાં ! મૃત્યુ પામવા આગમજ તેઓએ પોતાના વ્હાલા સ્વામિનાથને માત્ર એટલીજ વિનંતિ કરી કે 'આપ રાજકુંવરની સંભાળ રાખજો, અને આપને ખોળે બેસાડજો.' આ પ્રકારના શબ્દો કહ્યા બાદ પોતાના પવિત્ર પતિના હસ્ત સ્વમસ્તકે મૂકાવ્યા હતા. કેવા પવિત્ર મહારાણી ! વળી એ નામદાર જેટલા પવિત્ર હતા તેટલાજ વિદ્વાન, કૂશળ ને સુજ્ઞતા સંપન્ન પણ હતા. આવા સુભાગિ પત્નિનાં અકાળ મૃત્યુથી નામદાર શિયાજીરાવ સાહેબ બહાદૂરને સંપૂર્ણ શોક કેમ ન ઊપજે ? !

શ્રી ચીમનાબાઈના સ્વર્ગવાસ પછી જોકે, મહારાજા સાહેબ સર્વ પ્રકારે શોકમાં તો પડયાજ હતા, પરંતુ સંસારિક ચમત્કારને આધિન થયા વિના છૂટકો નહીં ! તેથી તે નામદારે બીજા પત્નિ પરણવાનો નિશ્ચય કીધો. આ ઉપરથી ઉત્તર પ્રાંતના સૂબા ગણેશ શીતારામ જોશીને પૂના તરફ એક સુંદર અને સુ-

ક્ષ કન્યાની શોધાર્થે મોકલવામાં આવ્યા, જેઓએ તત્ર જઈને સારી સારી મરાઠી કુંવારિકાઓની છબિઓ વડોદરે મોકલવા માંડી. બાદ આખરે દેવાસના રાજાની કુંવરી સાથે લગ્ન કરવાનું નિર્માણ થયું હતું. એ અરસામાં નામદાર મહારાજા સાહેબ હવા ફેરને માટે પૂના ખાતે પધાર્યા હતા, જ્યાંથી તેઓ સાહેબ પુનઃ વડોદરા ખાતે તા૦ ૨જી અક્ટોબર સને ૧૮૮૫એ પધાર્યા હતા. બાદ એજ વર્ષના ડિસેમ્બર માસની તા૦ ૨૮મીએ એ નામદારનાં બીજી વારનાં લગ્ન, ઉપર દર્શાવ્યા પ્રમાણે દેવાસના રાજાની કુંવરી સંગે કર્યાં હતાં, અને બીજી વારના રાણી સાહેબનું નામ પણ ચીમનાબાઈજ રાખવામાં આવ્યું હતું. આ બીજી વારનાં લગ્નની ધામધૂમ જો કે પ્રથમના કરતાં ન્યૂન હતી, તદ્દપિ શોભા સારી કરવામાં આવી હતી. આ પ્રસંગે કેટલાક દેશિઓ તથા યુરોપિયનો પણ ત્યાં નામદાર મહારાજા સાહેબનાં ખાસ આમંત્રણથી પધાર્યા હતા, જેઓને માટે તમામ મહાવજત બહુ સારી રીતે લેવામાં આવી હતી, અને મંડપો આતશબાજી, રોશની આદિકની રચના સારી શોભામાં કરવામાં આવી હતી, અને લગ્નના દિવસથી તે તા૦ ૬ઠી જાનેવારી સને ૧૮૮૬ સુધી આખા ૧૦ દિવસ લગ્નની ધામધૂમમાં ગુજારવામાં આવ્યા હતા. અને તે પછી સર્વ મેમાનોની વિદાયગિરી થઈ હતી.

વળી સને ૧૮૮૬નાં વર્ષમાં નામદાર શિયાજીરાવ મહારાજાએ પોતાનાં રાજ્યનાં નાણાંના સિક્કા, જે કે બાબાશાહી ધાટના, અસલી ભરૂચી સિક્કાઓને મળતા હતા, અને જે શોભા કે દેખાવમાં સારા પણ નહોતા, તે સિક્કાઓ બદલીને ઈંગ્રેજી સિક્કાઓની માફક તેનું રૂપ ગોળાકૃતિમાં બનાવ્યું હતું. આ સિક્કા સારા ને સોહામણા જણાય છે.

તા૦ ૬ઠી એપ્રિલ સને ૧૮૮૬ ને મંગળવારને દિવસે તે નામદાર એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી વાંસીબોરસી ખાતે હવા ફેરને માટે પધાર્યા હતા. આ પ્રસંગે મરોલીનાં સ્ટેશનપર તે નામદારને ઘણું માન આપ્યું હતું. સ્ટેશનને પણ સારી શોભામાં શણગારીને સારો ભપકો કીધો હતો, અને તે નિહાળીને મહારાજા સાહેબ ત્યાંના લોકોપર ઘણા પ્રસન્ન થયા હતા. એજ વર્ષમાં એ નામદારે, મી૦ બેહેરામજી મેહેરવાનજી મલબારી, જેઓ કે પુનર્લગ્ન અને બાળલગ્ન સંબંધી ઘણો શ્રમ વેઠી તે વિષયોની ચરચા ચલાવતા હતા, તેમને એક પત્ર લખી તે વિષયોના સંબંધમાં પોતે કેટલાક લંબાણ વિચારો દર્શાવતાં એવી મતલબનું લખ્યું હતું કે "બાળલગ્ન અને બળાત્કાર વૈધવ્યને વારતે તમે જે પોકાર ઉઠાવ્યો છે, અને જેથી હિંદુસ્થાનનો સંસારી સુધારો નિર્ખવાને ઈચ્છા ધરાવનાર પ્રત્યેક પવિત્ર મનના પુરૂષે તમારો ઉપકાર માનવો ઘટે છે. તે બાબતનો મૂળથી અભ્યાસ કરીને હું તપાસતો આવ્યો છું. હું ધારૂં છું કે, એ બાબતોપર અસંખ્ય ભાષણો ને લખાણો થયાં છે, પરંતુ તે ઉપયોગી શ્રમનો પણ નિયમ હોવો જોઈએ. આવી દુષ્ટ રીતિઓને માટે ક્રિયાની અત્યંત અગત્ય છે, અને તેનાં ઔષધો કાર્ય કીધાથીજ બની શકશે. આપણો તરૂણ જ્ઞાનિ વર્ગ, જેને સ્વદેશનું શુભ કરવાને ઘણી તક મળે છે, તેઓ "કેહેવાં કરતાં કરવું સારૂં" એ કેહેવતને સત્ય પાડીને સમય મળે પોતાના લાભનો ભોગ આપીને મેદાન પડતા નથી, એ નાખુશી ઉત્પન્ન કરનારૂં છે*** જે લાગણી તમે તમારાં બુદ્ધિબળથી જાગૃત કરી છે, તેને હું પુનઃ શાન્ત પાડવા દઈશ નહીં. કોઈ પણ રૂડાં કાર્યને યોગ્ય મદદ આપવાને હું તત્પર છું*** મને સારી રીતે વિદિત છે કે, પરણવાની ઉમ્મર વધારવાનું કામ બહુ કઠીણ છે, તદ્દપિ પૂરાં તેર વર્ષની અંદર સ્ત્રી પુરૂષના સંબંધને હું પસંદ કરતો નથી." આ પ્રમાણેના વિચારો તે નામદારે પ્રદર્શિત કીધેલા હોવાથી જાહેર વર્ત્તમાનપત્રોમાં તેઓ સાહેબનાં સારાં વખાણ થયાં હતાં. એજ વર્ષના, એટલે સને ૧૮૮૬માં તા૦ ૧૪મી ડિસેમ્બરે એ નામદાર એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજીને કાઠિયાવાડના પ્રવાસે પધાર્યા હતા, અને ઘણાક સ્થાનોમાં અતિ આનંદ

સહિત મુસાફરી કરી ઘણાં સ્થળોની શોભા અને રચના નિહાળી હતી તથા તે ભૂમિનો સારો અનુભવ સંપાદન કીધો હતો, અને ત્યાંથી તા૦ ૨૬મી જાનેવારી સને ૧૮૮૭ ને બુધવારને દિવસે તે નામદારે વડોદરામાં પાછાં સ્વચર્ણ મૂક્યાં હતાં. આ પ્રવાસ તે નામદારે ઘણી હોંશથી કીધો હતો, અને તેમાં તે નામદારને સારૂં સૂખ ને સન્માન મળ્યું હતું. આ પ્રવાસ પછી નામદાર મહારાજા સાહેબ સીલોનની સેહેલગાએ પધાર્યા હતા, અને ત્યાં તેઓ નામદાર તા૦ ૨૪મી ફેબ્રુવારી સને ૧૮૮૭ને દિવસે કોલંબોનું કિમતી મ્યુઝિયમ જોવા ગયા હતા, જ્યાં તે નામદારને તે મ્યુઝિયમનો એક મ્હોટો ફોટોગ્રાફ ભેટ આપવામાં આવ્યો હતો. આ મ્યુઝિયમ જોઈને તે નામદાર ઘણા મગન થયા હતા.

તા૦ ૨૧મી માર્ચ સને ૧૮૮૭ને દિવસે, એ નામદારના પોતાનાજ ખર્ચથી મેહેસાણાથી વડનગર સુધીની બંધાવેલી રેલ્વે લાઈન ખુલ્લી મૂકવાની ક્રિયા કરવામાં આવી હતી. આ નવીન રેલ્વે શાખા માત્ર ૨૧ માઈલ્સની લંબાઈની છે, અને તેને રજપુતાના રેલ્વે લાઈન સંગે જોડી દેવામાં આવી છે. આ લાઈનની ઊંચાઈ વડનગર સુધી ચઢતી ચઢતી છેક ૨૦૦ ફીટ સુધી વધી ગઈ છે. આ નવી લાઈન બંધાયાથી તે તરફના નિવાસીઓને આવજા કરવાનું અત્યંત સૂખ થયું છે, અને તેઓ અદ્યાપિ પરિયંત નામદાર મહારાજા સાહેબને એ કાર્યને માટે આશિર્વાદ આપ્યા કરે છે. વળી એજ વર્ષમાં નામદાર શિયાજીરાવ હવાફેર માટે મહાબ્લેશ્વરનો શીતળ ટેકરીપર પધાર્યા હતા, જ્યાં તે નામદારને કંઈક વિરામ મળ્યો હતો; પરંતુ ત્યાં ટૂંક સમય રહ્યા પછી તે નામદાર પુનઃ પોતાનાં પાયતખ્ત નગરમાં પધાર્યા હતા, અને ત્યાં તા૦ ૨૮મી મે સને ૧૮૮૭ ને શનિવારને દિવસે તે નામદારે પોતાના સ્વર્ગવાસી રાણી શ્રી ચીમનાબાઈનાં સ્મર્ણાર્થે વડોદરા શેહેરના મધ્ય ભાગમાં એક માર્કેટ બાંધવાની જે ગોઠવણ આગળથીજ કરી હતી, તેનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી. આ ક્રિયા કરતાં નામદાર શિયાજીરાવે ઇંગ્રેજી ભાષામાં એક છટાદાર ભાષણ કીધું હતું, જેનું ગુજરાતી ભાષાન્તર, વડોદરાની મ્યુનિસિપાલિટીના કાબેલ કમિશ્નર શેઠ દિનશાજી અરદેશર તાલિયારખાને નિચે પ્રમાણે કહી સંભળાવ્યું હતું:—

"કર્નલ બર્કલી, લેડિઝ તથા જેન્ટલમેન,

થોડા મહિના વાસ્તે વડોદરૂં છોડી જતા પેહેલાં હાલમાં સહુથી છેલ્લું કરવા વાસ્તે મેં આ ચીમનાબાઇ માર્કેટના પાયાના મુહુર્તનું કામ રાખી મૂકેલું હતું. તે કામ વડે આ કૈલાસવાસી મહારાણીના સદ્ગુણોની, અને આ વિનયવાન અને દાનશીલ સ્ત્રીની, આ મમતાળુ માની, અને આ પ્રિય પત્નિની બહુ માન્યતાની સદાદીત યાદગિરી રહે, એવી મારી ઇચ્છા છે. મારી રાજ્યધાની સુશોભિત કરવાના અને સુધારવાના જે મારા વિચારો છે, તેમાં આ એક મૂખ કામ થશે. સુમારે પાંચ લાખ રૂપિયાના ખર્ચથી સાતસો-આઠસો ધાન્ય, ફળફળાદિ, ખોરાકની અને વેપારની વસ્તુઓ વિગેરે માલ વેચનારા દુકાનદારો અને વેપારીઓની સોઇનું શેહેરની મધ્ય વસ્તીમાં શિલ્પ કળાથી સુશોભિત, એવું આ એક સુંદર ઇમારતી કામ થશે. પોહોળા અને વિસ્તીર્ણ રસ્તાઓ તેની સાથે જોડવામાં આવશે, અને માર્કેટ તથા રસ્તા એ બેઉને વિપૂલ અને સ્વચ્છ પાણી પૂરૂં પાડવામાં આવશે. મારૂં પ્રિય શેહેર જોઇને લોકોને આશ્ચર્ય ઉપજે થાય, એવો વખત આવેલો જોવાની મને ઘણી ઉત્કંઠા છે, અને કદાચિત એવો વખત ઘણોજ વેહેલો આવશે. વળી આ દિવસ વધારે આનંદમય કરવા અર્થે હું આજથી આ રાજ્યમાંથી રહાદારીની સઘળી જગાત કાઢી નાખવા હુકમ કરૂં છું. મેં કહ્યું કે થોડા મહિના વાસ્તે તમોને છોડી જતાં પેહેલાં મારૂં આ છેવટનું કામ છે. મેં લીધેલી મેહેનતથી ઇજા થયલી મારી તનદુરસ્તિને વિશ્રાંતિ, અને હવાના ફેરફારની અવશ્ય છે, તેથી યૂરોપ અને ઇંગ્લાંડમાં એકવાર જવું, એવો મેં નિશ્ચય કર્યો છે; અને આ પ્રવાસપર હું વધારે સંતોષથી જઇશ; કારણકે મારા ઑફિસરો અને સરદારોના મન ભરોસો છે કે, તેઓ વડોદરાનું રાજ્ય સુખી અને સંતુષ્ટ રાખશે. મારા સ્નેહી કર્નલ બર્કલી સાહેબ, એઓએ તમને મદદ

કરવા માટે મેહેરબાનીથી કબુલ કર્યું છે, અને મારી આશા એટલીજ છે કે, હું પાછો વડોદરે આવું ત્યાં સુધીમાં તેઓને એ કામમાં વધારે શ્રમ ન પડે, એવું કરશો. હું મારા કુંવરને તમારી સંભાળમાં સોંપી જાઊં છું, અને તમારાથી દૂર છતાં હું સદા તમારૂં સ્મર્ણ કરતો રહીશ તથા તમો પણ સર્વ વખત મારૂં સ્મર્ણ રાખશોજ."

ત્યાર પછી સર્વ મંડળ માર્કેટની જગ્યા પાસે ગયું હતું, જ્યાં ક્રિયા તરિકે પાયાનો ખુણાનો પથ્થર મી૦ ચીશોમની મદદથી ઊંચકી પાછો તેજ સ્થળે મૂકયો, જે સમયે રાજ્યનું બેંડ ધીમેથી તથા ગંભીર રીતે વગાડવામાં આવતું હતું. એજંટ કર્નલ બર્કલીએ વર્તમાનપત્રોથી ભરેલી એક બાટલી તથા લેખ વાળી એક તાંબાની રકાબિ તે પાયાના પથ્થરમાં નાખીને એક રૂપાની હથોડીથી પાયાનો પથ્થર બરોબર મૂકયો. આ રૂપાની હથોડી કર્નલ બર્કલીને અર્પણ કરતાં તેણે એક ઇંગ્રેજીમાં ભાષણ કર્યું હતું, જેનો તરજુમો ગવર્નર જનરલના દેશી એજંટ રા૦ બા૦ લાલજીભાઇએ ગુજરાતીમાં નિચે પ્રમાણે ઘણી સરસ રીતે કહી સંભળાવ્યો હતોઃ—

"નામદાર મહારાજા સાહેબ, લેડિઝ તથા જેન્ટલમેન,

જે કામનો પાયો નાખવાની માન ભરેલી ક્રિયા મહારાજા સાહેબની ઇચ્છાથી હમણાજ મારે હાથે કરવામાં આવી, તે વડોદરાનાં લોકનાં સૂખ અને હિતને અર્થે હાલમાં કેટલાંક કામોની યોજના થયલી છે તેમાંનું એક છે; પરંતુ નામદાર વાઇસરાય સાહેબને હાથે લેડી ડફ્રિન હાસ્પિટલની વાસ્તુની ક્રિયા કરવામાં આવ્યાને માત્ર થોડાજ મહિના પેહેલાં અમે સાથે હાજર હતા; અને જે મુસાફરીએ મહારાજા સાહેબ સિધાવે છે, ત્યાંથી પૂર્ણ તનદુરસ્તિ અને બળ સાથે સૂખ શાંતિથી પાછા ફરી આવશે ત્યારે જે ભવ્ય કામથી આ શેહેરને સ્વચ્છ પાણીનું જાથુનું સૂખ મળવાનું, તે કામની વાસ્તુની ક્રિયા તેમને હાથે કરવામાં આવશે. યૂરોપ તરફની મુસાફરીએ જતાં પેહેલાં લોકોમાં આ તેમનું છેલ્લું વિચરવું છે, અને આપણે બધાએ તે મુસાફરી એમને આબાદ થાઓ, એમ ઇચ્છવું જોઇએ. પોતાની રાજ્ય સંબંધી કોઇ પણ કાળજી યાને ચિંતા રાખ્યા શિવાય તેઓ જઇ શકે એમ છે; કારણકે એમની વસ્તી સંતુષ્ટ છે, અને અમલદારો કસાયલા તથા વિશ્વાસુ છે. તે સાથે કંઇ પણ સલાહ અથવા મદદની તેમને જરૂર પડશે તો તે મારાથી બનશે તેટલી મદદ હંમેશાં આપવાને હું તત્પર છું. મહારાજા સાહેબ, આપનું જવું આનંદમય, આબાદી ભરેલું અને પાછું આવવું સૂખ શાંતિ વાળું થાઓ, એમ હું ઇચ્છું છું."

ઊપર પ્રમાણે ભાષણ થયા પછી મી૦ દીનશાજીએ જાહેર કર્યું હતું કે, કૈલાસવાસી મહારાણી સાહેબનું નામ તથા તેમના ગુણોનું સદા સ્મર્ણ રહે, તે માટે શ્રીમંત મહારાજાની પ્રજાએ રૂ ૨૫૦૦૦ નું ફંડ કર્યું છે, જેમાંથી તે કૈલાસવાસી મહારાણી સાહેબનું એક સંગેમરમરનું પૂતળું આ નવીન માર્કેટમાં ઊભું કરવાનો નિશ્ચય થયો છે. આ સમયે હર્ષનાદ કરવામાં આવ્યો હતો તથા શ્રીમંત મહારાજાએ પોતાની પ્રજા, આ કૈલાસવાસી રાણી પ્રત્યે જે માન ધરાવે છે, તેનો ઊપકાર માન્યો હતો. ત્યાર પછી સર્વ મંડળ પાન, તુરા, તથા અત્તર ગુલાબ લઇ વિસર્જન થયું હતું.

આ પછી તેઓ નામદાર એક—બે દિવસ રહીને ઈંગ્લંડના પ્રવાસાર્થે પધારવાને મુંબઈ પધાર્યા હતા, અને ત્યાંથી તા૦ ૩૧મી મે સને ૧૮૮૭ને મંગળવારને દિવસે મેલ સ્ટીમરમાં બિરાજી યૂરોપ જવાને નિકળી પડયા હતા. આ સમયે તે નામદારે પોતાની સંગે પોતાના નવીન પત્નિને પણ રાખ્યા હતા. તે નામદારનો યૂરોપનો આ પ્રવાસ પેહેલ પ્રથમનો હોવા છતાં, અને દેશી નૃપતિઓએ પોતાની પત્નિઓને યૂરોપમાં પોતાની સંગે રાખવાનો રિવાજ નહીં પાડેલો છતાં, આ નામદાર મહારાજા શિયાજીરાવ બહાદૂરે પોતાના પત્નિને પોતાની સંગેજ લીધા હતા, અને પોતાના સંગિ નૃપતિઓમાં આવો દાખલો તે નામદારેજ પેહેલો બેસાડયો હતો. યૂરોપના પ્રવાસે પધારવાનું મૂખ્ય કારણ માત્ર એજ હતું કે, તે નામદારની તબિયતમાં કેટલીક બિગાડો થયો હતો તેથી ડાક્ટરોએ યૂરોપની હવા ફેર કરવાની તે નામદારને

સલાહ આપી હતી. આ ઉપરથી તેમજ યૂરોપની જૂદી જૂદી ભૂમિઓ ભાળીને તથા ત્યાંના સરસ સુધારાઓનો સારો અનુભવ સંપાદન કરીને તે પ્રમાણે પોતાનાં રાજ્યમાં પણ સારા સારા સુધારાઓ કરવા, પોતાની પ્રિય પ્રજાને સારા સારા ઉદ્યમોમાં પ્રવીણ કરી તેમને સૂખનાં વૃક્ષો વાવી આપવાં વિગેરે અમૂલ્ય વિચારોથી તેઓ નામદાર યૂરોપના પ્રવાસે પધાર્યા હતા. આ પ્રવાસ કરતા કરતા તે નામદાર સ્વિટઝર્લાંડ ખાતે જઈ પોહોંચ્યા, જ્યાંની હવા તથા પાણી પોતાને અનુકૂળ લાગવાથી ત્યાં કેટલોક સમય સુધી પાણી ફેર કરવાના હેતુથી નિવાસ કરી રહ્યા હતા, અને એ શિવાય યૂરોપનાં ઘણાં ઘણાં પ્રખ્યાત ને ઝાહોઝલાલિવાળાં દેશો તથા નગરોમાં ફરીને ત્યાંથી સંખ્યાબંધ સાંચાકામો વિગેરે સરંજામ હઝારો રૂપિયા ખરચીને લીધો, તથા બીજા કેટલાક દેશોનો સારો અનુભવ મેળવ્યો.

નામદાર શિયાજીરાવની સ્વારી જ્યારે ફ્રાંસ ખાતે પધારી હતી, ત્યારે તે નામદારનાં દર્શન કરીને ફ્રાંસનાં લોકો તે નામદાર ઊપર ફિદા ફિદા થઇ ગયાં હતાં, અને તેઓએ તેમને અત્યંત આવકાર આપ્યો હતો. ફ્રાંસના ઊંચા વર્ગના ધનાઢ્ય જનો, નામદાર ગાયકવાડની સંગે મેળાપ કરવાને માટે મહા મથન કરતા હતા, અને તેમની સંખ્યા એટલી તો મ્હોટી હતી કે, આખરે મી૦ એલિયટને, તેવા ઘણાક ગૃહસ્થોને, નામદાર મહારાજાની મુલાકાતે આવતા અટકાવવાની જરૂર પડી હતી ! આ પ્રમાણેની ગિરદી તે નામદારની મુલાકાત લેનારાઓની મચી હતી, અને એજ પ્રમાણે તે નામદારના પત્નિની મુલાકાત લેવાને માટે ત્યાંની ગૃહસ્થાણિઓની ગિરદી પણ ખૂબ થતી હતી, અને એ મુલાકાતનું વર્ણન વર્ત્તમાનપત્રોમાં પ્રગટ કરતાં ત્યાંની સ્ત્રિઓએ તથા પુરૂષોએ, નામદાર શિયાજીરાવ, તેમજ તેમના પત્નિની પૂર્ણ પ્રસંશા પ્રદર્શિત કરી હતી. આ શિવાય પણ ત્યાંની પ્રજાએ આ રાજ્યાધિકારી જુગલને અતિશય માન અકરામ આપ્યું હતું.

પણ શ્રીમંત મહારાજા શિયાજીરાવને આ પ્રવાસમાં પારિસ શેહેરના ઉતારાના એક માલિકે એક અયોગ્ય અપમાન આપ્યું હતું. આના સંબંધમાં યૂરોપના જે તારો હિંદુસ્થાનમાં આવતા હતા, તે ઉપરથી એવું જણાયું હતું કે, તે ઉતારાના માલિકે તદન લુચ્ચાઈથી તે નામદારનું અપમાન કીધું હતું. તે સંબંધીની બિના એવી છે કે, નામદાર મહારાજા સાહેબ જ્યારે પારિસ ખાતેથી રવાના થયા ત્યારે તેમણે પોતાના ઉતારાનાં ભાડા દાખલ મકાનના માલિકને રૂ ૪૦૦ આપવા માંડયા, પરંતુ તે માલિકે ડામેજિસના વળી રૂ ૧૧૨૦૦ માંગ્યા ! આ બાબે વાંધો ઉઠવાથી મહારાજા સાહેબે જણાવ્યું કે, આપણા વાંધાનો નિકાલ આવતાં સુધી એ રકમ બેંકમાં કે બીજે કોઈ પણ સ્થળે અનામત દાખલ મૂકવા ખુશી છું, પણ તમને આપવાનું યોગ્ય ધારતો નથી. નામદાર મહારાજાની આ વાત તદન ન્યાયપૂર્વક હોવા છતાં તે માલિકે તે વાત કબૂલ નહીં કરતાં, મહારાજા સાહેબને મહા ધનવાન જાણીને તે નામદારને કનડવાનો વિચાર કીધો ! અને જેવા નામદાર મહારાજા રેલ્વે સ્ટેશનપર પધાર્યા કે તેવોજ તે માલિક, તે નામદારનો સરંજામ જપ્ત કરવાને માટે ત્યાં દોડી ગયો ! પણ રેલ્વે સ્ટેશનના સત્તાવાળાઓએ જણાવ્યું કે, કોર્ટના હુકમ વિના અમે કદી પણ માલ જપ્ત કરવા દેનાર નથી. આપરથી તે માલિક ફીકો પડીને ઘેર વિદાએ થયો, અને આણી તરફ મહારાજા સાહેબ પણ નિર્માણ કરેલે સમયે તે સ્ટેશનેથી સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી ત્યાંથી ઉપડયા. પણ પેલો માલિક હજી જંપ્યો નહીં ! તેણે તો શેહેરમાં ગયા પછી તતકાળ કોર્ટનો હુકમ મેળવ્યો, અને તે હુકમની રૂએ, જેવી મહારાજા સાહેબની ટ્રેન બેલફોર્ટ ખાતે પોહોંચી કે તરતજ ત્યાં તેને અટકાવવામાં આવી ! આ સ્થળે મહારાજા સાહેબનો માલ જપ્ત કરવાની ગોઠવણ ચાલી હતી. આ પ્રમાણેના સમાચાર તાર દ્વારાએ આપણા દેશમાં ફરી વળ્યા હતા, અને એનાજ સંબંધ-

માં વિશેષ એ જણાવવામાં આવ્યું હતું કે, ઉપલા માલિકે નામદાર મહારાજાની સામા તદન જૂઠો ને બનાવટ ભરેલો દાવો કીધો હતો. પ્રારંભમાં તો તે માલિકે ફક્ત રૂ ૪૮૦નોજ દાવો કીધો હતો, પરંતુ જ્યારે તેને એવું માલમ પડ્યું કે, મહારાજા તો ઘણાજ શ્રીમંત છે, ત્યારે તેણે એકદમ પોતાનો દાવો વધારીને રૂ ૧૧૨૦૦નો મ્હોટો ને ખોટો દાવો કીધો હતો ! આ પ્રમાણે તે માલિકે તદન અયોગ્ય રીતે તે નામદારનું અપમાન કીધું હતું, પરંતુ તે માલિકને આખરે તેનાં કર્તવ્યનો બદલો સારી રીતે મળ્યો હશે, એમ આ દેશનાં લોકોનું ધારવું છે.

ઉપર શિવાય જે જે ભિન્ન ભિન્ન ભૂમિમાં તે નામદાર પધાર્યા હતા, ત્યાંના જે જે જનોને તે નામદારની સાથે પ્રસંગ પડ્યો હતો, તે તમામ નામદાર મહારાજા સાહેબની નમ્રતા, સુશિલતા, મિલનસારપણું, શાંતતા વિગેરે સુજ્ઞતાના ગુણો નિર્ખિને ઘણા આનંદ પામ્યા હતા એટલુંજ નહીં, પરંતુ તેઓએ તે નામદાર તથા તેમના પત્નિને અતિશય ઉત્સાહપૂર્વક માનઅકરામ આપી તે નામદારને આનંદ પમાડ્યો હતો. એ પ્રમાણે ઘણા દેશોમાંથી સારો સત્કાર પામી તે નામદારની સ્વારી ઈંગ્લંડ-ખાતે પધારી હતી, જ્યાં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીએ તા૦ ૨જી ડિસેમ્બર સને ૧૮૮૭ને દિવસે પોતાના વિંડસર ખાતેના મેહેલમાં નામદાર મહારાજા તથા તે નામદારના પત્નિ શ્રી ચીમનાબાઈની મુલાકાત ઘણા સ્નેહ સહિત લીધી હતી. પ્રથમ બપોરના ૨॥ વાગતે શ્રી ચીમનાબાઈની ખાનગી મુલાકાત મહારાણીએ લીધી હતી, જે સમયે શ્રી ચીમનાબાઈની સંગે મિસિસ એલિયટ તથા અન્ય સાહેલિઓ હતી, અને હિંદુસ્થાનના વઝીર લૉર્ડ ક્રૉસના બાનુએ તે નામદારની ઓળખાણ મહારાણીજીને કરાવી હતી. બાદ ત્રણ વાગતે લૉર્ડ ક્રૉસે નામદાર મહારાજાની ઓળખાણ નામદાર મહારાણીજી સંગે કરાવી હતી. આ મુલાકાતો અન્યોઅન્ય અત્યાનંદ સહ સમાપ્ત થયા પછી એજ દિવસે સાયંકાળે છ વાગતાને સુમારે નામદાર મહારાણીજીએ, નામદાર શિયાજીરાવ મહારાજને જી. સી. એસ. આઈ.નો માનવંતો ખેતાબ સ્વહસ્તે અર્પણ કીધો હતો. આ ક્રિયા નામદાર મહારાણીજીએ પુષ્કળ ધામધૂમથી અને દબદબા ભરેલી રીતે કરી હતી, અને એ મંગળમય ક્રિયા પૂર્ણ થયા બાદ નામદાર મહારાણીશ્રીએ મહારાજા સાહેબને પોતાની એક સુંદર અને રત્ન જડિત રમણિય છબિ પોતાની યાદગારિની નિશાની દાખલ ભેટ આપી હતી. આ પ્રમાણે ઘણા આનંદ અને ઉત્સાહના ઉછાળા સહિત આ શુભ ક્રિયાની સમાપ્તિ થઈ હતી. વળી નામદાર મહારાજાને બ્રાઈટનના નિવાસીઓ તરફથી પણ ઘણું સારૂં માન મળ્યું હતું. ત્યાંના અમીર ઉમરાવોએ તે નામદારને એક ભપકાદાર "બૉલ" આપ્યો હતો, અને તેપરથી તે નામદારે અત્યંત પ્રસન્ન થઈને તે અમીર ઉમરાવોને પોતે પણ એક "બૉલ" આપ્યો હતો, જેમાં લગભગ ૧૦૦૦ કરતાં પણ વિશેષ આમંત્રણો કીધાં હતાં. વળી નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્યમાતુશ્રીએ તા૦ ૩જી જાનેવારી સને ૧૮૮૮ને દિવસે નામદાર મહારાજા સાહેબને ઑસ્બર્નના મેહેલમાં એક ખાનું આપ્યું હતું. આ મેહેલમાં નામદાર મહારાજા તે આખી રાત્રિ રહ્યા હતા, અને બીજે દિવસે, એટલે તા૦ ૪થીએ તે મેહેલમાંથી પાછા નિકળ્યા હતા, જે સમયે સલામતિની તોપો પણ ફોડવામાં આવી હતી. એજ પ્રમાણે નામદાર મહારાણીશ્રીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે પણ નામદાર મહારાજા સાહેબની ખાસ મુલાકાત લઈને સારો આવકાર આપ્યો હતો. એ વિગેરે બીજા ઘણા યુરોપિયનો તરફથી સારૂં માનપાન પામીને તે નામદાર ઇંગ્લંડથી ઉપડીને હિંદુસ્થાન તરફ આવવા નિકળ્યા હતા, અને તા૦ ૨૦મી ફેબ્રુવારી સને ૧૮૮૮ને સોમવારને દિવસે પુનઃ હિંદુસ્થાનમાં આવી પોહોંચ્યા હતા. એ દિવસે પ્રભાતમાં સાત વાગતે મુંબઈ ખાતેનાં અપોલો બંદરપર તે નામદાર પોતાના પત્નિ તથા સંગનાં અન્ય માણસો સહિત સૂખરૂપ ઉતર્યા

હતા, જે સમયે તેમના દિવાન વિગેરે સંખ્યાબંધ પુરૂષો તે સ્થળે તે નામદારને સામા લેવાને પધાર્યા હતા. બંદરપર તે નામદારે પોતાનાં ચર્ણાવિંદ મૂકતાંજ ૨૧ તોપોનું માન આપવામાં આવ્યું હતું, અને તે પછી આવેલા ગૃહસ્થોની મુલાકાતો લઈને તે નામદાર પોતાને મુકામે પધાર્યા હતા, જ્યાંથી તેજ દિને રાત્રિ સમયે એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજીને તેઓ વડોદરા ખાતે પધાર્યા હતા. વડોદરાની પ્રજા, પોતાના આ પ્રાણપ્રિય ભૂપતિ સાહેબને દીર્ઘ સમયે પોતાની દૃષ્ટિ સન્મૂખ આવતા સાંભળી અત્યંત હર્ષમાં આવી ગઇ હતી, સર્વ સ્થળે આનંદ આનંદ પ્રવર્ત્તિ રહ્યા હતો અને મહારાજા સાહેબને આવકાર આપવાની ગોઠવણોમાં કંઇ પણ કચાશ રાખવામાં આવી નહોતી. સ્ટેશન આગળ એક ખાસ આરકું ઉભું કરી તેપર સરસ શોભા બનાવી હતી. શેહેરમાં ઠેકાણે ઠેકાણે પચરંગિ વાવટાઓ લટકાવી દીધા હતા. રેલ્વે સ્ટેશનને પણ ખૂબ શણગારી શોભાયમાન બનાવી મૂક્યું હતું, અને ત્યાં આશોપાલવ, પુષ્પના હાર તથા વાવટા વિગેરેથી એક મનરંજન રમણિય દેખાવ કરવામાં આવ્યો હતો. મહારાજાના ત્યાં પધારવાને દિવસે પ્રભાતમાં છ વાગતાંથી જનમંડળનાં ઝુમખા ને ઝુમખા જગેજગ જમા થવા માંડ્યા હતા, અને તમામ ગાયકવાડી સેનાને પણ તે દિવસે કામે લગાડવામાં આવી હતી. સ્ટેશનપર નામદાર મહારાજા સાહેબનું, તેમજ નામદાર બ્રિટિશ સરકારનું ખાશ લશ્કર તે નામદારને માન આપવાને હાઝર રાખવામાં આવ્યું હતું, અને ત્યાંથી "કમાટી" બાગ સુધી રસ્તાની બંને બાજુઓપર ઘોડેસ્વારોની હારો ગોઠવી દીધી હતી, જેથી આખા રસ્તાની શોભા સરસ દર્શન દેતી હતી. આ પ્રસંગે અસંખ્ય લોકો તે નામદારને સામા લેવા સ્ટેશનપર આવ્યાં હતાં, અને જેવી તે નામદારની ટ્રેન આવી પોહોંચી કે તેવાજ સમગ્ર સજ્જનોએ "હુરરે હુરરે"ના મહા મંગળમય જયનાદથી તે નામદારને વધાવી લઈ હાર, તોરા અને પુષ્પોની અથાગ વૃષ્ટિ તેજ સમયે તે નામદારપર કરી મૂકી હતી. સ્ટેશનપર ઉતરતાંની સાથેજ તે નામદારે પોતાના નિમકહલાલ અમલદારો, તેમજ પોતાની પ્રીતમ પ્રજાને હર્ષ ભેર ભેટી હેતનો હુમળકો ઊભરાવ્યો હતો, અને તે પછી સ્ટેશનપરના "વેટિંગ રૂમ"માં તે નામદાર બિરાજ્યા હતા, જ્યાં તે નામદારની પ્રજા વિગેરે તરફથી નિચે પ્રમાણેનું એક માનપત્ર તે નામદારને વાંચી સંભળાવવામાં આવ્યું હતું:—

"શ્રીમંત સરકાર મહારાજા શિયાજીરાવ ગાયકવાડ, સેના ખાસખેલ
સમશેર બહાદૂર, જી. સી. એસ. આઇ. ઇત્યાદિ.

આપ શ્રી સરકાર મહારાજ મલિકા મયા ઝેમ કૈસરે હિન્દ રાણી સાહેબની, હંમેશાં સંભારણું રહે, એવી મુલાકાત લઇને, તથા યૂરોપ ખંડમાં લાંબો પ્રવાસ કરીને, આપનાં રાજ્યમાં પાછા પધાર્યા, એવા આ ઘણા શુભ અવસરે અમો આપના સરદારો, દરખદારો અને વડોદરા મહાજન તથા રૈયત સમસ્ત, આપ મહારાજની રૂબરૂ અમારો અત્યંત ભાવ અને રાજ્યભક્તિ નિવેદન કરવા હાઝર થયા છિએ.

આપ મહારાજનું અને શ્રીમંત રાણી સાહેબનું પાછું ક્ષેમકૂશળ આગમન થવાથી, અમને ઘણો અંતરનો હર્ષ ઉત્પન્ન થયો છે. આપની તબિયતની ખાતર તથા જ્ઞાન વૃદ્ધિની ખાતર આપે યૂરોપની યાત્રા કરી તે સર્વાંગ પરિપૂર્ણ થઇ, અને તે મધ્યે વળી મલિકા મયા ઝેમ કૈસરે હિન્દ રાણી સાહેબે પોતાના સ્વહસ્તથી આપનો વિશેષ સત્કાર કર્યો, તે બાબત અત્રે આપને અંતઃકર્ણથી મુબારકબાદી નિવેદન કરીએ છિએ."

ઊપર પ્રમાણેનું માનપત્ર વાંચ્યા પછી તે નામદાર સ્ટેશનપરથી ચાર અશ્વની ગાડીમાં બિરાજીને મેહેલમાં પધારવાને નિકળ્યા હતા, જ્યાં આખે રસ્તે તે નામદારનાં દર્શન કરવા માટે અસંખ્ય લોકોનાં ટોળેટોળાં હારબંધ એકજ દૃષ્ટિ ભેર ઉભાં હતાં, અને પોતાના આ ભલા ભૂપતિ દીર્ઘ સમયે યૂરોપનો મહા પ્રવાસ કરીને નિર્વિઘ્ને એટલુંજ નહીં, પણ સારી તંદુરસ્તિ ભોગવીને પુનઃ પોતાની ભૂમિમાં પધાર્યાથી

એક આનંદની નિશાની દાખલ તે દિવસ સર્વ જનોએ મહા ઉત્સવિક તેહેવાર તરિકે પાળ્યો હતો, અને નામદાર મહારાજા સાહેબે પણ પોતાના આ નિર્વિઘ્ન પ્રવાસની ખુશાલિમાં એક ધાર્મિક ધર્મખાતું સ્થાપન કર્યું હતું, જે અદ્યાપિ સુધી જેમનું તેમજ કાયમ છે. આ ખાતામાંથી તેજ સમયે અસંખ્ય બ્રાહ્મણોને ભોજન કરાવ્યાં હતાં. વળી તે નામદારે હિંદુ ધર્મશાસ્ત્રના નિયમાનુંસારે આ પ્રવાસને માટે શાસ્ત્રયુક્ત પ્રાયશ્ચિત પણ કર્યું હતું, અને તેથી તે નામદારનાં ડહાપણ અને વિચારને માટે ઉમદા વાયકા સર્વ સ્થળે બોલાઈ હતી. બીજા દેશી નૃપતિઓમાંના ઘણાખરા આપણાં હિંદુ શાસ્ત્રને ધિક્કારી કહાડી તેને માનતા નથી એટલુંજ નહીં, પરંતુ ઓર તેની નિંદા પણ કરે છે! પરંતુ નામદાર શિયાજીરાવ મહારાજના વિચાર તેવા નથી. તે નામદાર આપણાં હિંદુ શાસ્ત્રને માન આપીને વર્ત્તે છે, અને તેજ પ્રમાણે યૂરોપના પ્રવાસને માટે શાસ્ત્રાનુંસાર પ્રાયશ્ચિત્ કીધું હતું. આ પ્રાયશ્ચિત્ કરવા પાછળ તે નામદારે મ્હોટો ખર્ચ કીધો હતો, અને તેની વિધિ સારી રીતે સંપૂર્ણ કરી હતી. આ ઉપરથી સેહેજ સાબિત થઇ શકે છે કે, તે નામદાર આપણાં હિંદુ શાસ્ત્રને માન આપીનેજ વર્ત્તનારા છે.

મહારાજા શિયાજીરાવ સાહેબ બહાદુર યૂરોપમાં પ્રવાસ કરતા હતા, તે પ્રસંગપર પોતાની પ્રજાનાં હિતાર્થે એક ઉમદા વિચાર કીધો હતો. એટલે કે પોતાનાં રાજ્યમાં આવેલા પાટણ શેહેરમાં માટીનાં તથા કપડવંજમાં કાચનાં વાસણો બનાવવામાં આવે છે, તેને સુધારીને વિલાતિ વાસણોનાં જેવાંજ રૂપે રંગે બનાવવાના હેતુથી, તે નામદારે ઈંગ્લંડ ખાતેથી પોતાનાં રાજ્યના દિવાન બહાદૂર લક્ષ્મણ જગન્નાથ ઉપર એવો હુકમ લખી મોકલ્યો હતો કે, ઉપલે બંને સ્થળે જે વાસણો બનાવવામાં આવે છે તેના, તથા તે બનાવવાનાં કામમાં જે માટી વાપરવામાં આવે છે તેના, અને તે શિવાયના પણ બીજા જેટલા હોય તેટલાના નમુના તાબડતોબ ઈંગ્લંડ ખાતે મોકલી આપવા. આ પ્રમાણેનો હુકમ આવવાથી દિવાન સાહેબ વિગેરે ગાયકવાડી સત્તાવાળાઓએ તે તમામ નમુનાઓ તપાસવાને માટે ત્યાંની ઍન્જીનિયરની ઑફિસમાં મંગાવી રાખ્યા હતા, અને તે પછી ઈંગ્લંડ રવાના કરવામાં આવ્યા હતા. આ પ્રમાણે નામદાર શિયાજીરાવે યૂરોપના પ્રવાસમાં પધારીને પોતાની પ્રજામાં હુન્નરની વૃદ્ધિને અર્થે પણ સારી શોધો કરવામાં શ્રમ લીધો હતો, અને તે નામદારે પોતાનાં અંતઃકર્ણમાં એવી ઊતકંઠા રાખી હતી કે, જેમ બને તેમ પોતાની પ્રજા માંહેલા કારિગરોને કિશબી ને હુન્નરબાજ બનાવી તેમની પાસે વિલાતના નમુના પ્રમાણેનો બની શકે તેટલો માલ બનાવવો, અને તેમને પૂરતું ઊત્તેજન આપી તેમના ઉદ્યોગની દિનપ્રતિદિન બની શકે તેટલી ચડતી કરવી.

નામદાર મહારાજા સાહેબે જોકે ઘણા દિવસો સુધી પ્રવાસ કર્યા કીધો હતો, અને તેથી તે નામદારની તેમનાં રાજ્યમાં ગેરહાઝરી રહી હતી, તોપણ તેઓ રાજ્યવહિવટને માટે એવો તો સરસ ને સર્વમાન્ય બંદોબસ્ત કરી ગયા હતા કે, તે નામદારની રાજ્યમાં ગેરહાઝરી છતાં બીજી કોઈ પણ પ્રકારની ખામી રાજ્યવહિવટમાં દેખાઈ નહોતી. આનું કારણ એજ કે, પોતાની ગેરહાઝરીમાં પોતાનો રાજ્યકારભાર ચલાવવાને તે નામદારે એક કાઉન્સિલ નિમી હતી. આ કાઉન્સિલમાં ઘણા સારા ને કાબેલ અમલદારોની નિમણુંક કરી હતી. આ કાઉન્સિલ, તે નામદારની ગેરહાઝરીમાં રાજ્યનો તમામ વહિવટ વિચારવંતપણાથી અને યોગ્ય રીતે ચલાવતી હતી, અને તેથી તમામ પ્રજા હંમેશા આનંદ પામતી હતી તથા કોઇ પણ પ્રકારનો પોકાર રાજ્યમાં ઉઠવા પામ્યો નહોતો. આવી રીતનું રૂડું બંધારણ તે નામદાર બાંધી ગયલા હોવાથી તેમની અક્કલ અને હોંશિયારીની પુષ્કળ પ્રસંશા થતી હતી, અને પોતાની ગેરહાઝરીમાં

કાઉન્સિલે તમામ વહિવટ વખાણવા લાયક રીતે ચલાવેલો હોવાથી તે નામદાર પોતે પણ ઘણાજ સંતોષ પામ્યા હતા, અને પોતે નિમેલા કાઉન્સિલરોને; તેઓની યોગ્યતા, ખંત અને પોતાની ગેરહાજરીમાં તે-ઓએ ખરેખરી નિમકહલાલિથી બજાવેલી સેવાને માટે સાબાશિ આપી હતી.

વળી એજ વર્ષમાં તે નામદારનાં પાયતખ્ત નગર વડોદરા ખાતે ઊદ્યોગની ઊન્નતિને માટે રા-ત્રિની એક શાળા સ્થાપન કરવામાં આવી હતી, જેમાં ઊદ્યોગનેજ લગતો અભ્યાસ કરાવવાનું શરૂ કરવામાં આવ્યું હતું. વળી એજ વર્ષમાં તે નામદારનાં રાજ્ય માહિલા ગણદેવી કસ્બામાં ખાણ બનાવવાનું એક કારખાનું ગાયકવાડ સરકાર તરફથી ઊઘાડવામાં આવ્યું હતું.

યૂરોપનો પ્રવાસ કરીને તા૦ ૨૧મી ફેબ્રુવારી સને ૧૮૮૮ને દિવસે વડોદરા શેહેરમાં પધાર્યા પછી પણ તે નામદાર ત્યાં તો માત્ર આઠ—દશજ દિવસ રહ્યા હતા, અને તે પછી તા૦ ૩૦મી ફેબ્રુવારીએ તો તે નામદાર પુનઃ મુંબઇ નગરીમાં પધારી બીજે દિવસે, એટલે તા૦ ૧લી માર્ચ ને ગુરૂવારની પ્રભાતમાં ત્યાંનાં એપોલો બંદર ઊપરથી બી. આઇ. એસ. એન. કંપનીની આગબોટ "લાલપુરા"માં બિરાજીને કલિકટ જવા ઊપડી ગયા હતા, અને ત્યાંથી પછી તે નામદાર નિલગિરી ખાતે પધાર્યા હતા, જે સ્થળે તેમણે ઘણીક મુદત સુધી નિવાસ કીધો હતો. આ પ્રવાસમાં તે નામદારની સંગે પોતાના પતિન શ્રી ચીમનાબાઇ, પોતાના કુંવર શ્રી ફતેહસિંગરાવજી, પોતાના બંધુ શ્રી સંપતરાવ, પોલિટિકલ એજંટ કર્નલ સર ઑલિવંટ સેંટ જૉન, સરવે ઑફિસર મી૦ એલિયટ આદિક એકંદર ૧૪૪ માણસો હતાં. આ સઘળાં માણસો સહિત તેઓ નામદાર નિલગિરીની શીતળ હવા ભોગવતા હતા, જે દરમ્યાન તે નામદારના પતિનને પેટે તા૦ ૧૨મી મે સને ૧૮૮૮ ને શનિવારની પ્રભાતમાં એક પુત્રની પ્રાપ્તિ થઇ હતી, જેથી કરીને તે નામદારને, તેમજ વડોદરા રાજ્યની તમામ પ્રજાને અત્યાનંદ ઊપજ્યો હતો, અને એ ખુશાલિને માટે વ-ડોદરા શેહેરમાં રાજ્ય તરફથી શાકર વેહેંચી સૂકન કીધાં હતાં તથા તે દિવસ ઉત્સવિક તરિકે પાળવામાં આવ્યો હતો. વળી આ ખુશાલિની ખબર મદ્રાસના ગવર્નર સાહેબને કાને જતાંજ તે નામદારે નિલગિ-રી ખાતે નામદાર મહારાજા સાહેબને બંગલે પોતાનું બૅંડ મોકલીને તે દ્વારાએ પોતાનો આનંદ પ્રદર્શિત કીધો હતો. એ પ્રમાણે ચોગરદમથી આ આનંદદાયક બનાવથી ખુશાલિની વધામણિઓ મળી હતી. આ કુંવરનું નામ શ્રી યશવંતરાવ રાખવામાં આવ્યું છે, અને તેઓ દેખાવમાં ચંચળ ને સોહ્યામણા લાગે છે.

તા૦ ૨૮મી મે સને ૧૮૮૮ને સોમવારને દિવસે નામદાર મહારાજા શિયાજીરાવે ઊટાકામંડ ખાતે પોતાને બંગલે એક "બૉલ" આપ્યો હતો, જેમાં મદ્રાસના ગવર્નર સાહેબ, ત્યાંના સેનાધિપતિ વિગેરે લગભગ ૩૦૦ માણસોએ મ્હોટા હર્ષથી ભાગ લીધો હતો, અને તેઓએ નામદાર મહારાજા સાહેબનાં આમંત્રણને ખરાં અંતઃકર્ણપૂર્વક માન આપ્યું હતું. આ પ્રસંગે મહારાજા સાહેબના ઊતારાથી લગભગ એક માઈલ સુધી દિપમાળની દીપ્યમાન રોશની કરવામાં આવી હતી, અને જે જે સદગૃસ્થો તે "બૉલ" માં ભાગ લેવાને પધાર્યા હતા, તે સર્વની સંગે વડોદરાના પોલિટિકલ એજંટ સર ઑલિવર સેંટ જૉને, નામદાર શિયાજીરાવ મહારાજાની મુલાકાત કરાવી હતી.

આ અરસામાં નામદાર શિયાજીરાવે દિલ્હી ખાતેથી જુલ્ફિકરખાન નામના એક ખાસ કિસબી કારીગરને બોલાવીને તેની પાસે હાથીદાંત ઊપર પોતાની આખી કદની એક સુંદર છબિ કોતરાવી હતી. આ છબિ ઘણીજ વખાણવા યોગ્ય ને ખરેખરી કારીગિરીથી બનાવી છે, અને તેમાં તે કારીગરે પોતાનો ઉમદા કિસબ વાપરી તેને ઘણીજ સોહ્યામણી ને આબેહુબ નામદાર શિયાજીરાવની કુદરતી મૂર્ત્તિની મા-ફકજ બનાવી છે. આ છબિ જ્યારે તે કારીગરે નામદાર મહારાજાની સન્મૂખ રજૂ કરી હતી, ત્યારે તે

નિર્ખિને તે નામદાર ઘણા પ્રસન્ન થઈ ગયા હતા એટલુંજ નહીં, પણ તે કારીગરને તેની મોંમાંગી કિમ્મત આપીને તેને પણ ખૂશ કીધો હતો. આ સુંદર છબિ તે નામદાર જ્યારે પૂના ખાતે પધાર્યા હતા, ત્યારે નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીના પુત્ર શાહાજાદા ડયૂક ઑફ્ કૉનાટને બતાવી હતી, અને તેઓ સાહેબ પણ તે નિર્ખિને ઘણાજ ખુશી થયા હતા. આ છબિને માટે એવું કહેવામાં આવે છે કે, હાથી-દાંત જેવા કિમતી પદાર્થપર આવી આખાં કદની છબિ આગળ ભાગ્યેજ કોતરવામાં આવી હશે. આવી તે નમુનાદાર નૂતન છબિ છે !

નિલગિરી ખાતે નામદાર મહારાજા સાહેબ આશરે ૩-૪ માસ રહ્યા છતાં તે નામદારની તબિયતમાં સંપૂર્ણ સુધારો થયો નહીં ! આ ઊપરથી તે નામદારના તબિબોએ એવી સલાહ આપી કે, તે નામદારે પુનઃ એકવાર યૂરોપનો પ્રવાસ કરી ત્યાંની હવા લેવી, કે જેથી તબિયતમાં મનમાનતો સુધારો થઇ જાય. આવી સલાહ મળવાથી તે નામદારે પુનઃ યૂરોપના પ્રવાસાર્થે પધારવાનું યોગ્ય વિચાર્યું, પરંતુ આ પ્રસંગે પોતાના પત્નિ તથા પુત્રને તો પૂનામાંજ રાખવાનું ઠરાવ્યું. વળી પોતાનાં રાજ્યનો તમામ કાર્યભાર પ્રથમની માફકજ પોતાના ઊમદા ને ખરેખરા નિમકહલાલ તથા વિશ્વાસુ અમલદારોની એક કાઊન્સિલને સોંપ્યો, અને પછી પોતે યૂરોપ જવાને માટે એક ખાસ ટ્રેનમાં તા૦ ૨૬મી જૂન સને ૧૮૮૮ને મંગળવારને દિવસે પૂનેથી મુંબઈ આવી પોહોંચ્યા. આ સમયે મુંબઈમાં તે નામદારના દિવાન રા૦ બા૦ લક્ષ્મણ જગન્નાથ, હજૂર આસિસ્ટંટ દિવાન બહાદૂર મણીભાઈ જશભાઇ વિગેરે તે નામદારને મળવા માટે આવ્યા હતા, જેમની સાથે નામદાર મહારાજા સાહેબે મૂખ્ય—ઊપયોગી બાબતો માટે વાતચીત કીધા બાદ તેજ દિને પાછલા પોહોરના ત્રણ વાગતાને સુમારે તે નામદાર સરકારી સ્ટીમ લાંન્ચમાં બિરાજી મેઈલ સ્ટીમર "ક્લાઈડ" ઊપર પધાર્યા હતા, અને તે સ્ટીમર મારફતે તે નામદારે યૂરોપનો માર્ગ ગ્રહણ કીધો હતો. આ પ્રવાસમાં તે નામદારની સંગે તેમના બંધૂ શ્રી આનંદરાવ, શ્રી સંપતરાવ, મી૦ એલિયટ, શ્રીમંત ચીમના સાહેબ, મી૦ આબાસઅલી, ડાક્ટર બટુકરામ તથા બીજા છ નોકરોજ હતા. આ સર્વ સહિત તે નામદારની સ્વારી સૂખરૂપ સ્વિટઝર્લોંડ ખાતે જઈ પોહોંચી હતી, જ્યાં લગભગ બે માસ સુધી સારી સૂખસાતામાં નિવાસ કીધો, અને જ્યારે તે નામદારને પોતાની તંદુરસ્તિ સારી રીતે સુધરેલી જણાઈ, ત્યારે બીજે કોઈ સ્થળે દાહાડા નહીં ભાંગતા એકદમ પોતાનાં રાજ્યમાં પાછા ફરવાનો નિશ્ચય કીધો, અને એજ વર્ષના અક્ટોબર માસની તા૦ ૭મીએ મુંબઈ નગરીમાં પુનઃ સાંગોપાંગ આવી પોહોંચ્યા; પરંતુ મુંબઈ આવ્યા તેવાજ તે નામદારને પોતાના ન્હાન્હા કુંવરની તબિયત બગડવાના સમાચાર મળવાથી તેજ દિવસે તે નામદાર મેઈલ ટ્રેનમાં બિરાજી એકદમ વડોદરા ખાતે આવી પોહોંચ્યા, અને પોતાના પત્નિ, કુંવર સાહેબ, રાજ્યના અમલદારો, તેમજ પોતાની પ્રિય પ્રજાને સ્વદર્શન દઈ તેમને આનંદ ઊપજાવ્યો. આ બીજી વારના યૂરોપના પ્રવાસને માટે તે નામદારની પ્રજામાં અનેક પ્રકારના વેહેમો ઊત્પન્ન થઈ વિવિદ્ધ વાતોના વંટોળિયા ચાલતા હતા, પરંતુ તે નામદાર પોતાનાં પાયતખ્ત નગરમાં પાછા પધારવાથી તે તમામ વેહેમોનાં વમળો વિખેરાઈ જઈ સર્વમાં અત્યંત હર્ષ પ્રાપ્ત થયો હતો.

એજ વર્ષમાં, એટલે સને ૧૮૮૮નાં વર્ષમાં નામદાર શિયાજીરાવ સાહેબે સરસ્વતીના સંબંધમાં એક સ્તુત્ય કામ કીધું હતું, અને તે એ કે, તે નામદારે પોતાનાં પાયતખ્ત નગર વડોદરા ખાતે સ્થાપેલી મ્હોટી કૉલેજમાં બી. એ.ની અથવા બી. એસ. સી.ની સંપૂર્ણ પદ્વિ મેળવનારને અત્યાર સુધી વડોદરૂં છોડીને મુંબઈ જવું પડતું હતું. તેને બદલે નામદાર મહારાજા સાહેબે પોતાનીજ કૉલેજમાં બી. એ. તથા સેકન્ડ બી. એસ. સી.ના વર્ગો ઉઘાડયા હતા. જોકે આમ કીધાથી કૉલેજના ખર્ચમાં પણ કેટલીક વધા-

રો થયો છે, તોપણ પોતાની પ્રજાનાં સૂખને માટે એ ખર્ચને માટે મહારાજા સાહેબે ખરાં અંતઃકર્ણથીજ ઊદારતા વાપરી છે, અને તેને માટે તે નામદારની સંપૂર્ણ સ્તુતિ થાય છે. મહારાજાની આ ઉદારતાથી ઘણા વિદ્યાર્થિઓને મ્હોટી સૂગમતા થઇ છે, અને તેઓ પોતાના આ યુવાન ને ઊદાર ઉપરાંત સરસ્વતીનાં સ્તુત્ય અને કિમતી કાર્યોને સદા ઉત્તજન આપનાર મહારાજા નામદાર શિયાજીરાવ સાહેબને અત્યંત આશિર્વાદ આપે છે.

વળી સને ૧૮૮૮નાં વર્ષમાં વરસાદની અતિશય તંગિ હોવાથી ગુજરાત–કાઠિયાવાડમાં દુકાળ પડવાની મ્હોટી ધાસ્તિ ફેલાઈ હતી, જેપરથી નામદાર મહારાજા શિયાજીરાવ સાહેબે પોતાની પ્રજા માંહેલા રંક જનોને માટે ઘણા ઊત્તમ ઠરાવો કીધા હતા. તે નામદારે, પોતાની સલતનતની સાથે તાલુકો રાખનારા જે જે પ્રાંતોમાં દુકાળનાં દુઃખનો દરિયો ફેલાયો હતો, ત્યાં કેટલાક ખાસ હુકમો કાહાડીને તે દ્વારાએ ફરમાવ્યું હતું કે, ચોમાસાનો પાક સુકાઈ જતો હોય, અને તેટલા માટે જે ક્ષેત્રકારોને જળની જરૂર હોય, તેમની પાસેથી જળનો જે ધારો લાગુ પાડયો છે તે લેવો નહીં, તથા રબીના પાકને માટે પાણીનાં નવીન સાધનો કરીને તે મધ્યેથી ક્ષેત્રકારો જળ વાપરે તો તેમની પાસેથી ચાલું વર્ષમાં કંઇ પણ કર લેવો નહીં તથા ઢોરો ચારવાને માટે જે પડતલ જમીનપર ઘાસ ઊગ્યું હોય, તે હરાજ નહીં કરતાં તેપર ઢોરોને મફત ચરવા દેવા. આવી મતલબના હુકમ વડોદરા, કડી તથા અમરેલી પ્રાંતોને માટે તે નામદારે કાહાડયા હતા, અને એજ પ્રમાણે બીજા ધણાક પ્રાંતોને માટે પણ ઘણી સારી ગોઠવણો કરવાને ફરમાવ્યું હતું. વળી કેટલાંક સ્થળોમાં તો તે નામદારે રાજ્યના ખર્ચથી પાણીના હવાડા વગેરે ભરવાને માટે મ્હોટી મ્હોટી રકમો વાપરી છે તથા કેટલાક ક્ષેત્રકારોને, ખેતીનાં કામોમાં મદદ કરવાને માટે વગર વ્યાજે "તગાઈ" આપવાને લગતી રૂલ્સ તૈયાર કરીને જાહેરમાં મૂકી હતી. વળી ડાંગરના પાકને વિશેષ નુંકશાન પોહોંચવાથી, ક્યાં, અને કેટલો પાક ઉતર્યો તેની તપાસ કરવાને પોતાનાં કેટલાક ચાલાક અમલદારોને હુકમ કીધો હતો, તથા જે ક્ષેત્રકારોનાં ખાતાની જમીનમાં વૃક્ષો હોય તેનો ઊપયોગ કરવાનો હક્ક તેમને આપ્યો હતો, અને તે ઊપરાંત વળી કૂવાનાં કામને માટે કાષ્ટની જરૂર હોય, અને તે જો ખાતાની જમીનમાં નહીં હોય તો સરકારી પડતલ તથા બીજી જમીનોમાંથી રૂ ૩)ની કિમ્મત સુધીનાં લાકડાં મફત આપવાને ફરમાવ્યું હતું. આ લાકડાં દરેક નાયબ સૂબા રૂ ૫૦૦ સુધી, અને સૂબાઓ રૂ ૧૦૦૦ સુધી આપે, એવી તેઓને ખાસ આજ્ઞા કરી હતી. એ શિવાય કેટલાંક સ્થળોમાં તળાવ વગેરે જળ સ્થળ કરાવવાને માટે ઘણા મ્હોટા ખર્ચો કરવાની મંજુરિયાત તે નામદારે આપી હતી, અને ઘણેખરે સ્થળે એવાં જાહેર બાંધકામો ઊઘાડી તેપર સંખ્યાબંધ રંક જનોને કામે લગાડવાનું હાર પાડયું હતું. કડી તથા કલોલ તાલુકાઓમાં મદદને માટે તળાવ ખોદાવવાને માટે રૂ ૮૦૦૦, અને સિદ્ધપૂર તાલુકામાં રૂ ૬૦૦ની રકમો ખર્ચવાની મંજુરિયાત આપી હતી. આ શિવાય પણ કડી પ્રાંતમાં રૂ ૩૭૩૪, વડોદરા પ્રાંતમાં રૂ ૧૬૫૧૩, નવસારી પ્રાંતમાં રૂ ૨૨૪૫૯ અને અમરેલી પ્રાંતમાં રૂ ૮૦૩૧ ની રકમોનાં ખૂદ સરકારી ખર્ચથી બાંધકામો ચાલુ કરવાને માટે ત્વરિત્ હુકમો કીધા હતા. આ ઊપરાંત પણ ઘણાક પ્રાંતોમાં, કસ્બાઓમાં અને ગામોમાં ઘણાં બાંધકામ ખાતાઓ ઉઘાડવાને માટે નામદાર શિયાજીરાવે હુકમો કહાડયા હતા, અને એ પ્રકારે દુકાળનાં દુઃખમાંથી પોતાની પ્રજાનું રક્ષણ કરવાને માટે તે નામદારે ઘણા ઘણા ઊપાયો યોજી તે પાછળ હઝારો રૂપિયાના મ્હોટા ખર્ચો કરવાની ઊદારતા દર્શાવવામાં ખામી રાખી નહોતી.

એજ વર્ષમાં, એટલે સને ૧૮૮૮ના નવેમ્બર માસમાં, પાર્લામેંટનો એક પ્રખ્યાત મેમ્બર મી૦ કેન, જે કે આ દેશમાં પધારીને જૂદાં જૂદાં શેહેરોમાં પ્રવાસ કરીને ત્યાં ભાષણો કરતો હતો, તે નામદાર

શિયાજીરાવનાં પાયતખ્ત નગર વડોદરા ખાતે જઈ પોહોંચ્યો હતો, અને ત્યાં પણ તે નામદારે આબકારીની સખતાઇના સંબંધમાં ત્યાંની કૉલેજમાં એક કિમતી ભાષણ આપ્યું હતું, જે સમયે ત્યાં શ્રોતાજનોનો એક મ્હોટો મિલાવટો થયો હતો, અને ખુદ દિવાન, તેમજ નામદાર મહારાજા સાહેબના બંધૂ શ્રી સંપતરાવ વિગેરે ઘણા મ્હોટા અમલદારો તથા ગૃહસ્થો તે ભાષણ સાંભળવાને પધાર્યા હતા. મી૦ કેને, વડોદરાના પોતાના આ પ્રસંગના પ્રવાસનો લાભ લઈને નામદાર મહારાજા શિયાજીરાવની મુલાકાત પણ લીધી હતી, અને તેમાં તે નામદારની સંગે મી૦ કેનને જૂદા જૂદા વિષયોપર વિવિધ્ધ વાતો થઇ હતી, જેનો રીપોર્ટ મી૦ કેને ઇંગ્લંડના એક પત્રમાં છપાવી પ્રગટ કીધો હતો, અને તેમાં આ યુવાન મહારાજા સાહેબના સત્યતા સહસ્વતંત્ર સુવિચારોને માટે પ્રસંશા કરી તે નામદારને માટે ઘણો ઊંચો વિચાર દર્શાવ્યો હતો. વળી મી૦ કેને તે નામદાર સાથેની પોતાની મુલાકાતના સંબંધમાં જે વાત તે પત્રમાં દર્શાવી હતી, તેપરથી એવું પ્રદર્શિત થયું હતું કે, નામદાર મહારાજા સાહેબે, હિંદુસ્થાનની પ્રજાના પ્રતિનિધિઓની ઉભી થયલી પ્રજાસમાજ, જે કે "નેશનલ કૉનગ્રેસ"નાં પ્રસિધ્ધ નામથી પૃથ્વિપર પ્રખ્યાત છે, તે પ્રજાસમાજને માટે ઘણો સારો વિચાર દર્શાવી તેનાં કર્ત્તવ્ય કર્મને સ્તુતિપાત્ર જણાવ્યું હતું. આપરથી તે નામદારના સ્વતંત્ર ને સત્ય વિચારનો, વહાલા વાંચક જનોને કંઈ પણ સારો ખ્યાલ આવશે, એ તો નિઃસંદેહપૂર્વક વાર્ત્તા છે. "નેશનલ કૉનગ્રેસ"ના સંબંધમાં બીજા કેટલાક નૃપતિઓએ ગમે તેવા વિચારો દર્શાવ્યા હતા, પરંતુ આ યુવાન, વિદ્વાન, વિચારવંત ને નિપૂણ નૃપતિએ જેવા યોગ્ય લાગ્યા તેવાજ સુવિચારો દર્શાવીને પોતાની કીર્ત્તિમાં કિમતી વૃદ્ધિ કરી હતી, અને તેને માટે તે નામદારને તમામ વર્ત્તમાનપત્રો તરફથી એટલુંજ નહીં, પરંતુ પોતાની તમામ પ્રજા તરફથી પણ ઘણી સારી સાબાશિ મળી હતી.

આબકારીના સંબંધમાં પણ નામદાર મહારાજા સાહેબે મી૦ કેનની સંગે કેટલીક વાતચીત કરતાં તે બાબે પણ ઘણા સારા અભિપ્રાયો આપ્યા હતા, અને તે નામદારે દર્શાવ્યું હતું કે 'વડોદરા રાજ્યમાંથી આબકારી ધોરણ નિકળી જશે તો હું ઘણોજ ખુશી થઈશ.' આવી મતલબનાં વેણો તે નામદારે ઓચર્યાં હતાં, અને તેને માટે પણ તે નામદારની સારી સ્તુતિ થઈ હતી. આબકારી ખાતાનો જૂલમ પોતાની પ્યારી પ્રજાપર નહીં પાડવાને માટે નામદાર મહારાજાની અત્યંત ઉત્કંઠા છે, અને તેને માટે તે નામદારે બ્રિટિશ સરકારની સાથે ઘણાં યોગ્ય લખાણો ચલાવ્યાં હતાં, અને જેમ બને તેમ આબકારી જૂલમ પ્રજાપર ઓછો પડે, એવી લાગણી દર્શાવી હતી. અર્થાત તેઓ નામદાર આબકારીની જૂલમી રાજ્યનીતીથી તદન વિરૂદ્ધ છે.

તા૦ ૯મી ડિસેમ્બર સને ૧૮૮૮ને દિને તે નામદાર એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજીને મહાબ્લેશ્વર ખાતે પધારવાને માટે પોતાનાં પાયતખ્ત નગરમાંથી નિકળ્યા હતા, અને દાદર જંક્શન આગળ થઈને એકદમ પૂને પધારી ત્યાંથી તરતજ મહાબ્લેશ્વર તરફ રવાના થયા હતા. આ ટૂંક પ્રવાસમાં તે નામદારની સંગે પોતાના પ્રિય પત્નિ શ્રી ચીમનાબાઈ સાહેબ તથા બંને કુંવર સાહેબો પણ પધાર્યા હતા. મહાબ્લેશ્વરની હવા પોતાને સારી અનુકૂળ થઈ પડશે, એવા વિચારથી તે નામદાર તત્રે પધાર્યા હતા, અને તેજ પ્રમાણે ત્યાંની શીતળ ટેકરીની શાંત હવાથી તે નામદારની તબિયતમાં સારો સુધારો થયો હતો. વળી તેજ અરસામાં તે નામદાર મહાબ્લેશ્વર ખાતેથી પંચગની ખાતે પણ થોડાક દિવસ હવા ફેરને માટેજ ગયા હતા, અને ત્યાંથી પુનઃ મહાબ્લેશ્વર પધાર્યા હતા.

મહાબ્લેશ્વર ખાતે તે નામદારની સ્વારી ધણાક દિવસ સુધી સ્થાઈ રહી હતી, અને તે નામદારના રાણી તથા કુંવર સાહેબ પણ ધણો સમય સુધી તેઓ સાહેબની સંગેજ રેહેતા હતા. આ સ્થળે નામદાર શિયાજીરાવ મહારાજા સાહેબની ખૂદની તથા પોતાની કુંવર સાહેબની તબિયતમાં ધણો સારો સુધારો થવા માંડયો હતો, અને તેઓને આ શીતળ પણ સુંદર હવાવાળા સ્થળની મનપસંદ હવા ધણી માફક આવી હતી. જ્યાં સુધી તેઓ સાહેબ તે સ્થળે રહ્યા હતા, ત્યાં સુધી તે નામદારને તે સ્થળ સાનુકૂળ લાગ્યું હતું, અને તે નામદારને તેથી શાંતિ પ્રવર્ત્તિ હતી. જોકે તેઓ સાહેબ પોતાની રાજ્યભૂમિકાથી આ પ્રમાણે દૂર રહ્યા હતા, તેમ છતાં પણ તેઓ સાહેબ પોતાનાં રાજ્યકાજમાં તો સારી રીતનો શ્રમ લેતાજ હતા, અને દરેક મ્હોટાં કામો પોતાની સંમતિથીજ કરવામાં આવતાં હતાં. વારમવાર તે નામદારની સલાહ તથા આજ્ઞા લેવાને માટે દિવાન બહાદૂર લક્ષ્મણ જગન્નાથ તથા દિવાન બહાદૂર મણીભાઇ જશભાઈ સાહેબ મહાબ્લેશ્વર ખાતે જતા હતા, અને તે નામદારની સન્મૂખ તમામ રાજ્યવહિવટને લગતાં ભાંજઘડિયાં કામકાજો તથા તે શિવાય પરચુરણ કામકાજો રજૂ કરી તેના સંબંધમાં તે નામદાર જેમ ફરમાવતા તેમ કરવામાં આવતું હતું. વળી દિવાન બહાદૂર મણીભાઈ જશભાઈ, જેઓ વડોદરા રાજ્યના હાલના અમલદારોમાં એક રત્નરૂપ પુરૂષ ગણાય છે, અને જેઓની કુશળતાને માટે સર્વમાં ધણું ઊંચું મત છે, તેમને તો નામદાર શિયાજીરાવે પોતાની પાસે કેટલોક સમય સુધી રાજ્યવહિવટનાં કામકાજને માટેજ રાખ્યા હતા. આ પ્રમાણે તે નામદાર પોતાની રાજ્યભૂમિકાથી દૂર રેહેવા છતાં પણ પોતાનાં રાજ્યની લગામ તો સારી રીતેજ સાચવતા હતા, અને પોતાની પ્રજાને માટે પરિપૂર્ણ કાળજી રાખતા હતા.

નામદાર મહારાજા સાહેબની સ્વારી મહાબ્લેશ્વર ખાતે હતી તે અરસામાં તે નામદારે પોતાનાં રાજ્યમાં એક માસિક "દરબારી ગેઝેટ" પ્રગટ કરવાનો વિચાર ચલાવતા હતા, અને તેને માટે જે જે ગોઠવણો કરવી ધટે તે તમામ સંપૂર્ણ કરીને તેને લગતી તમામ વિગત પોતાની સન્મૂખ રજૂ કરવાને માટે પોતાના અમલદારોને ફરમાવ્યું હતું, એવી વાત તે સમયે પ્રગટ થઈ હતી. આ "દરબારી ગેઝેટ" પ્રગટ કરવાના વિચારમાં તે નામદારના કેટલાક મ્હોટા અધિકારિઓ પણ અગ્ર ભાગ લેતા હતા.

નામદાર મહારાજા શિયાજીરાવ જાતે જેમ દયાળુ ને મિલનસાર છે, તેમ સખાવતનાં કામોમાં પણ તે નામદારનો સ્વભાવ સારો ઉદાર છે, અને અનેક પ્રસંગે અનેક સખાવતો કરવામાં અનેક પ્રકારની ઉદારતા વાપરી અનેક કાર્યોમાં અનેક મદદો તેમણે આપી છે, અને અનેક જનો તરફનો આશિર્વાદ પણ અતિશય સંપાદન કીધો છે. સને ૧૮૭૫માં પ્રથમ ગાદિપર બિરાજતાંની સાથેજ તે નામદારે ધણે પ્રકારે ધર્મ કીધો હતો તથા તેમાં મ્હોટી રકમો વાપરી હતી. એજ વર્ષમાં મુંબઈનાં જૂદાં જૂદાં ધર્મનાં ખાતાંઓમાં રૂ ૨૫૦૦ની મદદ મોકલી હતી, અને તે પછી દક્ષિણમાં મ્હોટો દુકાળ પડયો તે સમયે તેને માટે ખાસ ઉભા કરેલાં ફંડમાં રૂ ૧૦૦૦૦ તથા "આક્ષફર્ડ ઈંડિયન ઈન્સ્ટિટયૂટ"નાં ફંડમાં રૂ ૧૦૦૦ની મદદો આપી હતી. આ છેલ્લાં ફંડમાં તો તે નામદારે આગળ પણ એકવાર રૂ ૧૦૦૦ ભર્યા હતા. બાદ સને ૧૮૮૨નાં વર્ષમાં પોતાનાં પાયતખ્ત નગર વડોદરા ખાતે નાગપાંચેમને દિવસે બ્રાહ્મણોને ખાસ દક્ષણા આપી એકંદર રૂ ૧૬૦૦૦નો મ્હોટો ધાર્મિક ખર્ચ કીધો હતો. એજ વર્ષમાં એ નામદાર કડી–પાટણ તરફ પ્રવાસે નિકળ્યા હતા તે પ્રસંગે અમદાવાદ ખાતે ઉતરતાં ત્યાંની "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી"ને રૂ ૫૦૦૦, "હીમાભાઇ ઇન્સ્ટિટયૂટને રૂ ૩૦૦ તથા ત્યાંની "ટ્રેનિંગ કૉલેજ"ને રૂ ૨૦૦ની મદદ કરી હતી, અને એ શિવાય ત્યાંનાં બ્રાહ્મણોની મ્હોટી સભા કરીને તેમને દક્ષણા તથા સરપાવો આપવા પાછળ રૂ ૨૦૦૦નો ખર્ચ કીધો હતો તથા તે શિવાય ત્યાંના શાહઆલમ, સરખેજ, હઠીસિંગની વાડીનું દેવલ

વિગેરે ધર્મનાં સ્થાનોને પણ સારી મદદો આપી હતી, અને ત્યાંથી પછી પાટણ પધાર્યા ત્યારે ત્યાં પણ કિમતી સખાવતો કરી હતી. ત્યાંનો એક મોચી તે નામદારને માટે એક ખાસ કારીગિરીનો જોડો બનાવી લાવ્યો ત્યારે તે જોઈને તે નામદારને ઘણી ખુશાલિ ઉપજી, જેપરથી તે મોચીને તે નામદારે તરતજ રૂ ૧૦૦નું ઈનામ આપ્યું. એજ પ્રમાણે ત્યાંનો એક લુહાર એક સુંદર સુડી બનાવી લાવ્યો તેપરથી તેને, તથા એક કુંભાર માટીનાં સુંદર વાસણો બનાવી લાવેલો હોવાથી તેને પણ સારાં ઇનામો આપ્યાં હતાં. બાદ સને ૧૮૮૪નાં વર્ષના પ્રારંભમાંજ રૂ ૫૦૦ની એક રકમ મુંબઇ ખાતે સેંટ ઇલિઝાબેથ્યન હોમ નામનાં યુરોપિયન વિધવાઓનાં ફંડમાં તે નામદારે મોકલી આપી હતી. એજ વર્ષમાં પલસાણા મુકામે કવિ બુલાખિરામ ચકુભાઇને રૂ ૨૦૦ રોકડા તથા રૂ ૧૦૦ની કિમ્મતનો પોષાક બક્ષિસ આપ્યો હતો, અને તે વિદ્વાનની કદર બુઝી હતી. એ પછી સને ૧૮૮૫નાં વર્ષના માર્ચ માસમાં નડિયાદ ખાતે ખેતિવાડીનું ઘણુંજ સરસ, મ્હોટા જથામાં અને ઘણાં સારા પાયાપર એક સુંદર પ્રદર્શન ભરાયું હતું તેમાં રૂ ૧૦૦૦ની રકમ તે નામદારે બક્ષિસ કરી હતી. એજ વર્ષમાં મુંબઇ ખાતે ભરાયલાં રીપન મેમોરિયલ ફંડમાં રૂ ૧૦૫૦૦ ભર્યા હતા, અને એજ વર્ષમાં તે નામદારની સ્વારી પૂના ખાતે હવા ફેર માટે પધારી હતી, તે પ્રસંગે ત્યાંનાં જૂદાં જૂદાં ખાતાઓ મળીને એકંદર રૂ ૨૨૦૦૦ની મ્હોટી સખાવત કરી હતી, તથા તે પછી લેડી ડફ્રિનનાં સ્ત્રી તબિબોનાં ફંડમાં રૂ ૪૦૦૦ની મ્હોટી રકમ તથા ધી ડચેસ ઑફ કૉનાટ લાઇફ બોટ ફંડમાં રૂ ૧૦૦ની રકમ ભરી હતી. બાદ વળી પૂનાની જૂદી જૂદી નિશાળોના વિદ્યાર્થિઓને જ્યાફતને માટે રૂ ૩૦૦ની રકમ બક્ષિસ આપી હતી. વળી સને ૧૮૮૭નાં વર્ષના પ્રારંભમાં તે નામદારે પોતાનાંજ રાજ્યના કડી પ્રાંતમાં એક ઈંગ્રેજી સરસ્વતી મંદિર બાંધવાને માટે રૂ ૨૨૦૦૦ની મ્હોટી રકમ આપવા જણાવ્યું હતું. એજ વર્ષના મે માસમાં તે નામદારે, સ્વર્ગવાસી કવિ બુલાખિરામ ચકુભાઇની સ્ત્રીને રૂ ૨૦૦૦ની રકમ બક્ષિસ દાખલ મોકલાવી હતી. બાદ સને ૧૮૮૮નાં વર્ષમાં "વેટર્ના" નામે એક મ્હોટી આગબોટ ડુબી ગયાથી તેમાં જે અસંખ્ય માણસોના પ્રાણ ગયા હતા, તે માણસો માંહેલાં રંક જનોનાં બૈરાં છોકરાંઓને મદદ આપવાને અર્થે ઉભાં કરેલાં ફંડમાં રૂ ૧૨૦૦ની રકમ આપી હતી. એજ વર્ષમાં તે નામદારે પોતાનાં રાજ્ય માંહેલાં કડી પ્રાંતમાં આવેલા મોજે માણસા તેમજ હાજરી નામે ગામોમાં જળની વિપત્તિ પડતી હતી, અને ત્યાંના કુવાઓમાં પણ પાણી સુકાઈ ગયાં હતાં, જેપરથી માણસામાં રૂ ૩૦૦૦ તથા હાજરીમાં રૂ ૨૦૦૦ મળી એકંદર રૂ ૫૦૦૦ની મ્હોટી રકમ તળાવો ખોદાવવા માટે બક્ષિસ આપી હતી. વળી એજ વર્ષમાં એક સંસ્કૃત પુસ્તક, જેનું નામ "બેરીહત કથા" કરીને છે, તેનો તરજુમો કરવાના ખર્ચમાં મદદ દાખલ રૂ ૫૦૦ની રકમ પંડિત વામન શાસ્ત્રિને આપી હતી. એ પ્રમાણે તે નામદારે અનેક સખાવતો કરી છે, જેમાંની આ તો માત્ર જૂજ જણાવી છે! ખચીત તે નામદાર સખાવતનાં કામોમાં પણ ઘણો ઉદાર જીવ વાપરતા આવ્યા છે, અને તેને માટે તે નામદારને ઘણી સાબાશિ ઘટે છે.

નામદાર શિયાજીરાવે રાજ્યાસનપર બિરાજ્યા પછી પોતાની પ્રજાનાં સૂખાર્થે પણ અનંત કામો કરવામાં કંઈ કશર રાખી નથી. જૂદે જૂદે સ્થળે દવાખાનાઓ કરાવ્યાં છે, સરસ્વતી મંદિરો સ્થાપ્યાં છે, મ્હોટી મ્હોટી ઈમારતો બંધાવી છે, અને તે શિવાય અનેક મ્હોટાં કાર્યો કીધાં છે. વડોદરા ખાતે તે નામદારે "લક્ષ્મિ વિલાસ" નામનો જે મહાભારત મેહેલ બંધાવ્યો છે, તે તો ખરેખરો જોવા લાયક છે. તે મેહેલ પારિસના પ્રખ્યાત પાદશાહી મેહેલના નમુના પ્રમાણે બાંધવામાં આવ્યો છે, અને તેની પાછળ આશરે અરધો ક્રોડ કરતાં પણ વિશેષ રૂપિયાનો ખર્ચ કીધો છે. આ મેહેલની કારીગિરી ખરેખરી જોવા લાયકજ છે, અને તે જોવાને સેંકડો ગાઉથી જનમંડળ જાય છે!

વળી તે નામદારે પોતાની જન્મ ભૂમિનું ગામ કવળાન ખાતે પણ આશરે રૂ ૪૦૦૦૦ના ખર્ચ થી એક મ્હોટો મેહેલ બંધાવ્યો છે, જે પણ સારો શોભાયમાન છે.

મહારાજા સાહેબ શિયાજીરાવે રાજ્યાસનપર બિરાજ્યા પછી વડોદરા રાજ્યમાં જે સુંદર સુધારાનાં સૂકૃત્યો કર્યાં છે તેની સંખ્યા ગણવી મુશ્કેલ છે. ગાયકવાડી રાજ્ય, જે અંધેરનું મહા વન ગણાતું હતું, તે તમામ દૂર કરી તે અંધેરને બદલે તે નામદારે હાલ ઉજ્વળતાનો પૂર્ણ પ્રકાશ પાડી દીધો છે, એ કંઇ થોડી ખુશીની વાત નથી. વળી કેળવણી ખાતું, જે કે દરેક રાજ્યના એક શણગાર તરિકે ગણાય છે, તેમાં તે નામદારે ઘણા સુધારા કીધા છે. તેને માટે ઘણાં ઘણાં સરસ્વતી મંદિરો બંધાવીને તે પાછળ લાખો રૂપિયા ખર્ચ્યા છે એટલુંજ નહીં, પણ તે સરસ્વતી મંદિરોમાં સારા સારા વિદ્વાનોને સારા પગારો આપીને રાખ્યા છે, અને અનેક પ્રકારે પોતાની પ્રજાને ઊંચી કેળવણી આપવાનાં અનેક યત્નો કરતા આવ્યા છે. એજ પ્રમાણે પોતાનાં રાજ્યની ખેતિવાડીને ખૂબ ખિલવવા ખાતર તથા પોતાના મહાલોની પેદાશમાં સારો વધારો કરવા ખાતર તે નામદારે જાતે ને પોતેજ મેહેસૂલનાં દફતરોની તપાસ કરીને, રાજ્યની પડતલ જમીનો હતી તે પોતાની પ્રજા માંહેલાજ ક્ષેત્રકારોને ખેડવાને આપવા માંડી, અને બીજી કેટલીક રીતની મેહેસૂલ માફ કરીને પોતાની પ્રજાને સૂખ આપવા માંડયું છે. વળી આગલા વખતમાં કેટલાક જમીનદારોના હક્ક સંબંધી ચાલતી લડતોના દીર્ઘ સમયથી નિકાલ આણવાના પડી રહેલાં કામોના પણ ત્વરાથી નિકાલ આણીને તેમને ન્યાય આપ્યો છે. એ વિગેરે જમીનોના સંબંધમાં ઘણા સુધારાઓ કરી તેજ પ્રમાણે પોતાના અમલદારોને વર્ત્તવાને ફરમાવ્યું છે, અને અસલી અંધેર ગાયકવાડી દૂર કરી નાંખી છે. અસલ ગાયકવાડીની મેહેસૂલનાં તેમજ બીજાં દફતરો દોપિસ્તાં જેવાં ઘણાંખરાં રેહેતાં હતાં, અને કશાનું બરાબર ઠેકાણું નહોતું, જે તમામપર નામદાર મહારાજા શિયાજીરાવે જાતે લક્ષ રાખીને તે તમામ દફતરો નિયમસર રખાવવા માંડયાં છે, અને બ્રિટિશ રાજ્યની સાથે તેનો મુકાબલો કરવામાં આવે, તેવો સમય આણ્યો છે.

વડોદરામાં માજી રાજ્યાધિકારિઓના સમયમાં ઘણાક પ્રકારનો સારો સુધારો થયલો જોવામાં આવતો નહોતો, પરંતુ નામદાર શિયાજીરાવે રાજ્યાસનપર બિરાજ્યા પછી શેહેરમાં સારા સારા સુધારાઓ કરીને શેહેરની શોભામાં સારો વધારો કીધો છે, એમાં કંઈજ શક નથી. આગળના વખતમાં વડોદરા શેહેરના માર્ગો એવા તો ખરાબ ને ધિક્કારવા લાયક હતા કે, તેપર ચાલનાર રાહદારિઓ તેમજ વાહનોને અતિશય આપદાઓ વેઠવી પડતી હતી; પરંતુ નામદાર શિયાજીરાવના હાલના મ્યુનિસિપલ કમિશ્નર મીο દીનશાજી જ્યારથી એ વિશાળ રાજ્યમાં, મ્યુનિસિપલ કમિશ્નર તરિકે નિમાયા છે, ત્યારથી ધીમે ધીમે વડોદરાની શોભા સારી થવા લાગી છે. ત્યાંના માર્ગોપર સરસ સડકો બાંધવામાં આવી છે, અને એ શિવાય અનેક સુધારા કરીને વડોદરાને દીપાવી મૂક્યું છે, જેનું માન હાલના રાજ્યાધિકારી નામદાર શિયાજીરાવ સાહેબ બહાદૂરને પણ ઘટે છે. તે નામદારની ઇચ્છા વડોદરાને સોહામણું બનાવવાને માટે મૂળથી ઉસ્કેરાતી આવે છે, અને તે સંબંધી તેમણે પોતાનાં પ્રસંગોપાત સંભાષણોમાં પણ પ્રદર્શિત કીધું છે. આવી તે નામદારની ખૂદની પણ સારી ઈચ્છા હોવાથી તેજ પ્રમાણે તે ઇચ્છા ફળિભૂત થતી આવી છે, અને આજે તો તે એટલે સુધી ફળિભૂત થઈ છે કે, વડોદરૂં એક "ન્હાન્હું મુંબઈ" તરિકે ગણવામાં આવે છે. આવું સુંદર વડોદરૂં બન્યું છે!

આજ પ્રમાણે નામદાર શિયાજીરાવે રાજ્યાસનપર બિરાજ્યા પછી ન્યાય ખાતામાં, પોલિસ ખાતામાં, લશ્કરી ખાતામાં તથા તે શિવાયનાં તમામ ખાતાઓમાં સારા સારા સુધારા કરીને તમામ ખાતાઓ ચક-

ચકીત બનાવી મૂક્યાં છે, અને પોતાની પ્રજાપરના કેટલાક કરો માફ કરી પ્રજાનો પૂર્ણ આશિર્વાદ લીધો છે. ન્યાય ખાતામાં તો આગળ જે "ગાયકવાડી" ચાલતી હતી, તે હાલમાં તમામ નિસ્તેજ થઇ જઈ સુધારાનું સતેજ આવ્યું છે, અને એ ખાતામાં ઘણા સારા, વિદ્વાન, નિપૂણ અને અનુભવી અમલદારોને રાખી, તેઓ દ્વારાએ એ ખાતું દીપાવી મૂક્યું છે, એમાં કિંચિત્ પણ શક જેવું નથી. એકંદરપણે નામદાર મહારાજા સાહેબની ઇચ્છા પોતાની પ્રિય પ્રજાને પૂર્ણ પ્રેમનો પ્યાલો પાઈ તેમનાં સૂખમાં સદા વૃદ્ધિ કરવાની છે, અને તેજ પ્રમાણે તે નામદાર કરતા પણ આવ્યા છે. વળી એ નામદાર જાહેર ખાતાઓમાં પણ ઘણો સારો ભાગ લે છે, અને એઓ સાહેબ "નેશનલ ઈંડિયન એસોસિએશન"ના 'લાઇફ મેમ્બર' થયા છે. નામદાર શિયાજીરાવ સ્વભાવે શાંત, મિલનસાર, સાદા ને ઠરેલ છે એટલુંજ નહીં, પરંતુ ગંભીરતાની સાથે પ્રફુલ્લિત્ મુખાર્વિંદના એક અચ્છા આનંદનીય નૃપતિ છે, અને એ નામદારને બ્રિટિશ સરકાર તરફથી ૨૧ તોપોનું માન મળે છે.

વડોદરાનાં રાજ્યનો વિસ્તાર ૮૯૦૦ ચોરસ માઈલ્સ જેટલો છે, જેમાં લગભગ ન્હાન્હાં મ્હોટાં મળીને આશરે ૨૯૩૧ ગામો છે તથા તેમાં આશરે ૨૨૦૦૦૦૦ માણસોની વસ્તી છે, અને તેની એકંદર ઉપજ આશરે દોઢ ક્રોડ રૂપિયાની થાય છે.





કચ્છના નામદાર મહારાજાધિરાજ.

મિરઝામહારાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદુર જી.સી.આઈ.ઈ.

ARYA PRAKASH PRESS.

### કચ્છના નામદાર મહારાજાધિરાજ

# મીરઝા મહારાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદૂર

## જી. સી. એસ. આઈ.

મહા રાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદૂર સંવત ૧૯૨૨ના શ્રાવણ શુદી ૧૩ને દિને, કચ્છના સ્વર્ગવાસી રાઓ શ્રી સર પ્રાગમલજી જી. સી. એસ. આઈ.ના મહારાણી શ્રી નાનીબાને પેટે અવતર્યા હતા. બાલ્યાવસ્થામાં એ નામદારને યુવરાજ મહારાજ શ્રી બાપુભા સાહેબને લાડકે નામે બોલાવવામાં આવતા હતા. એમના માત પિતાની એમનાપર પરિપૂર્ણ પ્રીતિ હતી, અને એમના પિતાશ્રી પ્રાગમલજીએ પોતે ઇંગ્રેજી વિદ્યાનો સારો અભ્યાસ કીધેલો હોવાથી તેઓ જાતેજ એમને બાલ્યાવસ્થાથી વિદ્યાભ્યાસ શિખવવાપર અત્યંત કાળજી રાખતા હતા, અને તેને માટે તેમણે ઘણો સારો બંદોબસ્ત કીધો હતો. પ્રથમ તેમણે પોતાના પુત્રી, જેઓ શ્રી ખેંગારજીથી વડીલ હતા, તેમને વિદ્યાભ્યાસ કરાવવા માટે મુંબઈવાસી મ્હોટા અનુભવી અને પુખ્ત વયના મેહેતાજી દીનાનાથ સંભૂનાથને રાખ્યા હતા. પોતાની બેહેનનો અભ્યાસ ચાલતો તે સમયે શ્રી ખેંગારજી પોતે પણ તેમની પાસે જઈને વારમવાર બેસતા હતા, અને તેમાં એઓ ઘણો લાભ ગ્રહણ કરતા હતા. પાંચમું વર્ષ પ્રારંભ થતાંજ ઉપલા મેહેતાજીએ એમનો પણ ગુજરાતી અભ્યાસ પ્રારંભ કીધો. મેહેતાજીની શિખવવાની શક્તિ સર્વોત્તમ હોવાથી અને શ્રી ખેંગારજીની શિખવામાં અતિશય કાળજી હોવાથી માત્ર ટંક સમયમાં ગુજરાતી લીપી સરસ રીતે વાંચતાં-લખતાં શિખી ગયા બાદ હિસાબ કિતાબનું અધ્યયન શરૂ કીધું, અને તેની સાથે ટૂંક સમયમાં ઈતિહાસ, ભૂગોળ, વ્યાકરણ વિગેરે વિવિધ વિષયોનો પણ પ્રારંભ કીધો. એવામાં વળી એમના પિતાજીએ એક બીજી સરસ ગોઠવણ કરી. સને ૧૮૭૧નાં વર્ષમાં રા૦ સા૦ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરને કચ્છના કેળવણી ખાતાના વડીલ તરિકે નિમ્યા હતા તેમને, શ્રી ખેંગારજી તથા તેમના વડીલ બેહેનના વિદ્યાભ્યાસ ઊપર દેખરેખ રાખવાને મુકરર કીધા. વળી તે ઊપરાંત, તેમના દર અઠવાડિયાના વિદ્યાભ્યાસની પોતે સ્વદૃષ્ટિ સન્મૂખ તેમની પાસે પરીક્ષા લેવડાવતા હતા, અને આઠ દિવસમાં તેમની કેટલી વિદ્યા વધી તેની પૂરેપૂરી કાળજીથી તપાસ લેતા તથા પોતે પણ તેના સંબંધમાં તેમના શિક્ષકને સારી સારી સૂચનાઓ કરતા હતા. આથી તે બંને કુલીન ભાઇ બેહેનોને ઘણો સારો લાભ પ્રાપ્ત થતો હતો.

આ પ્રમાણે ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કીધા પછી સને ૧૮૭૪ના જૂન માસમાં શ્રી પ્રાગમલજીએ સરકારમાં લખીને તેમનો ઇંગ્રેજી વિદ્યાભ્યાસ શરૂ કરાવ્યો, અને તેમના શિક્ષક તરિકે રા૦ સા૦ ખખ્ખરને નિમ્યા. શ્રી ખેંગારજી હવે ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ પણ ગુજરાતીની માફકજ ત્વરા અને ઊત્તમ કાળજીથી કરવા લાગ્યા. ઇંગ્રેજી પેહેલી ચોપડી શિખતાની સાથે ધીમે ધીમે

તેમણે ઇંગ્રેજી બોલવાનો પણ પ્રારંભ કીધો. શ્રી પ્રાગમલજી તેમનો ઈંગ્રેજી અભ્યાસ જોવાને પણ તેમની પાસે બીજે-ત્રીજે દિવસે જતા, અને તેની પરીક્ષા લઈ તથા તેમાં શ્રી ખેંગારજીની ઊલટ, ખંત અને ચંચળતા નિર્ખિને તથા આવા કિશોર વયના બાળક છતાં ઇંગ્રેજી બોલતાં જોઇ પોતે અત્યાનંદ પામતા. વળી તે વખતના પોલિટિકલ એજંટ કેપ્ટન ગુડફેલોએ, શ્રી ખેંગારજીના અભ્યાસ બાબે તેમના પિતાપર તા૦ ૬ઠી અક્ટોબર સને ૧૮૭૪ને દિવસે એક પત્ર લખી તેમાં જણાવ્યું કે "ગઈ કાલે સાયંકાળે મેં ભૂજ છોડયું તે પ્રથમ કુમાર શ્રી બાપુભા સાહેબ મારી મુલાકાતે આવ્યા હતા તેથી હું બહુ સંતોષ પામ્યો હતો. મારા જોવામાં આવ્યું કે, તેમણે ઈંગ્રેજીમાં અતિઘણી વૃદ્ધિ કીધી છે, અને તેમના અભ્યાસ પાછળ મારાથી વિશેષ દૃષ્ટિ નહીં રખાઈ તે માટે હવે હું મને પોતાને ઠપકાને પાત્ર ગણું છું. પણ તેઓ એવી દૃષ્ટિ રાખવાની રાહ જોય, એવું છેજ નહીં; અને મને મ્હોટી બ્હીક તો એ છે કે, રખેને તેઓ જોઈએ તે કરતાં વિશેષ અભ્યાસ કરતા હશે. એમની વયના થોડાજ છોકરા નિકળી આવશે કે, જેમણે એમણે કરેલા અભ્યાસ જેટલો અભ્યાસ કીધો હશે." આ પ્રમાણે તે સાહેબે પોતાના પત્રમાં લખ્યું હતું, અને તે પછી ડિસેંબર માસમાં ડૉક્ટર બૂલરે બીજે વર્ષે મી૦ જાઈલ્સે અને ત્રીજે વર્ષે પુનઃ ડૉક્ટર બૂલરે તેમની પરીક્ષા લઈ, તેમના વિદ્યાભ્યાસની અત્યંત પ્રસંશા કરી હતી.

સને ૧૮૭૪ની આખરે નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ મુંબઈ પધારેલા તે પ્રસંગે શ્રી પ્રાગમલજી તેમના સત્કારાર્થે મુંબઈ પધારેલા, પરંતુ એઓને ત્યાં ગુરદાનું દરદ દર્શનિક થયાથી પાછા પોતાની રાજ્યભૂમિકા તરફ પાછા ફર્યા. આ સમયે શ્રી ખેંગારજી પોતાના માતુશ્રીની સાથે સહવર્ત્તમાન બહુચરાજીની યાત્રાર્થે પધારેલા હતા. ત્યાં તેઓ પોતાના પિતાશ્રીની માંદગિની ખબર સાંભળતાંજ એકદમ સ્વદેશ તરફ પાછા વળ્યા, અને સ્વદેશમાં આવતાં માર્ગમાંજ પિતા-પુત્ર સાથે મળ્યા. પોતાના પિતાની શક્ત માંદગિથી પોતે ઘણા શોકાતૂર બન્યા હતા, અને એ પ્રમાણે પ્રવાસ કરતાં શોક અને ચિંતામાં આસરે અઢી માસ પૂર્ણ થયા હતા, અને તે દિલગિરીના સમયમાં પોતાનાથી અભ્યાસ તરફ કિંચિત પણ લક્ષ અપાયલું નહી; એટલામાં મી૦ જાઇલ્સ વાર્ષિક પરીક્ષા લેવા ગયા. આવે સમયે પરીક્ષા લીધાં છતાં તેમનો વિદ્યાભ્યાસ જોઈને તેઓ ઘણો આનંદ પામ્યા હતા, અને તે સમયના પોલિટિકલ એજંટ કર્નલ પાર સાહેબને તેમની પ્રસંશા લખી જણાવી હતી.

એ પછી તરતજ સને ૧૮૭૬ના જાનેવારી માસની તા૦ ૧લીએ શ્રી પ્રાગમલજી દેવલોક પામ્યા. તેમની ઉમ્મર માત્ર ૩૭ વર્ષની ભર યુવાવસ્થામાં હોવાથી તેમની પ્રજા અને સર્વમાં શોક શોક વર્ત્તિ રહ્યો, અને તેના અત્યંત વિલાપમાં શ્રી ખેંગારજી આવી પડયા! નામદાર મુંબઈ સરકારે આ દુઃખદાયક બનાવની દિલગિરી દર્શાવવા માટે સરકારી ગેઝિટમાં પ્રદર્શિત કીધું કે "સરકારે એક રાજ્યભક્ત મિત્ર, અને કચ્છી પ્રજાએ એક વિદ્વાન અને પ્રિય રાજા ખોયો છે." એવીજ દિલગિરી નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ વિગેરેએ દર્શાવી હતી. બાદ તા૦ ૩જી જાનેવારી સને ૧૮૭૬ને દિવસે શ્રી ખેંગારજીને "મહારાજાધિરાજ મીરઝા મહા રાઓ શ્રી ખેંગારજી બહાદૂર"ની પદ્વિ સહિત રાજ્યાસન આપ્યું, અને રાજ્યનું કામકાજ, એમના પિતા શ્રીએ કીધેલાં વીલ પ્રમાણે રીજન્સી, જેના પ્રમુખ પોલિટિકલ એજંટ હતા, તેનાથી ચાલવા માંડયું. એ સમયે શ્રી ખેંગારજીની વય માત્ર ૧૦ વર્ષ ને ૪ માસની હતી. આટલી બાળ વયા છતાં પોતે વારમવાર સાહેબને બંગલે મળવા જતાં, અને તેમની તથા તેમના પત્નિની સંગે વિવિધ વિષયોપર ઈંગ્રેજીમાં વાતચીત ચલાવતા હતા. અશ્વ ઊપર સ્વાર થવાની શરૂઆત પણ તેમણે આ સમયે કરવા માંડી હતી, અને દરેક પ્રકારે પોતાની વિદ્વતા અને ચપળતાનો પ્રકાશ પાડવા

માંડયો હતો. એજ અરસામાં એકદિવસે પ્રિન્સ ઑફ્ વેલ્સના તારનો ઉત્તર લખી તેમના દિવાન તે ઉપર સહી લેવા ગયા, તે સમયે પોતે કહ્યું કે "મૂકી જાઓ; હું વાંચી વિચાર કરીને પછી સહી કરીશ." આ ઉપરથી શ્રી ખેંગારજી બાલ્યાવસ્થાથીજ કેવા ચાલાક ને હોંશિયાર નિવડયા છે, તે ઘણીજ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

શ્રી પ્રાગમલજીના સ્વર્ગવાસ પછી પણ શ્રી ખેંગારજીનો વિદ્યાભ્યાસ જેવો ને તેવોજ ઉત્સાહ પૂર્વક જારી રહ્યો હતો. તેમના વિધવા માતુશ્રી એ બાબતમાં તેમની અત્યંત દેખરેખ રાખતા હતા. તેમણે પોતાના આ કુંવર સાહેબના શિક્ષક મી૦ દલપતરામને પોતાની સન્મૂખ બોલાવીને ખાસ ભલામણ કરી કે, કુંવરશ્રીનો અભ્યાસ બને તેટલી ત્વરાથી ચલાવવો, કે જેથી ત્વરામાં હોંશિયાર બની જાય તો પછી રાજ્યની સ્વતંત્ર લગામ પણ તેમના હસ્તમાં એકદમ આવી જાય. આમ કહી પોતે પણ પોતાના પુત્રપર હવે વિશેષ નિધા રાખવા લાગ્યા. વળી કુંવર સાહેબ પોતેપણ તેવીજ ત્વરામાં તેજસ્વી થવા માંડયા. એજંટની દરરોજ સાયંકાળે મુલાકાત લેતા, તેમની સંગે તથા કાંપના અન્ય અમલદારો અને મડમોની સંગે ક્રિકેટની ખુશકારક રમતો રમતા, તેમની સાથે અશ્વપર બિરાજી ફરવા જતા, અને એ શિવાય પણ બીજાં યોગ્ય કૃત્યોમાં ઉમંગ સહિત દિપવા લાગ્યા. એટલામાં ડિસેંબર માસ પાછો આવી પૂગો, અને તેની સાથે એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ડા૦ બૂલર પરીક્ષા લેવા આવ્યા. પરીક્ષા લઈને તેઓ પૂર્ણ પ્રસન્ન થયા, અને પોલિટિકલ એજંટપરના પોતાના તા૦ ૨૦મી જાનેવારી સને ૧૮૭૭ના પત્રમાં એવું દર્શાવ્યું કે "મહારાજા સાહેબે એંગ્લો વર્નાક્યુલરના ત્રીજાં ધોરણનો અભ્યાસ આશરે બેત્રત્યાંશ જેટલો કીધો છે, અને તેઓ પોતાની પરીક્ષામાં શાબાશી ભરેલી રીતે પાસ થયા છે. તેમનો ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ ત્રિજાં ધોરણના છોકરાઓના કરતાં અતિ અધિક છે. તેઓ ઇંગ્રેજીમાં સાધારણ વિષયોપર વાતચીત કરી શકે છે, માટે હું તેમની સર્વ વિષયોમાં ચપળતા અને ચિત્તનો પ્રકાશ નિર્ખિને અત્યાનંદ પામ્યો છું. આથી એવું દિસે છે કે, મેં ૧૮૭૪માં છેલ્લે તેમની પરીક્ષા લીધી હતી, તે પછી તેમનું જ્ઞાન અતિઘણું ખીલવવામાં આવ્યું છે." આવી રીતે આ વર્ષમાં પણ તે નામદારના વિદ્યાભ્યાસની ઘણી સારી પ્રસંશા થઈ હતી.

સને ૧૮૭૭ની તા૦ ૧લી જાનેવારીએ દિલ્હિમાં મહારાણી શ્રી વિકટોરિયાજીને "કયસરે હિન્દ" નું મહાન્ પદ ધારણ કરવાની ક્રિયા માટે સુશોભિત દરબાર ભરવામાં આવ્યો હતો; તેમાં પધારવા માટે શ્રી ખેંગારજીને આમંત્રણ આવ્યાથી મહાન્ ઉત્સાહપૂર્વક એમણે તૈયારી કરવા માંડી હતી. એટલામાં એમના મ્હોટી બેહેનનાં લગ્ન બીકાનેરના મરહુમ મહારાજા શ્રી ડુંગરસિંગજીની સાથે કરવાનું નિર્માણ થવાથી દિલ્હિ પધારવાનું માંડી વાળવું પડયું હતું. જે દિવસે દિલ્હિમાં દિવ્યમાન દરબાર ભરવામાં આવ્યો હતો, તેજ દિવસે, એટલે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭ને દિવસે પોતે પણ ભૂજ ખાતે ભારી ભપકાથી દરબાર ભરીને તેમાં પધારેલા પોલિટિકલ એજંટ, કેંપના અમલદારો, લેડીઓ વિગેરે સર્વ પધારેલા સજ્જનોની સન્મૂખ, પોતાની ૧૧ વર્ષની ઘણી બાલ્યાવસ્થા છતાં ઇંગ્રેજી ભાષામાં સ્વમૂખે સંભાષણ વાંચી સંભળાવી "કયસરે હિન્દ"નું પદ નામદાર રાજ્ય માતુશ્રીએ ધારણ કીધાનો ઢંઢેરો જાહેર કરાવ્યો. શ્રી ખેંગારજીની આવી ઉત્તમ ચાલાકી અને કુશળતા જોઈને સર્વ સભાજનોનાં મન રંજિત થઈ ગયાં, અને ભવિષ્યમાં એ રાઓ શ્રી એક એક્કા નૃપતિ નિવડશે, એવી વાણી એકસ્વરે બોલાવા લાગી. એજ પ્રમાણે તે રાતના પોલિટિકલ એજંટને બંગલે તમામ અમલદારોને ખાનું આપ્યું તે સમયે પણ એજંટનાં ભાષણનો ઉત્તર ઘણીજ છટાથી ઇંગ્રેજી ભાષામાં વાંચી સંભળાવ્યો હતો. આથી

પણ સર્વને અત્યાનંદ પ્રાપ્ત થયો હતો. એજ પ્રમાણે રાઓ શ્રી ખેંગારજીએ પોતાની બ્હેન શ્રી બાઈરાજબા સાહેબનાં લગ્નમાં પણ સારો ભાગ લીધો હતો, અને બીકાનેરથી જાન લઇને આવેલા પોતાના મિજબાનો વિગેરેમાં પોતાને માટે સર્વોત્તમ વિચાર બેસાડયો હોતો.

હવેથી એ નામદારના અભ્યાસપર દેખરેખ રાખવાને તથા અશ્વપર બિરાજવાની કશરત અને અન્ય કેળવણીમાં નિપૂણ કરવાને માટે નામદાર સરકારે પોતાના તરફથી કેપ્ટન રે નામના પુરૂષને પોલિટિકલ એજંટ નિમ્યા. છ માસ પછી, એટલે નવંબર માસમાં મુંબઈના માજી ગવર્નર સર રીચર્ડ ટેંપલે કચ્છમાં પધારીને એક દરબાર ભરી તેની વચમાં શ્રી ખેંગારજીને, દિલ્હિમાં ભરેલા દરબારમાંથી મળેલો માનવંતા દિલ્હિનો વાવટો એક ઘણુંજ સુંદર ને લાંબુ ભાષણ કરીને સ્વાધિન કીધો. તે સમયની સુશોભિત શણગારિક રચનાનો ઠાઠ કંઈ ઓરજ હતો. તે સમયે શ્રી ખેંગારજીએ નામદાર ગવર્નરનાં ભાષણનો ઊત્તર ઈંગ્રેજીમાં ખરેખરી છટાથી વાંચી સંભળાવ્યો હતો, અને વળી સાયંકાળે જ્યારે ગવર્નર વિગેરેને ખાનું આપ્યું ત્યારે પણ તેવીજ છટાથી ભાષણ કીધું હતું, જે શ્રવણ કરતાંની સાથેજ નામદાર ગવર્નરે એમની બાળ વય છતાં વિશાળ બુદ્ધિ, ચપળતા અને શૂરવીર છટાની અતોલ પ્રસંશા કરી હતી.

હવે ધીમે ધીમે રાઓ શ્રી ખેંગારજી ઈંગ્રેજીવિદ્યા તેમજ અન્ય કેળવણીમાં કુશળ થવા લાગ્યા, અને ઇંગ્રેજી કવિતા, નાટકો, ઈતિહાસો વિગેરેનો ઘણો સારો અભ્યાસ કરવા લાગ્યા. વળી તેની સાથે રાજ્ય પ્રકરણ, અશ્વ બિરાજવાની કળા, શિકારની કશરત વિગેરે તરફ પણ સારૂં લક્ષ આપ્યું, અને પીઆનો વગાડવાની ખાશ તાલિમ કેમ્પની રેજિમેંટના એક ઑસ્ટ્રિયન બેંન્ડ માસ્ટરના હાથ નિચે ઘણી સારી રીતની લીધી હતી.

સને ૧૮૮૧ની આખરે નામદાર સર જેઈમ્સ ફરગ્યુસન કચ્છમાં પધાર્યા તે સમયે તેમના સત્કાર સારૂ ભવ્ય દરબાર ભર્યું હતું. તેમાં શ્રી ખેંગારજીએ ઇંગ્રેજીમાં મધૂર ભાષણો કીધાંથી, નામદાર ગવર્નરને પોતાનાં રાજ્યની રમણીય વસ્તુઓ બતાવ્યાથી, ભૂંડના શિકારમાં શૂરવીરતા દર્શાવ્યાથી અને એ શિવાય પોતાની કૂશળતા અને ચાલાકીનો પ્રિયકર પ્રકાશ પાડયાથી સર જેઈમ્સ અતિશય હર્ષ પામ્યા હતા, અને તેજ સમયે તે નામદારે પોતાનાં સંભાષણમાં રાઓશ્રીની પૂર્ણ પ્રસંશા કરી હતી. તે નામદારે તો પોતાનાં ભાષણમાં એટલે સુધી દર્શાવ્યું હતું કે 'મારે હાથે તમને તમારાં રાજ્યનો કાર્યભાર સોંપાઈ શકાશે તો મને અત્યંત હર્ષ પ્રાપ્ત થશે.' આ પ્રમાણેના આનંદનીય શબ્દો તે નામદારે તે સમયે કહ્યા હતા, અને વળી આ પ્રસંગની કચ્છ ખાતેની પોતાની પધરામણીમાં તે નામદારે ત્યાંની "ઑલફ્રેડ હાઈસ્કૂલ"નો પાયો નાખવાની ક્રિયા તા૦ ૮મી જાનેવારી સને ૧૮૮૨ને દિવસે કરી હતી, અને તેને લગતી ધામધૂમ પણ સારી કરવામાં આવી હતી, જે તમામમાં નામદાર યુવાન રાઓ શ્રી ખેંગારજી ખંત ને ઉલટ ભેર ભાગ લેતા હતા.

પછી તરતજ સને ૧૮૮૨નાં વર્ષમાં, એટલે નામદાર રાઓ શ્રીની ૧૬ વર્ષની વયે તેમને "સ્ટેટ કાઊન્સિલ" માં દાખલ કરી તે કાઊન્સિલનું નામ જે અસલ "રીજન્સિ કાઊન્સિલ" હતું તેને બદલે હવેથી તેને "કાઊન્સિલ ઑફ એડમિનિસ્ટ્રેશન"નું નામ આપ્યું. આ પછી રા. બા. નંદશંકર તુળજાશંકર ફોજદારી અને દિવાની મુકરદમા અને બીજું પરચુરણ કામકાજ એમની આગળ રજૂ કરી એમને સમજાવતા, અને વકીલોને હાઝર રાખી તેમની તકરારો સંભળાવી તેમનો ચુકાદો આપતા. આ પ્રકારે ન્યાય ખાતાની નિપૂણતા સંપાદન કરવાને તેઓ બહુ ચિત્ત પોરવતા હતા એટલુંજ નહીં, પરંતુ સ્વદેશનાં કેટલાંક સ્થળોમાં પ્રવાસે નિકળી ત્યાંના કાયદા કાનુંનોથી પણ વાકેફ થવાને યત્ન કરતા હતા.

આ પ્રમાણે અનૂભવ મેળવીને સને ૧૮૮૩ના માર્ચ માસમાં તે નામદાર કેપ્ટન રેની સંગે હિંદની મુસાફરીએ નિકળ્યા. તે નામદારે મુંબઈ થઈને ત્યાંથી છેક સીમલા સુધી પ્રવાસ કીધો, અને સીમલામાં નામદાર વાઈસરૉયની મુલાકાત લઈ, પોતાની પ્રવીણતા અને સૌજન્યતાનાં પરિબળથી નામદાર વાઈસરૉય તથા તેમના તમામ રાજયમંડળ તરફથી ઘણી સારી પ્રતિષ્ઠા પામી પ્રસંશા પ્રાપ્ત કરી. બાદ દિલ્હિ, આગ્રા, અજમેર, જેપૂર, બનારસ, અલ્હાબાદ આદિક હિંદની વિવિધ ભૂમિકામાં ફરીને મે માસમાં મહાબ્લેશ્વરમાં પધાર્યા. અત્રે એક માસ સુધી આનંદ સહ રહ્યા એટલામાં વળી એમના માતુશ્રી ન્હાન્હીબા સાહેબના મંદવાડની ખબર આવવાથી તત્કાળ તે નામદાર ભૂજ તરફ પાછા વળ્યા, પરંતુ અંતે તેમના માતુશ્રીનો વિયોગજ રહ્યો ! રાઓ શ્રી ભૂજમાં ચર્ણ મૂકે તે પ્રથમ, એટલે તા૦ ૨૭મી મે સને ૧૮૮૩ ને રવિવારે તેમના માતુશ્રી દેવલોક થયા ! અહા ! જે માતાએ પોતાના સૂપુત્રને ઊછેરી પાછેરી મ્હોટા કીધા, જેણે તેમને વિદ્યાભ્યાસ કરાવવાને પૂર્ણ ખંત રાખી અને જેણે રાજ્ય પ્રકરણનાં કાર્યોમાં તેમને કૂશળ કીધા, તેજ માતુશ્રીના આવા અતર્કિત વિયોગથી રાઓ શ્રી ખેંગારજી જેવા તેમના સૂપુત્રને કેટલો ખેદ ઊપજ્યો હશે, અને તેઓ કેવા વિલાપમાં પડયા હશે !

સને ૧૮૮૩ના ઑગસ્ટ માસમાં દિવાન બહાદૂર મણીભાઈ જશભાઈની દિવાન તરિકે કચ્છમાં પુનઃ નિમણુંક થઈ. આ રત્નરૂપ પુરૂષે રાઓશ્રી ખેંગારજી સાહેબને રાજ્યપ્રકરણની રીતિમાં કૂશળ કરવા માંડયા. બાદ સને ૧૮૮૪ના ફેબ્રુવારી માસમાં સાયલાના ઠાકોર સાહેબના કુંવરી મ્હોટા બા સાહેબ, તથા રાણા શ્રી જાલમસિંગજી ચરાડવાળાનાં કુંવરી ગંગબા સાહેબની સાથે રાઓશ્રીનાં શુભ લગ્ન કરવામાં આવ્યાં. આ પ્રસંગે ગુજરાત–કાઠિયાવાડ તથા મારવાડ વિગેરે તરફનાં મ્હોટા મ્હોટા નૃપતિઓ પધાર્યા હતા, અને ઘણો સારો લગ્નોત્સવ કરવામાં આવ્યો હતો. આ પ્રસંગનો યોગ્ય લાભ લઈને રાઓ શ્રીએ પોતાનાં રાજ્યનો હુન્નર તેજોમય કરવાની તથા આનંદ સહિત તેનું જ્ઞાન પોતાની પ્રજાને આપવાની ઈચ્છાથી, કચ્છ તથા પ્રદેશોના હુન્નરોનું સુંદર પ્રદર્શન કીધું હતું. આ પ્રદર્શન નિર્વિઘ્ને સર્વકોઇ આનંદ પામ્યા હતા, અને તે ઘણું ફતેહપૂર્વક પસાર થયું હતું. લગ્ન સમયે નામદાર મુંબઇ સરકાર તરફથી એક ઊમદા ખીલત નામદાર રાઓ શ્રીને અર્પણ કરવામાં આવ્યો હતો, અને તે સમયે એક શોભાયમાન દરબાર પણ ભરવામાં આવ્યું હતું.

નામદાર રાઓ સાહેબ ૧૮માં વર્ષની યુવાવસ્થામાં આવ્યા તે સમયે તે નામદારે કેવી સરસ સરસ્વતી સંપાદન કીધી હતી, તે બાબત સુપ્રિનટેન્ડન્ટ કેપ્ટન ચેપમેને સને ૧૮૮૪નાં વર્ષમાં એક રીપોર્ટ કીધો હતો તેમાં એવી બિના દર્શાવી હતી કે “ મહારાજા સાહેબે વર્ષમાં નિચે લખેલા ગ્રંથો વાંચ્યા છેઃ—એલફિનસ્ટનના ઈતિહાસનાં પાંચ પ્રકરણ, પોપના એસે આનમેનના ત્રણ પત્રો, લાંડ ફેલોની ઈંવાજે લાઈન અને હિયાવૉથાનું ડિપાર્ચર, માલકમના ઈરાનના ઈતિહાસનાં બે પ્રકરણ, રેકનું કચ્છ સિલેક્શન, ફૉસેટની પોલિટિકલ ઈકોનોમી અને ઇંડિયન પીનલકોડ. એ શિવાય મહારાજા સાહેબ ગુજરાતી ગ્રંથો તથા વર્ત્તમાનપત્રો અને ઈંગ્રેજી ન્યુસપેપરો વાંચતા હતાં. તેઓ પ્રભાતમાં ૬થી તે ૮ાા વાગ્યા સુધી અશ્વપર સ્વાર થઈ ફરવા નિકળે છે, લગભગ ૧ાા કલાક દિવાનની પાસે બિરાજી રાજ્ય સંબંધી કામ કાજ શિખે છે, અને ત્રણ કલાક વિદ્યાભ્યાસમાં ગુજારે છે. સાયંકાળે ઘણુંકરીને તેઓ સાહેબ વાહનમાં બિરાજીને ફરવા નિકળે છે. તેઓ લાનટેનિસની રમત રમે છે, અને અરજદારો અને પોતાને સલામ કરવા આવનારની અર્જ શ્રવણ કરી તેમની સલામ લે છે.” આ પ્રકારે કેપ્ટન ચેપમેને પણ તે નામદારને માટે સારો અભિપ્રાય દર્શાવી તે નામદારની યોગ્યતાને અધિક પુષ્ટી આપી હતી.

મહારાજા સાહેબ શ્રી ખેંગારજી શિકારના ઘણા શોખીન છે, અને મરદાની તાલિમમાં એક એક્કા છે, એ તો પ્રસિદ્ધજ છે. હાથમાં લાંબા ભાલા લઈ અશ્વ દોડાવતાં શિકારની પૂંઠ પકડવામાં તેમની ઊસ્તાદી સતેજ છે, અને અશ્વપર એટલો બધો સમય સુધી બેશી શકે છે કે, તેપરથી તે નામદારની શ્રમશક્તિ ઘણી સારી નિવડી છે, અને ભારે શ્રમનું કાર્ય કરવામાં પણ તેઓ હઠે તેમ નથી.

રાઓ શ્રી ખેંગારજીના પિતાજીને જેમ ૧૮મે વર્ષે રાજ્યની સ્વતંત્ર લગામ સોંપી ગાદિનશીન કીધા હતા, તેજ પ્રમાણે રાઓ શ્રી ખેંગારજીને પણ તેમનાં ૧૮ વર્ષ પૂર્ણ થવાથી તા૦ ૧૧મી ઑગસ્ટ સને ૧૮૮૪ને દિવસે રાજ્યાભિષેક કીધા. જોકે સગીર વયના રાજકુંવરોને ૨૧ વર્ષ પૂર્ણ થયા બાદ તેમનાં રાજ્યની સ્વતંત્ર સત્તા સોંપાય છે, તોપણ શ્રી ખેંગારજીની બુદ્ધિ, ચંચળાઈ અને યોગ્ય વિદ્વતાને લીધે તેમને આટલી વયમાં રાજ્યની સ્વતંત્ર સત્તા સ્વાધિન કરી, એ કંઈ ઓછા આનંદની વાર્ત્તા નથી. ઊપલી તારીખે પોલિટિકલ એજંટ કર્નલ ફિલિપ્સે એક ભવ્ય દરબાર ભરીને ઘણી સુંદર રચના સહિત આ આનંદનીય ક્રિયા કરી હતી. આ શુભ પ્રસંગે શ્રી રાઓ સાહેબની સમગ્ર પ્રજાએ પોતાના રાજ્યાધિકારી પ્રત્યે પોતાની પ્રીતિ પ્રદર્શિત કરવાને અર્થે, પોતાની રાજ્યભક્તિ દર્શનિક કરવાને અર્થે અને પોતાનો અત્યંત ઊત્સાહ પૂરો પાડવાને અર્થે અતિશય હર્ષપૂર્વક મહોત્સવો કીધા હતા, અને એક દિપોત્સવ સમાન તે દિવસ માની સ્વગ્રહે સ્વાદિષ્ટ ભોજન કીધાં હતાં, તથા એ શિવાય હર્ષની ઘણી નિશાનિઓ દર્શાવી હતી. આ સમયે વર્ષાઋતુ હોવાથી સર જેઈમ્સ ફરગ્યુસન કચ્છમાં પધારી શક્યા નહોતા, અને તેથી દરબાર ભરવાના અન્ય ઊત્સવો નવેમ્બર માસમાં તેમના પધારવાપર મુલતવી રાખ્યા હતા, અને તે પ્રમાણે જ્યારે તે નામદાર તે માસમાં ત્યાં પધાર્યા હતા, ત્યારે ત્યાં જે જે શોભાયમાન રચના કરવામાં આવી હતી તથા જે ઊમંગમાં ઉત્સવો ઉજવવામાં આવ્યા હતા, તેનું આબેહુબ આખ્યાન કરવું અશક્ય છે! પ્રથમ તો નામદાર રાઓ શ્રીએ તા૦ ૧૩મી નવેમ્બરે માંડવી બંદર ખાતે સર જેઈમ્સ સાહેબનો સારો સત્કાર કરીને ત્યાંથી તેમને પોતાની તખ્ત ભૂમિ ભૂજમાં લઈ આવ્યા, અને તેમને રેસિડન્સિમાં ઉતારો આપ્યો, અને તે પછી તા૦ ૧૪મીની પ્રભાતમાં પ્રાગમેહેલમાં મ્હોટો દરબાર ભરવામાં આવ્યો, જેમાં નામદાર ગવરનરે પ્રારંભમાં કહ્યું કે "નામદાર ક્વીન એમ્પ્રેસને નામે હું તમો નામદાર સાહેબને "કચ્છના રાઓ તરિકે" ગાદિનશીન કરૂં છું." આ ઊમંગી શબ્દો નિકળતાંની સાથેજ સલામતીની તોપોના ધડાકા થવા માંડ્યા, હાજર રહેલાં બેંડે સંગીત ગાયું અને સભાજનોએ અતિ હર્ષની નિશાનિઓ દર્શાવવા માંડી. તે પછી નામદાર ગવરનર સાહેબે ઇંગ્રેજીમાં જે રસાળ ભાષણ કર્યું હતું, તેનું ગુજરાતી ભાષાંત્તર નિચે પ્રમાણે છેઃ—

"મહારાજા સાહેબ, કર્નલ ફિલિપ્સ અને ગૃહસ્થો,

મહારાજા મિરઝાં મહા રાઓ શ્રી ખેંગારજીને પોતાના વડીલોનાં રાજ્યાસનપર મારા સ્વહસ્તે બેસાડવાની મારાં મનમાં દીર્ઘ સમયથી ઇચ્છા હતી, અને તે પાર પાડવાનીજ હું આશા રાખતો હતો. એમને ઉમ્મરે પોહોંચવાની તારીખ એવી ઋતુમાં હતી કે, તે સમયે સરકારી કામને લિમજ મને પોતાને ભૂજ આવવું ઘણું અઘવડતા ભરેલું હતું; પરંતુ મહારાજા સાહેબને રાજ્ય ચલાવવાની સંપૂર્ણ સત્તા સોંપવામાં એક દિવસનો પણ વિલંબ થાય, તે વાત સરકારને પસંદ નહોતી. આ મહાન્ અધિકારને માટે પોતાની યોગ્યતાથી એમણે એટલોબધો સંતોષ આપ્યો હતો, અને પોતાની કેળવણીથી એટલોબધો લાભ પ્રાપ્ત કીધો હતો કે, તેમને તત્કાળ રાજ્યકાર્યભાર સોંપવો, એ તેમના પ્રત્યે યોગ્ય, તેમની પ્રજાને સ્વિકારવા લાયક હતું.

એમના હાથ નિચે રાજ્ય સારી રીતે ચાલશે, એવી ભવિષ્યવાણી હું હિમ્મતથી ભાખું છું. એમની સ્વાભાવિક બુદ્ધિ સારી રીતે ખિલી છે, એમનું અંતઃકર્ણ ઉમદા કેળવણીથી તૃપ્ત થયલું છે અને એમણે દેશી પ્રજાની સ્થિતિ

તથા જરૂરિયાતો શું શું છે, તેનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કીધું છે. પણ વળી તેના કરતાં અધિક આશા બાંધનાર તો તેમનો સ્વભાવ તથા તેમનું સદ્વર્તન છે. એ બે વસ્તુઓ વિષે મને વિચાર બાંધવાને જે વારમવાર તક મળી છે, તે મને બાલ્યાવસ્થાથી જેઓ જાણે છે, તેમણે એકમતે જે ખાત્રિ કરી છે તેથી મારી ખાત્રિ થાય છે કે, તેમનું હૃદય દયાવંત છે, તેમની વિચાર કરવાની શક્તિ નિર્મળ છે અને તેઓ પોતાનો ધર્મ બજાવવાને માટે ચૂસ્તપણું રાખે છે. આ ગુણો એમની પ્રજાથી અંજાણ્યા નથી; અને તેથી કરીને એમનાં કુટુંબ ઉપર તથા ખાસ એમના પોતાના ઉપર દીર્ઘ કાળથી વંશપરંપરાથી ચાલતો આવેલો પ્રજાપ્યાર વૃદ્ધિ પામ્યા વિના રેહેશે નહીં. મારી ખાત્રિ છે કે, તે પ્યારને લીધે તેઓ તેને યોગ્ય થવાને તથા તેનો બદલો વાળવાનાં કૃત્યો કરવાને ઊશકેરાશેજ. આપણે જે મહારાજા વિષે આવાં ભવિષ્યો બાંધીએ છિએ, તે જો ખરાં નહીં નિપજે તો, લક્ષણો ઉપરથી પુરૂષ પરીક્ષા કરવાને હું અતિ અજ્ઞાન છું, એમ માનીશ એટલુંજ નહીં, પરંતુ મારા જન્મારામાંની એ એક મારી મ્હોટી નાઉમેદી થશે. રાજા તરિકેની પરીક્ષામાં પાર ઉતરવામાં સંકટો મહાભારત છે—ઢીલા થઇ જવાની લાલચો, ખોટી પ્રસંશા અને સત્તા બળથી બગડી જવાનું સંકટ—એ સર્વેની સામા બાથ ભીડીને તેને જીતવાં જોઇએ. જેમ વગર જોખમદારી વાળી સત્તાનાં દુષણો છે, તેમ જો લોકકલ્યાણની ઇચ્છા અને નિઃસ્વાર્થિપણું સર્વ કામોમાં રાખવામાં આવ્યું હોય તો તેના લાભ અને તકો પણ અનંત છે."

ઊપર શિવાયનાં વિશેષ વખાણનાં વચનો વધ્યાં પછી, નામદાર ગવરનર સાહેબે મહારાજા સાહેબ બહાદૂરને એક શાલ ઓરાઢીને મુબારકબાદીની તલવાર લટકાવી હતી. આ સમયે મહારાજા સાહેબની મૂર્ત્તિની પ્રફુલ્લિતતા કંઈ જૂદાજ આનંદનીય રૂપમાં પ્રકાશમય દેખાતી હતી.

નામદાર ગવરનરનાં ભાષણનો ઊત્તર નામદાર રાઓ શ્રીએ પણ ઘણીજ છટા અને પ્રવીણતાથી આપ્યો હતો, અને તેમાં તે નામદારે ગવરનરનો ઊપકાર માની, પોતાની ફરજો શું શું છે, તે પ્રદર્શિત કીધા પછી તે નામદારે દર્શાવ્યું કે, પરમેશ્વરની કૃપાથી અને નામદાર મહા પ્રતાપિ બ્રિટિશ સરકારની મેહેરબાનીથી મારી પ્રજા જે પૂર્વ ગોળાર્ધમાં પસરી રહી છે તેની વંશપરંપરાની રાજ્યભક્તિ અને મદદથી કાર્યો પાર પાડવામાં મૂળ સિધ્ધાંત એ છે કે, પ્રજાનું સૂખ વધારવું તથા નીતિ અને સમૃદ્ધિ સંબંધી વૃદ્ધિ કરવાનું લક્ષમાં રાખવું. એ વિગેરે વિવેકી વચનો કહી સંભળાવ્યા બાદ પોતાના પ્રશસ્થ ને પોતાનાં રાજ્યને આબાદ કરવામાં મ્હોટા મદદગાર દિવાન રા૦ બા૦ મણીભાઇની પુષ્કળ પ્રસંશા કરી, અને નામદાર ગવરનરે, રા૦ બા૦ મણીભાઈની તમામ પ્રસંશાપાત્ર સેવાની નિશાની તરિકે નામદાર હિંદની સરકાર તરફથી "દિવાન બહાદૂર"નો માનવંતો ખેતાબ સ્વહસ્તે તેઓ સાહેબને બક્ષ્યો.

ઊપલી ક્રિયા થઈ રહ્યા બાદ રાઓ શ્રીએ નિચે પ્રમાણેનો એક સ્તુત્ય ઠરાવ દિવાન બહાદૂર મણીભાઈની સહીથી જાહેર કરાવ્યો હતો:—

### ઠરાવ.

નામદાર મહારાજાધિરાજ મિરઝા મહા રાઓ શ્રી ખેંગારજી બહાદૂર, માલિકમુલ્ક કચ્છ, એમની બાલ્યાવસ્થા પૂરી થએથી, એમને કચ્છ રાજ્યની કુલ્લ સત્તા સ્વાધિન થયાની શુભ વિધી મુંબઇના માનવંતા ગવરનર નામદાર રાઇટ ઑનરબલ સર જેઇમ્સ ફરગ્યુસન સાહેબ બહાદૂર કે. સી. એમ. જી. સી. આઇ. ઇ. એમને હાથે આજરોજ થતાં, નામદાર મહારાજા સાહેબે પોતાની રાજ્ય સત્તાના માંગ્લિક પ્રારંભનાં સ્મારણાર્થે, કચ્છી પ્રજાનાં હીત સંબંધી, કેટલાંક રૂડાં કામોની યોજના કરવી, એવા વિચારથી કૃપાવંત થઇ નિચે પ્રમાણે ઠરાવ કર્યો છે.

(૧) કચ્છી પ્રજામાં ઊંચી કેળવણી તથા હુન્નર કારિગિરીનો વધારો થવાના હેતુથી દર માસે રૂપૈયા ૨૦૦) બસોની એક સ્કૉલર્શિપ સ્થાપવામાં આવે છે. આ સ્કૉલર્શિપ કચ્છી પ્રજામાંથી જે શખ્સ યૂરોપ કે અમેરિકા ઊંચી કેળવાણી કીંવા ઊંચી કારિગિરી (Technical Education) જે વખતે જે રાજ્ય તરફથી પસંદ થાય તે બાબત શિખવા માટે જાય તેને આપવી, ને એક માણસ જઇ ધારેલી ઊમેદ પાર પાડી દેશમાં પાછો આવ્યા પછી કચ્છી પ્રજામાંથી બીજો

જે ઉપરનાં કારણસર લાયકાતને આપવી. આ સ્કૉલરશિપને "કચ્છ મહારાજા ખેંગારજી સ્કૉલરશિપ" એ નામ આપવું. આ બાબતની વધારે તપશીલ હવે પછી પ્રગટ કરવામાં આવશે.

(૨) કચ્છી પ્રજા તથા કચ્છ રાજ્યકર્તાનો સંબંધ ઘણો સંતોષકારક અને ઘાટો ચાલ્યો આવે છે, કચ્છી પ્રજાનું દેશાભિમાન પણ સ્તુતિપાત્ર છે, તેઓ રાજ્યકર્તાને "બાવા" (પિતા) એ નામ આપે છે, અને પોતાને "છોરૂ" બોલે છે, અથવા આ દેશની બોલીમાં કહીએ તો બંને વચ્ચે છોરૂ માવિત્રનો સંબંધ–નાતો ચાલ્યો આવે છે. દેશમાં હિંદુઓમાં જ્ઞાતિનું બંધારણ છે, તેમજ મુસલમાનોમાં પણ જાત જાતની જમાતો છે, આ વિગેરે કારણથી જે લોકો લાચાર અને પોતાનું ઉદરપોષણ પોતાની કીવતથી કરવા અશક્ત છતાં આધાર વગરનાં હોય છે, તેમની સંભાળ કેટલેક દરજ્જે નજીક, દૂરનાં સગાંવહાલાં, ન્યાત, જાત કે જમાત તરફથી રહે છે ખરી, તોપણ તેવા લોકો વખતે દુખી હોય છે. માટે એવા બિલકુલ નિરાશ્રિતો વાસ્તે કાંઇ આધાર થાય તો ઠીક; તેમજ કેટલાંક માબાપ વગરનાં છોકરાં નિરાશ્રિત સ્થિતિમાં હોય છે. વળી વિધવાનાં છોકરાં અથવા તજી દીધેલાં લાચાર સ્થિતિનાં બાળક હોય છે, કે જેમની ઘટિત સંભાળ લઇ, તે દુનિયાદારીમાં ઉપયોગી થઇ પડે, એવી તેમની તબિયત કરી તેમને પાળી પોષી સારે રસ્તે ચઢાવનાર કોઇ કાળજી વાળું હોતું નથી, તો તેવા નિરાશ્રિત છોકરા અથવા છોકરીની પણ સંભાળ લેવાનું સાધન હોય તો ઠીક; એવા નિરાશ્રિતો કચ્છી પ્રજામાંના દેશમાં અથવા પ્રદેશમાં ગમે ત્યાં હોય તેમનાં મનમાં એવો મનોભાવ ઉત્પન્ન થાય કે, કદાપિ અમે કાંઇ કારણથી અશક્ત તથા નિરાશ્રિત થઇ લાચાર અવસ્તામાં હઇશું, અને અમને કોઇ પાળનાર નહીં હોય તો અમારો ધણી, રાજા તથા દેશ અમને પાળશે. આવા મનોભાવથી દેશાભિમાન તથા રાજ્યપ્રીતિ અને રાજ્યભક્તિની દઢતા થતાં રાજા પ્રજાનો સંબંધ ઉત્તરોત્તર ઘાટો થતો જાય છે; આ સર્વ વાત ધ્યાનમાં લઇ "કચ્છ મહારાજા ખેંગારજી નિરાશ્રિત ફંડ" એ નામનું એક ફંડ ખાસ કચ્છી પ્રજાના લાભ અર્થે કરવું, અને તે ફંડની વ્યવસ્થા માટે તથા તેનો ગેરઉપયોગ ન થવા માટે યોગ્ય ધારા ઘડી કાહાડી, રાજ્યની દેખરેખ નિચે કચ્છી પ્રજાની કમિટીઓ મુક્રરર કરવી, ને તે ફંડનો લાભ ફંડની હાલત પ્રમાણે કચ્છમાંની, તથા મુંબઇ, જંગબાર, મસ્કત, કોચીન વિગેરે બાહાર દેશાવરમાં વસનારી કચ્છી પ્રજાને આપવો, એમ યોજના ધારી છે. આ ફંડમાં હાલ તુરત માટે નામદાર મહારાજા સાહેબે બે લાખ કોરી એટલે રૂપૈઆ ૫૦૦૦૦) પચાસ હજાર આપવા ઠરાવ્યું છે; ફંડનું ખર્ચ તમામ વ્યાજમાંથી ચાલવાનું છે, અને તે ફંડ દેશની પ્રજાને ઉપયોગી છતાં તેમાં કચ્છી પ્રજામાંથી જે કોઇની મરજી હરકોઇ વખતે આવાં ધર્મનાં કામમાં મદદ કરવાની હશે તો તે મદદ. ફંડ કમિટી ખુશીથી માન્ય રાખશે; આપણાં લોકોમાં અમૂક પ્રસંગે પૂન્ય ધર્મ કરવા માટે રકમ આપવા રિવાજ છે, તો આ નિરાશ્રિત ફંડ, એ પણ એક મ્હોટો પૂન્યનો માર્ગ ગણાશે. ગમે તેવી નાહાની રકમ હશે તોપણ લેવામાં હરકત નથી; કારણ આ બાબત આખી કચ્છી પ્રજા સાથે નીશબત રાખનાર છે.

(૩) કચ્છી પ્રજામાં હુન્નરી કેળવણી, જેમ કે વૈદક, ઇજનેરી, ખેતિવાડી, જંગલ ખાતાનું જ્ઞાન, એવા પ્રકારની કેળવણીનો વધારો થવા માટે હિંદુસ્થાનમાં રહી અભ્યાસ કરવાની ઇચ્છા રાખનાર સારૂ એક સ્કૉલરશિપ કાઢવા ઠરાવ થયો છે, તે સ્કૉલરશિપ કચ્છી પ્રજામાંથી જે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પાસ થએલો હશે ને રાજ્યથી પસંદ થશે તેને આપવામાં આવશે. તેણે શી બાબતની અને ક્યાં કેલવણી લેવી તે રાજ્યથી મુક્રરર કરવામાં આવશે. આ સ્કૉલરશિપને "કચ્છ મહારાજા ખેંગારજી સ્કૉલરશિપ" એવું નામ આપવામાં આવશે.

(૪) ભૂજ એ કચ્છનું રાજ્યધાની સ્થળ છે. ગઇ સાલ ભૂજમાં નામદાર મહારાજા સાહેબનાં લગ્ન પ્રસંગે પ્રદર્શન કરેલું તેનાં પરિણામ તરિકે મ્યુઝિયમ માટે કેટલોક સામાન એકઠો થયલો, અને કેટલોક સામાન પ્રથમનો છે, તો એક સારા પાયા ઉપર ભૂજમાં એક લાઇબ્રેરી (પુસ્તકશાળા) પણ હોય તો ઠીક; આ બંને હેતુ માટે ઉપયોગી થાય એવું એક સ્થળ પ્રથમ બાંધવું જોઇએ. આ હેતુથી મહાદેવના દરવાજાની બાહાર નવી હાઇસ્કૂલ પાસે એક સારી ઇમારત મ્યુઝિયમ તથા લાઇબ્રેરી માટે બાંધવી. મુંબઇના માનવંતા ગવરનર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ બહાદૂર, કે. સી. એમ. જી. સી. આઇ. ઇ. એમના નામદાર મહારાજા પ્રત્યેના સ્નેહની કિંચિત નિશાની તરિકે એ ઇમારતનો પાયો નામદાર ગવરનર સાહેબ બહાદૂર પાસે નંખાવી, એ ઇમારતને "ફરગ્યુસન મ્યુઝિયમ અને લાઇબ્રેરી" એમ કહેવું, આ રીતે ઠરાવ થયો છે. આ ઇમારતનું ખર્ચ આશરે સવા લાખ કોરી એટલે આશરે ત્રીશ–બત્રીશ હજાર રૂપિયા થશે.

(૫) નામદાર મહારાજા સાહેબનાં માનવંતા માતુશ્રી મરહુમ મહારાણી શ્રી નાનીબા સાહેબ, એમની યાદગારી કાયમ રેહેવા માટે ભુજમાં ઘટિત પાયા ઉપર એક સંસ્કૃત પાઠશાળા સ્થાપવી, ને તે માટે હાલ કોરી એક લાખ એટલે રૂા. ૨૫૦૦૦) પચીશ હજાર મંજૂર કરવામાં આવે છે. આ પાઠશાળાને "મહારાણી શ્રી નાનીબા સંસ્કૃત પાઠશાળા" એમ કહેવું.

(૬) કચ્છ દેશના વ્યાપાર હુન્નરનો વધારો થાય તથા લોકોને સુગમતા થાય એ હેતુથી કસ્ટમ ખાતાં સંબંધી નિચે પ્રમાણે રાહત કરવા ઠરાવવામાં આવ્યું છે.

(૧) કચ્છ દેશમાંથી છડિયાં જળવટે પરદેશ જવા ચઢે તેનો સામાન ગાંઠડી, પાકિટ, કોથળા કે પેટી હોય તે જોવાં નહીં–વગર જોએ જવાં દેવાં. સારાંશ છડિયાં સાથેના સામાનનું જળવટ નિકાશ દાણ માફ કરવામાં આવે છે, માટે તે હવેથી લેવું નહીં.

(૨) લાકડઘાટ, એટલે લાકડાની પેટિઓ વિગેરે કચ્છ દેશમાં બની જળવટે પરદેશ ચઢે, તે ઉપર હાલ જે જળવટ નિકાશ દાણ લેવાય છે, તેમાંથી અડધું દાણ, એટલે બે ટકા માફ કરવામાં આવે છે.

(૩) લોઢું, ત્રાંબું, પીતળ, આદિ ધાતુમાંથી આ દેશમાં બાબ બની જળવટે પરદેશ ચડે, તેવા ધાતુ બાબ ઉપર જે જળવટ નિકાશ દાણ લેવાય છે, તેમાંથી અડધું દાણ એટલે બે ટકાનું માફ કરવામાં આવે છે.

(૪) પરદેશી સૂતર કચ્છમાં આવે અથવા દેશી સૂતર કચ્છમાં બને એવા પરદેશી કે દેશી સૂતરથી મનુષ્યનાં શરીર ઉપયોગી કાપડનો માલ કચ્છ દેશમાં બની તેવાજ રૂપમાં કે રંગાઇ જળવટે કચ્છથી બાહાર જાય તેવા માલ ઉપર હાલ જે જળવટ નિકાશ દાણ લેવાય છે, તેમાંથી સેંકડે ટકા બે લેખે માફ કરવામાં આવે છે; પણ આ ઠરાવ જેને માટે જળવટે નિકાશનું ઉધડ દાણ ઠરેલું છે (જેમકે જંગબારી ગાંથડી) તેને લાગું નથી. આ ઉધડ દાણ બાબત નિચેની પેટા કલમ (૫) જુઓ.

(૫) પરદેશી સૂતર જળવટે કચ્છ દેશમાં આવે તે સૂતરથી દેશમાં કાપડ વણાઇ કાળો બાબ બની પરદેશ ચઢે ત્યારે હાલ જેની કોરી ૧૦ દશ ગાંથડી એક ઉધડ દાણ લેવાય છે, તેમાંથી કોરી નવ માફ કરવામાં આવે છે, માટે આયંદે આવી ગાંથડી ઉપર કોરી એક લેવી.

(૬) અંજારમાં ઓરત મરદો માટે ખત્રિઓ રંગાટ બાબ બનાવી કચ્છ દેશ બાહાર મોકલે છે, તે બાબતનું જળવટ નિકાશ દાણ માફ છે; હવેથી તેવો માલ પરદેશી કાપડનો બને તે પરદેશી કાપડની કીંમત ઉપર સેંકડે ડ્રાબ્યાક આપવો.

(૭) ઉપર લખ્યો રંગાટી બાબ અંજાર શિવાય બીજે બધે બંદરેથી નિકાશ થાય અથવા એ બાબ શિવાય પરદેશી કાપડ આ દેશમાં રંગાઇ હરકોઇ બંદરેથી નિકાશ થાય તો તે ઉપર હાલ જે જળવટ નિકાશ દાણ લેવાય છે, તેમાંથી ટકો એક માફ કરવામાં આવે છે; પણ આ ઠરાવ જેને માટે જળવટ નિકાશનું ઉધડ દાણ ઠરેલું છે (જેમકે જંગબારી ગાંથડી) તેને લાગું નથી; આવી બાબત માટે ઉપરની પેટા કલમ (૫) જુઓ.

(૮) માંડવીમાં "સુરતી" એ નામથી જુગાર જેવી રમત ચાલે છે, તેનો ઇજારો અપાય છે. તે ઇજારો નીતિ વિરૂદ્ધ સમજી કાહાડી નાંખવામાં આવે છે, ને "સુરતી"ની જે રમત જુગાર રૂપની છે, તે હવેથી બંધ કરવા ફરમાવવામાં આવે છે.

સદરહુ પ્રમાણે નામદાર મહારાજા સાહેબે ફરમાન કર્યું છે, માટે તે પ્રમાણે અમલ થવા ગોઠવણ કરવી.

કચ્છ દિવાનની ઑફિસ–સંવત ૧૯૪૧ના કારતગ વદિ ૧૨ વાર શુકરે; તારિખ ૧૪ નવેંબર સન ૧૮૮૪.

**મણીભાઇ જશભાઇ.**

દિવાન, કચ્છ.

ઉપર પ્રમાણે એક અતિ અગત્યનો અને પ્રજાનો અત્યંત આશિર્વાદ સંપાદન કરવા યોગ્ય એટલુંજ નહીં, પરંતુ નામદાર રાઓ શ્રીની ખરેખરી દયાળુ અને સમય સૂચક દૃષ્ટિથી એક ઠરાવ જાહેર

થવાથી તે નામદારની તમામ પ્રજામાં પૂરેપૂરો હર્ષ ગાજી રહ્યો હતો, અને ચોગરદમથી નામદાર રાઓ શ્રી ખેંગારજી સાહેબ બહાદૂર તથા તે નામદારના ઘણાક લાયક ને પ્રસંશા પામેલા બાહોશ દિવાન રા૦ બા૦ મણીભાઈ જશભાઈના જશના પોકારો પડી રહ્યા હતા. આ પછી તે નામદારની પ્રજા તરફનાં કેટલાંક ડેપ્યુટેશનો માનપત્રો લઈને આવ્યાં હતાં, તે નામદાર રાઓશ્રીએ આનંદથી લીધાં હતાં, અને બીજી કેટલીક ધામધૂમ સહિત એ ક્રિયા સમાપ્ત થઇ હતી. આ સમયે તે નામદારને રાજ્યનો જે ખજાનો સોંપવામાં આવ્યો હતો, તેમાં એકંદર રોકડા રૂ ૧૪૦૦૭૦૦ હતા, અને રૂ ૯૦૨૬૦૦ની લોનો હતી.

છ માસ સુધી નામદાર ઇંગ્રેજ સરકારે, શ્રી ખેંગારજીનો રાજ્યવહિવટ ઉમદા અને પ્રસંશાપાત્ર ચાલેલો તે નિરખ્યા પછી નામદારને વંશપરંપરાનો "સવાઈ બહાદૂર"નો ઉમદા ઇલકાબ બક્ષ્યો હતો. આની ક્રિયા પોલિટિકલ એજંટ કર્નલ ગુડફેલોએ સને ૧૮૮૫ના માર્ચ માસમાં એક ખાસ દરબાર ભરીને કરી હતી, અને તેમાં તેઓ સાહેબે પણ ભાષણ કરતાં રાઓશ્રીની કુશળતા અને દિવાન રા. બા. મણીભાઈની નિપૂણતાને માટે ઘણા ઉત્તમ વિચારો દર્શાવ્યા હતા. આનો ઉત્તર રાઓ સાહેબે પણ પોતાની અસલ ઉમદા છટામાંજ આપી સર્વને ખુશી કીધા હતા.

એ વર્ષના એજ માસમાં, એટલે તા૦ ૧૪મી માર્ચે તેઓ, કર્નલ ગુડફેલો સહિત પોતાનીરાજ્યભૂમિકામાં ફરતા ફરતા વઢવાણને માર્ગે ખાશ ટ્રેનમાં બિરાજી મુંબઈ પધાર્યા, જ્યાં તે નામદારની કચ્છી પ્રજા તથા બીજાઓએ તે નામદારને એટલું તો માન આપ્યું કે, તેમાં કંઈજ મણા રહી નહીં. તમામ કચ્છી પ્રજા વિગેરે નામાંકિત શેઠ સાહુકારો તે નામદારને લેવા માટે સામા સ્ટેશનપર આવ્યા હતા, અને ત્યાંથી રાઓશ્રીને વાજતે ગાજતે, વાલકેશ્વર ખાતે તેમને માટે ખાસ રાખેલા બંગલામાં લઇ ગયા હતા. તે પછી તા૦ ૧૭મીએ તે નામદારે મુંબઈના ગવર્નર સર જેઈમ્સ ફર્ગ્યુસનની મુલાકાત લીધીહતી, અને તેજ દિને થોડા વખત પછી સાંજે ગવર્નર સાહેબે તે નામદારને બંગલે પધારી વળતી મુલાકાત આપી હતી. આ પ્રમાણે મુંબઈમાં તે નામદારને સારૂં માન મળ્યું હતું. વળી તે નામદારની કચ્છી પ્રજાએ પોતાના આ યુવાન ને યશસ્વિ ભૂપતિનાં સ્મર્ણાર્થે કેટલાંક કલ્યાણિક કાર્યો કરવાનું જાહેર કીધું હતું, અને તે પ્રમાણે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૮૭ને દિવસે તે લોકોએ મુંબઈ ખાતે "રાવ શ્રી ખેંગારજી સવાઇ બહાદૂર લાઇબ્રેરી" એ નામદારનું એક મ્હોટા પાયાપર સુંદર પુસ્તકાલય સ્થાપન કીધું હતું, અને તે દ્વારાએ તેઓએ પોતાની વફાદારીનો સારો પ્રકાશ બતાવ્યો હતો.

સને ૧૮૮૫ના સપ્ટેમ્બર માસની તા૦ ૪થીએ નામદાર રાઓશ્રીના પત્નિ શ્રી ગંગાબા સાહેબે એક કુંવરનો જન્મ આપ્યાથી તે દિવસે ભૂજમાં ભવ્ય ધામધૂમ ને ખુશાલિ થઇ રહી હતી, અને સર્વ પ્રકારે માંગ્લિક કરવામાં આવ્યું હતું. એજ વર્ષના નવેમ્બર માસની તા૦ ૩૦મીએ નામદાર રાઓ સાહેબે ભૂજમાં એક ભવ્ય દરબાર ભરીને, દિવાન બહાદૂર મણીભાઇ જશભાઇએ પોતાનું દિવાનપદ છોડયાથી તેઓ સાહેબને, તેમજ તેમને સ્થળે નવા ઠરાવેલા દિવાન રા. બા. મોતીલાલ લાલભાઈને તથા પ્રાઈવેટ સેક્રેટરી રા. રા. છોટાલાલ સેવકરામને તે દરબારમાં કિંમતી સરપાવો બક્ષ્યા હતા. વળી પોતાના વિદાયે થનારા કાબેલ ને મહા ચતુર દિવાન બહાદૂર મણીભાઇનાં સ્મર્ણાર્થે એક સ્થાપેલાં ફંડમાં તે નામદારે પોતે રૂ ૧૫૦૦૦ની મ્હોટી રકમ ભરી હતી.

તા૦ ૧૯મી જાનેવારી સને ૧૮૮૭ને દિવસે મુંબઈના ગવર્નર સાહેબ લૉર્ડ રે તથા લેડી રે કચ્છમાંડવીમાં પધાર્યા હતાં, જે પ્રસંગે નામદાર રાઓશ્રીએ તે નામદારોનાં માન્યાર્થે મ્હોટી રચનાઓ કરી

હતી. એજ દિવસે તે નામદારે, કચ્છ–માંડવીમાં આવેલી રૂખમાવતી નદિ ઉપરના રાઓશ્રીએ રૂા. દોઢ લાખનો ખર્ચ કરીને બાંધેલા પૂલને ખુલ્લો મૂકવાની ક્રિયા કરી હતી. તે ક્રિયા કરવા પ્રથમ નામદાર રાઓશ્રીએ ઈંગ્રેજીમાં એક સંભાષણ કીધું હતું, જેનું ગુજરાતી ભાષાન્તર નિચે પ્રમાણે છે:—

"નામદાર મેહેરબાન ગવર્નર સાહેબ, લેડી રે સાહેબ, કર્નલ ગુડફેલો સાહેબ અને સદ્દગૃહસ્થો,

આજની સભાને આપ નામદાર સાહેબે તથા લેડી રે સાહેબે અત્રે વિરાજમાન થઈને શોભા આપી છે, અને રૂખમાવતી નદિ ઉપરનો પૂલ ખુલ્લો કરવાનો વિધિ આપ નામદાર સાહેબ, કે જેઓનો લોકોપયોગી કામોમાં નિરતરનો ઉત્સાહ તથા તેવાં કામો સાથે સમભાવપણું જન પ્રસિદ્ધ છે, તેઓના હાથથી કરવામાં આવશે, એથી મને બહુ આનંદ થાય છે. આ વિશેષ વસ્તીવાળાં તથા મ્હોટાં શેહેરના રેહેવાસિયોને તથા બહાર ગામથી અહીં આવનાર લોકોને આ પૂલના ઉપયોગથી કેટલું સૂખ તથા સગવડ પ્રાપ્ત થશે, તે વિષે લંબાણથી બોલવાની અગત્ય નથી; તેમજ જે મૂગાં પ્રાણિઓને શેહેરમાંથી આ પાર અને પેલે પાર રેતીના દડ ઉપર થઈને, અને નદિના પટમાં કીચડ અને ગારામાં થઈને ભાર વહી જવો પડતો હતો, તેમનું આ પૂલનાં સાધનથી કેટલું દુઃખ નિવારણ થશે, તે વિષે પણ બોલવાનું કારણ નથી. એટલું જાણવાથીજ અમારૂં મન સંતુષ્ટ થાય છે કે, આ કામ સર્વ કોઈને પસંદ પડ્યું છે. આ ધર્મનું કામ છે, એમ હિંદુ ધર્મશાસ્ત્રમાં પણ કહેલું છે, અને તેથી કરીને જૂના વિચારનાં જનમંડળની પ્રશંસાને તે પાત્ર થાય છે; તેમજ વળી નવા જમાનાનાં લોકો, જેઓ આવાં ધર્મનાં કામ વિષે પશ્ચિમ તરફના સુધારાનાં સાધનથી અભિપ્રાય બાંધે છે, તેઓનાં વિચાર અને મતને પણ આ કામ પસંદ પડતું છે. અમારૂં સંપૂર્ણ રીતે માનવું છે કે, સાર્વજનિક કામો પ્રજાને હીતકારક થઈ પડે તેવાં કામોની વૃદ્ધિ કરવી, તે કોઈ પણ સારાં રાજ્યની મૂખ્ય ફરજોમાંની એક ફરજ છે. વળી અમે એવું પણ ધારિયે છિયે કે, જે સૂખ પ્રજાને મેળવી આપવાનો એવાં સાર્વજનિક કામોમાં હેતુ રહેલો છે, તે એવા પ્રકારનું સૂખ છે કે, તે પ્રજાના છૂટ છૂટ માણસોનાં યત્નથી હંમેશાં મેળવી શકાય નહિ, અને તે કારણથી પ્રજાનાં સમગ્ર હીતનું પ્રતિનિધિપણું દર્શાવનાર જે રાજ્ય, તે તરફથી એવાં સૂખની યોજના થવી અવશ્ય છે.

કર્નલ ગુડફેલો સાહેબ બહાદૂરે સ્થાનિક લોકોપયોગી બાંધકામોમાં જે ઉમંગ દર્શાવ્યો છે, અને તે સંબંધમાં તત્પરતાથી જે કિમતી સલાહ આપી છે, તે વિષે આ પ્રસંગનો લાભ લઈ મારી તરફથી સાહેબ મોસુફનો ઉપકાર માનવામાં આવે છે. આ પૂલ, જેનું કામ હવે સમાપ્ત થયું છે, તે સંબંધમાં મી૦ મેકલીલાંડ સાહેબ તથા મી૦ સાઇકસની શિલ્પવિદ્યાની હોંશિયારી તથા પ્રયત્નની અમારી તરફની બૂજ ખુશી સાથે દર્શાવવામાં આવે છે.

મારા માનવંતા પિતા હુજુરનાં ઉત્તેજનમાં, અને સાર્વજનિક કામોની વૃદ્ધિ કરવામાં ઊમંગ અને શોખ ધરાવતા, એ વાત સર્વના જાણવામાં છે. તેમણે પોતાની પ્રજા ઉપર ડહાપણથી અને ન્યાયપૂર્વક રાજ્ય ચલાવ્યું, અને ઈંગ્રેજ સરકાર તરફથી તેમને એક સુધરેલા તથા પરોપકારી રાજા, તેમજ વળી સરકારનાં દૃઢ અને વફાદાર મિત્ર ગણવામાં આવ્યા હતા, એ વાત મારી સર્વ પ્રજા, જે તેમનાં નામને રાજ્યભક્તિ યુક્ત પ્રીતિ સહિત હમેશાં યાદ કરે છે, તેમના જાણવામાં સારી પેઠે છે. આ બિનાની સાથે માંડવી શેહેરને વધારવાની તથા સુધારવાની અને વળી તેના વ્યાપારને ઉત્તેજન આપવાની તેમની ધારણા હતી, કે જે ઉદ્દેશથી એલબર્ટ એડવર્ડ નામથી બંદર ઉપર ફુરદાનો આરંભ કરવામાં આવ્યો હતો, અને જેમાં રૂપિયા બાર લાખ ઉપર ખર્ચ થયો છે. તે બધું વિચારમાં લેતાં મારો એવો નિશ્ચય થયો છે કે, આ પૂલની સાથે તેમનું નામ જોડવું, અને તે ઉપરથી મારી અંતઃકરણની એ ઇચ્છા છે કે, હવેથી આ પૂલ "રાવ શ્રી પ્રાગમલજી પૂલ" એ નામથી બોલાય અને ઓળખાય.

છેવટે આપ નામદાર સાહેબે આજને પ્રસંગે અધ્યક્ષપણું લેવાની હા પાડી, તે વિષે આપ નામદાર સાહેબનો ઉપકાર માનવામાં આવે છે, અને વિશેષ તસ્દી આપવાની કે, આપ નામદાર સાહેબ "આ પૂલ ખુલ્લો મૂકવામાં આવે છે" એમ સર્વને પ્રસિદ્ધ કરવાની તથા તે વિષે શુભ ઇચ્છા જણાવવાની કૃપા કરશો અને મારી ખાત્રિ છે કે, આવા પરમાર્થનાં કૃત્યમાં લેડી રે આપને અંતઃકરણપૂર્વક સહાયભૂત થશે."

ઉપલાં સંભાષણનો ઉત્તર વાળતાં નામદાર ગવર્નર સાહેબે તેજ સમયે એક ઇંગ્રેજી ભાષણ કર્યું હતું, જેનું ગુજરાતી ભાષાંતર નિચે પ્રમાણે છેઃ—

**"નામદાર મહા રાવ સાહેબ, કર્નલ ગુડફેલો, અને સદ્‌ગૃહસ્થો,**

આપનાં રાજ્યમાં આવી પહોંચતાં, અને આ આતિથ્ય બંદરે દાખલ થતાં જે મને પહેલું કામ ખુલ્લું મૂકવા વાસ્તે સોંપવામાં આવ્યું છે, તે નિઃસંશય લોકોપયોગી છે, અને તેથી મને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે. સ્ટીમર ટેનાસરીમમાંથી ઉતર્યા પછી એક પુલની ગેરહાજરીને લીધે પાણીપરથી આવવાની મઝાનો અમને હમણાજ અનુભવ મળ્યો છે–(હસાહસ)—અને તેટલા માટે અમે મનની તેવીજ વૃત્તિમાં છિયે. આપ નામદાર મહા રાવે આ પૂલ બાંધ્યાથી એક લોકોપયોગી કાર્ય કર્યું છે એટલુંજ નહિ, પરંતુ તે ઉપર આપના સ્વર્ગવાસી પિતાની પ્રતિષ્ઠિત યાદગિરીને અર્પણ કરેલો એક સ્તંભ પણ ઉભો કર્યો છે. તેઓના પ્રત્યે આપણે જે આટલા બધા પુત્ર યોગ્ય ભક્તિભાવના અને કૃતજ્ઞતાના સદ્‌ગુણો દર્શાવીએ છિયે, તે ઊગમણમાં અથવા પશ્ચિમ દુનિયામાં પૂર્ણ રીતે પ્રસરેલાં નથી; અને આપ નામદારનાં રાજ્યમાં, તેમજ બીજાં જે દેશી રાજ્યોની મેં થોડા વખત ઉપર મુલાકાત લીધી છે, તેઓમાં પૂર્વજોની યાદગિરી ઘણીજ પ્રતિષ્ઠામાં સાચવી રાખવામાં આવેલી જોઇ હું ઘણો વિસ્મય પામ્યો છું. રાજકર્તાઓએ પોતાની પ્રજાને આપેલાં દૃષ્ટાંતથી મગરૂર થવાનું છે. આપ નામદારે આપનાં ભાષણમાં કહ્યું છે કે, આપના પિતાની બ્રિટિશ સરકાર સાથે દૃઢ મિત્રાચારી હતી. તેના સંબંધમાં હું જોઇને ખુશી થયો છું કે, તમે પણ તેજ માર્ગ ગ્રહણ કરેલો છે, અને આ ઇલાકામાં બ્રિટિશ સરકારની તમારી સાથે એજ પ્રમાણે દૃઢ મિત્રાચારી છે. આ જાહેર બાંધકામના ખુશકારક દેખાવની ખુબી એ છે કે, તેનો અડસટો માત્ર રૂપિયા ત્રણ હજાર કરતાં વધારે છે. (હસાહસ.) જે એન્જીનિયરોએ આ બાંધણી તૈયાર કરી છે, તેઓનાં આખાં પુસ્તકનું એક પાનું બ્રિટિશ પ્રાંતના તમારા પોતાના એન્જીનિયરો લેશે, એવું હું ઇચ્છું છું, અને તેથી આજ કદનાં એક બાંધકામની કિમ્મત માત્ર રૂપિયા ત્રણ હજારના મૂળ અડસટાથી વધી જવાથી આપણને કદી વધારે અપ્રિય અચંબો લાગશે નહિ. દેશી રાજ્યો, રૂપિયાની થતી ઓછી કિમ્મત તરફ લક્ષ નહિ આપતાં, મ્હોટાં કામો માથે લઇને તેના પ્લાનો આ લખી શકે છે, એ તેમને માટે હમણા ફાયદા ભરેલું છે, અને આપ નામદાર અંદેશાઓમાંથી આ પ્રમાણે મોકળા છો, તેને માટે હું મુબારકબાદી આપું છું. આ પૂલ ખુલ્લો મૂકવાનું જાહેર કરતાં આ થોડીક ટીકાઓની સમાપ્તિ કરૂં છુ, અને ઇચ્છુ છું કે, આ પ્રાંતની આબાદીમાં, તેમજ મૂખ્ય કરીને આપ નામદારનાં રાજ્યમાં આ પૂલ અતિ સહાયભૂત થઇ પડે."

ઊપર પ્રમાણેનાં ભાષણો તે પ્રસંગે થયાં હતાં, અને તે પછી બીજે દિવસે એટલે તા૦ ૨૦મીએ ભૂજ દરબાર હૉલમાં પણ નામદાર રાઓશ્રીએ ઇંગ્રેજીમાંજ એક સુભાષિત ભાષણ કીધું હતું, જેનું ગુજરાતી ભાષાંત્તર નિચે પ્રમાણે છેઃ—

**"નામદાર મેહેરબાન ગવર્નર સાહેબ બહાદૂર,**

આપ નામદાર સાહેબનું તથા લેડી રે સાહેબનું આ પુરાતન રાજ્યમાં પધારવું થયું, તે વિષે સત્કાર કરવાનો આ પ્રસંગ પ્રાપ્ત થતાં મને જે આનંદ થાય છે, તે સાધારણ પ્રકારનો નથી. મારા આનંદમાં એવો વિચાર આવવાથી સ્વાભાવિક રીતે વૃદ્ધિ થાય છે કે, આપ નામદાર સાહેબને ઇંગ્રેજ સરકારના પ્રતિષ્ઠિત પ્રતિનિધિ લેખે, અને આપ નામદાર સાહેબના પ્રખ્યાત સૂપત્નિને આ ઇલાકાની વસ્તીનાં અગ્રેસર લેખે આદર આપવામાં એ મનોરંજક કૃત્ય મારે બીજા કોઇ પ્રત્યે નહિ, પણ જેઓને હું મારા મિત્ર માની શકું, અને જેઓના તરફથી મુંબઇમાં થોડી મુદત ઉપર મારૂં રહેવું થયલું, તે સમયમાં મારા પ્રત્યે અંતઃકરણની મમતા દર્શાવવામાં આવી હતી, તેઓ પ્રત્યે બજાવવાનું થાય છે.

આપ નામદાર સાહેબનો વખત કેટલી બધી જૂદી જૂદી બાબતોમાં રોકવો પડે છે, અને કેટલાબધા અનેક પ્રકારનાં કાર્ય આપ નામદારને બજાવવા પ્રાપ્ત થાય છે, અને તે પણ કર્તવ્ય કર્મની એવી ઉદાર લાગણીથી પ્રેરાઇને કે, જેવી લાગણી આપ નામદારનાં મનમાં રહેલી છે, તે વાત યાદ લાવતાં આપ નામદાર સાહેબનું આ પ્રાંતમાં આગમન થવાથી વિશેષે કરીને અમને ઊપકૃત કર્યાં, એમ મારા મનમાં આવે છે.

આ ઇલાકાના બીજા ભાગોમાં એટલી બધી ઉત્તમ પ્રકારની રસાળતા તથા કુદરતથી મળેલા બીજા ફાયદા થોડાજ વખત ઉપર આપ નામદાર સાહેબના જોવામાં આવ્યા છે કે, એ સર્વની સાથે મુકાબલો કરી શકાય એવું ઘણું આ પ્રાંતમાં આપ નામદારના જોવામાં નહિ આવે; પરંતુ કચ્છની કેટલીક વિલક્ષણતા, તેની ભૂમિને લગતી રચના તથા બીજી કેટલીક એવા પ્રકારની સ્થિતિમાં રહેલી છે; અને વળી જે સાહસિક લોકો વેપારની મજબૂત મનોવૃત્તિને લીધે દુનિયાના જુદા જુદા ભાગમાં જઇ રહેલા છે, અને જેઓની મ્હોટી સંખ્યા આપ નામદારની ખાસ નજર તળે છે, અને જેઓને વિષે મને પોતાને અભિમાન ધરાવવાનું કારણ છે, તે લોકોની ભૂમિને જોવાનો આ પ્રસંગ આપ નામદાર સાહેબને તથા લેડી રે સાહેબને મળ્યો, તે ઉમંગ રહિત નહિ થઇ પડે.

આ પ્રાંતનો રાજ્યકાર્યભાર દેશમાં ખરેખરા સુધારાની વૃદ્ધિ કરે, એવા મજબુત ને પક્કા પાયા ઉપર મૂકવામાં આવ્યો છે. આ વિષે હું ઇગ્રેજ સરકારનો આભારી છું, કારણકે એ પરિણામ જે અનુભવી અને શકિતવાન અધિકારીઓના હાથમાં મારી બાલ્યાવસ્થામાં રાજ્યનું કામકાજ સોંપવામાં આવ્યું હતું, તેઓનાં અંતઃકર્ણના પરિશ્રમથી, અને કિમતી મદદથી લાવવામાં આવેલું છે; અને મને કહેવાને ખુશી થાય છે કે, તે સમયમાં નિર્માણ થએલા નિયમો તથા ધોરણો પ્રમાણે, અને મારી પ્રજાની રાજ્યભકિત તથા આભારી સમભાવપણાના યોગે, તેમજ જેઓ કુદરતની બક્ષિસો જોઇએ તેટલી જૂજ છતાં તેનો બનતો ઉપયોગ કરવાને યથાશકિત પ્રયત્ન કરે છે, તેઓના સબુરીવાળા ઉદ્યોગના યોગે, આ દેશ હું માનું છું કે, સુખ, સંપત્તિ અને સુધારામાં એકસરખી રીતે વૃદ્ધિ પામતો જાય છે.

છેવટે આપ નામદાર સાહેબે તથા લેડી રે સાહેબે અત્રે પધારીને મને શોભા આપી, તે વિષે મારા અંતઃકર્ણપૂર્વક હું ઉપકાર માનું છું, અને અંતઃકર્ણની એવી ઇચ્છા જાણાવું છું કે, આવા વિખ્યાત મેહેમાન તથા મિત્રોનું આગમન દિનપ્રતિદિન અધિક અધિક થાઓ; કારણકે એમ થવાથી મિત્રાચારીનો વ્યવહાર વધારવાના વિશેષ પ્રસંગો મળી આવે છે એટલુંજ નહિ, પણ વળી આ રાજ્ય અને બ્રિટિશ સરકાર વચ્ચે જે મિત્રાચારીનો સંબંધ હંમેશાં રહેલો છે, તેની દ્રઢતા થાય છે."

ઉપલું ભાષણ પૂર્ણ થયા પછી નામદાર ગવર્નર સાહેબે તેનો પ્રત્યોત્તર ઇંગ્રેજીમાં આપ્યો હતો, જેનું ગુજરાતી ભાષાંત્તર નિચે પ્રમાણે છેઃ—

**"નામદાર મહા રાવ સાહેબ, કર્નલ ગુડફેલો અને ગૃહસ્થો,**

આ પ્રસંગે મને અને લેડી રેને તમે જે અંતઃકર્ણપૂર્વકનો આવકાર આપ્યો છે, તેને માટે તમારો હું ઉપકાર માનું છું. તમારા પિતાના બંધાવેલાં આ ઉમદા મકાનમાં તમને મળવાથી, અને તમારી આસપાસ તમારા જાગીરદારો અને પ્રીતિ દર્શાવનારી રૈયતને જોવાથી હું આનંદ પામું છું. આ દેશમાં રાજ્યકર્ત્તા તરફ બતાવવામાં આવતી વફાદારી વંશપરમપરાની છે. એથી રાજ્યકર્ત્તાની જવાબદારીમાં વધારો થાય છે, અને વધારે વિશ્વાસ ઉત્પન્ન કરે છે. તમારી ખરી ફરજો તમે સારી રીતે સમજો છો, એમ તમે વારંવાર બતાવેલું છે. જે વખતે આ સંસ્થાન બ્રિટિશ અમલદારના હાથ નિચે હતું, તે વખતે આ સંસ્થાનને મ્હોટો લાભ પ્રાપ્ત થયો છે, અને બ્રિટિશ કાર્યભારીઓએ બતાવેલે રસ્તેજ તમે રાજ્ય કરવા માગો છો, એવાં તમારાં વચનો સાંભળી મને ઘણો હર્ષ પેદા થાય છે. બ્રિટિશ કાર્યભારીઓ જે હિંદની રૈયતને માટે કરે છે, તે ઉચિતજ કરે છે, એવી નિષ્પક્ષપાત સાક્ષી, કાર્યભારની યોગ્યતા જાણનારાઓ પાસેથી મળી આવે, એ તે કાર્યભારીઓને ઓછું ખુશી થવાનું નથી. આ સંસ્થાનની આબાદ સ્થિતિના સમાચાર કૃપાળુ કયસરેહિંદ મહારાણીને આપવાથી હું ઘણો હર્ષ પામીશ. તમારૂં રાજ્ય લાંબો વખત સુધી ટકે, એવી મારી ઇચ્છા છે, અને તે સમયમાં આ સંસ્થાનની પ્રજાને માટે રસ્તાઓ વિગેરે ઘણાં સાર્વજનિક કામો કરવામાં આવશે, એમ હું આશા રાખું છું. બંદરના સુધારામાં તમે ઘણો ભાગ લો છો, એવું તમે મને જણાવેલુંજ છે. પ્રજાનાં કલ્યાણનાં જેટલાં કામો કરો તેટલાં ઓછાંજ છે. હિંદુસ્થાનના બીજા ભાગો જેટલી આ દેશની ધરતી રશાળ નથી, એવું તમે મને જણાવ્યું, પરંતુ એ રશાળતાના અભાવેજ સ્કાટલાંડની પેઠે તમારી રૈયત વેપારમાં, દરિયાઇ કામમાં અને કળાકૌશલ્યમાં આગળ પડેલી છે. જ્યાં જ્યાં હું મુંબઇ ઇલાકામાં માતબર વેપારીઓ જોઉં છું, ત્યાં ત્યાં કચ્છીઓ તો અવશ્ય માલમ પડવાનાજ; અને જેમ સ્કાટ લોકો સ્કાટલાંડને પહેલું ગણે છે, તેમ કચ્છીઓ પણ કચ્છને પહેલું ગણે છે, અને પોતાની સ્વદેશભૂમિને વિસરી જતા નથી. કચ્છના સોનીઓ ચંચળતામાં અને ઘાટ ઘડવામાં હુશિઆર દેખાય છે. હુ-

જારની કેળવણીની સામે એ એક મજબૂત દલીલ છે, પરંતુ આ નવી જાતની કેળવણીમાં તમે મુરબ્બી તરિકે એક અગ્રેસરનો ભાગ લીધો છે, અને તે વળી માત્ર રોપન ફંડમાં એક મ્હોટી રકમ આપવાથીજ નહિ, પણ અમે જે રસ્તો લેવા માગતા હતા તે તમે અગાઉથીજ લીધો છે. ખરેખર આ કૃત્યથી હું અજાણ્યો હતો. આ કૃત્ય—અર્થાત યૂરોપની હુન્નરશાળામાં શિખનાર વિદ્યાર્થિને એક સ્કાલરશીપ મળ્યા કરે, એ તમારી પ્રજાના હુન્નરો કેવી રીતે વધારવા તેનું તમને પૂર્ણ જ્ઞાન છે, એમ જણાવી આપે છે. તેની સાથે તમારી હુન્નરશાળામાં કારીગરોના છોકરાઓને કાળજીથી કેળવણી આપવામાં આવે છે, એ જોઇ લોકોને આનંદ અને અભિરૂચિ ઉત્પન્ન થાય છે. સ્ત્રી કેળવણી ઉપર તમે જે નાણું ખર્ચેલું છે, તેનાથી પણ સારાં પરિણામ આવવાની આશા છે. હોંશિયાર સ્ત્રી શિક્ષકો કરવા, અને હોંશિયાર સ્ત્રી આયાઓ કરવી, એ ઘણું અગત્યનું છે, અને તેના ઉપર પૂરતું ધ્યાન આપી શકાતું નથી. તમારી પ્રજાની કેળવણી ઉપર તમે જે ધ્યાન આપો છો, તેને માટે ખરેખર તે તમારી આભારી છે. આ બાબતમાં મારે વધારે કહેવાનું કાંઇ નથી. તમારાં બંદરનાં તથા પુલનાં કામને શોભા આપનારૂં બનાવવાની જરૂર છે, એમ જો હું તમને કહું તો તમે એ મારી માગણીને સખત ગણી કાઢશો. તેમને આપવાની ખરી શોભા તો એ છે કે, આયાત અને નિકાસ ઉપર મ્હોટી જકાત નહિ નાંખવી. જકાતની બાબતમાં તમે ઘણી બાબતોમાં કમી કરી નાંખ્યું છે, પરંતુ છેવટે તમારી પ્રજાને અને તમારા ખજાનાને નફો ઉત્પન્ન થાય, એટલે સુધી જકાત ઓછી કરી નાંખવાનું કામ હજી સુધી થયું નથી. અત્રે રહેલા અંગ્રેજ અમલદારોની તમે જે પરંપરાગત સાચવેલી છે, તેને માટે શાબાસી આપવાની આ તક હું યોગ્ય ગણું છું. એને લીધે ભુજ એક પ્રિય સ્થાન થઇ પડયું છે. ભુજની સમીપે જે ગંમત છે, તેને લીધે અહીં રહેનાર મારા સ્વદેશીઓ, અને તમારી વચ્ચેનો મિત્ર વ્યવહાર ઘણો વધેલો છે. એક ખેલાડી તરિકેનું તમે સારૂં માન મેળવેલું છે. તમે મને જે આવકાર આપ્યો છે, તેને માટે હું ફરીથી તમારો ઉપકાર માનું છું. હું તમારો પોતાનો એક મિત્ર છું, એ તમે બરાબર કહ્યું છે. દેશી રાજાઓ અને અંગ્રેજો વચ્ચેનો સંપ દૃઢ કરાવવો, એ આ ઇલાકાના ગવર્નરોની આનંદદાયક ફરજ છે, અને આ સંસ્થાનમાં તમારી અને તમારા વડવાઓની સાથેનો અમારો સંબંધ મિત્રતાનોજ છે. એ પ્રમાણે તે લાંબા વખત સુધી રહે, એવી મારી અંતઃકર્ણની ઇચ્છા છે."

ઉપર પ્રમાણે અન્યોઅન્ય સંભાષણો થયાં હતાં, અને નામદાર ગવર્નર સાહેબે રાઓશ્રીની સરસ યોગ્યતાની સમયે સમયે પ્રસંશા કરી હતી. બાદ તા૦ ૨૧મીએ નામદાર ગવર્નર સાહેબ ભૂજ છોડીને માંડવીને રસ્તે પાછા વિદાએ થયા હતા.

એજ વર્ષના એટલે સને ૧૮૮૭ની ફેબ્રુવારી માસની તા૦ ૧૬મીએ નામદાર રાઓશ્રીએ, આપણી મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્યમાતુશ્રીને બ્રિટિશ સાજ્યગાદિપર સૂર્યરૂપ રાજ્ય ભોગવ્યાને પૂરાં ૫૦ વર્ષ થયાં તેનો "જ્યુબિલી"ની ખુશાલિમાં એક મ્હોટું સરઘસ કાઢ્યું હતું, અને તેજ દિવસે એક ભવ્ય દરબાર ભરી અતિ આનંદનીય રચના કરી હતી. આ દરબારમાં તે નામદારે, નામદાર મહારાણી શ્રી તરફ મોકલાવેલા પત્રની ઇંગ્રેજી નકલ વાંચી સંભળાવી હતી, જેનું ગુજરાતી ભાષાંત્તર નિચે પ્રમાણે છે.

ઉલિયા જનાબ મલિકા માઆઝમા વિક્ટોરિયા—ઈશ્વરની કૃપાથી
ગ્રેટબ્રિટન તથા આયર્લાંડના સંયુક્ત રાજ્યની મલિકા માઆઝમા
તથા ધર્મ સંરક્ષક કૈસરેહિંદ. ઇત્યાદી ઇત્યાદી ઇત્યાદી.

**નામદાર પ્રૌઢ પ્રતાપિ મહારાણી સાહેબ,**

(૧) આપ માનવંતા મહારાણી સાહેબના અતિ તેજસ્વી રાજ્યના પચાસમાં વર્ષના મહોત્સવના આ શુભ પ્રસંગે અંતઃકર્ણના આદરથી, એક નિષ્ઠાથી, વફાદારીથી અને મમતાભાવ સહ વર્તમાન ભારે હર્ષથી અમે અમારાં અંતઃકર્ણ પૂર્વકનાં અભિવંદન સૂચક વચન આપ મહારાણી સાહેબને નિવેદન કરિયે છિયે.

(૨) આપ મહારાણી સાહેબ સંયુક્ત રાજ્યનાં અને તેને લગતા ઉપરાજ્યોનાં તખ્ત ઉપર જે દીર્ઘ સમયથી બિરાજમાન થયાં છો, તે સમય સર્વદા સુધારાની તથા ઉન્નતિની વૃદ્ધિથી એવો તો વિશેષે કરીને પ્રસિદ્ધિ પામ્યો છે કે, જગતના ઇતિહાસમાં તેની તૂલના થઇ શકે એમ નથી.

(૩) આપ મહારાણી સાહેબનાં માયાળુ રાજ્યની છાંયા નિચે માત્ર રાજા રજવાડાના હક્ક અને માનમર્તબાનું નીતિપૂર્વક સંરક્ષણ થતું આવ્યુ છે એટલુંજ નહિ, પણ હિંદુસ્થાનના સર્વે વર્ગનાં લોકના હક્ક પણ એજ પ્રમાણે સચવાયા છે, અને બ્રિટિશ સરકાર તરફથી સર્વે કૃત્યોમાં નિરંતર તેમનાં સુખ વિષે હમેશાં ભરપૂર ચિન્તાયુક્ત કાળજી બતાવવામાં આવી છે, તેઓનાં હીતને અર્થે આવી પ્રતિપાલન ભરેલી સંભાળ અને સમભાવની ખાત્રિ એટલીબધી સર્વત્ર વ્યાપ્ત અને સર્વનાં અંતઃકર્ણમાં ઠશી રહી છે કે, તેથી કરીને આપ મહારાણીની વિશાળ શાહાનશાહીમાં આપના પ્રત્યે સર્વે સ્થળે ઉત્તમ પ્રકારની ઉપકાર બુદ્ધિ પ્રકાશ પામી રહી છે.

(૪) આપ નામદારના પોતાના સદ્‌ગુણો અને યોગ્યતાથી આપ મહારાણી સાહેબની પ્રૌઢ પદ્વિ એટલીબધી તેજોમય થઇ છે, અને આપની પ્રજાના સર્વે વર્ગને એટલાબધાં સૂખની પ્રાપ્તિ થઈ છે કે, આપ નામદારનું જિવતર ખરેખરૂ પ્રતાપવંત થઇ પડયું છે, અને આપ નામદારનું નામ અને કીર્તિ પૃથ્વિના સર્વે ભાગમાં વસનારી આપની પ્રજાનાં લાખો મનુષ્યોનાં હૃદયમાં વિરાજમાન થઇ રહ્યાં છે.

(૫) આવા યશસ્વી રાજ્યકર્તાનું આટલાબધા દિર્ઘ સમયથી રાજ્ય ચાલતું આવ્યું છે, એ જે ઇશ્વરની કૃપા, તે મનુષ્ય જાતિ માત્રને ખરેખરાં સૂખનું સાધન છે, અને તે વિષે પ્રજા અને આખી શાહાનશાહી પરમેશ્વરનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

(૬) જ્યારે આપ મહારાણી સાહેબે કયસરેહિંદનો ખિતાબ ધારણ કર્યો, ત્યારે અમે નમ્રતાપૂર્વક એમ જણાવ્યું હતું કે, જેવી આપનાં રાજ્યની ભવ્યતા છે, તેનાં પ્રમાણમાં ઇલકાઓની ભવ્યતા રાજ્યને યોગ્ય શોભા આપનાર થઇ પડશે, અને આ પ્રસંગે અમને વિશેષ જણાવવાને કૃતજ્ઞતાપૂર્વક સંતોષ ઉપજે છે કે, આપ મહારાણી સાહેબનાં રાજ્યનું પચાસમું વર્ષ પ્રાપ્ત થયું, એ એક પ્રકારનો પરમેશ્વરની સૂખદાયક આજ્ઞાથી વધારે મહત્તા ભરેલો અને અસાધારણ વિજય થયો છે.

(૭) ઇશ્વરેચ્છાથી આવી પરિપૂર્ણ સિદ્ધિ થઇ, એ પ્રસંગનો આપ મહારાણી સાહેબનાં રાજ્યમાં સર્વે સ્થળે અતિ ઉલ્લાસ, હર્ષ અને પ્રભુ પ્રત્યે ઉપકાર બુદ્ધિથી મહોત્સવ, એ સર્વનું કર્તવ્ય છે, અને અમે અમારી તરફથી આ રાજ્યના સરદારો અને પ્રજા સહિત આ પ્રસંગને યોગ્ય શોભાથી મહોત્સવ કરવા ઉપરાંત અમારી રાજ્યધાની ભૂજ નગરમાં હાસ્પિટલને માટે એક સુશોભિત ઇમારત બંધાવીને, અને અમારાં રાજ્યનું બીજું મ્હોટું શેહેર જે માંડવી બંદર, તેમાં લોકોને પીવાનું સ્વચ્છ પાણી પૂરૂં પાડવાને માટે બાંધકામ કરીને, આ પ્રસંગનું ચિરકાળ સુધી સ્મર્ણ રહે, એવી ધારણા કરી છે.

(૮) જે જે સૂખ આજ સુધી પ્રાપ્ત થયાં છે, તેને માટે સર્વ શક્તિમાન પરમેશ્વરનો અંતઃકર્ણપૂર્વક ઉપકાર માનિયે છિયે, અને આપ મહારાણી સાહેબનું પ્રતાપિ રાજ્ય, કે જેમાં હિંદુસ્થાન ખરેખરૂં સૂખી થયું છે, તે દીર્ઘ સમય સુધી ચાલતું રહે, તેને માટે પરમેશ્વરની પ્રાર્થના કરિયે છિયે.

આપ નામદાર મહારાણી સાહેબના પ્રત્યે અતિ આદરપૂર્વક પ્રેમ ધરાવનાર અને વફાદાર,
આપ મહારાણી સાહેબના મિત્ર—**રાવ ખેંગારજી.**"

ઊપર પ્રમાણે તે નામદારે સર્વ સન્મૂખ એ પત્ર વાંચ્યા પછી તતકાળ હર્ષની તાળિઓ પડવા માંડી હતી, અને તે પછી પાન ગુલાબ લઇ સર્વે સદ્‌ગૃહસ્થો, તેમજ તે નામદાર પોતે તત્રેથી વિદાયે થયા હતા.

એ પછી નામદાર મહારાણીશ્રીની "જ્યુબિલી"ને માંગ્લિક પ્રસંગે નામદાર રાઓશ્રીએ ઇંગ્લંડ જવાનો નિશ્ચય કીધો. જોકે "જ્યુબિલી" પર્વ હિંદુસ્થાનમાં તો ફેબ્રુઆરી માસની તા૦ ૧૬ તથા ૧૭મીએ ઉજવવામાં આવ્યું હતું, પરંતુ ઇંગ્લંડમાં તો એ મહોત્સવ જૂન માસમાં થનાર હતો, જેથી નામદા-

૨ રાવે તે સમયપર તત્રે જવાનું નિર્માણ કીધું, અને તેથી તે નામદાર તા૦ ૨૫મી એપ્રિલ સને ૧૮૮૭ ને સોમવારે ભૂજ છોડી તા૦ ૨૭મીની પ્રભાતમાં મુંબઈ નગરીમાં આવ્યા, અને ત્યાંથી ત્રિજે દિવસે, એટલે તા૦ ૨૯મીએ "મેઈલ સ્ટીમર"માં બિરાજી ઇંગ્લંડ જવા માટે નિકળ્યા. આ પ્રવાસમાં તે નામદારની સંગે પોતાના ભાઇ શ્રી કાલુભા, પોલિટિકલ એજંટ કર્નલ ગુડફેલો આદિક પચીસ માણ-સો હતા. ઇંગ્લંડ સૂખરૂપ પોહોંચ્યા પછી તે સ્થળે તે નામદારને ઘણું સનમાન મળ્યું હતું, અને નામ-દાર મહારાણીજીએ તે નામદારની પ્રથમ મુલાકાત તા૦ ૧૮મી મે સને ૧૮૮૭ની લગભગ સાયંકાળે લીધી હતી, અને તે પછી પોતાની "જ્યુબિલી"ની ખુશાલિમાં નામદાર રાઓ શ્રી ખેંગારજી સવાઈ બ-હાદરને જી. સી. એસ. આઈ.નો મહા માનવંતો ખેતાબ આપવાની શુભ ક્રિયા તા૦ ૩૦મી જૂન સને ૧૮૮૭ ને ગુરૂવારને દિવસે કરી હતી. આ ખેતાબ આપતી વેળાએ મહારાણીજીએ આ યુવાન ભૂપતિ-ને ભારે આવકાર આપ્યો હતો. એજ પ્રમાણે એ નામદારના પ્રિય બંધૂ શ્રી કાલુભા સાહેબનો પણ સારો સત્કાર કરી તેઓ સાહેબને સી. આઈ. ઈ.નો ખેતાબ બક્ષ્યો હતો. આ પ્રસંગ શિવાય પણ નામદાર મહારાણીજી, શ્રી ખેંગારજીને ઘણીકવાર મળ્યા હતા. કેટલીકવાર તો તેઓ સાહેબને પોતાના મેહેલમાં પોતાની પાસે ખાસ રાખી તેમને ભાતભાતનાં ભોજન કરાવ્યાં હતાં, તેમની પાસે શિકારો કરાવ્યા હતા અને એ શિવાય તે નામદારના અનેક પ્રકારે આદરભાવ કરી તેમને મ્હોટું માન આપ્યું હતું. વળી તા૦ ૧૭મી જુલાઈ સને ૧૮૮૭ ને રવિવારે નામદાર રાવશ્રીએ પોતાને ઊતારે એક ભપકાદાર ઈવનિંગ પા-ર્ટી આપી હતી, જેમાં ત્યાંના મ્હોટા મ્હોટા સદ્‌ગૃહસ્થોએ ભાગ લઈ તે નામદારનાં આમંત્રણને માન આપ્યું હતું. આ પ્રમાણે તે આંગલ ભૂમિમાં મહા માન અકરામ પામી તે નામદાર પોતાની સંગના સર્વ જનો સહિત ત્યાંથી પાછા ઊપડીને સ્કૉટલાંડ, જર્મની, આસ્ટ્રિયા, ઇટાલિ આદિક સ્થાનોમાં પ્રવાસ ક-રીને તા૦ ૨૨મી ઑકટોબર સને ૧૮૮૭ને દિવસે પાછા મુંબઈ પધાર્યા હતા, જ્યાં તે નામદારને મુંબ-ઈગરાઓએ એક સુંદર માનપત્ર આપ્યું હતું, જેનો જુવાબ તે નામદારે નિચે પ્રમાણે પોતાની હંમેશ-ની સરસ છટા પ્રમાણે આપ્યો હતોઃ—

"મને તમો સર્વને પુનઃ મળતાં અત્યંત ખુશાલિ પ્રાપ્ત થાય છે. અને માનપત્ર મધ્યેનાં જે માયાળુ વચનો મે હમણા મ્હોટા સંતોષથી શ્રવણ કર્યાં છે, તે માટે હું ઉપકાર માનું છુ. દરેક આગલે પ્રસંગે વફાદારી અને પ્યારની જે નિશાનીઓ બતાવવામાં આવી છે, તેમાં હાલમાં મને આપેલા દિલોજાનીના આવકારનો ઊમેરો થાય છે, એ કહેવા ની જરૂરજ નથી. વળી ઈંગ્લાંડ અને યૂરોપખંડની મુસાફરીથી મને કેટલાબધો ફાયદો થયો છે તે સૌ જાણે છે, એટલે કહેવાની જરૂર જોતો નથી. તોપણ મારે જણાવવું જોઇએ કે, કર્નલ ગુડફેલોની માયાળુ મદદ અને ચાલુ ઉત્સાહથી ગ્રે ટબ્રિટનની મેં પૂર્ણ મુસાફરી કરી છે, અને તે મ્હોટી ખુશી સહ હંમેશાં, મૂખ્ય કરીને મહા કૃપાળુ કયસરેહિંદના "જ્યુ-બિલી" જેવા મહાન અવસરે થયલી હોવાથી યાદ રેહેશે. નામદાર મહારાણીનું રાજ્ય એટલુંબધું તો પ્રખ્યાત થય-લું છે કે, તે વિષે અને વિસ્તારથી બોલવાની જરૂર રહેતી નથી; તોપણ મારાં મનમાં જે કંઇ રમી રહ્યું છે, તે જાહેર-માં કહેવાને આ તક જવા દેવી જોઇએ નહિ; અને તે એ કે, મારો એવો તો સારી રીતે તથા લક્ષપૂર્વક સત્કાર કરવા-માં આવ્યો છે, અને નામદાર મહારાણીને હાથે મારી એવી તો સરસ રીતે આગતાસ્વાગતા થયલી છે કે, તે વિષે હું નિરંતર ખુશી અને આભાર સહ સ્મરણ કરતો રહીશ. વળી ગ્રેટબ્રિટનના અમીર, ઊમરાવો અને મધ્યમ સ્થિતિના લોકોએ જે મારો સત્કાર કર્યો છે, તે મ્હોટી ખુશાલિ સહ યાદ રહેશે. જે દેશ આબાદી અને સુધારામાં ઘણોજ આ-ગળ વધ્યો છે. તેની મુલાકાતથી હાંસલ થતા ફાયદા વિષે તમે જે જણાવ્યું છે, તેના સંબંધમાં મારે માત્ર કહેવાની એ-ટલી જરૂર છે કે, તે ફાયદા મારી પ્રજા અને મારાં રાજ્યના અભ્યુદય અને સૂખમાં વૃદ્ધિ કરનારાં સાધન અને મૂળ થઇ પડવાથી મને જેટલો સંતોષ થશે, તેટલો બીજી કોઇ પણ બાબદથી થશે નહિ. મને માન આપવામાં તમે બતાવે લી માયા, તેમજ તમારી અંતઃકરણપૂર્વકની ખૂશ મરજી માટે તમારો એકવાર ફરીથી ઉપકાર માનું છું."

ઊપર પ્રમાણે તે નામદારે માનપત્રોનો પ્રત્યોત્તર આપીને સર્વને આનંદ આપ્યો હતો. બાદ મુંબ-ઈથી તે નામદાર તા૦ ૨૪મી ઑક્ટોબર સને ૧૮૮૭ને સોમવારની મેલમાં પોતાની રાજ્ય ભૂમિ તરફ જવાને ઉપડયા હતા, અને તા૦ ૨૯મીની સાયંકાળે ભૂજ ખાતે જઇ પોહોંચ્યા હતા. ત્યાં તે નામદારની પ્રજાને ઘણે દિવસે પોતાના ભૂપતિનાં દર્શનનો લાભ મળ્યાથી સર્વ પ્રજા આનંદથી ઊભરાઈ ગઇ હતી, અને તે નામદારને પુષ્પની વૃષ્ટિથી વધાવી લીધા હતા. મુંબઈથી ઉપડયા પછી તે નામદારની ટ્રેન અમદાવાદ સ્ટેશનપર આવતાંજ, તેમના પત્નિ શ્રી ગંગાબા સાહેબને એક કુંવર અવતર્યાની ખુશ ખબર તાર દ્વારાએ મળવાથી તે નામદારને, તેમજ તેમના સંગિઓને અનહદ હર્ષ ઊપજ્યો હતો. આ કુંવરનો જન્મ તા૦ ૨૪મી ઑક્ટોબર સને ૧૮૮૭ ને શોમવારને દિને થયો હતો, અને તે દિવસે ભૂજમાં ભવ્ય ધામધૂમ કરેલી હોવાથી ચોગરદમ મંગળમય કીરણોનો પ્રકાશ દેખાતો હતો.

તા૦ ૨૬મી એપ્રિલ સને ૧૮૮૮ ને ગુરૂવારની મેઈલ ટ્રેનમાં નામદાર રાવ સાહેબ પોતાના સેક્રેટરી રા૦ રા૦ છોટાલાલ સેવકરામ, રા૦ રા૦ રણછોડભાઈ ઊદયરામ આદિક રસાલાના કેટલાંક માણસો સહિત પાછા મુંબઇ પધાર્યા હતા, અને ત્યાંથી પછી સોમવારે, એટલે તા૦ ૩૦મી એપ્રિલને દિને રસાલાના આશરે ૩૦ માણસો સહ મહાબ્લેશ્વર ખાતે પધાર્યા હતા. ત્યાં આશરે એક માસ સુધી નિવાસ કીધા પછી પુનઃ તે નામદારની સ્વારી તા૦ ૬ઠી જૂન સને ૧૮૮૮ ને બુધવારની પ્રભાતમાં મુંબઈ આવી પોહોંચી હતી, અને તે પછી તે નામદાર શનિવારની મેઈલ ટ્રેનમાં પોતાનાં પાયતખ્ત નગર ભૂજ તરફ રવાના થયા હતા.

એજ વર્ષમાં ગુજરાત, કાઠિયાવાડ, કચ્છ વગેરે વિભાગોમાં વરસાદની અત્યંત તાણને લીધે દુકાળ પડવાનો મ્હોટો ભય સર્વ પ્રજામાં ઊપન્ન થયો હતો, અને બિચારા રંક જનો ભૂખે મરી જશે, એવી ચિન્તા ઊપજી હતી. આ સમયે નામદાર રાઓ શ્રીએ પોતાની પ્રજાનું દુકાળનું દુઃખ નિવારણ કરવાને માટે કેટલાક કિમતી ઠરાવો કરી, તે ઠરાવો પોતાના કાબેલ દિવાન રા૦ બા૦ મોતીલાલ લાલભાઈની સહીથી પ્રગટ કીધા હતા. એ ઠરાવમાં આ પ્રમાણેનો ભાવાર્થ સમાવ્યો હતોઃ—આ વર્ષમાં વરસાદની તાણને લીધે ચારો નહીં થવાથી ઢોરો દુઃખિ થાય છે, માટે એ બાબતની સઘવડતા કરી આપવાને, ઘાસ, કડબ વિગેરે ચારાનું તથા ગુવાર, કોરડ અને ખોળ પરદેશથી બંદરે આવે તેનું જળવટ આયાત દાણ આવતા માહા શુદિ બીજ સુધી, અને કપાશિયા ઊપરનું જળવટ આયાત દાણ ચૈત્ર શુદિ બીજ સુધી માફ કરવામાં આવ્યું છે.

ગરીબાઇને લીધે બીજ ન મળી શકવાનાં કારણથી પીતમોલ ઉત્પન્ન કરી શકે એવા સર્વ ખેડુતોને દરબાર શ્રી તરફથી બીજની મદદ આપવામાં આવશે, તથા જરૂર પડે કોરી ૧૦૦ સુધી દર કોસે તકાવી ધીરવાની પરવાનગી આપી છે. પૈસા તથા બીજ બનતાં સુધી ઘઊંમાંથી વસૂલ કરવામાં આવશે. તકાવી તથા બીજ માટે એકંદર કોરી ૫૮૯૦૦ મંજૂર કરવામાં આવી છે, જેમાંની કોરી ૮૯૦૦ માત્ર ત્રણ ગામો માટેજ છે.

જે સ્થળે પીતમોલ થઇ શકવાનું સાધન નથી, ત્યાં કૂવો વિગેરે સાધન તૈયાર કરવાને પણ સરકારમાંથી તકાવી આપવાનો ઠરાવ થયો છે. આ બાબતમાં જે રસમ એ રાજ્યમાં આગળથી ચાલી આવે છે, તેના અન્વએ પાછળથી પૈસા મળતા, તે પેહેલાંજ આપવા ઠરાવ્યું છે. વળી એ કૂવો ખોદ્યા બાદ તેમાં પાણી ન નિકળે કે ખારૂં પાણી નિકળે—અર્થાત્ કૂવો નિરોપયોગી થાય તો તે આપેલી રકમ માફ

કરવાનો ઠરાવ થયો છે. આથી પીત સાધનનું સાહસ કરનારા ખેડુતોને ભીતિ ઓછી થવાથી પીત વધવાનો ઘણોજ સંભવ છે. આ કામમાં દર કોસે કોરી ૨૦૦ સુધી તકાવી અપાશે.

કોઈ દિવસ ખેડવાણ ન થયલી પડતર જમીનમાં કૂવો કરી તેને પીત કરનારાને વિશેષ સોઈ કરી આપવામાં આવી છે. જે એવો કૂવો કરશે, અને ધણાં તથા છાસટિયાનાં પાણાથી વાડીઓ ચાલતી કરશે, તેને કોસનાં પ્રમાણમાં દર કોસે વીંઘા ૮ સુધીનાં બુદ્ધાં માફ કરવામાં આવશે, અને તે વાડીનું પડું બંધાવવા સંબંધી હકીગત લક્ષમાં લઈ પેહેલે વર્ષે ૧૪મો ભાગ લેવાતાં, દર વર્ષે બબે ભાગ ઉતરતાં, છેવટ રસમ અનુસાર ભાગ લેવામાં આવશે. ખેડાણ જમીનપર કૂવો કરી પીત કરશે તેની પાસેથી ચોદમાને બદલે પેહેલે વર્ષે બારમો ભાગ લેવામાં આવશે.

સામાન્ય સ્થિતિનાં લોકોનાં વાપરવામાં મૂખ્યત્વેકરીને બાજરી, મગ સિંધી રાતા ચોખા, જુઆરી તથા મઠ આવે છે. મઠનું દાણ માફ કરવાનો જુદો ઠરાવ થયો છે. શિવાયનું જળવટ આયાત અધ દાણ કાર્તિક શુદિ ૩થી માહા શુદિ બીજ સુધી માફ કરેલું છે. કોરડ પણ ગરીબ લોકો ખાય છે, અને તેની વ્યવસ્થા ખાણ સાથે થઈ ગઈ છે.

વળી મજૂરી કરનાર ગરીબ લોકોને માટે જાહેર બાંધકામો કાઢેલાં છે. સડકો બાંધવી, તળાવની દુરસ્તી કરવી તથા કૂવા ને વાવો બાંધવા વિગેરે પરચુરણ કામો મળી એકંદર કોરી ૪૪૭૭૦૦ની મંજૂરી ખાસ આપવામાં આવી છે. એ શિવાય "પબ્લિક વર્કસ"નું જે બજેટ મંજૂર થયું છે તે તો જુદું. એ શિવાય દરબારી ખડરખાલોમાં ખડ, યોગ્ય દર આપીને, ગુજરાનનો બંદોબસ્ત કરી આપી, મજુરો પાસે વઢાવવાનું ઠરાવ્યું છે.

ઉપર પ્રમાણેનો સાર તે ઠરાવોમાં સમાયલો હતો, અને તે દ્વારાએ પોતાની પ્રજા માંહેલાં જે જનો દુકાળનાં દુઃખમાં પીડાતાં હતાં, તેમનાં સૂખને માટે સારાં સારાં સાધનો પૂરાં પાડવા માટે પોતાની દયાળુ લાગણી તથા ઉદારતા પ્રદર્શિત કરી હતી. આને માટે તે નામદારને પોતાની પ્રજા તરફથી સર્વોત્તમ આશિર્વાદ મળવા ઉપરાંત બીજાં લોકો તરફથી પણ તે નામદારનાં આવાં સ્તુત્ય કાર્ય માટે પરિપૂર્ણ પ્રસંશા કરવામાં આવી હતી. રાજાનો પ્રજા પ્રત્યે કેવો ધર્મ છે, તે આ યુવાન ને યશસ્વિ નૃપતિએ આ સમયે સ્પષ્ટ રીતે બતાવી આપ્યો હતો, અને તે નામદારનો આ દાખલો ગ્રહણ કરીને બીજા કેટલાક નૃપતિઓએ પણ પોતાની પ્રજા પ્રત્યે આ પ્રકારની પ્રતિ તથા દયા દર્શાવવા માંડી હતી.

આજ વર્ષના નવેમ્બર માસમાં નામદાર મહા રાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદૂરને ત્યાં એક પુત્રની વૃદ્ધિ થઇ હતી. આ પુત્ર પ્રાપ્તિ તે નામદારના સાયલાવાળા મહારાણી શ્રી મોતીબા સાહેબને પેટે થઈ હતી. આવી માંગલિક પ્રાપ્તિ થવાથી આખા કચ્છ પ્રાંતમાં અત્યાનંદ પથરાયો હતો, અને રાજ્ય દરબારમાં શાકર વેહેંચી શુભ સૂકનની શુભ નિશાની દર્શાવવામાં આવી હતી. જોકે નામદાર રાઓ શ્રી ખેંગારજી સાહેબ બહાદૂરે, ઉપર દર્શાવેલા ઠરાવો શિવાય પણ બીજી કેટલીક બાબતોમાં પોતાની પ્રજાને દુકાળનાં દુઃખમાં સાહાતા આપી હતી, જે તમામ ઘણું લંબાણ થઇજવાથી આસ્થળેવર્ણવી શક્યાનથી, તોપણ ટૂંકમાં એટલુંજ લખવાનું કે, નામદાર રાઓ શ્રીએ આવા સંકટના સમયમાં પોતાની પ્રજાને અતિ અમૂલ્ય આશ્રય આપ્યો હતો.

તા૦ ૨૮મી ફેબ્રુવારી સને ૧૮૮૯ને દિવસે નામદાર મહા રાઓ શ્રી ખેંગારજી સાહેબના પ્રિયબંધૂ કુમાર શ્રી કાલુભા સાહેબનાં શુભ લગ્ન નામદાર રાઓ શ્રીએ ઘણી ધામધૂમથી કીધાં હતાં, અને એ

પ્રસંગપર મ્હોટા ખર્ચ કીધો હતો. વળી એ લગ્ન કીધાં પછી તરતજ થોડા દિવસ બાદ, એટલે તા૦ ૩-જી માર્ચ સને ૧૮૮૯ને દિવસે નામદાર મહા રાઓ સાહેબના પુત્ર કુમાર શ્રી કરણજીનાં શુભ લગ્ન પણ અત્યંત ધામધૂમથી કીધાં હતાં. એ શુભ પ્રસંગપર નામદાર રાઓ શ્રીએ ઘણાં ઘણાં સ્થળોના મિજબાનોને આમંત્રણ કીધેલાં હોવાથી, કેટલાંક સ્થળોનાં નૃપતિઓ વિગેરે પ્રતિષ્ઠિત પુરૂષોની ઘણી મ્હોટી સંખ્યા કચ્છમાં એકઠી થઈ હતી, અને તેઓ સર્વેની નામદાર રાઓશ્રી તરફથી ઘણીજ રૂડી રીતની બરદારત લેવામાં આવી હતી. આ લગ્ન પ્રસંગપર નામદાર રાઓ શ્રી ખેંગારજીની તમામ પ્રજાએ પણ ઘણો સારો લાહાવો લીધો હતો, અને સઘળાં જનોએ એ શુભ પ્રસંગપર પોતાની તરફનો પૂર્ણ હર્ષ દાખવ્યો હતો. આથીકરીને કચ્છની તમામ પ્રજાને દ્વારે જાણે એક મહા હર્ષનો પ્રકાશ ઝળકી રહ્યો હોય, તેમ જણાતું હતું, અને સર્વ પ્રકારે આનંદ રંગમાં લગ્ન પ્રસંગ સમાપ્ત કીધો હતો. રજવાડાની રીત પ્રમાણે આ શુભ અવસરપર ભાટ, ચારણ વિગેરેઓએ પણ કચ્છમાં પધારી નામદાર મહા રાઓ શ્રી ખેંગારજીની બોલમાલા વર્ણવી મહા આશિર્વાદ આપ્યો હતો.

નામદાર રાઓ શ્રી ખેંગારજી સાહેબ સ્વભાવે પણ ઘણા ઊદાર છે, અને તે નામદારે ઘણાં ઘણાં કામોમાં કિમતી મદદો કરી છે. આપણા માજી પ્રજાપ્રિય પ્રીતમ વાઇસરૉય નામદાર લૉર્ડ રીપન સાહેબનાં સ્મર્ણાર્થે જે મ્હોટું ફંડ ઉભું થયું હતું, તેમાં આ રાવ સાહેબે પણ રૂ ૭૦૦૦ની મ્હોટી રકમ ભરી હતી. એજ પ્રમાણે પેટલાદ ખાતેની જાહેર લાઇબ્રેરીને રૂ ૫૦૦ની મદદ આપી હતી તથા અમદાવાદની "હેમાભાઈ ઈન્સ્ટિટયૂટ"ને પણ રૂ ૫૦૦ની રકમ બક્ષિસ કરી હતી. વળી અમદાવાદમાં એક ખાનગી હાઈસ્કૂલ ઊભી થઈ છે, તેને પણ આ ઊદાર મનના ભૂપતિ સાહેબે રૂ ૧૦૦૦ની મ્હોટી રકમ ઇનામ દાખલ આપી હતી. બાદ મહાભારતનું ઇંગ્રેજીમાં એક સખસે ભાષાંત્તર કરેલું તેનાં ફંડમાં પણ એ નામદારે રૂ ૧૦૦૦ની મદદ બક્ષિસ આપી હતી. સને ૧૮૮૮નાં વર્ષમાં મુંબઈ ખાતેનાં પ્રાણિઓનાં સંગ્રહસ્થાનમાં નામદાર રાઓ શ્રીએ રૂ ૧૦૦૦ની રકમ બક્ષિસ કરી હતી, અને તેટલાપરથી તે નામદારનું નામ તે ખાતાના પેટ્રનોનાં લીસ્ટમાં નોંધી રાખવામાં આવ્યું હતું. એજ વર્ષમાં "વેટરના" નામની એક મ્હોટી આગબોટ, જે લગભગ ૧૦૦૦ ઊતારૂઓ સાથે સમુદ્રમાં ડુબી ગઈ હતી, તેથી કરીને તે ડુબેલાં માણસો માંહેલાં જેઓ નિર્ધન ને ઘણીજ રંકાવસ્થામાં હતાં, તેમનાં બૈરાં છોકરાંઓને મદદ કરવાને માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જે ફંડમાં નામદાર ખેંગારજી સવાઈ બહાદૂરે રૂ ૧૦૦૦ની રકમ ભરી હતી એટલુંજ નહીં, પરંતુ પોતાની પ્રજા માંહેલાં જે જનો તેમાં ડુબી મૂવાં હતાં, તેમનાં બચ્ચાંબાલાઓની સંભાળ લેવાને માટે પણ મ્હોટી રકમ વાપરવામાં ઉદારપણું દાખવ્યું હતું. એ શિવાય અનેક ફંડોમાં નામદાર રાવ શ્રી ખેંગારજી સાહેબ મ્હોટી મ્હોટી રકમો ભરતા આવ્યા છે, અને અનેક કાર્યોમાં કિમતી મદદો કરવામાં મનમાનતી ઉદારતા વાપરી છે. વળી અસલથી એ નામદાર કેળવણીનાં કામોને પણ ખરા ઊદારપણાથી સરસ ઉત્તેજન આપતા આવ્યા છે, અને ઘણા ઘણા ગ્રંથો રચાવી તેના કર્ત્તાઓને કિમતી બક્ષિસો આપી છે. વળી નામદાર રાઓ શ્રીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી ઘણા ઘણા સારા સુધારાઓ કીધા છે, રાજ્યમાં મ્હોટાં મ્હોટાં મકાનો કરાવ્યાં છે, મ્હોટાં મ્હોટાં ઔષદ્ધાલયો સ્થાપ્યાં છે, સંખ્યાબંધ સરસ્વતીમંદિરો કીધાં છે અને એ શિવાય અનેક સૂકૃત્યો કરી પોતાનાં વિશાળ રાજ્યને વિશેષ દીપાવી મૂકયું છે. વળી એ નામદાર સ્વભાવેપણ ઘણાજ મિલનસાર, શાંત, દયાળુ, નમ્ર ને ચતૂર છે અને એકંદરપણે સૌજન્યતાના સર્વ સદ્ગુણો સંપન્ન છે.

વળી નામદાર રાઓ શ્રીએ પોતાનાં રાજ્યમાં અશ્વ વિગેરે ઢોરોનાં તથા બીજા પદાર્થોના પ્રસંશા પાત્ર પ્રદર્શનો પણ પાંચ વાર ભર્યાં છે, અને તે પાછળ તે નામદારે મ્હોટા ખર્ચો કીધા છે. અશ્વ ઉછેરવાનું કામ તેઓ સાહેબ ઘણી સંભાળથી ને સારી રીતે કરાવે છે, અને તે કામ પાછળ પણ મનમાન્યા પૈસા વાપરવામાં ઉદારતા બતાવે છે, કે જેને માટે તે નામદારની ઘણીજ સ્તુતિ થાય છે. નામદાર મુંબઇ સરકાર પણ, નામદાર રાઓ શ્રીનાં આવાં કાર્યોને માટે પોતાના દરેક વર્ષના "એડમિનિસ્ટ્રેશન રીપોર્ટ"માં ઘણી સારી પ્રસંશા કરે છે, જે કંઇ ઓછા સંતોષની વાત નથી.

કચ્છનાં રાજ્યનું ક્ષેત્રફળ એકંદર ૬૫૦૦ ચોરસ માઈલ્સનું છે, અને જો રણને અંદર ગણીએ તો ૯૦૦૦ ચોરસ માઈલ્સનું થાય. એ રાજ્યની એકંદર વસ્તી ૫૧૨૦૮૪ માણસોની થાય છે, જેમાં લગભગ એક લાખ કરતાં પણ વિશેષ મુસલમાનો છે. એ રાજ્યની વાર્ષિક ઊપજ આશરે ૨૧-૨૨ લાખ રૂપિયાની થાય છે, અને એ પેહેલા વર્ગનું રાજ્ય છે. એ રાજ્યની ઉત્તર તથા પૂર્વ દિશાઓમાં, અને અગ્નિ તથા વાવ્ય કોણોમાં રણ આવેલું છે. વળી દક્ષિણ દિશામાં કચ્છનું અખાત, અને નૈરૂત્ય કોણમાં હિંદી મહાસાગર આવેલો છે.





જુનાગઢના નવાબ સાહેબ

નામદાર બહાદુરખાનજી સાહેબ બહાદુર.

ARYA PRAKASH PRESS.

### જુનાગઢના નવાબ સાહેબ

## નામદાર બહાદૂરખાનજી સાહેબ બહાદૂર.

જુનાગઢના મરહુમ નવાબ સાહેબ મહોબતખાનજીના પાટવી પુત્ર બહાદૂરખાનજી, જેઓ હાલ જુનાગઢનાં રાજ્યાસનપર બિરાજમાન છે, તેઓ સાહેબ તેમના માતુશ્રી બેગમ લાડલીબુ સાહેબને પેટે સંવત ૧૯૧૨ના પોશ શુદિ ૧૫ને દિને, એટલે તા૦ ૨૨મી જાનેવારી સને ૧૮૫૬ ઇંગ્રેજી તથા તા૦ ૧૩મી જમાદિએઉલ અવલ ૧૨૭૩ હિજરીને દિવસે જન્મ્યા હતા, જે દિવસ મંગળવારનો હોવાથી એમના જન્મથી આખાં રાજ્યમાં મંગળ મંગળ થઇ રહ્યું હતું. એ નામદારને બાલ્યાવસ્થામાં બાપુમિંયા પણ કહેતા હતા, અને ખાનગી રીતે એઓ સાહેબને "આલિજાંહ"નો ખેતાબ પણ મળેલો છે.

નવાબ સાહેબ બહાદૂરખાનજી બાલ્યાવસ્થાથીજ ચંચળ ને ચતુર ગણાય છે. એમના પિતાજીએ જેમ એમને લાડ લડાવવામાં કશર રાખી નહોતી, તેજ પ્રમાણે એ નામદારને વિદ્યાભ્યાસને માટે પોતાની છાતી આગળથી આઘા રાખવામાં પણ તેઓ અટક્યા નથી. રાજકોટ ખાતે જેવી "રાજ્યકુંવર કૉલેજ" ઊઘડી કે તરતજ એમને વિદ્યાભ્યાસાર્થે રાજકોટ મોકલ્યા હતા, જ્યાં એઓ સાહેબે ગુજરાતી ભાષાનો અભ્યાસ કીધા પછી ઇંગ્રેજીનો અભ્યાસ પ્રારંભ કરવા માંડયો, અને થોડુંક ઇંગ્રેજી જ્ઞાન ગ્રહણ કરવા લાગ્યા તેટલામાં તો તે નામદારનાં એકદમ લગ્ન થવાથી કૉલેજનું સરસ્વતી મંદિર તેઓ સાહેબને છોડવું પડ્યું હતું.

નામદાર નવાબ સાહેબનાં લગ્ન તા૦ ૨૩મી મે સને ૧૮૭૩ને દિવસે જુનાગઢ ખાતે થયાં હતાં. આ શુભ સમયે તે નામદારના પિતાજીએ ઘણીજ મ્હોટી ને ભપકાદાર ધામધૂમ કરીને મ્હોટા ઉમંગથી તે નામદારનાં લગ્ન કીધાં હતાં. આ અવસરપર બાહાર ગામથી આશરે ૬૦૦૦૦ કરતાં પણ વિશેષ માણસની મહાભારત સંખ્યા જુનાગઢ ખાતે એકઠી મળી હતી, અને એ સમયનો જુનાગઢનો દેખાવ પણ ઘણોજ મનોહર ને સુંદર થઈ રહ્યો હતો. લગ્નને માટે જે મંગળમય મહાન્ મંડપ બનાવવામાં આવ્યો હતો, તેની પાછળજ રૂ ૫૫૦૦૦નો મ્હોટો ખર્ચ કીધો હતો! અને લગ્નનો વરઘોડો જે કાહાડયો હતો, તે પણ મ્હોટા ખર્ચથી ઠાઠમાઠમાંજ કાહાડેલો હતો. પ્રથમ ઉપલી તારીખે નામદાર બહાદૂરખાનજીએ એક સ્ત્રી પરણ્યા પછી બીજે દિવસે, એટલે તા૦ ૨૪મી મે સને ૧૮૭૪ને દિવસે સાયંકાળે બીજી સ્ત્રી સંગે લગ્ન કીધાં હતાં, અને તેની ધામધૂમ પણ ભપકાથીજ કરવામાં આવી હતી.

લગ્ન થયાં પછી તેઓ સાહેબથી ઇંગ્રેજી અભ્યાસ કરવાનું બની શક્યું નહીં; કેમકે તેઓ પછી પુખ્ત વયે આવવા લાગ્યા, અને એવી રીતે પુખ્ત વયે પોહોંચ્યા પછી એમના જેવા મ્હોટા રાજ્યાધિકારીથી અભ્યાસ થઈ શકવો મહા મુશ્કેલ ગણાય. તેમ છતાં પણ સાંભળવા પ્રમાણે એ નામદારે ખાનગી રીતે

કેટલોક અભ્યાસ કીધો હતો, અને ફારશી તથા ઊરદુનું કેટલુંક જ્ઞાન સંપાદન કીધું હતું, જે સર્વનાં સ્વાદિષ્ટ ને સરસ ફળો એ નામદારે પોતાની વહાલિ પ્રજાને આપવાં માંડયાં છે, અને એ નામદારની રાજ્યનીતિ ઉત્તમ ગણાય છે, તે પણ એ નામદારની વિદ્વતા અને ઉંચી બુદ્ધિનાંજ ફળ છે.

નામદાર બહાદૂરખાનજીને બે રાણીઓ છે, જેમાંની એક બાંટવાના ખાન શ્રી શેરબુલંદખાનની પુત્રી ઊમરાવબખ્ત સાહેબ કરીને છે, અને બીજી વાડાસિનોરના નવાબ સાહેબ મનોવરખાનજીના પુત્રી થાય છે, જેણીનું નામ લાલબખ્ત સાહેબ છે.

નવાબ સાહેબ બહાદૂરખાનજી "રાજ્ય કુંવર કૉલેજ" છોડયા પછી પોતાના મરહુમ પિતાજીની સાથેજ શ્રી જુનાગઢમાં નિવાસ કરતા હતા, અને તેમનાજ સમયથી રાજ્યવહિવટમાં ઘણું ચિત્ત ઘાલતા આવેલા છે. જેમ "પુત્રનાં લક્ષણ પારણામાંથી" તેમ નવાબ સાહેબ બહાદૂરખાનજીએ પોતાના પિતાજીના સમયથીજ પ્રકાશવા માંડયું હતું. જ્યારે એમના પિતાજી તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭ને દિવસે દિલ્હીના બાદશાહી મિલાવડામાં પધાર્યા હતા, અને ત્યાર પછી ઊત્તર હિંદુસ્થાનમાં પ્રવાસાર્થે નિકળ્યા હતા, ત્યારે તેઓ નામદાર પોતાનાં રાજ્યની લગામ પોતાના આ પાટવી પુત્ર સાહેબને સોંપી ગયા હતા, જે દરમ્યાન નામદાર બહાદૂરખાનજીએ રાજ્યવહિવટ ઘણીજ પ્રસંશાપાત્ર રીતે ચલાવ્યો હતો. જે દિવસે દિલ્હીમાં નેક નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીએ શેહેનશાહબાનુંનો માનવંતો ખેતાબ ધારણ કરવાની ખુશાલિમાં એક ભવ્ય દરબાર ભરાયું હતું, તેજ માંગ્લિક દિવસે નામદાર બહાદૂરખાનજીએ પોતાના પિતાજીની ગેરહાઝરીમાં જુનાગઢમાં એક મ્હોટું દરબાર ભરીને તેમાં પોતે તૈયાર કરેલું એક સંભાષણ પોતાના કાર્યભારી દ્વારાએ સર્વ શ્રોતાજનોની સન્મૂખ નિચે પ્રમાણે પ્રદર્શિત કીધું હતું:—

"આ દરબારમાં એકઠા થયલા સદ્‌ગૃહસ્થો, અમીર ઊમરાવો, શેઠ સાહુકારો વિગેરે ગૃહસ્થો, હું તમને મારી ખુશી જાણાવવા સારૂ આ સમયની સારી જોગવાઇથી સંતોષ પામી ખુદાની મેહરબાની માનું છઉં.

આજ તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭નો નેક દિવસ હિંદુસ્થાનની તવારિખમાં નોંધવા લાયક દુનિયાના પડદાપર આશકારા થયલો છે; અને તે નેક નામદાર મહારાણી સાહેબ કયસરે હિન્દનો ખેતાબ ધારણ કરવાની શુભ ક્રિયા દિલ્હીમાં મ્હોટી દરબાર ભરીને નામદાર વાઇસરાય, હિંદુસ્થાનના મૂખ્ય હાકેમો, નવાબો, મહારાજાઓ, રાજાઓ, અમલદારો તથા પરરાજ્યના એલચી અને ડેપ્યુટેશનોને શુભ આમંત્રણ કરી બોલાવેલા છે તેની વચમાં કરવાના છે, ત્યાં મારા માનવંતા પિતા આલિજાંહ નવાબ સાહેબ મહોબતખાનજીનું પણ પધારવું થયલું છે. જેવી રીતે દિલ્હીમાં આજ મ્હોટી ખુશી છે, તેવી હિંદુસ્થાન માંહિલાં મ્હોટાં સ્થળોમાં પણ થવાની છે. એ ટાંકણે નામદાર ઈંગ્રેજ સરકારના વફાદાર તરિકે આ વખત અહીં પણ એક ખુશાલિ કરવા સારૂ તમો સર્વને ઇજન મોકલી બોલાવવાની શુભ તક મેં વિચારી છે. એથી કરીને આ સમયે મારાં દિલની ઇચ્છાથી થોડું બોલવું શરૂ કરૂં છું.

નામદાર શેહેનશાહબાનુંની રાજ્યકીર્તિ અત્યંત વખાણવા લાયકની છે. ઇંગ્રેજ સરકારને આપણાં હિંદુસ્થાન માંહિલાં દેશી રાજ્યો વચ્ચે જે દિવસથી સંબંધ બંધાણો છે, તે દિવસથી અરસપરસના પ્રીતમ ભાવ અને તેથી નિપજતા અનેક જાતના ફાયદા થયા છે, તથા આ વિશેષ સંબંધ બંધાવાથી નામદાર શેહેનશાહબાનુંના અદલ ન્યાયથી મેહેરબાનીથી બર આવશે.

આપણા કાઠિયાવાડમાં ઈંગ્રેજ સરકારના જે જે ઉપકારો થયા છે તેની વિગતવાર તવારિખ આપવા ઘણું લંબાણ થાય, જેથી તેમાંની કેટલીક બાબતોનો હું કંઇક ઇસારો આ સમયે કરૂં છું.

કાઠિયાવાડના તાલુકા ઉપરની બાદશાહી જમાબંદિ તથા આપણી જોરતલબી વસૂલ કરવાના કાયમ અને ચોક્કસ ઠરાવો નહીં હતા તે થવાથી એ બાબતમાં જે હલાકી પડતી હતી તે બંધ થઇ.

હિંદુમાં પતિની પછવાડે સતી થવાની આત્મહત્યા થતી હતી, તે પણ બંધ પડી તેથી નાજૂક અબળાઓના પ્રાણનો બચાવ થયો.

કેટલીક કોમમાં જન્મથી દીકરીઓને મારી નાંખવાની કમકમાટ ભરેલી રીત નાબુદ થઈ.

રાજ્યલોભ વિગેરેથી રાજાઓમાં સારી મદયસ્થી ન હોવાથી જે લડાઇ ઝગડાં થતાં, તે બંધ પડી સલાહ શાંતિનો વધારો થયો.

બહારવટાંની જંગલી રીતથી દેશની જે ખરાબિ થતી તેનો અટકાવ થયો.

આજ આ પ્રાંતમાં ઠેકાણે ઠેકાણે કામ ચલાવવાના ધારા, અને તે ધારા લોકોને દાદ મેળવવાને સારા ઉપાયો જે દાખલ થયા છે, તે પણ બ્રિટિશ રાજ્યના દાનાવ સરદારોની સારી સૂચનાનું પરિણામ છે.

આ કાઠિયાવાડમાં કેળવણીનાં ગૂમ થયલાં સાધનો, નવે પાયે સ્કૂલ સ્થાપન કરવાની નેક સલાહ આપી કેળવણી ખાતું મ્હોટે પાયે સ્થાપન કરવું, જેનો લાભ આપણા કાઠિયાવાડિઓ પૂરી રીતે લે છે, એમાં પણ ઇંગ્રેજ સરકારની મુરબ્બિ વટ છે.

કાઠિયાવાડમાં દેશી વૈદની બરાબર સગવડ ન હોવાથી પેહેલાં રાજકોટમાં અને પછી કેટલાંક રાજ્યસ્થાનમાં હાસ્પિટલ (દવાખાનાં) કાઢવાની સારી સૂચનાથી ફાયદા થયો છે.

કાઠિયાવાડમાં પબ્લિક વર્ક્સખાતું ઠેકાણે ઠેકાણે સ્થાપન કરાવી અનેક જાતનાં કામ, લોકોપયોગી સડકો, ધર્મશાળા વિગેરે થયાં છે તેથી દરેક મુશાફરને પૂરતો આરામ મળે છે, તેમાં પણ તેની ખુબી છે.

ટપાલની સારી સગવડ થઇ છે તેની સાથે ટેલિગ્રાફ પણ મૂખ્ય શેહેરોમાં દાખલ કરેલા છે.

વળી મ્હોટી અને પેહેલે દરજ્જેની ફાયદાની વાત એ થઇ છે કે, "રાજકોટ રાજ્ય કુંવર કાલેજ" સ્થાપન કરી, જેનો હું પણ એશાનવંત છું. તે કાલેજમાં સર્વ રાજ્યકુંવરો, જે કે હવે પછી રાજ્યની લગામ પોતાની હસ્તક લેવાના છે, તે તથા તેમના ભાઇ કુટુંબને અચ્છિ કેળવણી મળે છે, તે એશાન પણ એ સરકારનું છે.

સીતળાખાતું સ્થાપન કરવાની ઉંડી સૂચનાથી એ કામ પણ સંતોષકારક દાખલ થયું છે. એ વિગેરે અગણિત લાભ ઇંગ્રેજ સરકારની મ્હોટી મેહેરબાની ભરેલી નજરથી મળ્યા છે, અને મળશે તથા નામદાર મહારાણીજીની સરકારનો ખાશ ઇરાદો દરેક દેશી રાજ્યના મોભ્ભા અને હક્ક બરાબર જાળવવા માટેનો આપણે સંપૂર્ણ રીતે જાણીએ છિએ. ત્યારે એવા મ્હોટા ઉપકારો આપણાં હૃદયમાંથી કોઇ પણ રીતે ભૂલી જવાય તેવા નથી. એ સબબથી આજની શુભ ક્રિયાનો લાભ મ્હોટા ઉત્સાહ અને ઉમંગથી લેવાને અચ્છિ તક મળી છે, તે માટે દરેક જણાએ પરમેશ્વરની બંદગિ કરી શેહેનશાહબાનુંની શેહેનશાહત હંમેશા કાયમ રાખે તથા તેઓને ખુદાતાલા આયુષ્યની સાથે તંદુરસ્ત રાખે—આમીન.

વળી આ વખત એવી આશા રાખવામાં આવી છે કે, કાઠિયાવાડના રાજાઓ ઉપર ઇંગ્રેજ સરકારના મેહેરબાની ભરેલા ઉપકારો થયા છે તેમાં હવે પછી ઓર વધારો થશે, અને રાજાઓના હક્ક તથા મરતબાની સલામતી રાખવાને નામદાર શેહેનશાહબાનું નેક નિગાહ ભરેલી મેહેરબાનીથી ધ્યાનમાં રાખે છે, તે માટે આપણે હંમેશા સુકર ગુજારિએ છિએ, તેનો પૂરતો લાભ આપણી વફાદારીના બદલામાં ચીરકાળ આપવા માટે તેઓ સાહેબને ઉગરી મોહોબત દ્રઢતાથી રેહેશે, અને તે દ્રઢતા મજબૂતપણે નિરંતર બની બનેલી રેહેવાની દીલસોજીથી વફાદારી રાખવાની જે આપણી ફરજ છે, તેને આપણે તાજી ને તાજી રાખીએ.

એટલું બોલી આ દરબારમાં ખુશી ભરેલી થયલી હિલચાલો માટે હું સહુનો ઉપકાર માની નામદાર શેહેનશાહબાનુંની સલામતી ચાહી તોપના બહાર કરવાની પરવાનગી આપી મારૂં ભાષણ સમાપ્ત કરૂં છું.

(સહી) **બહાદૂરખાનજી."**

ઉપલું સંભાષણ શ્રવણ કરીને સર્વ શ્રોતાજનોમાં સારો સંતોષ પ્રાપ્ત થયો હતો, અને સર્વ કોઇએ તે નામદારને માટે ભવિષ્યમાં ઉત્તમ આશા બાંધી હતી, અને તે બાબે, તેમના પિતાજી પ્રવાસ ક-

રીને પુનઃ પોતાની રાજ્યભૂમિમાં પધાર્યા તે સમયે જુનાગઢની પ્રજાએ તે નામદારને એક માનપત્ર આપ્યું હતું, જેમાં નામદાર બહાદૂરખાનજીને માટે નિચે પ્રમાણે દર્શાવ્યું હતુંઃ—

"આ વખતે આપે આપના અને આ રાજ્યના પાટવી કુંવર બહાદૂરખાનજીને આંહી રાખવા સાથે રાજ્યને લગતાં કામકાજની તેઓને સુપરદી કરી હતી. અમને થયલા અનુભવથી અમે જણાવવાને આતુર છિએ કે, આ જુવાન રાજ્યકુંવર બહાદૂરખાનજીએ આપની ગેરહાઝરીમાં રાજ્યકામની, અમારાં સૂખની અને અમારા જાનમાલની સલામતિની ખરેખરી વખાણવા લાયક કાળજી રાખી છે, લોકોને ઇનસાફ આપવામાં, તેઓની અરજ સાંભળવામાં અને સાગ લોકોની મુલાકાત લેવામાં, તે શાહાજાદા બહારદૂરખાનજીએ ઘણું ગંભિરપણું બતાવ્યું છે; અને આ સઘળી કારકીર્દિથી તેનાં ભવિષ્યને માટે, તેમજ ઉમ્મરે વધવા સાથે તેના ઉપરજણાવેલા ભલા ગુણો, ચપળતા, શાંતિ, ગંભિરપણું, નિરપક્ષપાત વિગેરે ગુણો પણ ઉત્તરોત્તર વધતા જશે, એમ અમને ખાત્રિ છે; અને વધારે એટલા સારૂ ખુશી છિએ કે, અમારા વિચારને મળતાજ વિચાર, એ શાહાજાદા બહાદૂરખાનજી સારૂ એજન્સિના પોલિટિકલ અસિસ્ટંટ મેહેરબાન સ્ટેશ સાહેબે પણ જણાવ્યા છે, એવું અમે જાણ્યું છે."

આવાં સરસ વેણો તે નામદારની પ્રજાએ જાહેરમાં દર્શાવીને તે નામદારની યોગ્યતાનો આબેહુબ ચિતાર આપ્યો હતો, જે સાંભળી સર્વનાં મન રંજિત થયાં હતાં, અને નવાબ સાહેબ મહોબતખાનજીને પણ, પોતાની પાછળ પોતાના એ પાટવી કુંવર સાહેબ સારૂં નામ કાહાડશે, એવી સંપૂર્ણ ખાત્રિ થઈ હતી.

નામદાર બહાદૂરખાનજીએ પોતાના પિતાજીની હયાતિમાં દરેક પ્રકારે બતાવી આપ્યું હતું કે, પ્રજાના લાભ તરફ તથા પોતાનાં રાજ્યનાં ભૂષણની અગત્યની બાબતો ઉપર તેઓ સાહેબનું સંપૂર્ણ લક્ષ રહે છે. રાજ્યની પેદાશ તથા ખર્ચની તપાસ રાખવી, પ્રજાપર દયાની દૃષ્ટિ રાખવી, કોઈ પણ પ્રકારે પ્રજાનીપર જુલમ ગુજારવો નહીં, વિગેરે જે રાજ્યાધિકારીની ફરજ, તે તેઓ નામદાર પોતાના પિતાની હયાતિથીજ સમજતા આવ્યા છે. વળી એઓ સાહેબની ઘોડે બેશવાની શક્તિ ઘણીજ સરસ હોવાથી તથા પોતે ઘણા સારા કશરતબાજ હોવાથી "બૉડી ગાર્ડ"ના ઘોડેસ્વારોના ઉપર પોતાના પિતાજીની હયાતિમાં પોતેજ ઉપરીપણું રાખતા હતા તથા તેમને સારી રીતની કવાયત શિખવતા હતા. વળી તેઓ નામદાર જાતેજ રાજ્યમાં થતી મ્હોટી મ્હોટી ચોરીઓના પત્તા મેળવવામાં ખૂબ ચતૂરાઈ વાપરતા હતા, અને તેવા હરામખોરોને પકડીને સજા કરતા હતા તથા તે સમયની પોતાની પ્રધાન ટોળીના મેમ્બરોની સારી સલાહ પ્રમાણેજ વર્ત્તતા હતા. એ પ્રધાન ટોળીમાં વજીર સાહેબ બાવદિનભાઈ, ખા૦ બા૦ સાલે હિંદોભાઈ, રા૦ બા૦ ગોકુલજી સંપતરામ ઝાલા અને રા૦ રા૦ નરસિંહપ્રસાદ હરિપ્રસાદ હતા, જેઓ માંહેલા વજીર સાહેબ બાવદિનભાઈ અદ્યાપિ સુધી કાર્યભારી મંડળમાં કાયમ છે, અને તેમની ઘણી નામના ગવાય છે. તેઓ ઘણા ભલા ને દયાળુ પુરૂષ છે.

નવાબ સાહેબ મહોબતખાનજી સલાબતખાનજી કે. સી. એસ. આઇ. તા૦ ૩૦મી સપ્ટંબર સને ૧૮૮૨ ને શનિવારે મરણ પામ્યા પછી તરતજ નામદાર બહાદૂરખાનજી રાજ્યાસનપર આવ્યા હતા. તે પછી થોડાક માસમાં એટલે તા૦ ૨૮મી જાનેવારી સને ૧૮૮૩ ને રવિવારને દિવસે એમનાં રાજ્યમાં એક નાખુશ બનાવ બન્યો ! એ બનાવ સંબંધી હકિગત એવી છે કે, એ રાજ્યમાં મૈયા જાતનાં લોકો છે. એ લોકો પ્રાચીન કાળમાં જુનાગઢનાં રાજ્યનું રક્ષણ કરતા હતા, જે સેવાના બદલામાં જુનાગઢની સરકારે તેમને કેટલીક જમીન આપી હતી, જે જમીન તે લોકો ખેડી ખાતા હતા, અને સરકારના ચોકિદાર દાખલ ચાકરી કરતા હતા; પરંતુ આ સમયમાં તો દરેક દેશીરાજ્યપર નામદારબ્રિટિશ સરકારનું સંરક્ષણ હોવાથી તેમની નોકરીની અગત્યતા જુનાગઢની સરકારને પછી કંઈ રહી નહીં, અને તે-

થી તે જમીનનું મેહેસૂલ લેવાનો જુનાગઢની સરકારે ઠરાવ કીધો. એ મેહેસૂલ જેમ બીજા ખેડુતો આપે છે, તેજ પ્રમાણે લેવાનું ઠરાવ્યું; અને એ ઠરાવ તેમણે બ્રિટિશ અમલદારોની સંમતિથી કીધો હતો; પરંતુ આ ઠરાવથી મૈયાઓ ઘણાજ નાખૂશ થઈ ગયા, અને તેઓએ ઠરાવેલી મેહેસૂલ આપવાની ચોખ્ખી નાજ પાડી, જેથી કરીને જુનાગઢની સરકારે તે જમીન જપ્ત કરી લીધી. આપરથી મૈયાઓના મિજાજ ગયા, અને તેમણે ગુસ્સો કરીને તત્કાળ બાહારવટો લીધો, અનેએક ટેકરી ઊપર ભરાઈબેશી લૂટફાટ ચલાવવાનો વેપાર આરંભ્યો. આ મૈયાઓની સંખ્યા આશરે ૪૦૦થી ૫૦૦ સુધીની હતી, એમ કહેવામાં આવે છે. તેમને વશ કરવાને માટે જુનાગઢની સરકારે તે ટેકરીપર ૭૦૦ માણસોનું એક સૈન્ય મોકલ્યું. તે સૈન્યે ત્યાં જઇને મૈયાઓને ઘણીક રીતે સમજાવી પટાવી જુનાગઢના નવાબ સાહેબને શરણ થવા અને લૂટફાટ છોડી દેવાનું ઘણુંએ કહ્યું, પરંતુ તેઓ એકના બે થયા નહીં, અને આખરે તેઓ વચ્ચે શસ્ત્ર વપરાયાં, જેમાં મૈયાઓનાં ૭૧ માણસો માર્યા ગયા તથા ૭ ઘાયલ થયા, અને તે ઊપરાંત ૩૩જણા પકડાયા, જેમાં એક સ્રી પણ હતી. બીજી તરફ જુનાગઢની સૈન્યના ૭ માણસો ઘાયલ થયા હતા. આવો નાખૂશ બનાવ બન્યો હતો, જેમાં જુનાગઢની સરકારની કશૂર કાઢવામાં આવતી નહોતી.

ઊપલા ઝઘડાના સંબંધમાં એજ વર્ષના એપ્રિલ માસની આખરે નામદાર મુંબઇ સરકારે એક ઠરાવ પ્રગટ કરીને જુનાગઢની સરકારને સેહેજસાજ ઠપકો આપ્યો હતો. તે પછી એ વાત નામદાર વડી સરકારની કાઉન્સિલમાં મૂકવામાં આવી, જેપરથી તે સરકારે એક ઠરાવ પ્રગટ કરી તેમાં દર્શાવ્યું કે, મૈયાઓની પાસે ઘણો મ્હોટો વેરો માંગવામાં, અને તે જબરજસ્તિથી મેળવવામાં, તથા નવાબ સાહેબની પોલિસે જ્યારે તેઓનાપર હુમલો કીધો ત્યારે તેમનાં રક્ષણાર્થે કંઈ પણ સાહુચેતીના ઊપાયો નહીં લેવામાં જે ગફલતી કીધી છે તે ઠપકાને પાત્ર છે. એ વિગેરે વિસ્તારથી એક ઠરાવ જુનાગઢની સરકારપર મુંબઈ સરકારની મારફતે મોકલી આપ્યો હતો. તે પ્રથમ મૈયાઓનો ન્યાય કરવાને માટે જે કમિશન બેઠું હતું, તેને નામદાર વડી સરકારે ફરમાવ્યું હતું કે, નાણાંની બાબતમાં મૈયાઓની પાસે નવાબ સાહેબનું કેટલુંક લેહેણું નિકળે છે તે તથા જમીનની હાલની તથા ભવિષ્યની કિમ્મત ઉપરથી નહીં, પણ તેઓએ નવાબ સાહેબની કેટલી નોકરી કરવી જોઈએ, તે હાલ જેઓ કરતા નથી તે ઊપરથી બેઠેલાં કમિશને નિર્માણ કરવું, તેમજ તેમની જમીનની કિમ્મતનો અડસટ્ટો પણ કમિશને દર્શાવવો.

આ કમિશન મી૦ હેમિકનાં ઉપરીપણા નિચે નિમવામાં આવ્યું હતું, અને તે જુનાગઢની પાસેનાં એક ગામમાંજ બેઠું હતું, જેણે મૈયાઓના વાંધાઓ નાપાયાદાર ગણીને એવો ચુકાદો આપ્યો કે, મૈયાઓએ જુનાગઢની સરકારને ચોકશ કર આપવો જોઇએ. આ ચુકાદો મુંબઇ સરકાર તરફ જતાં તે સરકારે જુનાગઢની સરકાર વિરૂદ્ધ ઠરાવ કરી મૈયાઓની પાસેથી કર લેવાની મનાઈ કરી, પરંતુ તેની અપીલ વડી સરકાર તરફ જતાં તે સરકારે મુંબઈ સરકારનો ઠરાવ રદ કરીને કમિશનનો ચુકાદો મંજૂર રાખ્યો હતો, અને વડી સરકારનો એ ઠરાવ ઠેઠ હિંદુસ્થાનના વજીર સાહેબે પણ મંજૂર રાખ્યો હતો. તોપણ આ સમયથી જુનાગઢના દિવાન મી૦ સાલેહિંદીભાઈને ઊંચે બેશવું પડ્યું હતું, અને તેમની પછી હાલના કાબેલ ને ઠરેલ વિચારના સ્વતંત્ર દિવાન રા૦ બા૦ હરિદાશજી વિહારિદાશજીનિમાયા હતા, જેઓ સાહેબનું દિવાનપદ અત્યંત પ્રસંશા પામે છે, અને એમનાં દિવાનપદથી જુનાગઢમાં સારી શોભાયમાન રાજ્યનીતિ ચાલવા માંડી છે. એ નવા દિવાન સાહેબે દિવાનપદ લેતાંની સાથેજ ઘણાં ઘણાં સ્તુત્ય કાર્યો કીધાં હતાં, અને જુનાગઢની શોભામાં સર્વથી શ્રેષ્ઠ વૃદ્ધિ કરી મૂકી છે. આ દિવાન સાહેબપર ના

મદાર નવાબ સાહેબનો પણ ઘણો સારો વિશ્વાસ બેઠો છે, અને એમની તથા વજીર સાહેબ બાવદીનભાઇ સાહેબની નેક સલાહથી પોતાનાં રાજ્યની લગામ તે નામદાર ચલાવે છે.

મેયાની ભાંજઘડમાંથી જુનાગઢની સરકાર પતી નહીં, અને તેટલામાં તો વળી મકરાનીઓની પિડા જાગી ! એ બાબતની હકિગત એવી છે કે, જુનાગઢની દરબારે પ્રથમ કેટલાક સમયપર જ્યારે ગાયકવાડની સેના ખંડણી વિગેરે લેવાને દરબારી પ્રાંતમાં આવીને સતાવણિઓ ચલાવતી હતી, ત્યારે જુનાગઢ દરબારની સારી સેવા બજાવવા માટે ઈનાજ નામે ગામ એક મકરાનીને ઈનામમાં આપેલું. તે ઈનામદાર મકરાની મૃત્યુ પામ્યા પછી કેટલીક ભાંજઘડો જાગી, જેનું સમાધાન કરવા પાછળ જુનાગઢની સરકારે અત્યંત યત્નો કર્યાં કીધાં, પરંતુ તે વ્યર્થરૂપ થઈ પડયાં ! આખરે નામદાર જુનાગઢની સરકારે પોતાની પોલિસના કેટલાક માણસોને સમાધાન કરવાને માટે તે ગામ તરફ મોકલ્યા, પરંતુ તેમને મકરાનીઓએ ગામમાં પેંશવાજ દીધા નહીં !- એવું કહીને કે, ઇનાજ ગામ તો સ્વતંત્ર છે, માટે તેનાપર મકરાની ઈનામદારનીજ સત્તા છે. આ પછી જ્યારે નામદાર જુનાગઢની સરકારે એવું વિચાર્યું કે, મકરાનીઓ સીધી રીતે સમજે તેવા નથી, ત્યારે તે નામદારે એજન્સિની મદદ માંગી, જેપરથી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ કર્નલ સ્કૉટ કેટલાક સ્વારો, ૧૫૦ પોલિસના માણસો અને બે તોપો લઈને તા૦ ૧૭મી ઑગસ્ટ સને ૧૮૮૪ ને રવિવારને દિવસે વેરાવળ ગયો, અને તે નામદારે મકરાનીઓને સમજાવવા માંડ્યું, તેપરથી પેહેલે દિવસે તો એવું ભાષ્યું કે, મકરાનીઓ કોઈ પણ પ્રકારે સમજી જશે, પરંતુ બીજે દિવસે કર્નલ સ્કૉટે મકરાનીઓને પ્રભાત સમયે આવવા દર્શાવેલું, જે પ્રમાણે મકરાનીઓ નહીં આવ્યાથી મકરાનીઓની સમજુતીપર આવવાની આશા રહી નહીં. બાદ કર્નલ સ્કૉટ વેરાવળથી ઈનાજ તરફ ગયો, અને થોડેક દૂરથી મકરાનીઓને સમજુતી કરવાને પુનઃ કેહેણ મોકલ્યું, જે પણ વ્યર્થરૂપ થઈ પડયું ! પછી તો તે નામદાર પોતાના માણસો લઈને આગળ વધ્યો, અને તેની સાથેની પોલિસે ઈનાજ ગામ ઘેરી લીધું. આથી મકરાનીઓએ પેહેલ કરીને બંદૂક ફોડવા માંડી, જેથી કર્નલ સ્કૉટના એક બે માણસો ઘાયલ થઈ મરણ પામ્યા, અને તે પછી કર્નલ સ્કૉટે મકરાનીઓપર મારો ચલાવવાને પોતાના સિપાઇઓને હુકમ કીધો. આ મારામારીમાં જુનાગઢના ૬ માણસો માર્યા ગયા, અને ૧૩-૧૪ ઘાયલ થયા; તેમજ મકરાનીઓમાંના ૪ માર્યા ગયા, ૩ ઘાયલ થયા, ૧૨ ન્હાશી ગયા તથા ૧-૨ શરણ થયા. ન્હાશી ગયલા ૧૨ જણાઓએ ઘણી ઘણી લુટફાટ ચલાવી, કેટલાકોનાં નાક-કાન કાપી નાંખ્યાં, અને ઘણાંકોને ઠાર કીધાંહતાં ! તેઓ મ્હોટાં મ્હોટાંગામો લુટતા હતા, અને આખા કાઠિયાવાડમાં તે હરામખોરોએ કેર વર્ત્તાવી મુક્યો ! ઘણી ઘણી મેહેનતે અને છેક દીર્ઘ સમયે આ મકરાનીઓમાંના ઘણાખરા પકડાયા હતા, અને કેટલાકો મરણ પામ્યા હતા. તેમને પકડવા માટે નામદાર નવાબ સાહેબે મ્હોટાં ઈનામો આપવાનાં જાહેરનામાં પ્રગટ કીધાં હતાં, અને દિવાન સાહેબ રા૦ બા૦ હરિદાશજીએ પણ તે બાબે અત્યંત પરિશ્રમ લીધો હતો. આ મકરાનીઓની બાબતમાં જુનાગઢની સરકારે ઘણાંજ ડહાપણથી અને શાંતપણે, તથા કદિ પણ ડપકામાં નહીં આવે એવાં પગલાં ભર્યાં હતાં, જેને માટે જુનાગઢના નવાબ સાહેબ બહાદુરખાનજી અને તે નામદારનાં કાર્યભારીમંડળને ઘણીજ શાબાશી મળી હતી. મકરાનીઓની પિડાને લીધેજ કાઠિયાવાડી રાજ્યોની પોલિસની સત્તા મી૦ હંફ્રિને સોંપી તેને એ કામપર ખાસ નિમવામાં આવ્યો હતો, જે અદ્યાપિ સુધી છે.

સને ૧૮૮૫નાં વર્ષમાં જુનાગઢના નામદાર નવાબ સાહેબે બબે હઝાર રૂપિયાની ત્રણ સ્કૉલર્શિપો કાહાડી હતી. આ સ્કૉલર્શિપો, પોતાની પ્રજા માંહેલા જે કોઈ ત્રણ સખસો ઈંગ્લંડ જઇને ધંધો શિખવાની

ઈચ્છા ધરાવતા હોય તેમને આપવાનું ઠરાવ્યું હતું. એજ પ્રમાણે વજીર સાહેબ બાવદિનભાઈએ પણ દર વર્ષે દોહડ હઝાર રૂપિયાની એક સ્કૉલર્શિપ એજ વર્ષમાં કાહાડી હતી. આસ્કૉલર્શિપોને માટે નામદાર નવાબ સાહેબ તથા વજીર સાહેબ બાવદિનભાઈની અત્યંત સ્તુતિ બોલાઈ હતી, જે અદ્યાપિ સુધી કાયમ છે. વળી એજ વર્ષના ઑગસ્ટ માસથી જુનાગઢ ખાતે મુસલમાન છોકરાઓને ઉરદુ, ફાર્શિ તથા ઈંગ્રેજીનો વિદ્યાભ્યાસ કરવાને માટે મરહુમ નવાબ શાહેબ સર મહોબતખાનજી સલાબતખાનજી કે. સી. એસ. આઈ.નાં નામથી ઊઘાડવામાં આવી હતી. આ શુભ ક્રિયા નામદાર બહાદૂરખાનજીએ સારી રચના સહિત કરી હતી. આને માટે તે નામદારે પોતાની મુસલમાન કોમનો મ્હોટો આશિર્વાદ ગ્રહણ કીધો હતો, અને એવાં સરસ્વતી મંદિરની ત્યાં અત્યંત અગત્યતા હતી, જે એઓ સાહેબે પોતાનાં સખી દિલથી પૂરી પાડી છે, એ ઘણું સંતોષકારક કાર્ય કીધું છે.

સને ૧૮૮૭ના ફેબ્રુઆરી માસની તા૦ ૧૬મીએ નામદાર નવાબ સાહેબે શ્રી જુનાગઢ ખાતે, નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીને રાજ્ય કરવાને પૂરાં ૫૦ વર્ષ થયાં તેની ખુશાલિમાં "જ્યુબિલી"નો મહોત્સવ મહા ધામધૂમની સાથે ઉજવ્યો હતો. આખાં જુનાગઢનાં રાજ્યમાં એ દિવસ એક મહોત્સવ તરિકે પાળવામાં આવ્યો હતો, અને સર્વ પ્રકારે સર્વ જનોએ તથા નામદાર નવાબ સાહેબ બહાદૂરે એ માંગ્લિક ઊત્સવિક આનંદનીય દિવસ એક ખરેખરા તેહેવાર તરિકે માનીને સર્વ પ્રકારે આનંદની વૃષ્ટિ વરશાવી હતી. એજ દિવસે નામદાર નવાબ સાહેબે પોતાના તમામ અમલદારો, તેમજ નગરના નામાંકિત નરોને ખાસ આમંત્રણો કરીને એક ભવ્ય દરબાર ભર્યું હતું, જે સમયે અનેક આનંદની વાર્તાઓ થઈ રહી હતી, અને તેજ દરબારમાં નામદાર નવાબ સાહેબ બહાદૂરે એક સરસ ને છટાદાર સંભાષણ કરતાં દર્શાવ્યું હતું કે 'કૃપાળુ કયસરે હિન્દનાં રાજ્યનાં સૂખથી અમારાં અંતઃકર્ણમાં જે બૂઝ ને એહેશાનનો ઊભરો આવે છે, તને માટે તેમનાં રાજ્યનાં પચાસમાં વર્ષની યાદગિરી કાયમ રાખવા માટે કાઠિયાવાડનાં તમામ રજવાડાઓએ એકત્ર મળીને અમારા ઈલાકાનાં મથક રાજકોટ ખાતે "જ્યુબિલી હૉલ" નામનું એક સુંદર સંગ્રહસ્થાન બાંધવાનો નિશ્ચય કીધો છે. વળી વધારામાં આવા દુર્લભ અને શુભ અવસરની ખાસ યાદગિરીનું નિશાન આ સંસ્થાનના સંબંધમાં રહે તેટલા માટે વિલાયતમાં ઊત્તમ પ્રકારની કેળવણી લઈ શકવા સારૂ રૂ ૩૦૦૦ની "વિક્ટોરિયા જ્યુબિલી જુનાગઢ સ્કૉલર્શિપ" નામની એક વાર્ષિક સ્કૉલર્શિપ (જેની વિગત હવે પછી મુકરર કરવામાં આવશે.) સ્થાપવાને તથા તળ જુનાગઢ શેહેરમાં "વિક્ટોરિયા જ્યુબિલી નિરાશ્રિત આશ્રિત સ્થાન" ઉઘાડવાનું મેં દુરસ્ત ધાર્યું છે. આથી પણ વધારે આ શુભ અવસરનાં માન્યને માટે મેં ખુશીથી ૩૦ કેદીને છોડયા છે, અને એવો ઠરાવ કીધો છે કે, દુકાળ વર્ષના ખેડુતોને માથે રહેલા કરની બાકી રહેલી રકમ માંડી વાળવી'. આવી રીતનાં અસરકારક ને યોગ્ય વેણો નામદાર નવાબ સાહેબ બહાદૂરખાનજીએ સર્વ દરબારી જનોની સન્મૂખ પ્રદર્શિત કરીને, નામદાર મહારાણીજી પ્રત્યેની પોતાની પ્રીતમતાનો પૂર્ણ પ્રકાશ પ્રદર્શિત કરવામાં ખરેખરી વફાદારી વાપરી હતી, અને તેથી સર્વ જનો બત્યંત રાજી થયાં હતાં. વળી આ દરબારમાં નામદાર મહારાણીશ્રીનું રાજ્ય ચિરંકાળ કાયમ રહે, એવી ખરાં અંતઃકર્ણથી પ્રાર્થના પણ કરવામાં આવી હતી, અને તે પછી પાન ગુલાબ લઈને સર્વ જનો સ્વગ્રહે પધાર્યા હતા. આ પ્રમાણે નામદાર બહાદૂરખાનજીએ "જ્યુબિલી" પ્રસંગે પોતાનાં રાજ્યમાં રમણીય રચના કરીને એ મહા પર્વ મ્હોટા હુમળકા અને હર્ષની સાથે ઉજવ્યો હતો, અને નામદાર બ્રિટિશ સરકાર સાથે તેઓ ખરેખરા સ્નેહભાવથી વર્ત્તે છે, એમ સ્પષ્ટ રીતે બતાવી આપવામાં કંઈ પણ કશર રાખવામાં આવી નહોતી.

તા૦ ૩૦મી ડિસેમ્બર સને ૧૮૮૭ ને શુક્રવારની પ્રભાતમાં, જેતલસર ખાતે નામદાર મુંબઈના ગવર્નર લૉર્ડ રે સાહેબની સ્વારી કેટલાક રસાળાના માણસો સહિત પધારી હતી. જેતલસર, નામદાર નવાબ સાહેબને તાબે હોવાથી તે નામદારે તે સ્થળે નામદાર લૉર્ડ રે સાહેબનાં માનાર્થે મ્હોટી ધામધૂમ ને અનોપમ આનંદકારી રચના કરી હતી. નામદાર નવાબ સાહેબે "જેતલસર વેરાવળ રેલ્વે" જે કે પોતાનાજ ખર્ચથી બાંધેલી છે, અને જે આશરે ૬૭ માઈલ્સ જેટલી લાંબી છે, તે રેલ્વે નામદાર લાર્ડ રેને સ્વહસ્તે ખુલ્લી મૂકાવવાની ક્રિયા કરાવવાને માટે તે નામદારને ખાસ ને આગ્રહપૂર્વક આમંત્રણ કરવાથી તેઓ સાહેબ ત્યાં પધાર્યા હતા. તે નામદારની સ્વારી જેવી જેતલસર સ્ટેશને આવી પોહોંચી કે તરતજ નામદાર નવાબ સાહેબે, તે નામદારના ભાઈ નામદાર એદલખાનજીએ, વજીર સાહેબ બાવદિનભાઈએ, દિવાન રા૦ બા૦ હરિદાશજીએ, ને એ શિવાય તમામ લોકે તે નામદારને આનંદ સહ વધાવી લીધા હતા. બાદ નામદાર ગવર્નર સાહેબે નામદાર નવાબ સાહેબ આદિક સર્વની મુલાકાત લીધા પછી જેતલસર સ્ટેશનની બાહાર જંકશનની નઝદિક પધારીને એક સૂવર્ણની કૂંચી વતી રેલ્વે ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી. આ સમયનો શુભ દેખાવ કંઈ જૂદોજ બહાર આપતો હતો. ચોગરદમ આ સમયે હર્ષનાદ ગાજી રહ્યો હતો; સર્વ જનો સૂકનની શુભ તાળિયો હર્ષભેર પાડતા હતા; અને ત્યાં મળેલી તમામ મેદનીના "હુરરે હુરરે"ના હર્ષકાર પોકારોના અવાજો ગગને ગાજતા હતા. આવી ખુશનુમાં ખુબિની વચ્ચે નામદાર લૉર્ડ રે સાહેબે રેલ્વે ખુલ્લી મૂકવાની ક્રિયા પૂર્ણ કીધા પછી, તે નામદારે તે સ્થળે નાસ્તો લીધો હતો, અને ત્યાર પછી સર્વ સદ્‌ગૃહસ્થોનું એક મ્હોટું દરબાર ભરીને તેમાં નામદાર નવાબ સાહેબના ભાઈ સાહેબે એક સુંદર માનપત્ર તે નામદારને વાંચી સંભળાવ્યું હતું, જેનો પ્રત્યોત્તર તે નામદારે વાળતાં નામદાર નવાબ સાહેબની, તે નામદારનાં રાજ્યની તથા તે નામદારના કાબેલ ને નિમકહલાલ સલાહકારોની સરસ પ્રસંશા કરી હતી તથા નામદાર નવાબ સાહેબે પોતાને આપેલાં અતોલ માનને માટે ભારે સ્તુતિ કરીને તે નામદારનો અંતઃકર્ણપૂર્વક આભાર માન્યો હતો. આ પછી નામદાર લૉર્ડ રે સાહેબ ધોરાજી તરફ પધાર્યા હતા.

તા૦ ૧૯મી જાનેવારી સને ૧૮૮૮ ને ગુરૂવારને દિવસે જુનાગઢ ખાતે એક ભવ્ય ને ભપકાદાર દરબાર ભરીને "વુડ હાઉસપૂર"નો પાયો નાંખવામાં આવ્યો હતો. આ "વુડહાઉસપૂર" કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઊસનાં સ્મર્ણાર્થે વસાવ્યું છે. નામદાર નવાબ સાહેબના સ્વહસ્તે તેનો પાયો નાંખવાની ક્રિયા કરવામાં આવનાર હોવાથી એ દિને ભારે ઠાઠ કરવામાં આવ્યો હતો. પ્રથમ દરબારમાં દિવાન સાહેબ રા. સા. હરિદાશજીએ, નામદાર નવાબ સાહેબને ખાત મુહુર્તની ક્રિયા કરવાની વિનંતિ કરતાં નિચે પ્રમાણે ભાષણ કીધું હતુંઃ—

**"ખુદાવંત વાલાસાન નવાબ સાહેબ બહાદૂર,**

આજ આપ નામદાર સાહેબે જે બે મુબારક પ્રસંગના સંબંધમાં અંહી પધારવાની તસ્દી લીધી છે, તે આપના ખ્યાલ શરીફ બાહાર નથી.

પેહેલો પ્રસંગ રેલ્વેનાં સ્ટેશન નજીક હાલ સ્થાપન થતા પૂરના મોખરાનાં મકાનના ખાતની ક્રિયા આપ નામદાર સાહેબના મુબારક હાથથી કરવાની છે તથા તે પૂરનું નામ "વુડહાઉસપૂર" અથવા "વુડહાઉસ સબર્બ" રાખવાનું ફરમાવવાનો છે.

મેહેરબાન કર્નલ ચાર્લ્સ વુડહાઉસ સાહેબના આ રાજ્ય સાથેના ચૌદ વર્ષ ઉપરાંતના લાંબા મિત્રાચારી ભરેલા સંબંધની તથા આપણી રેલ્વેને લગતી તૈયારીઓ કરવામાં તેઓ સાહેબે કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટ તરિકે હાં-

શથી જે ભાગ લીધો છે, તેની યાદગિરી કાયમ રાખવા સારૂ આ નવીન થતા પૂરને તેઓ સાહેબનું નામ આપવાની આપ નામદાર સાહેબનાં મનમાં ઇચ્છા થતાં તે વાત તેઓ સાહેબને આપે લખી જણાવી, અને તેના જવાબમાં તેઓએ આપ નામદાર સાહેબને પસંદગીનો જવાબ લખી મોકલ્યો છે, એ બંને લખાણો આપની પરવાનગીથી વાંચી સંભળાવવાની છૂટ લઉં છું.

બીજો પ્રસંગ ઓર વધારે મુબારક, અને અગત્યનો છે.

એ પ્રસંગનું કારણભૂત અગત્યતા અને શ્રેષ્ઠતાની પ્રથમ પંક્તિમાં પ્રથમ ગણવાનો દાવો રાખનારૂં છે. એ કારણભૂત મૂલકની ઊન્નતિ થવામાં મ્હોટું ઉત્તેજન આપનારૂં છે. એ કારણભૂત જેમ આપના મૂલકમાં અંદરના જવા આવવાના વેહેવારની સગવડતા વધારનારૂં છે, તેમ બહારનાં લોકોને આપના મૂલકનો લાભ આપવા તથા તેમાંથી લાભ મેળવવા આવજાવ કરવાની હોંશ ઊત્પન્ન કરનારૂં છે. છેવટ એ કારણ યાને સાધનભૂત એવું છે કે, તેના બધી વાતનાં ઉપયોગીપણાની યાદગિરી આ સૌરાષ્ટ ભૂમિના ઇતિહાસમાં અપૂર્વ કૃત્ય તરિકે નોંધી રાખવાથી ગ્રંથકારોને ખાસ ખુશી થશે. એ સાધનભૂત તે એ છે કે, આપણી રેલ્વે, કે જેની પેહેલી ટ્રેન ચલાવવાની ક્રિયા હાલ કરવાની તશરીફ આપ નામદાર સાહેબ ફરમાવવાના છો.

હવે હું નમ્રતાપૂર્વક અરજ કરૂં છઊં કે, શરૂઆતમાં મેં જાહેર કર્યા મુજબ ખાતની ક્રિયા કરવાની તથા નવા થતાં પરાંનું નામ "વુડહાઉસપૂર" અથવા "વુડહાઉસ સબર્બ" રાખવાનું ફરમાવવાની તસ્દી લેવાની ઇનાયત કરશો. આ વખતે મેહરબાન કર્નલ વુડહાઉસ સાહેબની ગેરહાજરી જોઇને આપને દિલગીરી થાય તે સ્વાભાવિક છે. તેમ બીજા હાજર છે, તે પણ દિલગીર હોવા જોઇએ, પરંતુ તે ખાતે લાચારી છે.

છેવટ પરમેશ્વરને હાથ જોડી આજીજીથી પ્રાર્થના કરૂં છઉં કે, આપ નામદાર સાહેબને સર્વ શક્તિવાન કિર્તાર લાંબી જિંદગી તથા અખંડ સૂખ બક્ષે. આમીન. આમીન."

રા. સા. હરિદાશજીએ ઉપલું ભાષણ સમાપ્ત કીધાં બાદ નામદાર નવાબ સાહેબ આદિક મંડપમાંથી બાહાર પધાર્યા હતા, અને ખુશાલિના અનંત પોકારો વચ્ચે નામદાર નવાબ સાહેબે ખાત ક્રિયા કરી હતી, અને તે પછી નવાબ સાહેબ તથા બીજા ગૃહસ્થો પુનઃ મંડપમાં બિરાજ્યા હતા, જે પછી તે નામદારની પ્રજા તરફથી એક માનપત્ર તે નામદારને આપવામાં આવ્યું હતું. તે માનપત્રની નકલ નિચે પ્રમાણે છેઃ—

"ખુદાવંદ આલીજાહાં દોલતમદાર નવાબ સાહેબ બહાદૂર,

વરાળયંત્રથી ગતિ કરનારી ગાડી જે રેલ્વેને નામે ઓળખાય છે, તેને આપ નામદારના પાયતખ્તના અને અમારી રેણાંકનાં શેહેરને પાદર આવેલી જોઈ, અમો શેહેર જુનાગઢની પ્રજા આજનો દિવસ અપૂર્વ આનંદકારી, ખરે ખાત તવારિખમાં નોંધી રાખવા લાયક તથા એક દુર્લભ લાભ આપનારો માનિયે છિયે.

આ પ્રસંગે અમો આપ નામદારની પરોપકાર વૃત્તિથી, તથા પ્રજા તરફની પ્રીતિથી થયેલાં સૂકૃત્યો માટે અમારાં મનમાં આવતા ઉત્સાહનો ઉભરો કંઇક અંશે બતાવવા અમારી ખાસ ફરજ સમજિયે છિયે.

રાજા અને પ્રજા વચ્ચેના સંબંધ અને ધર્મ સ્વાભાવિક રીતે એટલા બધા ગહન અને ગાઢા છે કે, તેમાંના માત્ર અમૂક વિષયો, જેને માટે અમારો ઉભરો દબાતો નથી, તે સંબંધી થોડું બોલવાની રજા લઇયે છિએ.

રાજ્ય—સમૃદ્ધિ ઘણા પ્રકારની છે. નાણાં રૂપી રાજ્ય—સમૃદ્ધિનો જે જે માર્ગે વ્યય કરી શકાય છે, તેમાં સ્વાર્થ કરતાં પરમાર્થી માર્ગ સ્તુત્ય અને સર્વોત્કૃષ્ટ ગણાય છે. આપ નામદારનાં રાજ્યમાં એવો સર્વોત્તમ રસ્તો પેહેલેથી અખત્યાર થએલો જોઇને અમો ખરેખર મગરૂર છિયે.

માત્ર આજના મહોત્સવ રૂપ કામને માટે બોલતાં, એવું સ્પષ્ટ જણાવવાની અમો અમારી ફરજ સમજીયે છિયે કે, આપ નામદારે લાખો રૂપિયાનું ખર્ચ કરેલું છે તેથી રાજ્યના ખાસ સ્વાર્થ કરતાં પ્રજાનો સ્વાર્થ વધારે લક્ષમાં લઇ,

આપે તેમના વેપારવાણુજ અને વિત્તને વધારનારૂં મ્હોટું કૌવત સંપાદન કરી આપ્યું છે. આવાં બળવાન અને જમાનાને અનુસરતાં સાધન આપ નામદારની અમારા ઉપરની ઉદાર અને સંપૂર્ણ પ્રીતિનો પ્રસિદ્ધ પુરાવો છે. જો એમ ન હોત તો બીજી રીતે આવા મહત્ સૂખનો લાભ અમે લઇ શકત નહિં.

નામદાર સાહેબ ! આ ઉમદા અને અસાધારણ લોકોપયોગી કામ પાછલાં કેટલાંક વર્ષથી વિચારમાં હતું, તે આપ નામદારની કારકીર્દિમાં આટલા ટૂંકા વખતમાં અમલમાં આવવાથી અમને અપૂર્વ આનંદ થયો છે.

આપ નામદાર સાહેબ તરફથી અમારી ઉન્નતિ કરવામાં વખતોવખત મ્હોટી રકમોનો ખર્ચ કરી તથા જારી રાખી, આપે અમને લાભ આપ્યો છે, તેથી આપની ઉદાર વૃત્તિ ધોરણ રૂપ થઇ પડી છે.

પ્રજાના વ્યાપારની વૃદ્ધિ કરવા તરફ આપનાં રાજ્યનું લક્ષ પ્રથમથીજ ખેંચાયલું હતું એ વાત, કાઠિયાવાડમાં આપે પેહેલવેહેલી પોતાનાં રાજ્યમાં પાંત્રિસ વર્ષ અગાઉથી પ્રજાને સગવડતા કરી આપી, સિદ્ધ કરી છે.

આ શરૂઆતે વખત જતં બ્હોળું રૂપ પકડી, આજનાં મહત્કાર્યનું પરિણામ દેખાડયું છે, જે પરિણામથી પ્રજાને સાર્વજનિક રીતે વેપારની વૃદ્ધિ, પ્રવાસની સગવડતા, જાનમાલની સલામતી, વખતનો બચાવ, બીજા દેશના લોકો સાથે પરિચય, વગેરે ઉત્કૃષ્ટ લાભો મળશે, તેને માટે અમો અંતઃકરણપૂર્વક આભાર માનિયે છિયે.

અમારામાંની, આપ નામદારની હિંદુ પ્રજા, આ અવસરે, આપ નામદારના બુજરગોના વખતથી ચાલતી આવેલી એક રીત, જે આપ નામદારે પણ સ્વિકારી જારી રાખી છે, તે બાબત બે બોલો ખાસ કરી બોલવા જરૂર જોઇયે છિયે.

આપ નામદારનું રાજ્ય મુસલમાની મજહબનું છતાં, અમારા હિંદુ ધર્મનાં ખાતાંઓનું પાલણ અને રક્ષણ એવી ઉદાર વૃત્તિથી કરવામાં આવે છે કે, તેવું બીજાં હીંદુ રાજ્યોમાં ભાગ્યેજ થાય છે.

આટલુંજ નહીં પણ ધર્મની જુદાઇ છતાં ધર્માંધપણાના જોસને લીધે જે વિક્ષેપ બીજાં રાજ્યોની પ્રજા વચ્ચે થતો જોવામાં આવે છે, તેવો આપની બંને વર્ગની પ્રજા વચ્ચે કોઇ વખતે પણ જોવામાં આવેલ નથી; અને એથી ઉલટું તેઓ ભાઇચારાની રીતે વર્ત્તે છે, એ આપની સમાન દૃષ્ટિની મ્હોટી ખુબી બતાવી આપે છે.

આ પ્રસંગે અમારે પોતાની બીજી એક ઉત્કંઠા આગળ આણતાં અટકવું નહીં જોઇએ. નામદાર સાહેબ, આ અને બીજા ઘણા ઉત્તમ તથા અસાધારણ ઉપકાર, જે આપ નામદારનાં રાજ્ય તરફથી કેવળ પ્રજાનાં કલ્યાણને માટેજ નવાજસ થએલાં છે અને થાય છે, તેનો પ્રેરણા કરનાર તરિકેનું માન આપ સાહેબના માનવંતા મામા મેહેરબાન વજીર સાહેબ મદારૂલ મહામ શેખ મહમદ બાવદીનભાઇને આપવું બધી રીતે અમે યોગ્ય માનિયે છિયે. એ ભાગ્યશાળી, નમ્ર, અને વિવેકી વજીર આપ નામદાર, રયાસત, અને પ્રજા તરફ ગયાં પચ્ચીસ વર્ષથી પોતાની ખાનગી અને ઓહ્વાની ફરજો એવી કાળજી, કૌવત અને કાબેલિયતથી એકસરખી રીતે બજાવતા આવ્યા છે કે, તેનું આબેહુબ વર્ણન કરવાને અમે અશક્ત છિયે.

રાજ્યના એક મજબૂત અને મર્તબાવાળા મૂખ્ય પ્રતિનિધિ છતાં તેઓ સાહેબ હકુમતના જોરાવર અને વિકારને વધારનારા મદથી વેગળા રહી ઓર સ્નેહશીલ થઇ હરેક માણસના વિશ્વાસ અને વિરામનું સ્થાન થયા છે, એ એમની કુદરતની બક્ષેલી અજાયબ ખુબી છે, અને એમણે આપ નામદારનાં રાજ્યમાં અમો પ્રજાવર્ગ સાથે કુટુંબાચારથી વર્ત્તી પોતાનાં પદરથી અને આપનાં રાજ્ય તરફથી જે સહાય, સંતોષ અને સમાધાની આપી છે, તે માટે, અને આપ નામદારના મુખ્ય દીવાન મેહેરબાન હરિદાસભાઇયે પોતાની કારકિર્દીમાં પ્રમાણિકપણું, સમાન દૃષ્ટિ અને નિર્લોભતા આદિ મ્હોટા ગુણોથી પ્રસંગે પ્રસંગે અમારૂં હિત જાળવવામાં, અને જરૂરિયાતો પૂરી પાડવામાં કાળજી, હિમ્મત અને હોંશ દેખાડી છે, તેને માટે પણ અમો આપના આભારી છિયે.

સમાપ્તિ કરતાં અમે આપ સાહેબના અમારા ઉપર કરેલા અસંખ્ય ઉપકારો સ્મર્ણમાં લાવી, તેના બદલામાં એકમતે ઇશ્વર પાસે એટલી પ્રાર્થના કરિયે છિયે કે, આપનું રાજ્ય અમારા ઉપર સૂખશાંતિથી ચિરકાલ આબાદ રહો, અને અમારૂં અહર્નિશ અમીદૃષ્ટિથી પાલન અને સંરક્ષણ કરતાં આવાં લોકોપયોગી મહત્કૃત્યોમાં આપ વધારો કરતા રહો. અસ્તુ. સં. ૧૯૪૪ના માઘ સુદી ૬ ગુરૂ. તા૦ ૧૯મી જાનેવારી સ. ૧૮૮૮."

ઊપલું માનપત્ર વંચાઈ રહ્યા પછી જુનાગઢ રેલ્વેના દેશી નોકરો તરફનું માનપત્ર નામદાર નવાબ સાહેબ સન્મૂખ નિચેની વિગતે વાંચી સંભળાવવામાં આવ્યું હતું:—

"વાલાસાન બહાદૂરખાનજી બાબી બહાદૂર જુનાગઢના નવાબ સાહેબ.

**નામદાર સાહેબ,**

આપ નામદાર સાહેબનાં રક્ષણ નિચેનાં શેહેર જુનાગઢમાં વસનારા જુનાગઢ રેલ્વેના અમો દેશી નોકરો, જુનાગઢ સ્ટેશનમાં પેહેલી ટ્રેન દાખલ થઇ તે પ્રસંગમાં અમારાં અંતઃકર્ણમાં ઉપજેલો આભાર આ શુભ અવસરે માનવા સારૂ આપ નામદારની ઘણાંજ માન સાથે રજા લઇએ છિએ.

આ રેલ્વે બાંધવાની યોજનાનો પ્રથમ વિચાર આપના મર્હુમ માનવંતા પિતા સર. મ્હોબતખાનજી બહાદૂર કે. સી. એસ. આઈ.ની કારકીર્દિમાં છેક ઇસ્વી સન ૧૮૬૭માં ઉત્પન્ન થયો હતો, એટલે આખાં કાઠિયાવાડમાં એ સર્વથી પેહેલી છે, એમ કેહેવાય. એ યોજના આજ રોજે સંપૂર્ણ થવાથી આપ નામદાર સાહેબને મુબારકી આપવામાં અમને કાંઈ જેવી તેવી ખુશી થતી નથી.

આ મહાન લોકોપયોગી વિસ્તીર્ણ કામ પૂરૂં થવાથી આપનાં રાજ્યની આબાદી થશે, અને જુનાગઢ અને તેના પડોશિઓ વચ્ચે વધારે છુટથી, અને બોહોળો વ્યહવાર થવામાં ઉત્તેજન મળશે એટલુંજ નહિ, પણ તેથી કરીને હિંદુસ્થાનના તમામ ભાગોમાંથી આપની રાજ્યધાનીમાં આવવાને લોકોને આકર્ષણ થશે.

આપ નામદાર સાહેબની રેલ્વે ખોલવાથી આપની પોતાની રૈયતને અવિચળ સુખ મળશે એટલુંજ નહિ, પણ અમો કહિએ છિએ કે, તેથી આપનાં પ્રાચીન શેહેરમાંના ગિરનાર અને દાતારના પવિત્ર ડુંગરો, તેમજ પ્રભાસક્ષેત્રનાં પવિત્ર સ્થળો, જ્યાં કે હિંદુનાં પુરાણોમાં વર્ણવેલા દ્વાદશ જ્યોતિર્લિંગ માંહેનું સોરઠી સોમનાથનું ઘણુંજ પ્રાચીન અને પ્રખ્યાત દેવસ્થાન હજૂ પણ મોજુદ છે, ત્યાં તમામ હિંદુસ્થાનમાંથી જે હિંદુ મુસલમાન જાત્રાળુ આવશે, તેને ઘણીજ સગવડતા મળશે.

આ આનંદનો ઉભરો નમ્રતાપૂર્વક જણાવતી વખત આપ સાહેબનાં રક્ષણ નિચે જે સુલેહનાં સુખ અમો ભોગવીએ છિએ, તેની જે ખરેખરી લાગણી અને બૂઝ અમારાં મનમાં થાય છે તે બાબતમાં આપનો આભાર માનવા અમને પૂરતા શબ્દો મળતા નથી.

તેમજ આપ નામદાર સાહેબના વજીર સાહેબ બાહાવદીનભાઇ તથા દિવાન સાહેબ મી૦ હરિદાસ વિહારિદાસ, જેઓ આપ સાહેબનાં આબાદ રાજ્યમાં વસનારાં તમામ લોકોનાં ભલામાં અહર્નિશ પ્રેમ રાખે છે, તેમનો જાહેર રીતે ઉપકાર માનવાની તક લેવા અમો માગણી કરીએ છિએ.

સમાપ્ત કરતી વખતે અમો પ્રાર્થના કરીએ છિએ કે, સર્વ શક્તિમાન ઇશ્વર આપને દીર્ઘ આયુષ્ય, તંદુરસ્તી અને શક્તિ બક્ષે; જેથી આપનાં રાજ્યનાં કલ્યાણ અને જાહોજલાલીની વૃદ્ધિ કરવામાં આપ સાહેબ મશગૂલ રહો."

આ માનપત્ર નામદાર નવાબ સાહેબને અર્પણ કીધાં પછી, નામદાર નવાબ સાહેબ તરફથી તેમના લાયક ભાઇ નામદાર એદલખાનજીએ ઊપલાં તમામ માનપત્રો આદિકનો પ્રત્યોત્તર પૂર્ણ પ્યારથી આપ્યો હતો, જે નિચે પ્રમાણે:—

**મ્હારી વફાદાર પ્રજા,**

આ પ્રસંગે તમારા તરફથી પ્રજાભક્તિના જે વિચાર બતાવવામાં આવે છે, તે સાંભળી મને ઘણી ખુશી ઉપજે છે.

મ્હારા પૂર્વનશીનોના તથા મ્હારા વખતમાં રાજ્યકર્ત્તાની ફરજોને અનુસરતાં જે પ્રજાહિતનાં કાર્યો થયાં છે, તે માટે તમે ખરાં દીલથી સંતોષ માની આભારી થાઓ છો તે જોઇ મને પણ સ્વાભાવિક રીતે સંતોષ થાય છે. પણ મ્હારે તમને જણાવવું જોઇએ કે, પ્રજા પ્રત્યે રાજાના જે ધર્મ છે, તેની રૂએ જે કાંઇ કરવામાં આવ્યું છે તે મ્હારા ધારવા

પ્રમાણે કોઇ પણ રીતે વિશેષ નથી. તેમ છતાં તમો જે કિમતી શબ્દોમાં મને માન આપો છો તેને તમારી અંતઃકર્ણ પૂર્વકની મ્હારા પ્રત્યેની પ્રીતિ અને વફાદારીની સાબિતીમાં મ્હોટા ઉમેરા તરિકે માનું છઊં.

તમારૂં સુખ એજ મ્હારૂં સુખ છે, અને તમારી આબાદી તથા ઉદ્યોગ એજ મ્હારી દોલત તથા મ્હારાં રાજ્યની મ્હોટાઇ છે.

આજ આપણે રેલ્વેની પેહેલી ટ્રેન ચલાવવાની ક્રિયામાં સામીલ થવાના છિયે. આ રેલ્વેની, સગવડથી જેમ વખત જશે તેમ વેપાર, વ્યવહાર, ઉદ્યોગ અને જમાનાની સારી અસરોની તમારામાં વૃદ્ધિ થતી જશે, એવો મને ભરોસો છે, અને તેવું ફળદાયક પરિણામ થતું જોઇને મને કેટલો આનંદ થશે, તે કહી બતાવવાની જરૂર ધારતો નથી.

તમારી હાજતો પૂરી પાડવામાં આજ સુધી આ રાજ્ય તરફથી જે કરવામાં આવ્યું છે, તે હું બસ સમજતો નથી; પણ તમારે માટે હજી ઘણું કરવાનું બાકી છે. તેમાં મને ખુદા તરફથી બધી રીતે મદદ મળે, એમ હું તેની જનાબમાં અરજ કરૂં છઊં.

હિંદુ તથા મુસલમાન પ્રજા વચ્ચેના સુલેહ ભરેલા સંબંધને માટે તમારાં મનમાં સંતોષ ભરેલી બુજ થાય છે, તેથી મને મગરૂર થવાનું કારણ મળે છે, અને તેવું સુલેહ ભરેલું મન પરસ્પર હંમેશાં જારી રહે, એવી મ્હારી ખાસ ઇચ્છાને ખુદા પાર પાડે.

ધર્માચાર્યો, બ્રાહ્મણો, મોલવીઓ, ફકીરો અને અતીતો, તમો મ્હારાં તથા મ્હારાં રાજ્યનાં કલ્યાણ સારૂ આશિર્વાદ આપો છો તથા ખુદાની અંતઃકર્ણથી બંદગી કરો છો તેની બુજ હું ખાસ રીતે સમજું છઊં, અને તેવી બંદગી જારી રાખવા ખુદા તમને શક્તિ તથા દિલભરી બક્ષી મને તમારો એશાનમંદ કાયમ રાખે, એવી એ પરવરદિગારની હજુરમાં હું નમ્રતા ભરેલી અરજ ગુજારૂં છઊં.

છેલ્લે મ્હારે ખુશીની સાથે અવશ્ય કેહેવું જોઇએ કે, મ્હારા મામા અને વજીર સેખ મહમ્મદ બાહા-ઉદ્દીનની લાંબા વખતની કારકિર્દી તથા તેમના સ્તુતિપાત્ર ગુણોના તમને થયેલા અનુભવ ઉપરથી જે લખી જણાવો છો, તે યથાસ્થિત હોઇને તેમના પ્રત્યેના મ્હારા ભાવ અને સંતોષમાં ઓર વધારો થાય છે, અને મ્હારા હાલના દિવાન આજમ હરિદાસ વિહારિદાસના સંબંધમાં તમે જે સંતોષ બતાવો છો તેથી હું ખુશી થાઊં છઊં.

મહાબત મદ્રેસાના શિક્ષકો તથા રેલ્વે ખાતાના દેશી ગૃહસ્થોએ આ પ્રસંગે જે સારા વિચાર જણાવ્યા છે, તે માટે હું ઘણો સંતોષ પામું છઊં.

દિવાન આજમ હરિદાસે જણાવ્યા મુજબ હાલના આક્ટિંગ પોલિટિકલ એજન્ટ મ્હારા જુના મિત્ર મ્હેરબાન કર્નલ વુડહાઊસ સાહેબનું નામ આ રેલ્વેના સંબંધમાં કોઇ રીતે યાદ રહેવા સારૂ રેલ્વે સ્ટેશન નજીક બાંધવા યોજેલાં પૂરનું નામ "વુડહાઊસ પૂર" અથવા "વુડહાઉસ સબર્બ" પાડવાને લગતી ક્રિયા હાલ કરવામાં આવી તેની તથા રેલ્વેની પેહેલી ટ્રેન જુનાગઢ સ્ટેશનમાં દાખલ થવાની ક્રિયાના પ્રસંગની ખુશાલિમાં ભાગ લેવા કેપ્ટન કેનેડી સાહેબે પધારવાની તસ્દી લીધી છે, તે માટે તેમનો ઉપકાર માની રેલ્વે સ્ટેશન ઊપર જવાની ઇચ્છા જણાવું છઊં. તારીખ ૧૯ જાનેવારી ઇ. સ. ૧૮૮૮."

નામદાર નવાબ સાહેબ બહાદૂર તરફનો ઊપર પ્રમાણેનો પ્રત્યોત્તર પૂર્ણ થયા પછી પાનસોપારી વિગેરે લઈને સર્વ જનો વિદાએ થયા હતા, અને ગરીબો તથા રેલ્વેના મજુરોને મિઠાઇ વેહેંચ્યાબાદ નામદાર નવાબ સાહેબે કેપ્ટન કેનેડી અને અન્ય અમીરો તથા ગૃહસ્થો વિગેરે સહ અગ્નિરથમાં બિરાજી વાડળ સુધી મુસાફરી કરી હતી.

એજ વર્ષમાં નામદાર નવાબ સાહેબે મેયા લોકોપર એક મ્હોટી મેહેરબાની કરી હતી. એટલે કે, તા૦ ૨૮મી જાનેવારી સને ૧૮૮૮ને દિવસે નામદાર નવાબ સાહેબની વર્ષગાંઠ હોવાથી જુનાગઢ ખાતે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં અમીર ઉમરાવો વિગેરે શેહેરના મ્હોટા ગૃહસ્થો પધા-

ર્યા હતા, અને તે સર્વની સન્મૂખ નામદાર નવાબસાહેબે મૈયાઓનીપર મેહેરબાન થઈ એક કિમતી ઠરાવ જાહેર કીધો હતો. એટલે કે, મૈયાઓના સંબંધમાં થોડા વખતપર નિમાયલાં કમિશને જે સરકારી લાગા ઠરાવ્યા હતા, તેમાંનો મૈયાઓ ઉપર ચઢી ગયલી રકમનો કેટલીક ભાગ, જે આશરે રૂ ૧૦૬૭૫ નો હતો, તે આ પ્રસંગે નામદાર નવાબ સાહેબે દયા વાપરીને માફ કરવાનું દર્શાવ્યું હતું એટલુંજ નહીં, પરંતુ વળી મૈયાઓએ દાવાને પેટે રોકડ નાણાંને બદલે જમીનો આપવાની માંગણી કીધાથી, નવાબ સાહેબે તે માંગણી સ્વિકારી ને આશરે ૧૦૦ એકર જેટલી જમીનની ખોટ ખમવાનું કબૂલ કીધું હતું, અને મૈયાઓ માંહેલાં કેટલાકોને થોડાક હથિયારો રાખવાના પરવાના પણ આપ્યા હતા. આથી કરીને મૈયા લોકોએ નામદાર નવાબ સાહેબને તેમજ તે નામદારના ભલા સલાહકાર બાઊદિનભાઈ સાહેબ આદિકને અત્યંત આશિર્વાદ આપ્યો હતો. નામદાર નવાબ સાહેબની આ ઉદારતા તથા મૈયા પ્રત્યેની આ મેહેરબાનીથી તે નામદારની સર્વમાં મ્હોટી પ્રસંશા થઈ હતી, અને જાહેર વર્ત્તમાનપત્રોએ પણ તેમનાં આ ભલા કાર્યને માટે તે નામદારને શાબાશી આપી હતી.

તા૦ ૨જી ફેબ્રુવારી સને ૧૮૮૮ ને ગુરૂવારને દિવસે તે નામદારે જુનાગઢ ખાતે ઢોરોનું એક સુંદર પ્રદર્શન ભર્યું હતું. આ પ્રદર્શન ત્યાંની નવીન તુરંગ પાસેનાં મ્હોટાં મેદાનમાં ભર્યું હતું, અને તે સમયે ઘણી સારી રચના કરી હતી. જે ઘોડાં તથા ઢોરોને તે પ્રદર્શનમાં "જજિંગ" કમિટીઓએ પસંદ કીધાં હતાં તેને સારાં ઇનામો ખૂદ નવાબ સાહેબે આપ્યાં હતાં. દરબારી ઘોડાં તથા ઢોરો ઉપરાંત ૧૧૫ ઘોડાં તથા ૩૫૦ ઢોરો તે પ્રદર્શનમાં એકઠાં થયાં હતાં. ઇનામો મંજૂર કવાને માટે બે કમિટીઓ નિર્માણ કરવામાં આવી હતી. જેમાં એક ઘોડાઓને તપાસવા માટે હતી, તેમાં મેજર હંફ્રિ તથા બીજા બે ગૃહસ્થો હતા; અને બીજી કમિટી, જે ઢોરોને તપાસવા માટેની હતી, તેમાં કેટલાક અનુભવી પટેલો ઊપરાંત બીજા હોંશિયાર ગૃહસ્થોને નિમ્યા હતા. આ પ્રદર્શન જોવાને જનમંડળનું જબરૂં જુથ તત્રે ગ્રામ્યું હતું, અને પ્રદર્શન સમાપ્ત થયા બાદ નામદાર નવાબ સાહેબ પોતાના રસાલા સહિત અગ્નિરથમાં બિરાજીને શાહાપૂર ખાતે પધર્યા હતા, કે જ્યાં તે નામદારનાં કેટલાંક દેશી ઘોડાં તથા બાગ બગિચા પણ છે. તે નામદારની તે સ્થળે પધરામણી થયાથી ત્યાંની પ્રજા અત્યંત આનંદ પામી હતી, અને તે નામદારને તે લોકોએ એક સુંદર માનપત્ર આપ્યું હતું, અને તે શિવાય તે નામદારનાં માનાર્થે મ્હોટી ધામધૂમ કરી હતી. વળી શાહાપૂરની પાસેનાં વણથલી ગામનાં લોકોએ પણ આ પ્રસંગે તે નામદારને એક સરસ માનપત્ર આપ્યું હતું, જેથી તે નામદાર ઘણા આનંદ પામ્યા હતા. આ માનપત્રોમાં નામદાર નવાબ સાહેબની રાજ્ય ચલાવવામાં સંપૂર્ણ યોગ્યતાની સરસ પ્રસંશા કરવામાં આવી હતી, અને તે નામદારનાં રાજ્યમાં સર્વ પ્રકારે સારૂં સૂખ મળે છે, એવી રીતની મતલબ તેમાં સમાવી હતી. વળી તેની સાથે નામદાર નવાબ સાહેબના કાર્યભારીઓની કાબેલિયાત માટે પણ તેમાં યોગ્ય ને સારાં વખાણ વર્ણવ્યાં હતા.

તા૦ ૩જી મે સને ૧૮૮૮ને દિવસે, સંસ્થાન જુનાગઢની રેલ્વે જેતલસર સ્ટેશનથી વેરાવળ સુધી તૈયાર થઈ જવાથી, નામદાર નવાબ સાહેબ શ્રી બહાદૂરખાનજી, કુમાર શ્રી એદલખાનજી, વઝીર સાહેબ બાઊદિનભાઈ, દિવાન સાહેબ હરિદાશ વિહારીદાશજી, હઝૂર આસિસ્ટંટ રા૦ રા૦ પુરૂષોત્તમરાય સુંદરજી ઝાલા, ખાનગી કાર્યભારી રા૦ રા૦ અમરજીભાઇ આણંદજી વિગેરે મૂખ્ય દરબારી અધિકારીઓ તથા કચેરી મંડળો સહિત રેલ્વે ટ્રેનમાં બપોરે સાડાત્રણ વાગતે બિરાજી સાયંકાળે સાડાછ વાગતે વેરાવળ ખાતે જઈ પોહોંચ્યા હતા. ખૂદ નવાબ સાહેબની સ્વારીની પધરામણીના સમાચાર સાંભળીને માર્ગમાં દરેક સ્ટેશનપર મળેલાં માણસોની મેદનીએ તે નામદારને હર્ષ સહ પુષ્પોની વૃષ્ટિથી વધાવી લીધા હતા. તે

નામદારની ટ્રેન કેશોદ સ્ટેશનપર આવી પોહોંચતાંજ ત્યાંની તે નામદારની પ્રજા સમસ્ત તરફથી કન્યાઓએ તે નામદારને પુષ્પથી વધાવી લીધા હતા, અને એકઠાં થયલાં બીજાં લોકોએ પણ પુષ્પની વૃષ્ટિ કરીને તેજ સમયે સ્ટેશનપર નિચે પ્રમાણેનું એક માનપત્ર નામદાર નવાબ સાહેબ સન્મૂખ વાંચી સંભળાવ્યું હતું:—

"ખુદાવંદ દોલતમદાર આલીજહાં નવાબ સાહેબ બહાદુરખાનજી

બહાદુર બાબીના હજુરમાં.

**નેક નામદાર સાહેબ,**

અમો આપના, યશસ્વી, પ્રજા ધર્મ રક્ષક તથા પુજ્ય પિતા મરહુમ ખુદાવંદ મહાબતખાનજીના વખતથી, અને આપનાં રાજ્યમાં દિવસે દિવસે વધતું સુખ, રક્ષણ અને ન્યાય ભોગવીએ છિએ. તેમાં વળી લાખો રૂપૈયાના ખર્ચથી અગ્નિરથ જેવું મ્હોટામાં મ્હોટું સાર્વજનિક લોકોપયોગી કામ કરીને આપ નામદાર સાહેબે અમારા ઉપરના અસંખ્ય ઉપકારોમાં એટલાબધો વધારો કર્યો છે કે, તે બધાનું વર્ણન કરતાં વખત જોઇએ; તે માત્ર દશ મિનિટમાં, અને ચાલતી ટ્રેને અમો મેળવી શકતા નથી, એટલે આ રેલ્વેની અંદર પેહલીજ તકે આપ ખુદાવંદનાં પવિત્ર દર્શનનો અમૂલ્ય લાભ મળવાથી અમોને જે અત્યાનંદ થયો છે, તેના ઉભરા આ થોડા શબ્દોમાં બતાવી તથા પુષ્પોથી વધાવી પરમેશ્વરને પ્રાર્થના કરીએ છિએ કે, આપનું દીર્ધાયુષ્ય થાઓ, આપનું રાજ્ય હંમેશાં કાયમ રહો, અને આખા દેશમાં આપનો સુયશ દિનકરમણિનાં પ્રકાશિત કીરણોની માફક પ્રસરી રહો. અસ્તુ ! અસ્તુ ! ! અસ્તુ ! ! !"

ઉપર પ્રમાણેનું માનપત્ર વંચાઇ રહ્યા બાદ તે નામદારની ટ્રેન તે સ્ટેશનેથી ઉપડીને માળિયા સ્ટેશને જઇ પોહોંચતા ત્યાં પણ લોકોની તેવીજ મ્હોટી મેદની મળી હતી, અને ત્યાંના લોકોએ પણ નામદાર નવાબ સાહેબને નિચે પ્રમાણેનું એક માનપત્ર આપ્યું હતું:—

"ખુદાવંદ આલીજહાં દોલતમદાર નવાબ સાહેબ બહાદુર.

**નેક નામદાર સાહેબ,**

આપની તરફથી પ્રજાહિત અને સંરક્ષણનાં ઘણાં કામો થવા ઉપરાંત લાખો રૂપિયાના ખર્ચથી રેલ્વે જેવું મ્હોટામાં મ્હોટું સાર્વજનિક લોકોપયોગી કામ થએલું છે, તેનો લાભ લેવા આપની તમામ રૈયત નસીબદાર થશે.

પરંતુ અમોને તો પેહલીજ તકે રેલ્વેમાં બેસી આપનાં દર્શનનો લાભ આપ્યો તેથી આજ અમારો ભાગ્યોદય થયો, એમ સમજીએ છિએ.

અમો આપ નામદાર સાહેબ તરફથી તથા આપનો રાજ્યકાર્યભાર ચલાવનાર બે મુખી પ્રતિનિધિ (મદારૂલ મહામ વજીર સાહેબ શેખ મહંમદ બહાવદિનભાઇ તથા મે. રા. રા. હરિદાસભાઇ) તરફથી જે સૂખ, ન્યાય અને સમાધાની ભોગવીએ છિએ તેનું વિવેચન, તથા આપ નામદાર સાહેબનાં દર્શનથી અમોને કેટલો આનન્દોત્સવ થયો છે, તે યથાશકિત બતાવી શકત આ સ્ટેશને માત્ર દશ મિનિટજ ટ્રેન રોકાવાની છે તેથી અમો વખત મેળવી શકતા નથી.

માટે આપ નામદાર સાહેબને અમારી નમ્રતાપૂર્વક વિનંતિ છે કે, હાલ આપ વેરાવળ પધારો છો ત્યાંથી વળતી વખત આંહી મુકામ કરી, આપની આ ગરીબ પણ વફાદાર પ્રજાને માનિતી કરવાની સરફરાઝી કરશો તો અમો ઘણાજ ખુશી અને આભારી થઇશું.

ઉપર પ્રમાણે ટૂંકમાં અરજ કરી અમો ઇશ્વર પાસે આપનાં સૂખ, આયુષ્ય, વૈભવ, કીર્તિ, સંપત્તિ અને મોહોટાઇમાં વૃદ્ધિ માંગિએ છિયે. અસ્તુ ! અસ્તુ ! ! અસ્તુ ! ! !"

ઊપર પ્રમાણેનાં માનપત્રો સ્વિકારતાં સ્વિકારતાં તે નામદારની ટ્રેન વેરાવળ આવી પોહોંચતાની સાથેજ, ત્યાં આગળ આસપાસનાં ગામોમાંથી આ આનંદનો લાભ લેવાને માટે આવેલા હઝારો લોકો-

ની મેદની વચ્ચે, અન્ય અધિકારિઓ સાથ સોરઠ પ્રાંતના આ૦ પો૦ એજંટ કેપ્ટન કેનેડી સાહેબે ખૂદ નવાબ સાહેબને આનંદભેર અભિવંદન કીધું હતું. બાદ ગામમાં નામદાર નવાબ સાહેબે પ્રવેશ કરતાં તે નામદારનાં દર્શન કરી ચક્ષુ કૃતાર્થ કરવાને શેરીએ શેરીએ લોકોનાં જબરાં જૂથ જમા થયાં હતાં. આ સમયે આખું શેહેર વાવટાઓ વિગેરેથી શણગારી શુશોભિત કરેલું હોવાથી તથા સ્થળે સ્થળે રોશનીનો પ્રકાશ ઝળકતો થઈ રહેલો હોવાથી તે સ્થાનનો બહાર બહુ ખિલી નિકળ્યો હતો.

બીજે દિવસે, એટલે તા૦ ૪થી ને શુક્રવારને દિને નામદાર નવાબ સાહેબે વેરાવળ ખાતે, ત્યાંના ઝવેરીવાળા અલી ઈશાકે મ્હોટો ખર્ચ કરીને બંધાવેલી મદ્રેશા ખોલવાની ક્રિયા કરી હતી, અને તે પ્રસંગે પોતાની તરફથી પોતાની મુસલમાન પ્રજાને કેળવણીની સૂગમતા કરી આપવાની ઈચ્છાથી નામદાર નવાબ સાહેબે આ મદ્રેસા માટેની જમીન રૂ ૭૦૦ની કિમ્મતની તથા તેને માટે રૂ ૧૦૦૦ રોકડા મદદ તરિકે આપવાનું દર્શાવ્યું હતું, અને તે પછી એ મદ્રેસા બંધાવનારા ઝવેરીવાળા ત્રણે બાંધવોને પોશાકનો સરપાવ આપ્યો હતો.

તા૦ ૫મીને શનિવારે સાયંકાળે દરિયા કિનારે દિવાદાંડીની પાસે એક મ્હોટું દબદબા ભરેલું દરબાર ભરવામાં આવ્યું હતું, જે સમયે કેપ્ટન કેનેડી સાહેબ, કચેરી મંડળ તથા વેરાવળ, પાટણ, સુત્રાપાડા, ભંડુરી, ચોરવાડ વિગેરે મહાલોના અધિકારિઓ તથા આસપાસનાં ગામોનાં લોકો વિગેરે મળીને આશરે ૫–૬ હજાર માણસો દરબારમાં પધાર્યા હતા. પ્રારંભમાં વેરાવળની પ્રજા તરફથી નામદાર નવાબ સાહેબને નિચેનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું:—

"ખુદાવંદ ખુદાયગાન ફેજબક્ષ ફેજરસાન ગરીબપરવર સલામત નવાબ સાહેબ
શ્રી ૭ બહાદુરખાનજી બાબી બહાદૂરના હજુરમાં,

અમારી રેહેણાકના અને આપનાં રાજ્યના મૂખ્ય બંદર વેરાવળમાં અગ્નિરથ, જે રેલ્વે નામે ઓળખાય છે, તેમાં આપ સાહેબ બિરાજમાન થઇ પધારવાથી આજનો દિવસ અમો મહોત્સવનો માનીએ છિએ; અને તેથી અમારા હર્ષના ઉભરા અમારાં અંતઃકર્ણમાં નહિ સમાઇ શકતાં જાહેરમાં બતાવી આપના અપૂર્વ ઉપકારને માટે અમો વેરાવળ શેહેરના હિન્દુ અને મુસલમાન પ્રજા ઘણા પ્રેમથી આપ નામદારને મુબારકબાદી આપવા આપ ખુદાવન્દના પવિત્ર ચર્ણ આગળ હાજર થયા છિએ.

આપ નામદારની રાજ્યધાનીમાં આ વેરાવળ વ્યાપારનું મૂખ્ય મથક છે, જેની જાહોજલાલિ દિનબદિન વધતી કરવા આપની મેહરબાનીની ભરેલી નજરથી અમો ભાગ્યશાળી થયા છિએ.

આપ ખુદાવન્દ તરફથી અમારા તરફ નેક નજરથી જોવામાં આવે છે, અને અમોને અમારા ધંધાને માટે જોઇતી સગવડો તથા અમારાં સંરક્ષણ અર્થે ન્યાય, પોલિસ, પબ્લિક વર્કસ, રેવિન્યુ, મ્યુનિસિપાલિટી, ડિસ્પેન્સરી, ઇત્યાદિ ખાતાંઓ સમદૃષ્ટિ અને ન્યાય નીતિથી ચલાવવામાં આવે છે; તેમાં વળી લાખો રૂપિયાનું ખર્ચ કરી વ્યાપારની વૃદ્ધિ, પ્રવાસની સગવડતા, જાન માલની વધારે સલામતી અને દેશી પ્રદેશી લોકોના પરિચય, ઇત્યાદિ શ્રેષ્ટ લાભો કરવા માટે તાર અને રેલ્વે કરીને અમારી ઉપરનાં આપનાં એહેસાનમાં એટલોબધો વધારો કર્યો છે કે, તેને માટે કયા યોગ્ય શબ્દો બોલવા, તે અમને માલમ પડતું નથી.

આ રેલ્વે તથા તારનું સાધન મૂખ્ય વ્યાપારને માટે વધારે ઉત્તેજન તથા ફાયદો આપનારૂં છે. વ્યાપારનું ફેલાવું બે રસ્તે થાય છે—તરી અને ખુશકી. તરી રસ્તે વ્યાપાર કરવાનું સાધન આગબોટ, વાહાણ ઇત્યાદિ છે; અને ખુશકી રસ્તે વેપારના ફેલાવા માટે વધારે સગવડતાવાળું અગ્નિરથ સિવાય બીજું કોઈ પણ મ્હોટું સાધન નથી, જે આપે પૂરૂં કરતાં પેહેલીજ તકે આપ રેલ્વેની ટ્રેનમાં બેશી આપનાં પવિત્ર દર્શનનો આપની પ્રજાને લાભ આપવા આંહી પધારેલા છો તે અમારા સદ્‌ભાગ્યને માટે આપનો પ્રેમ પૂર્વક આભાર માનીએ છિએ.

અમારે આ વાત પણ જણાવવાની જરૂર છે કે, આપના મામા અને વજીર મદારૂલ મહામ શેખ મહંમદ બહાવદિનભાઇએ આપની પ્રજાનાં સૂખ તથા લાભના, ઉપર જણાવેલાં દરેક કામમાં સહુથી અગ્ર ભાગ લીધો છે અને લે છે તે માટે, અને તેઓ સાહેબની લાયકી, નમ્રતા, સાદાઇ અને પરોપકાર વૃત્તિ વિગેરે ગુણો માટે, તેમજ આપ સાહેબના કાબેલ, હિમ્મતવાન, ન્યાય કરનાર તથા નીતિથી ચાલનાર દિવાન મે. રા. રા. હરિદાસ વિહારીદાસ માટે અમો આપ નેક નામદાર સાહેબના ઘણા આભારી છિએ.

છેવટ અમારા ઉપર આપ નામદાર સાહેબનું રાજ્ય હંમેશાં કાયમ રહે તથા તનદુરસ્તી સાથે આપનું દીર્ઘાયુષ્ય થાઓ, અને આપની નેક કારકીર્દિ હંમેશાં વૃદ્ધિ પામો, એવી અમારી પરમ કૃપાળુ પરમેશ્વર પાસે ઘણા વિનયથી પ્રાર્થના છે."

ઉપલું માનપત્ર વંચાઈ રહ્યા પછી પાટણની પ્રજા તરફથી પણ નામદાર નવાબ સાહેબને એક માનપત્ર નિચે પ્રમાણે વાંચી સંભળાવ્યું હતું:—

"આલીજાહાં દોલતમદાર નવાબ સાહેબ બહાદૂરખાનજી બહાદૂર બાબીના હજૂરમાં.

પ્રાચીન અને ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલા આપ નામદારનાં આ પાટણ શેહેર તથા પરગણાની પ્રજા, આ શેહેરમાં આપ નેક નામદાર સાહેબના (તખ્તનશીન થયા પછી) આ પેહેલીજ વખત પધારવાથી દીદાર કરીને બેહદ ખુશી થઇ છે એટલુંજ નહીં, પણ લાખો રૂપિયાનો ખર્ચ કરીને રૈયતનાંજ સૂખને માટે કરેલી રેલ્વેનો તમામ રૈયત ઘણો લાભ લેશે, પરંતુ અમે તો શરૂમાંજ મુખ્ય લાભ લઇ ચૂક્યા છિએ, અને તે એ કે, તે દ્વારાજ આપનાં પવિત્ર દર્શનનો લાભ લેવા તથા અમારો હર્ષ બતાવવા અમોને આજનો માંગ્લિક દિવસ પ્રાપ્ત થયો, તેથી અમો અમારી થોડી નસીબદારી સમઝતા નથી. આ શેહેરમાં હિન્દુઓનું પ્રખ્યાત દેવસ્થાન તથા તીર્થ હોવાથી તે હિન્દુસ્થાનમાં ઘણી પ્રખ્યાતિને પામ્યું હતું; આજે પણ તેની અગાઉની પ્રખ્યાતિ દેશાટન કરનારનાં અંતઃકર્ણને આ તરફ ખેંચવાને શક્તિમાન છે, તેમાં આપ નામદાર સાહેબે રેલ્વે જેવું પેહેલા નંબરનું અનુકૂળ સાધન કરવાથી બાહારનાં માણસોનો પરિચય કરવામાં, અને વેપારની વૃદ્ધિ મેળવવામાં અમો ઘણા આગળ પડશું. અમો આપ નામદાર સાહેબનાં રાજ્યમાં દરેક જાતનાં સૂખનાં સાધનો મેળવતા જઇએ છિએ તેનો જેટલી સ્તુતિ કરીએ તે થોડી છે એટલુંજ નહીં, પણ આપ નામદાર સાહેબના મામા અને વજીર સાહેબ શેખ મહંમદ બાહાવદિનભાઇની જાતથી આજ પચીશ વર્ષ ઉપરાંત થયાં અમે જે લાભ અને દિલાસો ભોગવ્યો, અને ભોગવીએ છિએ, તે માટે તથા તેમની બાજુમાં પ્રમાણિક અને ન્યાય નીતિથી ચાલનાર મુખ્ય દિવાન મેહેરબાન રા. રા. હરિદાસભાઇનિ માટે અમારો સંતોષ બતાવવાની આ તક અમોએ ખોવી જોઇએ નહીં.

છેલ્લે આપના તરફથી મળતાં સઘળાં સૂખોથી આનંદમાં ગરકાબ થતું અમારૂં અંતઃકર્ણ ઘણાજ પ્યારથી સર્વ શકિતમાન જગદીશ્વર પાસે પ્રાર્થના કરે છે કે, આપ નામદાર સાહેબ દીર્ઘ આયુષ્યવાન અને પુત્રવાન થાઓ, તથા અમારા ઉપર ચિરકાળ રાજ્ય ભોગવો."

પાટણની પ્રજા તરફનું માનપત્ર વંચાઇ રહ્યા બાદ ભંડુરી તથા ચોરવાડ પ્રગણાની પ્રજા તરફનું એક માનપત્ર વાંચી સંભળાવવામાં આવ્યું હતું, જે નિચે પ્રમાણે હતું:—

"ખુદાવંદ આલીજાહાં દોલતમદાર નવાબ સાહેબ બહાદૂર,

અમો આપ નામદાર સાહેબના માહાલ ચોરવાડ તથા ભંડુરીની રૈયત, આપ નામદાર સાહેબની મેહેરબાનીથી દરેક જાતનું સૂખ, ઇનસાફ અને રક્ષણ ભોગવીએ છિએ, તેમાં વળી લાખો રૂપિયાનો ખર્ચ કરી અગ્નિ અને પાણીની શક્તિથી ચાલનારી ગાડી, જે રેલ્વેને નામે ઓળખાય છે, તે આપ નામદાર સાહેબે અમારાજ (આપની રૈયતનાંજ) સૂખ માટે કરેલી છે, તે બધા અમારી ઉપરના આપ નેક નામદાર સાહેબના અપૂર્વ અને અસાધારણ ઉપકારને માટે તથા પેહેલીજ તકે રેલ્વેમાં બિરાજી આપ નામદાર સાહેબે અમોને આપનાં દર્શનનો અમૂલ્ય લાભ આપ્યો તેથી આજનો દિવસ મ્હોટા તેહેવાર બરોબર માની અમારો અતિ હર્ષનો ઉભરો લંબાણથી બોલી બતાવવાને શ-

બ્દો નહીં મેળવી શકવાને લીધે ટુંકામાં પરમ કૃપાળુ પરમેશ્વર પાસે હાથ જોડી એટલુંજ માગિએ છિએ કે, અમારા ઊપર આપનું રાજ્ય તથા આપના હુકમ પ્રમાણે ન્યાય નીતિથી રાજ્યકાર્યભાર ચલાવનાર આપના બે પ્રતિનિધ (મેહેરબાન મદારૂલ મહામ વઝીર સાહેબ શેખ મહંમદ બહાવદીનભાઇ તથા હાલના મૂખ્ય દિવાનજી સાહેબ મે. રા. રા. હરિદાસભાઇ) હંમેશાં કાયમ રહે, આપનું આયુષ્ય તંદુરસ્તી સાથે દીર્ઘ થાય, આપની રાજ્ય સમૃદ્ધિ જાહોજલાલિ તથા કીર્તિ સૂર્યના જેવી પ્રકાશ પામે, અને આખા કાઠિયાવાડમાં આપનું શ્રેષ્ઠપણું છે તે અચળ રહે. અસ્તુ! અસ્તુ!! અસ્તુ!!!"

ઊપર પ્રમાણેનું માનપત્ર વંચાઈ રહ્યા પછી સુત્રાપાડાની પ્રજા તરફનું એક માનપત્ર નિચે પ્રમાણે વાંચવામાં આવ્યું હતું:—

"ખુદાવંદ આલીજહાં દોલતમદાર નવાબ સાહેબ શ્રી ૭ બહાદૂરખાનજી
બાબી બહાદૂરના હજૂરમાં.

**નેક નામદાર સાહેબ,**

આપ સાહેબનું વેરાવળ તશરીફ લાવવાનું થવાથી અમો મહાલ સુત્રાપાડાની રૈયત આપનાં દર્શનાર્થે આંહી આવેલા છિએ, અને અરજ કરીએ છિએ કે, જેવી રીતે વેરાવળ પાટણની રૈયત ઉપર મેહેરબાની બક્ષી પધાર્યા છો, તેવી રીતે સુત્રાપાડે પધારીને ત્યાંની તમામ રૈયતને આપનાં પવિત્ર દર્શનનો અમૂલ્ય લાભ આપવા નવાજસ કરશો તો અમારા ઉપરના આપના અપાર ઉપકારમાં ઘણોજ વધારો થશે એટલુંજ નહિ, પણ આપનાં રાજ્યમાં અમો દિવસે દિવસે બધી બાબતમાં વધતું સુખ, સગવડતા અને રક્ષણ ભોગવીએ છિએ, તેમાં વળી રેલ્વે જેવું સાર્વજનિક લોકોપયોગી કામ કરીને આપની તમામ પ્રજા ઉપર આપે મ્હોટામાં મ્હોટું એહશાન કર્યું છે, તે માટે યથાશક્તિ બોલી અમારા અતિ હર્ષના ઉભરાને શાંત કરી શકવા આ મહા મુહુર્ત્તને સંપૂર્ણ સમજીએ છિએ.

આપના વઝીર મદારૂલ મહામ શેખ મહંમદ બાહાવદીનભાઇ તથા મુખ્ય દિવાન મે. રા. રા. હરિદાસભાઇના તરફથી અમોને પૂરતો ઇન્સાફ અને સંતોષ મળે છે, તે બાબત ગયા જાનેવારી મહિનામાં તળ જુનાગઢની રૈયત તરફથી તથા હાલમાં માહાલ કેશોદ, માળિયા, ચોરવાડ, વેરાવળ અને પાટણ વિગેરેની રૈયત તરફથી જે બોલાયું છે, તેની સાથે અમો પણ એકજ મત થઇ છેવટ પરમ કૃપાળુ ઇશ્વર પાસે અંતઃકર્ણ પૂર્વક પ્રાર્થના કરીએ છિએ કે, આપ દીર્ઘાયુષ્ય ભોગવી અમારા ઉપર યાવતચંદ્રદિવાકર રાજ્ય કરો, અને આપની કીર્ત્તિ દિગંત અવિચળ રહો તથાસ્તુ! અસ્તુ!! અસ્તુ!!!"

ઉપર પ્રમાણે તમામ માનપત્રો વંચાઈ રહ્યા; પછી નામદાર નવાબ સાહેબ બહાદૂર તરફથી તે સર્વેનો પ્રત્યોત્તર સાહેબજાદા અદિલખાનજીએ ઘણીજ છટા ભેર નિચે પ્રમાણે વાંચી સંભળાવી શ્રોતા જનોનાં મન મગ્ન કીધાં હતાં:—

**"વેરાવળ, પાટણ, ચોરવાડ અને સુત્રાપાડાની માહારી વફાદાર પ્રજા,**

તમોને અહીં જોઇને હું ઘણો ખુશી થાઉં છું. તમોએ પોતા તરફના સંતોષ હાલ પત્રો વાંચીને બતાવ્યા તેથી મને આનંદ થાય, એ સ્વાભાવિક છે; પણ તે સાથે માહારે તમને જણાવવું જોઇએ કે, હાલના જમાનાને અનુસરતાં જે સાર્વજનિક ઉપયોગી કામો આ રાજ્ય તરફથી કરવામાં આવે છે, તેમાં હું તમારા પ્રત્યે માહારો ધર્મ સમજું છું, અને માહારા માનવંતા અને કીર્ત્તિવંત પિતાનો દાખલો લઇ હજી એવાં સુધારાનાં બીજાં ઘણાં કામો બની શકયા પ્રમાણે કરી તમને દિનપરદિન વધારે સૂખ આપવાને ખુદા પાશે માગું છું કે, તેઓ પરવરદિગાર મને શક્તિવાન કરે.

જુનાગઢમાં ગયા જાનેવારી માસમાં થયેલા મ્હોટા મેલાવડા વખત મેં જાહેરમાં જે શબ્દોમાં માહારા વિચાર જણાવ્યા હતા, તે હું ફરીથી તમને જણાવું છું કે, તમારૂં સૂખ એજ મારૂં સૂખ છે, અને તમારી આબાદી તથા ઉદ્યોગ, એજ મહારી દોલત તથા માહારાં રાજ્યની મ્હોટાઈ છે.

આ પ્રસંગે તમારી ખાત્રિ કરવા ઇચ્છુ છું કે, તમો પાયતખ્ત શેહેરથી મહારા મૂલકના દૂર ભાગમાં રહો છો, માટે નજીકની રહેનારી વસ્તી કરતાં તમે કોઇ પણ રીતે પ્રજા પ્રત્યેના માહારા મનોભાવમાં જરા પણ દૂર નથી.

તમારા તરફથી એક અવાજે માહારા મામા અને વજીર શેખ મહમદ બાહાવદીનભાઇની લાંબા વખતની કારકીર્દિ માટે વધતો સંતોષ અને સારો અભિપ્રાય જાણી હું ઘણો ખુશી થાઉં છુ; તેવીજ રીતે માહારા હાલના દિવાન આજમ હરિદાસ વિહારીદાસના કારભારથી તમો ખુશી રહેતા જોઇ મને સંતોષ થાય છે.

રસ્તામાં આવતાં કસોદ અને માળિઆ સ્ટેશનોએ પણ તમારી માફકજ ત્યાંની વસ્તીએ વફાદારી તથા સંતોષનાં પત્રો વાંચ્યાં હતાં, તેનો જવાબ ટૂંક વખતને લીધે મહારાથી તેમને આપવાનું બન્યું નથી, માટે તેમના પત્રોનો જવાબ પણ હું તમને આ જવાબ આપું છઉં તેજ માફક છે, એમ તેઓ માની લેશે, એવું ઇચ્છું છું"

નામદાર નવાબ સાહેબ તરફનો પ્રત્યોત્તર આ પ્રમાણે પૂર્ણ થઈ રહ્યા પછી વેરાવળના કાઝી મહંમદમિંયા કમાલુદિને ચાર ઊરદુ બેતોમાં નામદાર નવાબ સાહેબની સ્તુતિ કરી હતી, અને વેરાવળની ખેડુ પ્રજા તરફથી ગુલામ રશુલ મ્હેજુરે ફારશી ભાષામાં કુરનશ કરી હતી, જે સમાપ્ત થયા પછી માળિયાના વહિવટદાર રા૦ છોટાલાલ જાદવરાય આદિક જનોએ ગુજરાતી કાવ્યો ગાઇ નામદાર નવાબ સાહેબની સ્તુતિ કરી તે નામદારને અંતઃકર્ણપૂર્વક આશિર્વાદ આપ્યો હતો, અને તે પછી દરબાર બરખાસ્ત થયું હતું.

બીજે દિવસે, એટલે તા૦ ૬ઠીને દિને નામદાર નવાબ સાહેબ તરફથી છોકરા–છોકરીઓનાં સરસ્વતી મંદિરોમાં વજીર સાહેબ બાવદિનભાઇએ કેટલાંક ઇનામો વેહેંચ્યાં હતાં. બાદ નામદાર નવાબ સાહેબ પાટણ પધાર્યા હતા. ત્યાં પણ તે નામદારનાં માન્યાર્થે મ્હોટી ધામધૂમ કરવામાં આવી હતી, અને ત્યાં પણ નામદાર નવાબ સાહેબ તરફથી સરસ્વતી મંદિરમાં ઈનામ વેહેંચવામાં આવ્યાં હતાં. ત્યાંથી તેજ દિવસે પુનઃ વેરાવળ પધારીને બીજે દિવસે, એટલે તા૦ ૭મીને દિને રેલ્વે ટ્રેનમાં સર્વ કચેરી મંડળ સહ બિરાજીને ત્યાંથી પછી શાહાપૂર ખાતે ઊતર્યા હતા, જ્યાં બે દિવસ સ્થિતિ રાખ્યા પછી પોતાનાં પાયતખ્ત નગર શ્રી જુનાગઢ ખાતે તા૦ ૧૦મી ને ગુરૂવારની સાયંકાળે સાત વાગતે તે નામદાર પધાર્યા હતા.

ઉપલી તમામ દર્શાવેલી વીગતપરથી વાંચનાર સાહેબોને સેહેજ સમજાશે કે, નામદાર બહાદૂરખાનજી ઊપર તે નામદારની દરેક ગામ કે કસ્બાની પ્રજાનો કેટલો મ્હોટો પ્યાર છે, અને તેઓ તમામ એક સ્વરે તે નામદારની કેવી પ્રસંશા કરે છે ! તે નામદારની જ્યાં જ્યાં પધરામણીઓ થઈ હતી, ત્યાંત્યાંની પ્રજાએજ માત્ર માનપત્રો આપ્યાં હતાં એટલું નહીં, પરંતુ જે જે રેલ્વે સ્ટેશનોપર તે નામદારનો અગ્નિરથ માત્ર ટૂંક સમય ઊભો રેહેતો હતો, તે તે સ્ટેશનોપર ત્યાંની પ્રજાએ પણ તે નામદારને તેટલા ટૂંક સમયમાં માનપત્રો વાંચી સંભળાવવા ઊપરાંત પુષ્પની પ્રિયકર વૃષ્ટિથી વધાવી લીધા હતા, અને દરેક પ્રકારે તે નામદાર પ્રત્યે પોતાનો પ્રીતિભાવ તથા વફાદારીનો આબેહુબ ચિતાર પ્રકાશિત કરવામાં કોઈ પણ પ્રકારની કશર રાખવામાં આવી નહોતી. એવીજ રીતે નામદાર નવાબ સાહેબ ખૂદે પણ પોતાની તે તમામ પ્રજાની તરફ પરિપૂર્ણ પ્યારની હરેક નિશાનીઓ બતાવી હતી.

નામદાર નવાબ સાહેબે આ પ્રમાણે પોતાની રાજ્યભૂમિમાં રેલ્વે કીધાથી તે નામદારે બીજાં વાહનો, જેવાંકે શીગરામ તથા અશ્વગાડી વિગેરેનો જે મ્હોટો ખર્ચ થતો હતો, તેમાંથી વાર્ષિક રૂ ૨૧૦૦૦ નો ખર્ચ કાપી કાહાડીને તે રકમ બચાવી હતી. આ વાહનો, ધોરાજીથી અથવા જેતપૂરથી જુનાગઢ ખાતે જનાર–આવનાર દરબારી મિજબાનો વિગેરેને માટે રાખવામાં આવેલાં હતાં, પરંતુ તે તમામ માર્ગોપર રેલ્વે થયાથી એટલા ખર્ચનો હવે તેમાંથી ઉગારો કીધો છે. આ પ્રમાણે તે નામદાર જો એક તરફ-

થી ખર્ચનો કંઇક વધારો કરે છે, તો બીજી તરફથી તેવા અયોગ્ય ખર્ચ થતા હોય છે તો તે એકદમ કાપી કાહાડી પૈસાનો ઉગારો કરે છે, અને કોઇ પણ પ્રકારે ત્રિઝોરીપર અયોગ્ય ખર્ચનો ખોટો બોજો નહીં પડે, તેને માટે તે નામદાર સર્વથી વિશેષ કાળજી રાખે છે, જે અત્યંત વાસ્તવિક ને પ્રસંશા કરવા યોગ્ય છે, એમાં કંઇજ શક નથી. કેટલાક રાજા સાહેબો બોહોળે હાથે ખર્ચ વધાર્યા જાય છે, અને પોતાની ત્રિઝોરીની સ્થિતિ તરફ તો કંઇજ વિચાર કરતા નથી, પરંતુ જુનાગઢના આ નામદાર નવાબ સાહેબ બહાદરખાનજી તેવા અવિચારી નથી, પરંતુ ઓર ઘણા વિચારશીળ છે, અને તે નામદાર આવા વિચાશીળ હોવાનું મૂખ્ય કારણ એ છે કે, તે નામદારને મેહેરબાન બાવદિનભાઇ જેવા તથા રા૦ રા૦ હરિદાશભાઇ જેવા ઊત્તમ ને વિચારવંત તથા કાબેલ સલાહકારો મળ્યા છે. આવા સલાહકારોની દરેક સલાહપર નામદાર નવાબ સાહેબ લક્ષ આપતા આવ્યા છે, અને તેથી તે નામદારની શોભામાં પણ સારી વૃદ્ધિ થતી જાય છે.

તા૦ ૧૯મી ફેબ્રુવારી સને ૧૮૮૯ ને મંગળવારને દિવસે જુનાગઢ ખાતે "મહોબતખાનજી મદ્રેસા"માં ઈનામો વેહેંચવાનો એક ઘણોજ મ્હોટો ને ભારે દબદબાવાળો મિલાવડો થયો હતો, કે જેમાં ખૂદ નવાબ સાહેબ નામદાર બહાદુરખાનજી પોતે ઘણી ભારે ધામધૂમ સહ પધાર્યા હતા. જોકે દર વર્ષ એવા મિલાવડાઓ એ મદ્રેસામાં થતા આવ્યા છે, તોપણ આ સમયનો મિલાવડો ઘણોજ મ્હોટો હતો, અને ધામધૂમ પણ આ સમયની સર્વથી વિશેષ હતી. "મહોબત મદ્રેસા"ના કમ્પાઊન્ડમાં સર્વ સદ્ગસ્થોની મનોહર ઠઠ ગ્રામી હતી, અને તેની પાસે નામદાર નવાબ સાહેબનું પોરચુગિઝ બેન્ડ તથા બોડી ગાર્ડો રંગિલા પોષાકમાં હાઝર રાખવામાં આવ્યા હતા. બરાબર સાંજે પાંચ વાગતાને સમયે નામદાર નવાબ સાહેબ તથા તે નામદારની સંગે તેમના પ્યારા વઝીર નામદાર બાવદિનભાઈ સાહેબ, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી૦ જાઈલ્સ, તથા નામદાર નવાબ સાહેબના વહાલા બંધૂ નામદાર પ્રિન્સ એદલખાનજી વિગેરે પધાર્યા હતા. નામદાર નવાબ સાહેબ આદિક બીજા સાહેબો પોતપોતાનાં યોગ્ય સ્થાને બિરાજ્યા બાદ મદ્રેસાના પ્રિન્સિપાલ મી૦ અશરફઅલીએ તે શાળાનો રીપોર્ટ છટાબંધ રીતિમાં વાંચી સંભળાવ્યો હતો, અને તે પછી ઇંગ્રેજી તથા ગુજરાતી કાવ્યોના પસંદ કરેલા ભાગો છોકરાઓએ મધૂર સ્વરે ગાઈને નામદાર નવાબ સાહેબ આદિકનાં મન રંજન કીધાં હતાં. તે પછી નામદાર નવાબ સાહેબની સૂચનાપરથી મી૦ જાઈલ્સ સાહેબે આશરે ૧૦૦ છોકરાઓને ઇનામો વેહેંચ્યાં હતાં, અને તે ક્રિયાની સમાપ્તિ થઈ રહ્યા બાદ મી૦ જાઈલ્સે તે સ્થળે એક સરસ ભાષણ કરતાં એવી મતલબનું જણાવ્યું હતું કે 'આપ ખુદાવંદની સારી રીતે જણાયલી ઊદારતા, અને મુસલમાન કોમનાં સૂખને માટે વઝીર બાવદિનભાઈના શ્રમથી જણાય છે કે, તે કોમમાં કેળવણી વધતી જશે. આ મદ્રેશામાં માત્ર ક્લાસિકજ શિખવવામાં આવતું નથી, પરંતુ મુંબઇની યુનિવર્સિટીએ તથા સરકારે ઘડેલી રૂલોને અનુંસરીને પણ કામ ચલાવવામાં આવે છે. ઇચ્છિએ છિએ કે, મુસલમાનો બીજા વર્ગોની માફક દેશી સંસ્થાનો તથા નામદાર સરકારની નોકરીને માટે લાયક ગણાય, તેવી જાતની કેળવણી લેશે.' આવી મતલબનું બોલ્યા પછી મી૦ જાઇલ્સે મદ્રેશાના સંબંધમાં બોલતાં એવી મતલબનું દર્શાવ્યું કે 'મદ્રેશાનું આ સુંદર મકાન બાંધતાં ઘણો ભારે ખર્ચ થયો છે. આપ ખુદાવંદે આ ઇન્સ્ટિટયૂશનની ફતેહ માટે ઘણું કર્યું છે, અને મદ્રેશાના પ્રિન્સિપાલ તારકે મી૦ અશરફઅલીને પસંદ કરવામાં ઠીક કીધું છે. તેઓ પોતાનાં કામમાં સદા મશગુલ રહે છે. મેં પોતે આજે નિશાળના સઘળા ક્લાસો તપાસી જોયા છે, અને વળી તેમાંના સઘળાનું પરિણામ પણ જોયું છે. મદ્રેશા ઉઘડયાને હાલ ત્રણજ વર્ષ થયાં છે, જે મુદતનો અ-

ભ્યાસ જોઈને હું ઘણો ખુશી થયો છું, અને જે સંભાળ તથા ઉત્સાહથી કામ ચલાવાય છે, તે જોઈને હું તાજુબ થાઉં છું. મી૦ અશરફઅલીએ પોતાને જે જે અડચણો નડી હતી ને નડવાની છે તે આપણને રીપોર્ટમાં કહી સંભળાવી છે, પરંતુ રીપોર્ટમાં તે પણ જણાવવામાં આવ્યું છે કે, કેટલીક ફતેહથી તે અડચણ દૂર કરવામાં આવી છે. જો એવી રીતે કામ ચાલ્યા કરશે તો આ ઇન્સ્ટિટ્યૂશન ફતેહ મેળવ્યા વિના રહેશે નહીં, અને તેની અંદર ઘણા મુસલમાનોને ઉપયોગી કેળવણી મળશે, કે જે તેઓની જિંદગીમાં સાધન રૂપ થઈ પડશે તથા આગળ વધવાને ઉત્તેજન આપશે, કે જેથી તેઓ કાઠિયાવાડ ઈલાકાનાં સામાન્ય એડમિનિસ્ટ્રેશનમાં અથવા આપ ખુદાવંદની સરકારમાં નિમકહલાલ અને વિશ્વાસ રાખવા લાયક નોકરી મેળવવાને હક્કદાર થશે.' આ વિગેરે તે મદ્રેશાના સંબંધમાં વખાણનાં વેણ વદ્યાં પછી નામદાર નવાબ સાહેબે મી૦ જાઇલ્સને પુષ્પના હાર પહેરાવી અત્તર આદિક આપ્યું, અને તે પછી બીજા ગૃહસ્થોએ પાનગુલાબ લીધા બાદ આ મિલાવડો બરખાસ્ત થયો હતો. આ મિલાવડામાં નામદાર નવાબ સાહેબની, તેમજ તે નામદારના મામા નામદાર બાવદિનભાઈની ઉદારતા માટે ભારે સ્તુતિ થઇ હતી, અને તે યોગ્યજ હતી.

તા૦ ૧લી માર્ચ સને ૧૮૮૯ને શુક્રવારને દિવસે મુંબઇના પ્રખ્યાત ને મહા વિદ્વાન શિઘ્રકવિ પંડિત શ્રી ગટ્ટુલાલજીને નામદાર નવાબ સાહેબે વિઝિટ આપી હતી. પ્રથમ પંડિતજીને તેમના ઉતારાપર લેવાને માટે નામદાર નવાબ સાહેબ તરફથી તે નામદારના હજુર આસિસ્ટંટ રા. રા. પુરૂષોત્તમરાયજી તથા ખાનગી કારભારી રા. રા. અમરજીભાઈ સામા પધાર્યા હતા. બાદ જેવા શ્રી પંડિતજી પધાર્યા કે તરતજ હજામની બહામવાળી કચેરીમાં મ્હોટા ઠાઠમાઠ અને રીત રિવાજ મુજબ નામદાર નવાબ સાહેબની મુલાકાત થઇ હતી. નામદાર નવાબ સાહેબે આ લાયક વિદ્વાન પુરૂષને પોતાની જોડેજ ખુરશી આપીને આદરસત્કાર સહ બેસાડ્યા હતા. બાદ આજુબાજુ બિરાજેલા મ્હોટા મ્હોટા અધિકારીઓ સાથે શ્રી પંડિતજીએ ઓળખાણ કીધા પછી તેઓએ, નામદાર નવાબ સાહેબનાં ખુદનાં વ્યાખ્યાનાર્થે હિંદુસ્થાનીમાં તત્કાળ એક આનંદકારી કવિતા બનાવી તેનો ચમત્કાર પંડિતજીએ પ્રદર્શિત કીધો હતો; જેથી નામદાર નવાબ સાહેબ સહ સર્વ કચેરી મંડળ મહા મગ્ન થયું હતું. તે પછી નામદાર નવાબ સાહેબ સંગે કેટલીક વાતચીત ચાલ્યા બાદ પંડિતજીને તે નામદાર તરફથી કેટલોક પોષાક આપવામાં આવ્યો હતો. અને તે પછી કચેરી મંડળ બરખાસ્ત થયું હતું. આ પ્રકારે નામદાર નવાબ સાહેબે એક ખરેખરા વિદ્વાન પુરૂષની ખરેખરી યોગ્યતાની કદર લક્ષમાં લીધી હતી, જે તે નામદારને ઘણું શોભા આપનારૂં છે. એજ પ્રમાણે તે નામદાર, પોતાનાં રાજ્યમાં આવનાર દરેક સારાં વિદ્વાનની કદર પિછાનતા આવ્યા છે, અને દરેક વિદ્વાનનો સારો આદરસત્કાર કરવામાં પોતાની ઉદાર વૃત્તિ વાપર્યા કરી છે, કે જેથી કરીને એક ભૂપતિના જે ખરા ધર્મ તે તેઓ સાહેબ સારી રીતે સમજે છે, એમ સ્પષ્ટ રીતે સાબિત થાય છે.

નામદાર નવાબ સાહેબ શ્રી બહાદુરખાનજી ઉદારતાનાં કામમાં પણ વળી ઘણા ઉત્તમ ગણાય છે. પોતાનાં પાયતખ્ત નગર શ્રી જુનાગઢની "બહાદુરખાનજી લાઈબ્રેરી"માં પુસ્તકો તથા વર્त्तમાનપત્રો ખરીદ કરવાને રૂ ૪૦૦; "લાડુબ સ્કૉલરશિપ"ને નામે મુંબઈની "એલ્ફિન્સ્ટન કૉલેજ"માં કાઠિયાવાડના વિદ્યાર્થિઓ ભણે છે. તેને આપવા માટે રૂ ૫૫૦૦ અનામત મૂકેલા તેના રૂ ૨૪૦; જુનાગઢ અને જેતપૂરની વેહેંચણી બાબતની સ્કૉલરશિપ રાજકોટ હાઈસ્કૂલમાં ભણતા વિદ્યાર્થિઓને અપાય છે તે બાબત રૂ ૫૦૦૦ કાહાડેલા છે તેનું વ્યાજ રૂ ૧૨૦; રાજકોટ હાઈસ્કૂલમાં રૂ ૫૦૦; રાજકોટ ટ્રેઈનિંગ કૉલેજ-

માં રૂ ૧૦૦૦; "ઇસ્ટ ઇંડિયા એસોસિએશન"ને આપવાના રૂ ૨૦૦૦૦ મુંબઈની "ન્યુબેંક"માં વીસ વર્ષના વાયદાથી મૂકયા છે તેના સેંકડે ૪ટકા લેખેના વ્યાજના રૂ ૮૦૦; મુંબઈની "રોયલ એશિયાટિક સોસાયટી"ને રૂ ૩૦; કાઠિયાવાડ શીતળા ખાતામાં રૂ ૧૫૦૦; રાજકોટની રક્તપીતની હૉસ્પિટલમાં રૂ ૧૦૦૧; સરકાર તાબાના બરડાચોકીમાં હેમર્ટ હૉસ્પિટલમાં રૂ ૮૦૦; માણેકવાડાની ધર્માદા હૉસ્પિટલમાં રૂ ૩૮૪; રાજકોટની હુન્નરશાળામાં રૂ ૩૦૦; માણેકવાડા લિજિટ લાઈબ્રેરીમાં રૂ ૧૨૦; ગુજરાતના કવિશ્વરજી રા૦ રા૦ દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઈ. ને રૂ ૧૦૦; રાજકોટના રાજ્યસ્થાનિક બગિચામાં રૂ ૬૦; અને રાજકોટની લાંગ લાઇબ્રેરીને રૂ ૩૬, એ પ્રમાણે દર વર્ષે નામદાર નવાબસાહેબ આ તમામ ખાતાઓને મદદ આપતા આવ્યા છે, અને એ શિવાયનાં બીજાં કેટલાંક ખાતાંઓમાં વાર્ષિક મદદ આપે છે. વળી "રાજકુમાર કૉલેજ"માં રૂ ૫૦૦૦૦; રાજકોટ હાઈસ્કૂલમાં નામદાર ડયૂક ઑફ એડિનબરોની હિંદુસ્થાન ખાતેની મુસાફરીની યાદગિરી બદલ એક સ્કૂલ બંધાવવાને રૂ ૮૨૫૨૧; મચકૂર સ્કૂલમાં પુસ્તકો લેવાને માટે રૂ ૧૫૦; મચકૂર સ્કૂલમાં રશાયણી ક્રિયા કરવાનાં યંત્રોના ખર્ચમાં રૂ ૧૦૦; મચકૂર સ્કૂલમાં ઈનામના ફાળામાં રૂ ૨૫; કાઠિયાવાડનાં કેળવણી ખાતાનાં ફંડમાં વીશ વર્ષ સુધી આપ્યા કરેલા રૂ ૨૦૦૦૦; "રાજકુમાર કૉલેજ"—એમાં રૂ ૩૦૨૨૫ મકાન બંધાવવામાં, રૂ ૧૦૦૦ તંબુ ખર્ચના ફાળામાં, રૂ ૭૦૦ કર્નલ આંડર્સનની છબિ ગોઠવવાના ફાળામાં અને રૂ ૩૭૫ પરચુરણ ખર્ચના ફાળામાં મળીને કુલ્લે રૂ ૩૨૩૨૫; રાજકોટની "એનજીનીયરિંગ સ્કૂલ"માં એકંદર રૂ ૧૭૦૮; રાજકોટની કન્યાશાળામાં રૂ ૮૮૭; રાજકોટની ઇંગ્રેજી સ્કૂલમાં રૂ ૪૦૦; રાજકોટની સંસ્કૃત પાઠશાળામાં રૂ ૧૧૫; રાજકોટની "ઑર્ફન" (માબાપ વિનાનાં છોકરાંઓની) શાળામાં રૂ ૫૦૦; રાજકોટની ગુજરાતી નિશાળમાં રૂ ૫૦; જેતપૂર કન્યાશાળાનું મકાન બંધાવવામાં રૂ ૨૦૦૦; દાઠામાં કન્યાશાળાનું મકાન બંધાવવામાં રૂ ૧૨૧૩; વઢવાણની નિશાળમાં રૂ ૧૦૦; મુંબઈની "નોર્મલ સ્કૂલ"માં રૂ ૮૦; માણેકવાડાની સ્કૂલમાં રૂ ૩૦; અમદાવાદની ત્રણ કન્યાશાળામાં રૂ ૧૫૦; રાજકોટની સ્કૂલમાં રૂ ૧૫૦; અમદાવાદની ઇંગ્રેજી સ્કૂલમાં રૂ ૧૦૦; ભરૂચની નિશાળમાં રૂ ૪૦; મુંબઈની કન્યાશાળામાં રૂ ૩૦૦૦; મુંબઈની "એલેકઝાન્ડરા" સ્કૂલમાં રૂ ૫૦૦; "સેંટ ઝેવિયર કૉલેજમાં" રૂ ૩૦૦; મુંબઇની કશરતશાળાનાં ફંડમાં રૂ ૨૦૦; સરજમશેદજી જીજીભાઈની કન્યાશાળામાં રૂ ૧૫૦; મુંબઈની કશરતશાળામાં રૂ ૩૦૦; રાજકોટ તથા મુંબઈ આદિક સ્થળોમાં જુનાગઢના વિદ્યાર્થિઓ ઇંગ્રેજી વૈદકનો અભ્યાસ કરે તેને મદદ કરવાનાં કાર્યમાં રૂ ૪૧૫૦; રાજકોટમાં "કાઠિયાવાડ પુસ્તકશાળા" અથવા "લાંગ લાઇબ્રેરી" પ્રથમ સ્થાપતી વખતે ખર્ચના ફાળામાં રૂ ૧૨૫૦; મચકૂર લાઇબ્રેરીનું મકાન બંધાવવા પાછળ રૂ ૨૩૬૮; માણેકવાડા લાઈબ્રેરીનું મકાન બંધાવવા પાછળ રૂ ૩૦૦૦; સદરહુ લાઇબ્રેરીના ફાળાનાં ફંડમાં રૂ ૩૦૦; સદરહુ લાઈબ્રેરીમાં લાગલગટ ચાર વર્ષ સુધી રૂ ૧૦૦; માણેકવાડા "રસલ લાઇબ્રેરી"માં રૂ ૪૮; રાજકોટની "લાંગ પુસ્તકશાળા" તથા લાઇબ્રેરીમાં રૂ ૮૨૫; વઢવાણની લાઇબ્રેરીમાં રૂ ૨૦૦; અમદાવાદની લાઈબ્રેરીમાં રૂ ૧૦૦; મુંબઇની "નેટિવ જનરલ લાઇબ્રેરી"માં રૂ ૧૦૦૦; મુંબઇની ઈંગ્લિશ વર્નાક્યુલર લાઇબ્રેરીમાં રૂ ૩૦૦; મુંબઇની "ફૉર્ટ રીડિંગરૂમ"માં રૂ ૨૫૦; મુંબઈની "એસોસિએશન"માં રૂ ૨૦૦૦; "સન્ડે રીવ્યુ સોસાયટી"માં તથા તેના અધિપતિને રૂ ૨૫૦; અમદાવાદની "ગુજરાત વર્નાક્યુલર સોસાયટી"ને રૂ ૧૫૦; સંસ્કૃત કોષ બનાવવાનાં કામમાં રૂ ૧૫૦૦; સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ બનાવવાનાં કામમાં રૂ ૬૦૦; કાઠિયાવાડના કૉલેરાનું પુસ્તક બનાવવાની શોધમાં રૂ ૫૦૦; બરડાચોકીનું "હેમર્ટ હૉસ્પિટલ" બંધાવવાને માટે રૂ ૨૩૩૦; મુંબઈની "ગ્રાંટ મેડિકલ કૉલેજ" તથા "જમશેદજી હાસ્પિટલ"માં રૂ ૧૦૦૦;

રાજકોટની વૈદકશાળામાં રૂ ૧૫૦; માણેકવાડાની હાસ્પિટલમાં સરસામાન લેવાના ફાળામાં રૂ ૧૧૬; હિંદુસ્થાનમાં તવારિખ સંબંધી શોધો કરવાનાં કામ માટે રૂ ૪૮૦૯; કાઠિયાવાડમાં જુના સિક્કાના શોધ-કરવાને માટે નિમાયલી કમિટીના ખર્ચમાં રૂ ૧૪૦; જેતપૂરને તડે ભાદર નદિ ઉપર "એંડર્સનપૂલ"ના ખર્ચમાં રૂ ૪૮૩૩૩; કાઠિયાવાડ "રોડ ફંડ"માં રૂ ૨૬૪૭૮; રાજકોટ તથા વઢવાણની વચ્ચેની સડક વગેરે સુધારવાને રૂ ૭૪૯૪; ગોંડળ રીબડા વચ્ચેની સડકનાં ફંડમાં રૂ ૧૦૦૦, રાજકોટમાં સિવિલ સ્ટેશનની સડક તથા પૂલનાં કામને માટે રૂ ૫૦૦; માણેકવાડામાં રસ્તો સુધારવાની તથા રોશનીનાં કામમાં રૂ ૨૦૦; મુંબઈની પ્રખ્યાત "વિક્ટોરિયા ગાર્ડન"ના ફાળામાં રૂ ૫૦૦૦; રાજકોટના "રાજ્યસ્થાનિક-બાગ"ના દરવાજાના ખર્ચ માટે રૂ ૧૨૯૬; સોનપરી (સોનગઢ) સ્ટેશનમાં બનાવેલા બગિચાને માટે દર વર્ષે રૂ ૩૦ લેખે સાત વર્ષ સુધી મળીને એકંદર રૂ ૨૧૦, તથા તેના એક દરવાજા ખર્ચના રૂ ૧૦૦૦ મળીને એકંદર રૂ ૧૨૧૦; "લૉર્ડ નાર્થબ્રુક ગાર્ડન"નાં ફંડમાં રૂ ૧૦૦૦; રિલીફ ફંડના ખર્ચમાં રૂ ૧૮૦૨૫; કાઠિયાવાડમાં સને ૧૮૭૬માં કૉલેરાના દુષ્ટ રોગને અટકાવ કરવા માટે ઈંગ્રેજી ઔષદ્ધ ખરીદ કરવાનાં કામમાં રૂ ૪૧૩૧; બુદેલખંડ ખાતે પડેલા મહાભારત દુકાળનાં ફંડમાં રૂ ૪૦૦૦; આબુની નજદીકના પ્રદેશમાં પડેલા દુકાળનાં ફંદમાં રૂ ૪૦૦; ઈરાન દેશ ખાતે પડેલા દુકાળનાં ફંડમાં રૂ ૨૦૦; દક્ષિણમાં પડેલા દુકાળનાં ફંડમાં રૂ ૪૦૦૦; અમદાવાદ ખાતે જે મહાભારત રેલ આવી હતી, અને તેથી જે મહાભારત નુકશાન થયું હતું, તેને માટે લોકોને મદદ કરવાના તે ખાતાના ફાળામાં રૂ ૧૩૦૭; મુંબઈ તથા પૂનામાં ગરીબ લોકોના ફાળામાં રૂ ૩૦૦; ફ્રાંસ તથા પ્રુશિયાની લડાઈ વખતે જખમી ફ્રેંચોના પાટાપિંડના ફાળામાં રૂ ૭૫; નામદાર ડયૂક આફ એડિનબરોના સ્મર્ણાર્થે રાજકોટમાં મુસાફરી બંગલો બાંધવા માટે રૂ ૮૦૦૦; માણેકવાડાની ધર્મશાળાનાં ફંડમાં રૂ ૬૦૦; ચોટીલાની ધર્મ-શાળાનાં ફંડમાં રૂ ૨૫૦; રા. રા. કસનદાશ મૂળજીનાં મેમોરિયલ ફંડમાં રૂ ૫૦૦; ડૉકટર ભાઉ દાજીનાં ફંડમાં રૂ ૪૦૦; ધોરાજીથી જુનાગઢ સુધી તારની લાઈન બાંધવાનાં કામમાં રૂ ૧૧૭૯૫; કાઠિયાવાડમાં વાર્ષિક મેળાનાં ફંડમાં રૂ ૫૦૦૦; રાજકોટમાં કુન્નરશાળાનું મકાન બંધાવવા પાછળ રૂ ૨૮૩૧; રાજકોટમાં કશ-રતશાળા બંધાવવાનાં ફંડમાં રૂ ૨૩૮૦; રાજકોટમાં લાંગ સાહેબનાં દેવલમાં રૂ ૧૦૦૦; રાજકોટ ખાતે ખ્રિસ્તી-દેવલનાં ફંડમાં રૂ ૩૮૦; વિલાયત, મદ્રાસ તથા પૂનાના સંગ્રહસ્થાનમાં જણસો મોકલવા પાછળ રૂ ૭૦૮; કલકત્તામાં લૉર્ડ મેઓનું બાવલું બેસાડવાનાં ફંડમાં રૂ ૩૦૦; રાજકોટમાં પોલિટિકલ એજંટને બંગલે રેલિંગ તથા તેનાં આસપાસ ઝાડો રોપવાનાં ફંડમાં રૂ ૧૫૦; દેશી કારીગરીને ઉત્તેજન આપવાનાં ફંડમાં રૂ ૧૦૦; રાજકોટમાં ઘોડાની થતી શરતનાં ફંડમાં રૂ ૧૦૦૧૮; લાટુચ સાહેબ વાઘેરોની લડાઈમાં ગુજરી ગયા તેથી તેની મડમને આખા એક વર્ષ સુધીનાં પેન્શન દાખલ રૂ ૨૪૦૦; આકટિંગ ડૉકટર બટલર સાહેબને માનપત્ર આપવાનાં ફંડમાં રૂ ૨૦૦; સર બાર્ટ લફ્રેયરને માનપત્ર આપવાના ફાળામાં રૂ ૧૫૦; મી. ટી. બી. ક્રીસ્ટસ ગાંડો થઈ જવાથી તેનાં કુટુંબનું પોષણ કરવાનાં ફંડમાં રૂ ૧૫૦; મિસર ખાતેનાં યુદ્ધમાં જે દેશી સિપાઈઓ માર્યા ગયા હતા, તેમનાં કુટુંબકબિ-લાના નિર્વાહને માટે ઉભા થયલાં ફંડમાં રૂ ૧૦૦૦; મુંબઈની અંજુમને ઈસલામનાં ફંડમાં રૂ ૧૦૦૦; રાજકોટની "રાજકુમાર કૉલેજ"ને સને ૧૮૮૮નાં વર્ષમાં રૂ ૩૮૭૬ કૉલેજની ભોંય સમારવા માટે; અને એ શિવાય પણ ઘણાં કાર્યોમાં નામદાર નવાબ સાહેબે અમૂલ્ય મદદો કરી છે. જોકે ઉપલી બક્ષિસો નામદાર મરહુમ નવાબ સાહેબે શ્રી મોહોબતખાનજીના સમયમાં થયલી છે, તોપણ તે બાબતનું મ્હોટું માન હાલના નવાબ સાહેબ શ્રી બહાદૂરખાનજીનેજ ઘટે છે; કેમકે મરહુમ નવાબ સાહેબ જે કંઈ ક-

રતા હતા તે હાલના નવાબ સાહેબની સંમતિથીજ કરતા હતા એટલુંજ નહીં, પરંતુ હાલના નવાબ સાહેબ તેમના એક જમણા હાથ સમાન હતા. જ્યારથી નામદાર બહાદૂરખાનજીએ કૉલેજ છોડી ત્યારથીજ તે નામદાર પોતાના પિતાજીની સંગે રાજ્યકાર્યભારમાં સામિલ રહી દરેક રાજ્યદ્વારી તેમજ પરચુરણ કામોમાં ભાગ લેતા હતા, અને તેથીજ મરહુમ નવાબ સાહેબના સમયમાં થયલાં અનેક શુભ કાર્યોને માટે મૂખ્ય માન હાલના નવાબ સાહેબને ઘટે છે, એમ કહીશું તો તે અસત્ય ગણાશે નહીં.

નામદાર મરહુમ નવાબ સાહેબના સમયમાં પોલીસ ખાતાનો તમામ બંદોબસ્ત પણ હાલના આ કાબેલ નવાબ સાહેબજ પોતાને એકલે હાથે રાખતા હતા, અને તે ખાતાના ઉપરી તરિકે એઓ સાહેબ અમલ બજાવતા હતા, અને પોલીસ ખાતાના વડાનો ઓદ્ધો પણ એમના પિતાજી સાહેબે એઓ સાહેબનેજ સોંપ્યો હતો. આ ઓદ્ધો તેઓ ઘણીજ સારી રીતે બજાવતા હતા, અને તેને માટે તે નામદારની દરેક યુરોપિયન સુધ્ધાં પ્રસંશા કરતા હતા. નામદાર મુંબઈ સરકાર પણ પોતાના સને ૧૮૭૯–૮૦ ના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં લખે છે કેઃ—

"It is pleasing to note that the heir-apparent of His Highness the Nawab takes great interest in the police force, of which he is the head."

ઉપલાં ઇંગ્રેજીનો સાર એવો છે કે "લખવાને ઘણી ખુશી ઉપજે છે કે, નામદાર નવાબ સાહેબના પાટવી કુંવર સાહેબ, પોલીસ ફોજ, કે જેના તેઓ ઉપરી છે, તેને માટે તેઓ ઘણી કાળજી રાખે છે." આ પ્રમાણે તે નામદારને માટે ખૂદ મુંબઈ સરકારે પણ લખેલું છે, અને તે કંઈ માત્ર એકજ વખત નહીં, પરંતુ તે પછીનાં વર્ષમાં, એટલે સને ૧૮૮૦–૮૧નાં વર્ષનાં એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં પણ નામદાર મુંબઈ સરકાર લખે છે કેઃ—

"The heir-apparent of His Highness the Nawab continues to take great interest in the police force, of which he is the head."

ઉપલાં ઇંગ્રેજીનો સાર પણ એવો છે કે "નામદાર નવાબ સાહેબના પાટવી કુંવર, પોલીસફોજ, કે જેના તેઓ વડા છે, તેને માટે તેઓએ મ્હોટી કાળજી રાખવી ચાલુજ રાખી છે." આવી રીતે તે નામદારને માટે ખૂદ બ્રિટિશ સરકાર પણ વારમવાર સારા વિચારો આપી તે નામદારને સરસ સરટીફિકેટ આપતી આવી છે, જે સઘળું નામદાર બહાદૂરખાનજીની કાબેલિયાત અને યોગ્યતાનુંજ પરિણામ છે.

નવાબ સાહેબ નામદાર બહાદૂરખાનજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી સુધારાનાં કાર્યો પણ કિમતી ને સંખ્યાબંધ કીધાં છે, અને તે દરેક કાર્યમાં તે નામદારે પોતાની ઉદારતા વાપરવામાં તો કશર કરીજ નથી. એ નામદારે પોતાનું પાયતખ્ત પ્રખ્યાત નગર જે જુનાગઢ, તે તો ખરેખરૂં રમણીય ને રૂપવંતુ બનાવી તેની શોભા સર્વ પ્રકારે વધારી દીધી છે. ઠામઠામ ધોરી રસ્તાઓપર સુંદર સડકો બાંધીને માણસની હાથેલી જેવા સરસ સગવડવાળા રસ્તાઓ બનાવ્યા છે, દવાખાનાંઓ સ્થાપ્યાં છે, સરસ્વતીમંદિરોની સંખ્યા વધારી છે, ન્યાયખાતાની કચેરીઓ ધારા પ્રમાણે—નીયમસર ચાલતી રાખી છે અને એ શિવાય દરેક પ્રકારે પોતાની પ્રિય પ્રજાને સૂખનાં સાધનો પુરાં પાડવાને માટે પૂર્ણ કાળજી રાખી છે. આ સઘળાં સૂકૃત્યોમાં તે નામદાર મૂખ્ય સલાહ પોતાના પ્યારા મામા—વઝીર સાહેબ બાવદિનભાઈ તથા પોતાના કાબેલ ને યશસ્વિ દિવાન સાહેબ રા. રા હરિદાશજી વિહારિદાશજીની કિમતી સલાહ લેતા આવ્યા છે, કે જેથી કરીને તે નામદારનું રાજ્ય આજકાલ ઘણું દેદિપ્યમાન બન્યું છે એટલુંજ નહીં, પરંતુ જુનાગઢના રાજ્યકાર્યભારનો દાખલો સાંપ્રત સમયે કેટલાંક બીજાં દેશી રાજ્યોએ

પણ ગ્રહણ કરવા માંડયો છે. જે કંઈ ઓછા આનંદની વાત નથી. આટલાજપરથી વળી સાબિત થઈ શકે છે કે, નામદાર નવાબ સાહેબનું રાજ્ય રૂડી પધ્ધતિપરચાલે છે. આગળના કાળમાં દેશી રાજ્યોમાં જે સડેલા કાર્યભાર ચાલતા હતા, અને તે સમયે દેશી રાજ્યોની પ્રજા જે દુઃખથી પિડાતી હતી, તે સમય હાલમાં જેમ બીજાં ઘણાંક દેશી રાજ્યોમાં ભૂલી જવાયો છે, તેજ પ્રમાણે જુનાગઢમાંથી પણ તે સમય હવે તદન ભૂલી જવામાં આવ્યો છે, અને આગલા જમાનાનું અંધેર તદન નષ્ટ થયું છે.

નામદાર નવાબ સાહેબે જેમ પોતાની પ્રજાનાં સૂખનાં સાધનો પુરાં પાડવા માટે કાળજી રાખી છે, અને જે પ્રમાણે પોતાનાં રાજ્યમાં સારા સારા સુધારાનાં સૂવૃક્ષો રોપ્યાં છે, તેજ પ્રમાણે તે નામદારે પોતાનાં રાજ્યની મેહેસૂલમાં પણ પ્રથમના કરતાં કેટલોક વધારો કીધો સારો છે, એ વળી વિશેષ સંતોષ ને હર્ષની વાત છે.

એકંદર રીતે નામદાર નવાબ સાહેબનું રાજ્ય ઘણું આબાદ છે, તે નામદારની રાજ્યનીતિ વખણાય છે અને તે નામદારની પ્રજા પોતાના આવા શુભેચ્છક ને રૂડા ભૂપતિ સાહેબને નિર્ખિને સદા મગ્ન રહે છે.

જુનાગઢનું રાજ્ય કાઠિયાવાડ ઇલાકાના પેહેલા વર્ગનાં રાજ્યોમાં પેહેલે નંબરે છે, અને તેના તાબામાં ૩૨૮૩ ચોરસ માઈલ જમીન, ૮૯૦ ગામ તથા આશરે ૩૮૮૦૦૦ માણસની વસ્તી છે. એ રાજ્યની વાર્ષિક ઊપજ આશરે ત્રીશ લાખ રૂપિયાની થાય છે, જે પૈકી નામદાર ઈંગ્રેજ સરકાર તથા શ્રીમંત ગાયકવાડ સરકારને જમાબંદિના રૂ ૯૫૯૦૪ આપે છે. એ રાજ્ય ખાસ સોરઠ પ્રાંત તથા કેટલોએક બાબરિયાવાડનો ભાગ મળીને થયલું છે, અને તેની ઊત્તરે ગોંડળનું રાજ્ય તથા બીજા ન્હાન્હા તાલુકા આવેલા છે; પૂર્વમાં જેતપૂર તથા બગસરા તાલુકા આવેલા છે; દક્ષિણે અરબિ સમૂદ્ર આવેલો છે; અને પશ્ચિમે પોરબંદરનું રાજ્ય આવેલું છે.





જામનગરના નામદાર મહારાજા

સર વિભાજી કે. સી. એસ. આઈ.

જામનગરના નામદાર જામ સાહેબ

# સર વિભાજી સાહેબ બહાદૂર કે. સી. એસ. આઈ.

જામનગરના મહારાજા જામ સાહેબ સર વિભાજી કે. સી. એસ. આઈ. તા૦ ૮મી મે સને ૧૮૨૭ને દિને જનમ્યા હતા. એમના પિતા જામ શ્રી રણમળસિંહજી આઠ રાણિઓ પરણ્યા હતા, જેમાંના સોનીબાઈ નામના એક રાણી સાહેબને પેટે જામ શ્રી વિભાજીનો જન્મ થયો હતો. તે સમયપર કાઠિયાવાડમાં કેળવણીનો એટલો બધો પ્રસાર નહોતો, તેમજ વિદ્યાશિખવા તરફ ત્યાંની પ્રજા ઘણુંજ જૂજ લક્ષ આપતી હતી. આ વિગેરે કારણોને લીધે નામદાર વિભાજી સાહેબ વિદ્યાભ્યાસ ઘણી સારી રીતે કરી શક્યા નથી; તોપણ તેઓ સાહેબને ગુજરાતીનું જ્ઞાન ઘણું સારૂં છે, અને પાછળથી અનુભવના પ્રતાપથી તથા પોતાની પ્રજ્ઞાના પરીબળથી ધીમે ધીમે તેઓ સાહેબ કંઈક ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ ધરાવવા લાગ્યા છે, અને ઇંગ્રેજી વાતચીતનો કેટલોક ભાવાર્થ સમજી શકે છે. વળી તે નામદાર પોતાના જન્મથીજ પોતાના સ્વર્ગવાસી પિતા શ્રીના હાથ નિચે રાજ્યવહિવટનાં કામમાં કુશળતા પામવા લાગ્યા હતા, અને તે પછી એ નામદારના પિતા જામ શ્રી રણમળસિંહજી ઇ. સ. ૧૮૫૨નાં વર્ષમાં દેવલોક થવાથી તા૦ ૨૨મી ફેબ્રુઆરી સને ૧૮૫૨ને દિવસે જામ શ્રી વિભાજી જામનગરનાં રાજ્યાસનપર બિરાજ્યા હતા. ગાદિપર બિરાજ્યા બાદ તરતજ ટૂંક સમય પછી તે નામદારે પોતાના બેહેન બાઇ સાહેબનાં લગ્ન જોધપૂરના મહારાજા તખ્તસિંહજીની સંગે કર્યાં હતાં, અને તે પછી બે વર્ષે પોતાના પુત્રી શ્રી રાજબાનાં લગ્ન જોધપૂરના મહારાજા સાહેબના પાટવી કુંવર શ્રી જસવંતસિંહજીની સંગે કીધાં હતાં. એ પછી ઓખામંડળના વાઘેર લોકોએ એક મ્હોટો બળવો જગાડ્યો હતો, જે સમયે જામ સાહેબે પોતાની પ્રજાનું સંરક્ષણ કરવા માટે તથા તે બળવાખોરોને પકડવા માટે નામદાર બ્રિટિશ સરકારની સાહ્યતા લીધી હતી. આ પ્રસંગે જામ સાહેબને, તેમજ નામદાર બ્રિટિશ સરકારને મ્હોટા ખર્ચમાં ઊતરવું પડયું હતું. આ સમયે નામદાર જામ સાહેબનાં રાજ્યની પોલિસના ઉપરી રા૦ બા૦ પોપટ વેલજી હતા. તેમણે બળવાખોરોને શાંત પાડી બળવો દાબી દેવામાં તથા બળવાખોરોને એકદમ હોંશિયારીથી પકડી આપવામાં અત્યંત મેહેનતલીધાથી તેમને નામદાર ઇંગ્રેજ સરકારે તે બહાદુરી ભરેલી સેવાના બદલામાં "રાવ બહાદૂર"નો માનવંતો ઇલકાબ બક્ષ્યો હતો.

સને ૧૮૬૨નાં વર્ષમાં નામદાર મુંબઈ સરકારે, નવાનગરની ગાદિને માટે સ્વાભાવિક વારસ નહીં હોય તો હિંદુ શાસ્ત્ર પ્રમાણે, વગર નજરાણા આપ્યા શિવાય દત્તક લેવાની સનંદ નામદાર મહારાજા શ્રી જામ સાહેબને બક્ષિસ કરી હતી, અને તે દ્વારાએ નામદાર જામ સાહેબને એ કિમતી હક્ક મળ્યો હતો.

જ્યારે જામ શ્રી વિભાજી સાહેબ રાજ્યાસનપર બિરાજ્યા ત્યારે જામનગરનાં રાજ્યમાં દિવાની કે ફોજદારી કોર્ટો મુદલ નહોતી, અને ન્યાય પણ નિયમસર ખુબી ભરેલી રીતે પ્રજાને મળતો નહોતો.

આથી કરીને શ્રી વિભાજીએ સને ૧૮૬૪નાં વર્ષમાં પોતાનાં રાજ્યમાં ફોજદારી, તેમજ દિવાની અદાલતો સ્થાપન કરી હતી, જેથી તે નામદારની પ્રજાને ન્યાયના સંબંધમાં સારૂં સૂખ થયું હતું, અને આથી કરીને પ્રજામાં ઘણો આનંદ પ્રવર્ત્યો હતો. વળી એજ વર્ષમાં નામદાર જામ સાહેબે રાજ્યના કાયદાકાનુંનોના સંબંધમાં પણ કેટલીક સારો સુધારો કરી કાયદાનાં ધોરણો ઉજ્વળ કીધાં હતાં, જેથી પણ પ્રજા વર્ગમાં તે નામદારની ભારે પ્રસંશા થઈ હતી.

ઇ. સ. ૧૮૬૬નાં વર્ષમાં રાજ્યની મેહેસૂલ ખાતામાં પણ તે નામદારે એક સુધારો કીધો હતો-- એટલે કે અત્યાર સુધી પ્રગણાંઓની મેહેસૂલની હરાજી કરવામાં આવતી હતી, અને તેમાં જે અધિક માંગણી કરતા તેને મેહેસૂલ ઉઘરાવી આપવાનું કંટ્રાક્ટ આપી દેવામાં આવતું હતું; પરંતુ આ વર્ષથી એ રિવાજ એકદમ અટકાવીને તે નામદારે રાજ્યની મેહેસૂલ એકઠી કરવાને માટે ખાસ અમલદારોની નિમાણુંકો કરી હતી, જેથી પ્રજાને ઘણો લાભ તથા સૂખ થયાં હતાં. અગાઉ તો ઇજારદારો લોકોપર મેહેસૂલ ઉઘરાવવાને માટે મહા જુલમ ગુજારતા હતા, અને અનેક પ્રકારે પ્રજાને નડતા હતા, પરંતુ જ્યારથી ઇજારા આપવાનું બંધ કીધું છે, ત્યારથી લોકોપર ગુજરતો તે જુલમ બંધ થયો છે. વળી એજ વર્ષમાં નામદાર જામ સાહેબે પોતાની બીજી ઉપજોમાં પણ સારો સુધારો કરીને, પ્રજાનું દુઃખ દૂર કરવાની સાથે પોતાનો લાભ પણ જળવાય, તેવા ઉપાયો યોજ્યા હતા.

વળી તે પછી, એટલે ઈ. સ. ૧૮૭૧નાં વર્ષમાં મુંબઈના નામદાર ગવર્નર સર સિમોર ફિટઝિરલ્ડ જામનગર ખાતે કેટલાક કારણુસર ખાસ પધાર્યા હતા, તે સમયે નામદાર જામ શ્રી વિભાજી સાહેબે જામનગરમાં ઘણો ભપકો કરી ઘણો ખર્ચ કીધો હતો, અને તે નામદારનો ઘણી સરસરીતે સત્કાર કીધો હતો. આ પ્રસંગે નામદાર ગવર્નર સાહેબને સ્વહસ્તે, કેટલાંક બાંધકામોના પાયા નાંખવાની ક્રિયાઓ જામ સાહેબે ઘણી હોંશ સહિત કરાવી હતી, અને તે ધામધૂમ પાછળ પણ શ્રી વિભાજીએ મ્હોટો ખર્ચ કીધો હતો.

ઈ. સ. ૧૮૭૩નાં વર્ષમાં જ્યારે બાદશાહી કુટુંબના પ્રખ્યાત પુરૂષ નામદાર ડ્યૂક ઑફ એડિનબરો આ દેશમાં પધાર્યા હતા, ત્યારે તે પ્રસંગનો લાભ લઈને નામદાર જામ સાહેબ શ્રી વિભાજી ભારી ઠાઠમાઠથી મુંબઈ નગરીમાં પધાર્યા હતા, જે સમયે મુંબઈ ખાતે તે નામદારને ઘણું માન મળ્યું હતું. મુંબઇ ખાતે તેઓ સાહેબ કેટલાક દિવસ રહ્યા પછી તે નામદાર નાશક, કાશી, પ્રયાગ, મથુરા, ગયાજી વિગેરે સ્થળોમાં યાત્રાર્થે પધાર્યા હતા. એજ વર્ષમાં મુંબઇના ગવર્નર સર ફિટઝિરલ્ડને કાઠિયાવાડના કેટલાક નૃપતિ સાહેબોએ એક માનપત્ર આપ્યું હતું, તેમાં નામદાર વિભાજી સાહેબે પણ મ્હોટો ભાગ લીધો હતો. વળી એજ વર્ષમાં, એટલે તા૦ ૩૦મી ડિસેમ્બર સને ૧૮૭૪ને દિવસે નામદાર મુંબઈના ગવનર સાહેબ, જામનગર ખાતે નામાદર જામ સાહેબની મુલાકાતાર્થે પધાર્યા હતા, જે પ્રસંગપર નામદાર જામ સાહેબે તે દિવસે પોતાનાં પાયતખ્ત નગરમાં, નામદાર બ્રિટિશ સરકારના આ સૂબાના સત્કારાર્થે સારી શોભાયમાન ધામધૂમ કરી હતી, અને આતશબાજી, રોશની આદિક રચનાઓ કરવામાં તે નામદારે ઘણા પૈસા વાપર્યા હતા, કે જે નિર્ખિને નામદાર ગવર્નર સાહેબ પણ ખુશ ખૂશ થઇ ગયા હતા. આ પ્રસંગનાં સ્મર્ણાર્થે નામદાર જામ સાહેબે પાણીનાં જે બાંધકામો કીધાં હતાં, તે ખુલ્લાં મૂકવાની ક્રિયા નામદાર ગવર્નર સાહેબને હાથે કરાવી હતી તથા એક માર્કેટ પણ સ્થાપન કરો હતી, જે બંને કામો પાછળ તે નામદારે એકંદર રૂ ૭૮૦૦૦ની મ્હોટી રકમ ખર્ચ કરી હતી. વળી એજ વર્ષમાં તે નામદારે પોતાનાં નગરમાં મ્યુનિસિપલ કમિટી પણ સ્થાપન કરી હતી, કે જેથી રસ્તાઓ વિગેરે સુધારવાનું કામ ધમધોકાર ચલાવવામાં આવ્યું હતું. શેહેરમાં કોઈ પણ સ્થળે સડક કે સારા રસ્તાનું કંઈજ ઠેકાણું

નહોતું તથા કોઈ પણ દિવસ માર્ગપર પાણીનો છંટકાવ થતો નહોતો અથવા તો રસ્તાઓની કંઈજ તપાસ રાખવામાં આવતી નહોતી; તેમજ કોઈ પણ રસ્તાપર દીવાબત્તિનું નામ પણ જણાતું નહોતું; તે સઘળું અંધેર ને અતિ દુઃખ નામદાર જામ સાહેબે પોતાનાં રાજ્યમાં સુધરાઈખાતું સ્થાપન કીધાથી દૂર થવા માંડયું હતું, અને તેથી કરીને તે નામદારની પ્રજાને પણ સારૂં સૂખ થવા લાગ્યું હતું.

ઈ. સ. ૧૮૭૫નાં વર્ષના અક્ટોબર માસની આખરે નામદાર જામ સાહેબ, આપણી મહા કૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયાજીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ સાહેબનાં મુંબઇમાં આગમન સમયે, તે નામદારનાં માનાર્થે મળેલા મ્હોટા મ્હોટા નૃપતિઓની સંગે મુંબઈ ખાતે પધાર્યા હતા. આ પ્રસંગે હિંદુસ્થાનના નામદાર વાઇસરૉય સાહેબની, નામદાર જામ સાહેબે તા૦ ૩જી નવેંબર સને ૧૮૭૫ ને દિવસે બપોરના બાર વાગતાને સુમારે મુલાકાત લીધી હતી, જે સમયે નામદાર વાઈસરૉય સાહેબે તે નામદારને ઘણા આદરભાવથી માન આપ્યું હતું, અનેતે નામદારની સંગે સ્નેહપૂર્વક મુલાકાત લીધી હતી. બાદ બીજે દિવસે, એટલે તા૦ ૪થી નવેંબર સને ૧૮૭૫ને દિને નામદાર વાઈસરૉય સાહેબે, નામદાર જામ સાહેબની વળતી મુલાકાત લીધી હતી. બ.દ તા૦ ૯મા નવેંબર સને ૧૮૭૫ ને મંગળવારને દિને બપોરના ૧૨ા વાગતે નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સનો મુલાકાત નામદાર જામ સાહેબે લીધી હતો, અને તે પછી બીજે દિને, એટલે તા૦ ૧૦મીની સાંજે નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સે, મુંબઈના સેક્રેટરિએટનાં મકાનમાં નામદાર જામ સાહેબની વળતી મુલાકાત લીધી હતી. આ પ્રમાણે તે નામદારને મુંબઈ ખાતે સારૂં માન મળ્યું હતું, અને એ નામદારને નિર્ખિને સર્વ કોઈ ખુશી થયા હતા. મુંબઇની આ પ્રસંગની પોતાની મુલાકાતમાં શ્રી જામ સાહેબે ત્યાંનાં ઘણાંક ખાતાંઓની મુલાકાતો લાધી હતી, ઘણાં ઘણાં જોવા લાયક ને પ્રખ્યાત સ્થાનો જોયાં હતાં, ઘણા ઘણા દેશી તેમજ યુરોપિયનોની મુલાકાતો લીધી હતી અને એ શિવાય ત્યાંની નવી નવાઈઓ નિર્ખિ હતી એટલુંજ નહીં, પરંતુ તે નામદારે આ પ્રસંગે મુંબઇનાં કેટલાંક જાહેર ખાતાંઓ, તેમજ ખાનગી ખાતાંઓમાં કિમતી મદદ આપીને પોતાની સારી ઉદારતા દર્શાવી હતી, અને તે પછી તે નામદાર પુનઃ પોતાની રાજ્યભૂમિકામાં પધાર્યા હતા.

નામદાર જામ શ્રી વિભાજી સાહેબ બહાદૂરની સ્વારી મુંબઈ ખાતે હતી, તે દરમ્યાન તે નામદારની ગાદિનો વારસ કુંવર શ્રી ભાવસિંગ ઊર્ફે કાલુભા, જે કે શ્રી વિભાજીની એક રખાયત રાણી ધનબાઈને પેટે અવતર્યો હતો, જેને ગાદિના વારસ તરિકે નિર્માણ કરવાને માટે નામદાર જામ સાહેબને ઘણો શ્રમ વેઠવો પડયો હતો, જેને માટે શ્રી વિભાજીએ ઠેઠ કલકત્તા સુધી લડીને ફતેહ મેળવવા માટે હઝારો રૂપિયાની રેલમછેલ ચલાવી હતી, અને જેને માટે જામ સાહેબે કોઈ પણ પ્રકારનો પરિશ્રમ લેવામાં કંઈ પણ કશર રાખી નહોતી, તે કુંવર કાલુભા ફૂકર્મો કરવા મંડયો હતો ! જોકે નામદાર જામસાહેબ શ્રી જામનગરમાં હોય, તોપણ તે કોઈ પણ પ્રકારે કંઈ પણ અધર્મ કરવામાં બ્હીતો નહોતો, અને બેધડક પોતાની મરજી મુજબ—સ્વેચ્છાથી કૂકર્મ કર્યા કરતો હતો; પરંતુ વળી નામદાર જામ સાહેબ મુંબઈ પધાર્યા તે અરસામાં તો તે કાલુભાએ પોતાનાં અયોગ્ય કૃત્યો કરવામાં કંઈજ કશર રાખી નહોતી ! ભલભલા પ્રતિષ્ઠિત સ્ત્રી—પુરૂષોની સંગે તે તદન શરમભરેલી રીતે વર્ત્તતો હતો, અને તેણે જામનગરમાં પોતાનો ત્રાસ વર્ત્તાવી મૂકયો હતો ! આવા તેના જૂલમી દોરથી નામદાર જામ સાહેબ જ્યાં સુધી અણવાકિફ હતા અથવા તો તે બાબેની ગઈ કરી જતા હતા ત્યાં સુધી તો ગમે તેમ થયું હતું, પરંતુ જ્યારે તે નામદારની નજરમાં તેની બૂરી વર્ત્તણુંકે ખરેખરો વસવસો પેદા કીધો ત્યારે તે નામદાર પણ તેનાપર ઘણા ગુસ્સે થતા હતા, અને સારો શિખામણ આપતા હતા, પરંતુ તે તમામ

"પથ્થરપર પાણી" રેડવા સમાન હતું ! જ્યારે નામદાર જામ સાહેબ મુંબઈથી પોતાનાં પાયતખ્ત નગરમાં પુનઃ પધાર્યા, ત્યારે તે કાલુભાની કુચાલની તમામ બાતમી તે નામદારને મળવાથી, તેઓ ઘણાજ દિલગિરી પામ્યા હતા, અને ત્યારથી તેનાપર તે નામદારનો અભાવ અધિક વધવા માંડયો હતો, જેનું પરિણામ કેવું આવ્યું હતું, તે વાંચનાર સાહેબોને આગળ જણાશે, અને તેટલાપરથી એવું પણ માલમ પડી આવશે કે, તે કાલુભાની રીતિ નીતિ અયોગ્યજ હતી.

તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭ને દિવસે દિલ્હી ખાતે, નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીએ "કયસરે હિન્દ" પદ ધારણ કીધું, તેની ખુશાલિમાં એક ભવ્ય દરબાર ભર્યું હતું, તે સમયે નામદાર જામ શ્રી વિભાજી સાહેબને ત્યાં પધારવાનું આમંત્રણ આવ્યાથી, તેઓ સાહેબ પોતાના કાર્યભારી રા. બા. નારાયણરાવ ખારકર સહિત તે સેહેરમાં પધાર્યા હતા. આ સમયે તે નામદારને ત્યાં ઘણું સારૂં માન મળ્યું હતું. વળી આ દરબારમાં, તે નામદારનાં માનાર્થે અસલ જે ૧૧ તોપો ફોડવામાં આવતી હતી, તેમાં વધારો કરીને ૧૫ તોપો ફોડવાનો ઠરાવ થયો હતોએટલુંજ નહીં, પરંતુ "ઇમ્પીરિયલ મેજેસ્ટી ધી ક્વીન એન્ડ એમપ્રેસ ઑફ ઇંડિયા"ના નામદાર મહારાણીજીનાં નામથી એક બાદશાહી વાવટો, અને કે. સી. એસ. આઇ. તથા સર.નો ખેતાબ તે નામદારને બક્ષવામાં આવશે, એમ નામદાર લૉર્ડ લીટન સાહેબે જાહેર કીધું હતું. આ પ્રમાણે તે નામદારનાં માનમાં નામદાર બ્રિટિશ સરકારે મ્હોટો વધારો કીધો હતો, જેની ખુશાલિ અને ઉમંગની લેહેરો સહિત નામદાર જામ સાહેબ પોતાનાં પાયતખ્ત નગરમાં પાછા પધાર્યા હતા, અને પોતાના ભૂપતિને મહા માન મેળવીને પાછા પધારેલા જાણીને તે નામદારની તમામ પ્રિય પ્રજાએ તે નામદારને હર્ષ અને અપૂર્વ ઉત્સાહ સહ પુષ્પની વૃષ્ટિથી વધાવી લીધા હતા, અને સર્વ પ્રકારે પોતાનો પ્રેમ પ્રદર્શિત કીધો હતો એટલુંજ નહીં, પરંતુ તે દિવસ સમગ્ર પ્રજાએ પોતાની ભૂપતિ પ્રત્યે પ્યારની નિશાની બતાવવા માટે એક ઉત્સવ તરિકે પાળ્યો હતો.

તા૦ ૨૦મી મે સને ૧૮૭૭ ને રવિવારને દિવસે જામનગર ખાતે એક પુસ્તકાલય તથા વાંચનશાળા સ્થાપન કરવામાં આવી હતી. આ વાંચનશાળામાં કેટલાંકપુસ્તકો તથા વર્તમાનપત્રો મંગાવવાનો ઠરાવ થયો હતો, અને તેને ત્યાંની પ્રજા તેમજ નામદાર જામ સાહેબ તરફથી ઘણું સારૂં ઉત્તેજન આપવામાં આવ્યું હતું, અને તેને ટટાર રાખવાને માટે સારી રકમની વાર્ષિક ઉપજ જારી કરી હતી. આ પુસ્તકશાળાનો લાભ તમામ વાંચકજનો લેતા હતા, અને તેના સબસ્ક્રાઈબરો પણ સારી સંખ્યામાં થયાં હતાં.

એજ વર્ષમાં, એટલે સને ૧૮૭૭નાં વર્ષમાં નામદાર બ્રિટિશ સરકારે કુંવર કાલુભાને અકૃત્ય કરતો અટકાવવાના તથા તેને વિદ્યાભ્યાસમાં નાંખી તેની વર્તણુંકમાં સુધારો કરવાના હેતુથી તેને એક વર્ષ સુધી પૂના ખાતે રાખવાનો ઠરાવ કીધો હતો, અને તે પ્રમાણે તા૦ ૧લી જૂન સને ૧૮૭૭ ને શુક્રવારને દિવસે, કાઠિયાવાડનો આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મી૦ સ્ટેસ તે કુંવરને જામનગર ખાતેથી પોતાનોસંગે લઇ પૂને પધારવા માટે નિકળ્યો હતો. આ અમલદારને નામદાર બ્રિટિશસરકારે, તે કુંવરને માટે ખાસ નિમ્યો હતો, અને તેનો માસિક પગાર રૂ ૧૫૦૦નો ઠરાવ્યો હતો. પ્રથમથી "પ્રોગ્રામ" કીધા પ્રમાણે ઊપલે દિવસે પ્રભાતમાં પડધડી મુકામે કાલુભાને લઇ આવ્યા હતા, અને ત્યાંથી પછી તરતજ રાજકોટ ખાતે લઇ ગયા હતા, જ્યાંથી પૂના તરફ તેઓ વિદાએ થયા હતા. નામદાર જામ સાહેબે આ કુંવરના ખર્ચને માટે દર માસે રૂ ૨૦૦૦ની રકમ ઠરાવી હતી. આ પ્રસંગે નામદાર વડી સ-

રકારે કાલુભાને માટે, કાઠિયાવાડના પોલિટિકલ એજંટ તરફ નિચે પ્રમાણેનો ઠરાવ લખી મોક લ્યો હતો:—

"His Highness The Jam should also be told that Government have heard, with the greatest regret of his son's proceedings in regard to the late Fouzdaree Nyayadhish, which occassioned a public scandal. . He should be informed that the Secretary of State when approving of the recognition of Kalubha as heir to the Gadee wrote to the Government of India:—"The Political Agent should be instructed to impress on the Jam the great importance of affording his chosen successor an education calculated to fit him for the duties of ruler—and information on the progress made in this respect should from time to time be supplied you for communication to me." The conduct of Kalubha is a proof that he has not yet received the training contemplated by the Secretary of State; to whom it will be necessary now to report this correspondence."

ઉપલાં ઇંગ્રેજી ઠરાવનો ભાવાર્થ એવો છે કે "નામદાર જામ સાહેબને દર્શાવવું જોઈએ કે, નામદાર સરકારે ઘણીજ દિલગિરીની સાથે તેના પુત્રની માજી ફોઝદારી ન્યાયાધિસની બાબતની વર્ત્તણુંક વિષે સાંભળ્યું છે, જે વર્ત્તણુંકથી નગરમાં તથા નગર બહાર આવી ભારે ચેષ્ટા ઊપ્તન્ન થઈ રહી હતી. સેક્રેટરી આફ સ્ટેટે તેની ગાદિના વારસ તરિકે કાલુભાની પસંદગી કાયમ તથા માન્ય રાખતી વેળાએ, તેણે હિંદુસ્થાનની સરકારને એવી રીતનું લખાણ કીધું હતું કે, જેથી જામને શેશન કરવું જોઈએ. તેણે સરકારને લખ્યું હતું કે "તમારે પોલિટિકલ એજંટને કહીને જામ સાહેબનો પસંદ કરેલો વારસ બરાબર રીતે પોતાનાં કામને માટે લાયક–તૈયાર થાય, એવી તેને કેળવણી આપવી જોઈએ, અને વખતોવખત એ બાબત તેની (પોલિટિકલ એજંટ) પાસે રીપોર્ટ માંગી મને લખવું જોઇએ. કાલુભાની સાંપ્રત વર્ત્તણુંક ઉપરથી એવી સાબિતી મળે છે કે, કાલુભાને હજી સેક્રેટરી સાહેબે ધારેલી અને તેને ગોઠે એવી કેળવણી મળેલીજ નથી, અને એ બાબતનું લખાણ સેક્રેટરી સાહેબને કરવાની અવશ્ય જરૂર જણાય છે." આ પ્રમાણેનો ભાવાર્થ તે ઠરાવનો છે, જેપરથી જણાય છે કે, કાલુભાનાં કર્મથી નામદાર બ્રિટિશ સરકારને પણ ગુસ્સો પ્રાપ્ત થયો હતો, અને તેથીજ તે નામદાર તે કુંવરને સુધારવાને માટે પૂના ખાતે વિદ્યાભ્યાસ કરાવવાના વિચારથી લઈ ગયા હતા.

એજ વર્ષમાં નામદાર જામ સાહેબે, પોતાની પ્રજાને પાણીનું જે મહા દુઃખ પડતું હતું તે દૂર કરવાને માટે "નોધનવાવ" આગળ એક મ્હોટું ઈન્જીન કામે લગાડીને તેની મદદથી પોતાની તમામ પ્રજાને પાણી પૂરૂં પાડયું હતું. આ કામ નામદાર જામ સાહેબે અતિ સ્તુત્ય કીધું હતું, અને આ કામની તે નામદારની પ્રજાએ પૂર્ણ પ્રસંશા કીધાં ઉપરાંતવળી તે નામદારને અત્યંત આશિર્વાદ પણ આપ્યો હતો.

તા૦ ૨૫મી જૂન સને ૧૮૭૭ને દિવસે નામદાર જામ સાહેબનાં નગરમાં કાઠિયાવાડનો પોલિટિકલ એજંટ એકદમ જઇ પોહોંચ્યો હતો, અને તેને માટે જામનગરમાં ઘણી વિસ્મયતા ઉપજી હતી ! બાદ બીજે દિવસે પેલા પૂને લઇ ગયલા કાલુભાનો સઘળો હવાલો રાખનારા કેટલાક હજૂરિયાઓની પકડાપકડી ચાલી હતી, પરંતુ તે પકડાપકડી ખૂદ જામ સાહેબ તરફથી કરવામાં આવી હતી કે પછી પોલિટિકલ એજંટ સાહેબ તરફથી કરવામાં આવી હતી, તે કંઇજ જણાયું નથી; કેમકે જેમ એકદમ પકડાપકડી ચાલી હતી, તેજ પ્રમાણે પકડેલા શખસોને છોડી મૂકવાનું કામ પણ એકદમજ ચાલ્યું હતું ! આથી કરી તેનો મૂળ "કર્ત્તા" કોણ, તે ઘણુંખરૂં પ્રગટ થયું નથી.

તા૦ ૨૮મી નવેમ્બર સને ૧૮૭૭ ને બુધવારને દિવસે નામદાર જામ સાહેબનાં પાયતખ્ત નગરમાં મુંબઈના નામદાર ગવર્નર સાહેબની પધરામણી થઈ હતી. તેમને સામા માન આપવાને માટે કેટલેક દૂર સુધી ખુદ જામ સાહેબ ગયા હતા. જે કિનારેથી નામદાર ગવર્નર સાહેબ ઉતર્યા હતા, તે કિનારેથી તે છેક લગભગ ૧॥ માઇલ સુધી નામદાર જામ સાહેબે સુંદર પાટિયાંની સડક બાંધી તેની આજુબાજુએ પચરંગી વાવટાની હારો ગોઠવી દીધી હતી, જે વાવટા પવનના જોસમાં ફરફર ઊડતા હોવાથી તે તમામ માર્ગ મહા રંગિલો દિસતો હતો. નામદાર ગવર્નર સાહેબ જેવા આગબોટપરથી ઊતર્યા કે તત્કાળ ૧૭ તોપોના અવાજો તે નામદારનાં માનાર્થે કરવામાં આવ્યા હતા, અને પછી નામદાર જામ સાહેબ, તે નામદારને સંગે લઈને ઊતારે લઈ ગયા હતા, જ્યાં મધ્યાન સમયે તે નામદારે શાંતિ ભોગવ્યા પછી તે નામદારની એક ખુબ શોભાયમાન સ્વારી કાહાડવામાં આવી હતી, જેનો ઠાઠ કંઈ ઓરજ બહાર આપતો હતો. તમામ માર્ગોપર જનમંડળની હારો ઊભરાઈ ગઈ હતી, અને તેઓ સર્વ નામદાર ગવર્નર સાહેબપર સ્નેહ સહિત પુષ્પની વૃષ્ટિ વરસાવતા હતા. એજ રાત્રિએ રંગિલી રોશની કરવામાં આવી હતી, અને નામદાર ગવર્નર સાહેબના ઉતારાપર તો ચોગરદમ ફરતા ૧૦૦૦૦ દીવાઓ શળગાવી તે ઉતારાનો પ્રકાશ લંકાપૂરિ સમાન તેજોમય ને ઝળાઝળા ઝળકાવી મૂક્યો હતો. એજ સ્થાનપર રાત્રિએ આતશબાજી પણ ઘણી ફોડવામાં આવી હતી, જે નિર્ખિને સર્વ કોઇ મહા મગ્ન થયા હતા. બાદ બીજે દિવસે નામદાર ગવર્નર સાહેબે જામનગરની હાઈસ્કૂલ, દવાખાનું, મ્યુનિસિપલ ખાતું વિગેરેની મુલાકાત લીધી હતી, અને તે પછી તેઓ નામદાર ત્યાંથી વિદાએ થયા હતા. નામદાર જામ સાહેબે આ પ્રસંગે તે નામદારને શોભા આપવાને તથા તેમનો સારો સત્કાર કરવાને ઘણો મ્હોટો ભપકો કીધો હતો, અને તે પાછળ તે નામદારને ખર્ચ પણ ઘણો ભારે થયો હતો.

દિલ્હી ખાતે નામદાર વાઈસરાય સાહેબે બાદશાહી દરબારમાં દર્શાવ્યું હતું કે, નામદાર જામ સાહેબને "નાઈટ કમાન્ડર ઑફ્ ધી સ્ટાર ઑફ્ ઇંડિયા"નો માનવંતો ખેતાબ આપવામાં આવશે; પરંતુ તે ખેતાબની સનંદ આપવાની હજી સુધી બાકી હતી, જે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૮ને દિવસે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ મી૦ પીલે રાજકોટની હાઈસ્કૂલમાં એક ખાસ દરબાર ભરીને નામદાર જામ સાહેબને આપી હતી. આ સમયે ધ્રાંગધ્રાના રાજા સાહેબ તથા ભાવનગરના દિવાન સાહેબ રા૦ રા૦ ગવરીશંકર ઉદયશંકરને પણ સી. એસ. આઇ.ના ખેતાબોની સનંદ આપવામાં આવી હતી. આ પ્રસંગે દરબારનો ભપકો ઘણો ભારે હતો, અને હાઇસ્કૂલનાં સરસ્વતી મંદિરને ખુબ શણગારવામાં આવ્યું હતું. આ સમયે તે દરબારમાં ઘણા ગૃહસ્થો પધાર્યા હતા, અને તે સર્વની સન્મૂખ મી૦ પીલ સાહેબે એક સુંદર ભાષણ કરતાંકાઠિયાવાડની પ્રસંશા કરી હતી એટલુંજ નહીં, પરંતુ નામદાર જામ શ્રી વિભાજીના સંબંધમાં બોલતાં તે નામદારે દર્શાવ્યું હતું કે "જામસાહેબના પૂર્વજો આ કાઠિયાવાડનીભૂમિપર પોતાનાં શુરાતન અને પોતાના અગ્રેસરપણાને માટે પ્રખ્યાત હતા, અને અમે હાલના જામ સાહેબને ખૂદને પણ તેમની ઉદારતા તથા વફાદારીને માટે માન આપીએ છિએ." આ વિગેરે વિશેષ સૂવેણો મી૦ પીલ સાહેબે સર્વ જનોની સમક્ષ ઓચર્યાં હતાં, અને તે પછી તેઓ સાહેબે સ્વહસ્તે નામદાર જામ સાહેબને ઉપલા ખેતાબની સનંદ આપી હતી, જે સમયે તે નામદારનાં માનાર્થે તોપોના બાહાર પણ કરવામાં આવ્યા હતા.

નામદાર જામ સાહેબનો દત્તક લીધેલો કુંવર કાલુભા, જેને સ્ટેઈસ સાહેબ પૂના ખાતે લઈ ગયા હતા, તેને માટે નામદાર જામ સાહેબને કેટલાકોએ એવું જણાવ્યું કે "તે કુંવર તો તમને (જામ શ્રી વિ-

ભાજીને) મારી નાંખવાની તજવીજ કરે છે." આ પ્રમાણેનું તે નામદારને જણાવવામાં આવ્યાથી તેઓ સાહેબ પણ વેહેમાઈ ગયા, અને એકદમ તેને પોતાના વારસ તરિકે રદ કરવા માટે નામદાર મુંબઇ સરકારને દર્શાવ્યું. આપરથી નામદાર મુંબઈ સરકારે કાલુભાનો તમામ ખજાનો છીનવી લઈને તેને જાણે એક કેદી તરિકે અહંમદનગર ખાતે લઈ જઇને રાખ્યો હતો. આ બાબતમાં નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૭૭–૭૮ના રીપોર્ટમાં લખ્યું હતું કેઃ—

"In Navanagar the heir—apparent, Bhimsingji, (called Kalubha), gave such trouble to his family that he has been formerly disinherited and interned to Ahmednager".

ઊપલાં ઇંગ્રેજીમાં એવી મતલબનું દર્શાવેલું છે કે "નવાનગરના પાટવી કુંવર ભીમસિગજી, જેને કાલુભા કરીને કહે છે, તેણે પોતાનાં કુટુંબને એટલી તો મેહેનત આપી હતી કે, તેનો ગાદિવારસ તરિકેનો હક્ક છીનવી લીધો હતો, અને એક કેદી તરિકે અહંમદનગરમાં રાખવામાં આવ્યો હતો" આ પ્રમાણે નામદાર મુંબઇ સરકારે પોતાના રાજ્ય વહિવટના રીપોર્ટમાં પ્રદર્શિત કીધું હતું, ને પછી નામદાર જામ સાહેબે કોઇ બીજા કુંવરને દત્તક લેવાનો ઠરાવ કીધો હતો, અને તે વિચારને માટે નામદાર જામ સાહેબ તા૦ ૨૮મી જાનેવારી સને ૧૮૭૮ને દિવસે પડધરી મુકામે મી૦ પીલ સાહેબની સંમતિ લેવાને પધાર્યા હતા, અને ત્યાં પછી એ સંબંધી કેટલીક ગોઠવણો કરીને કેટલાક ગરીબ ગરાશિયાના બાળક પુત્રોને એકઠા કરીને તેમાંના કોઇને દત્તક લેવાનો વિચાર કીધો હતો, પરંતુ તેઓમાંથી એક પણ નામદાર જામ સાહેબને પસંદ નહીં પડવાથી, પોતાના ભાયાતમાંના એક મ્હોટા ભાઇ જાલમસિંગના પુત્ર ઊમેદસિંહને દત્તક લેવાનો ઠરાવ્યો. આ ભાયાતને કાલુભાનાં કામમાંજ બહાર કાહાડયા હતા, પરંતુ તેમના પુત્રને નામદાર જામ સાહેબે દત્તક લેવાનું ઠરાવ્યાથી તે ભાયાતને માન મરતાબા સહિત પુનઃ નગરમાં બોલાવવા માટે માણસો મોકલ્યા હતા. બાદ નામદાર જામ સાહેબ પડધરી સ્થળેથી ખુશાલિ ભેર જામનગરમાં પધાર્યા હતા, જ્યાં આ નવા દત્તકની વધાઈની ખબર ફેલાતાં સર્વમાં આનંદ પ્રવર્ત્યો હતો, અને ઘેરેઘેર ઉત્સવ કીધો હતો; પરંતુ માઠાં ભાગ્યે આ દત્તક લીધેલો કુંવર એજ વર્ષમાં ગુજરી જવાથી જાલમસિંગજીના પુત્રના પુત્ર રણજીતસિંગજીને, નામદાર જામ સાહેબે દત્તક કીધો હતો, જેને હિંદુસ્થાનના નામદાર સ્ટેટ સેક્રેટરીએ પણ કબૂલ રાખ્યો હતો.

બાદ જામનગરના દિવાન મી૦ નારાયણરાવ બારકર તથા નામદાર જામ સાહેબ વચ્ચેની એક્યતા ઓછી થતી ગઇ, અને આ અરસામાં રાજ્યનું કરજ પણ વધવા લાગ્યું તથા ત્રિજોરી ખાલી થઈ ગઇ, જે સંબંધમાં નામદાર મુંબઈ સરકાર પોતાના સને ૧૮૭૯–૮૦ના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"There has been a want of cordiality between the Jam of Navanagar and his Diwan, which has resulted in the resignation of the latter. This crisis has thrown the entire administration out of year. The State debts have increased, the pay of establishment is in arrears, and the treasury empty. There is a deal of profusion and extravagance, and a great want of method observable * * * and it is mortifying to see the public money wasted on the construction of temples and mosques by the ladies of the Zenana. The valuable marble mines are not worked, the monopoly of pearl fisheries is given to a palace slave, and all the resources of this fine state lie dormant, and an enlightened minister is allowed neither time nor opportunity to develop them. It is feared that if the present system continues much longer Navanagar will lose its position as a first class state."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ એવો થાય છે કે "નવાનગરના જામને દિવાનની સાથે બનતું નથી, અને તેનું પરિણામ એ આવ્યું કે, દિવાનને રાજીનામું આપવું પડયું છે. આથીકરીને તમામ વહિવટ અંધેર થયો છે. રાજ્યનું કરજ વધી ગયું છે, નોકરોના પગાર ચઢી ગયા છે, ત્રિજોરી ખાલી છે, ખર્ચ ઘણો રેલમછેલ ને ઉડાઊ છે અને વ્યવસ્થામાં દેખીતી ખામી છે. * * * અને જોઈને ઘણો ખેદ થાય છે કે, જનાના સ્ત્રિઓ રાજ્યનો પૈસો દેહેરાં તથા મશજીદો બાંધવામાં ગુમાવે છે. સંગેમરમરની ખાંણોમાં કામ ચાલતું નથી. મોતી કાહાડવાનો ઈજારો દરબારના એક ગુલામને આપવામાં આવ્યો હતો, અને એ સુંદર રાજ્યનું દ્રવ્ય બળ નિદ્રાવશ જેવી સ્થિતિમાં છે, અને ચાલાક દિવાનને તે ખીલવવા માટે અવકાશ કે પ્રસંગ આપવામાં આવતો નથી. એવો ધાસ્તિ રાખવામાં આવે છે કે, જો આવો મામલો જારી રેહેશે તો નવાનગર પેહેલા વર્ગનાં રાજ્ય તરિકેની પોતાની યોગ્યતા ગુમાવશે." આવી રીતનો ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ છે.

ઊપર પ્રમાણે નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૭૯–૮૦ના રાજ્ય વહિવટના રીપોર્ટમાં લખ્યા પછી વળી તે નામદાર પોતાનાં દ્વિત્ય વર્ષના એટલે સને ૧૮૮૦–૮૧નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"The dissensions between the Jam of Navanagar and his Diwan, alluded to in the last year's report, culminated in an open rupture; and on the forced resignation of the latter in June, 1880, His Highness selected as his minister Mr. Maganlal Bapubhai, one of the Deputy Assistant Political Agents serving in Kathiavar. At this period the treasury was empty, and debts of the State amounted to Rs 21,25,000. During the year Mr. Maganlal has succeeded in reducing this debt by Rs 2,70,000 * * * The Diwan has, very sensibly, placed the forest department under the supervision of the state Engineer."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાથ એવો છે કે "ગયાં વર્ષના રીપોર્ટમાં જણાવ્યા પ્રમાણે નવાનગરના જામ અને દિવાન વચ્ચે જો કંકાસ ચાલતો હતો, તે વધીને ખુલ્લો અણબનાવ થયો છે. સને ૧૮૮૦ના જૂન માસમાં દિવાનને રાજીનામું આપવાની ફરજ પાડયાથી નામદાર જામ સાહેબે કાઠિયાવાડના ડેપ્યુટી મદદનિસ પોલિટિકલ એજંટ મી૦ મગનલાલ બાપુભાઈને દિવાન તરિકે પસંદ કીધા. આ સમયે ત્રિજોરી ખાલી હતી, અને રાજ્યનું કરજ ૨૧૨૫૦૦૦ રૂપિયાનું હતું. એજ વર્ષમાં મી૦ મગનલાલ રૂ ૨૭૦૦૦૦નું દેવું ઓછું કરવામાં ફતેહમંદ નિવડયા હતા. * * * દિવાને ડહાપણ વાપરીને જંગલ ખાતાંને રાજ્યના ઇજનેરની દેખરેખ નિચે મૂક્યું છે." આવી રીતનો ભાવાર્થ ઊપલાં ઇંગ્રેજી લખાણનો થાય છે.

સને ૧૮૮૩–૮૪નાં વર્ષમાં, નવાનગર અને ઓખામંડળ વચ્ચે લાંબા વખતથી સરહદની તકરાર ચાલ્યા કરતી હતી, તે બાબતની ભાંજઘડ નિકળી હતી, જે વિષે એજ વર્ષના નામદાર મુંબઇ સરકારના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખેલું છેઃ—

"The long-standing dispute regarding the boundary in the Ran between Okhamandal and Navanager was jointly investigated by the Assistant Agent in charge of the Halar Prant and the Assistant Agent, Baroda. These officers came to an unanimous decision, and the final settlement of the dispute only awaited Baroda's acceptance of the line fixed."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ એવો થાય છે કે "ઓખામંડળ તથા નવાનગર વચ્ચેનાં રણની સરહદની લાંબા વખતની તકરારની તપાસ હાલાર પ્રાંતના મદદનિસ એજંટ તથા વડોદરાના મદદનિસ એજંટે કરી છે, અને આ બે અમલદારો એકમતે ઠરાવપર આવ્યા છે તથા છેવટની સમાધાનીને માટે જે હદ મુકરર કરી છે, તે વડોદરાની દરબાર કબૂલ રાખે તેટલીજ વાર છે." આ પ્રકારનો ઉપલાં ઇંગ્રેજીનો સાર છે.

નામદાર મુંબઈ સરકારે ઉપર પ્રમાણે પોતાનાં બંને વર્ષોના રીપોર્ટમાં જામ સાહેબનાં રાજ્યનાં દેવાના સંબંધમાં તથા તેમના દિવાન સંગેની ભાંજઘડના સંબંધમાં દર્શાવ્યું હતું; પરંતુ જ્યારથી મી૦ મગનલાલ એ રાજ્યના દિવાન દાખલ નિમાયા છે, ત્યારથી જામ સાહેબ તથા દિવાન વચ્ચે ખટપટ થવાનો પ્રસંગ પ્રદર્શિત થયો નથી, એ ખુશી ભરેલું છે.

નામદાર જામ શ્રી વિભાજી સાહેબે પોતાના ગાદિવારસ તરિકે છેલ્લા રણજીતસિંગ નામના એક ભાયાત પુત્રને નિર્માણ કીધા હતા, ત્યારે તે નામદારે એવી શરત કરી હતી કે, જો તેમની કોઈ પણ હિંદુ રાણીને પેટે પુત્ર પ્રાપ્તિ થાય તો આ રણજીતસિંગનો દત્તકનો કશો હક્ક રહે નહીં, પરંતુ માત્ર પેન્શન તરિકે રાજ્યમાંથી અમૂક રકમ મળ્યા કરે. આ પ્રમાણે શરત કરવામાં આવી હતી, અને તેટલામાં ટૂંક સમય વીત્યો એટલામાં એવું બન્યું કે, નામદાર જામ સાહેબની જાનબાઇ નામની એક મુશલમાન રાણીને પુત્ર અવતર્યો. આપરથી જામ સાહેબનો વિચાર તત્કાળ બદલાઈ ગયો, અને તે નામદારે, નામદાર મુંબઇ સરકારને એવી અરજ કરી કે, આ નવા જનમેલા પુત્રનેજ ગાદિવારસ ઠરાવવો, અને રણજીતસિંગ, જેને છેલ્લો દત્તક લીધો હતો, તેને રદ કરવો; પણ નામદાર મુંબઈ સરકારે જામ સાહેબની આ માંગણી સ્વિકારી નહીં. આ ઉપરથી નામદાર જામ સાહેબે સીમલા ખાતે નામદાર વડી સરકાર આગળ એ બાબતની અપીલ કરી, જેપરથી વડી સરકારે મુંબઈ સરકારનો ચુકાદો રદ કરીને, નામદાર જામ સાહેબની માંગણી મંજૂર કરી, અને તે નવા જન્મેલા કુંવરને સને ૧૮૮૪નાં વર્ષના અકટોબર માસમાં જામનગરની રાજ્યની ગાદિના વારસ તરિકે નિર્માણ કીધા. આ પ્રમાણે નામદાર જામ સાહેબની ઈચ્છા ફળિભૂત થવાથી તે નામદાર ઘણેજ આનંદ પામ્યા હતા, અને પોતાની સદાની ઉદારતા પ્રમાણે તે નામદારે પોતાના તમામ નોકરોને પોષાકો આપી તેમને ખૂશ કીધા હતા. તે કામમાં તે નામદારના જે જે સાહ્યભૂતો હતા, તે સર્વને પણ સારા સારા શ્રેષ્ટ સરપાવોની નવાજશ કરી હતી. વળી આ કામમાં તે નામદારના મૂખ્ય ને ઘણાજ કાબેલ મદદગાર મી૦ વાહાડિયાજી બારિસ્ટર હતા, તેમને પણ નામદાર જામ સાહેબે સારી રકમનું ઈનામ આપ્યું હતું. સરકારમાં અરજીઓ વિગેરે કરી નામદાર જામ સાહેબની ફતેહને માટે પ્રયત્નો કરવામાં ખરેખરા મદદગાર તથા મૂળ તો મી૦ વાહાડિયાજીજ હતા, કે જેઓ આખા કાઠિયાવાડમાં એક કાબેલ કાયદા શાસ્ત્રિ તરિકે ઘણીજ વિખ્યાતિ પામ્યા છે, અને જેણે મુંબઈ ઈલાકામાં પણ પોતાની પ્રવીણતા તથા હોંશિયારીનાં પરિબળથી પુષ્કળ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે.

જામનગર તથા મોરબીની વચ્ચે દીર્ઘ સમય થયા તકરારો જાગી ભિન્નભાવ ચાલ્યા કરતો હતો, જે સને ૧૮૮૫નાં વર્ષમાં બંધ પડી, એ બંને રાજ્યો વચ્ચે પુનઃ મિત્રતા સંધાઈ હતી. એ બાબેની હકીગત એવી છે કે, નવાનગર તથા મોરબીના રાજ્યકર્ત્તાઓ જાતે જાડેજા વંશના રાજ્યકર્ત્તાઓ છે, અને તેઓ સર્વનું મથક જામનગર કેહેવાય છે. આ બંને રાજયો વચ્ચે આટલાં વર્ષ સુધી "આપિઓ" (એક બીજાની હદમાં પાણી નહીં પીવું, એવો પ્રતિબંધ) ચાલતો હતો. એમાં નવાનગરના રા-

જ્યકર્ત્તાઓ મોરબીની હદનું પાણી પીતા નહીં, તેનું કારણ એવું કહેવામાં આવે છે કે, દીર્ઘ કાળમાં નવાનગરનાં ગામ પડધરી વિગેરે ઉપર મોરબી તરફથી હલ્લો થઈ બજાર બેડીને મીઠું વાળ્યું, અને દરવાજાનાં બારણાં મોરબીવાળા લઈ ગયા, જે વેર લેવા માટે તે સમયના નવાનગરના રાજ્યકર્ત્તાઓએ ઉપલો પ્રતિબંધ બાંધ્યો હતો, જે અદ્યાપિ સુધી જેવો ને તેવોજ ચાલતો આવ્યો હતો; પરંતુ મુંબઈના નામદાર ગવર્નર સાહેબ ઉપલા વર્ષ (૧૮૮૫)માં રાજકોટ ખાતે પધારેલા, તે પ્રસંગે ત્યાં જે મહાન્ મિલાવડો મળ્યો હતો, તે સમયે જામ સાહેબ તથા મોરબીના ઠાકોર સાહેબ વચ્ચેના ઉપલા મજબુત મિનાકશાની કથા નિકળતાં, તેઓ બંને વચ્ચે નામદાર ગવર્નર સાહેબે એવા પ્રકારની સમજુતી કરી આપી કે, તે મિનાકશો દૂર કરીને મિત્રતાની ગાંઠ મજબૂત કરવી, અને તેને માટે પ્રથમ મોરબીના ઠાકોર સાહેબે નામદાર જામ સાહેબનાં પાયતખ્ત નગરમાં પધારવું, અને તે પછી જામ સાહેબે મોરબી જવું. આપરથી મોરબીના ઠાકોર સાહેબ આશરે ૩૦૦ માણસોના રસાલા સહિત જામનગર ખાતે પધાર્યા હતા, જે સમયે નામદાર જામ સાહેબે તેમની ઘણીજ બરદાસ્ત કરી હતી, અને દરેક પ્રકારે તેઓ સાહેબને ખુશ કીધામાં કિંચિત્ પણ કશર રાખી નહોતી. આ પ્રમાણે તે નામદારે મોરબીના ઠાકોર સાહેબને ઘણું માન આપી તેમનો સારો સત્કાર કીધો હતો. બાદ નામદાર જામ સાહેબ પોતાના રસાલાનાં કેટલાક માણસો સહિત મોરબી ખાતે પધાર્યા હતા, જ્યાંના ઠાકોર સાહેબે, નામદાર જામ સાહેબનો પણ બહુ સારો સત્કાર કીધો હતો, અને તે નામદારનાં માનાર્થે મ્હોટી ધામધૂમ કરી હતી. આવી રીતે નામદાર જામ સાહેબ તથા મોરબી વચ્ચે મિત્રતા બંધાઈ હતી, જેનું માન તે સમયના નામદાર ગવર્નર સાહેબને ઘટે છે. કેટલાંએક વર્ષ થયાં પડેલી આવી મ્હોટી મિનાકશાની ગાંઠ કદી પણ છુટે, એવી કોઇનેઆશા નહોતી, પરંતુ પરમેશ્વરની કૃપાથી નામદાર ગવર્નર સાહેબે તે ગાંઠ છોડીને, તે બંને રાજ્યો વચ્ચે સ્નેહભાવ કરાવવાને જે શ્રમ લીધો હતો, તેને માટે તે નામદારની ઘણી વાહવા બોલાઇ હતી, અને તેની સાથે નામદાર જામ સાહેબ, તેમજ મોરબીના ઠાકોર સાહેબની પણ શોભા કહેવાઈ હતી.

તા ૧૬મી તથા તા૦ ૧૭મીના બંને દિવસો, નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીની "જ્યુબિલી"ના મહોત્સવિક તેહેવાર તરિકે આખા હિંદમાં બડી ધામધૂમ અને આનંદ રંગમાં ગુજારવામાં આવ્યા હતા, અને તેજ પ્રમાણે એ બંને દિવસોએ નામદાર જામ સાહેબે પણ પોતાનાં રાજ્યમાં અત્યંત આનંદનીય ને મહોત્સવિક રચના કરવામાં કંઈજ કશર રાખી નહોતી. પેહેલે દિવસે તે નામદારે આ ખુશાલિની નિશાની દર્શાવવા માટે એક મ્હોટું દરબાર ભર્યું હતું, અને ૧૦૧ તોપોના ગગનેગાજતા બાહારો કરાવીને નામદાર મહારાણીજી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીની ખરાં અંતઃકર્ણપૂર્વક સલામતી ઈચ્છી હતી. બાદ બીજે દિવસે "રંગમતી" તથા "નાગમતી" નામની નદિપરનો પૂલ તથા "વિક્ટોરિયા જ્યુબિલી સ્કૂલ" નામની એક સુંદર કન્યાશાળા ઉઘાડવાની ક્રિયા તે નામદારે ભારે ધામધૂમથી કરી હતી. એ વિગેરે અત્યંત ધામધૂમો કરીને નામદાર જામ સહેબે, નામદાર મહારાણી શ્રી પ્રત્યેની પોતાની ખરેખરી વફાદારીનો પ્રિયકર પ્રકાશ પ્રદર્શિત કરી પૂર્ણ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. એટલું તો નક્કીજ છે કે, નામદાર જામ શ્રી વિભાજી સાહેબ અસલથીજ નામદાર મહારાણીજી પ્રત્યે પૂર્ણ પ્યાર અને વફાદારીની ઉમદા દૃષ્ટિથી વર્ત્તતા આવ્યા છે, અને પોતે વફાદારીના ભાગ્યશાળી ભક્તોમાંના એક ભડવીર ભક્ત છે, એવું વારમવાર સાબિત કરતા આવ્યા છે, અને તેજ પ્રમાણે "જ્યુબિલી"ના આ મહા માંગ્લિક મહોત્સવ પ્રસંગે પણ તે નામદારે પોતાની વફાદારી વળી વિશેષ સાબિત કરી આપી છે. જોકે નામ-

દાર જામ સાહેબનું રાજ્ય કરજદાર છે, અને તેથી કરીને મન માન્યા પૈસા ઊરાડવાની શક્તિ હાલમાં તે રાજ્યમાં નથી, તોપણ "જ્યુબિલી"ને અવસરે તો જામ સાહેબે પૈસા ખર્ચવામાં કરકશર કરવી યોગ્ય ધારી નહિં. એ શુભ ટાંકણે તે નામદારે ઘણા પૈસા ખર્ચ્યા હતા, અને ઘણો રૂડો યશ મેળવવામાં ફતેહ મેળવી હતી, એ કંઇ ઓછું સંતોષ ભરેલું નથી.

વળી સને ૧૮૮૮નાં વર્ષમાં વર્ષાદની અત્યંત તંગાસ હોવાને લીધે ઘણાખરાં રંક જનો દુકાળની દેહેશતમાં આવી પડયા હતા, જે ઉપરથી નામદાર જામ સાહેબે તે લોકોને રોજી કરી આપવાના શુભ વિચારથી "રીલીફ વર્ક્સ" કાહાડવાનો હુકમ કીધો હતો, અને તે શિવાય પણ બિચારા ગરીબ લોકોની સંભાળ લેવાને માટે તે નામદારે ઘણાક માર્ગો ગ્રહણ કીધા હતા, અને પોતાની પ્રિય પ્રજા માંહેલો એક પણ જીવ દુકાળનો ભોગ નહીં થઇ પડે, તેને માટે તે નામદારે પૂર્ણ કાળજી રાખી હતી, કે જેપરથી તેઓ સાહેબને મહા આશિર્વાદ મળ્યો હતો.

એજ વર્ષમાં, એટલે તા૦ ૪થી ડિસેમ્બર સને ૧૮૮૮ને દિવસે તે નામદારે પોતાનાં પાયતખ્ત નગરમાં બંધાવેલી એક સુશોભિત હાઇસ્કૂલ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી. એ પ્રસંગપર કેટલીક સારી રચના તે સરસ્વતી મંદિર આગળ કરવામાં આવી હતી, અને તે ક્રિયા કરવામાં ઘણા સંભાવિત જનોએ ઊમંગ સહ ભાગ લીધો હતો.

તા૦ ૧લી જાનેવારી સને ૧૮૮૯ને દિવસે નામદાર જામ સાહેબે એક સ્તુત્ય ઠરાવ પોતાની પ્રજાનાં સૂખને માટે પ્રગટ કીધો હતો. એ ઠરાવમાં એવી મતલબનું જણાવ્યું હતું કે, આગળ કસ્ટમ ખાતામાં જે ૬। ટકા પ્રમાણેની જગાત લેવામાં આવતી હતી તથા છાપાના જે પચીસ ટકા લેવામાં આવતા હતા તેને બદલે હવેથી કસ્ટમ ખાતામાં ૩⅜ ટકા લેવાનો તથા છાપાના ૧૫ ટકા લેવાનો ઠરાવ કીધો છે. આ મુજબની મતલબ તે ઠરાવમાં દર્શાવી હતી. આ ઠરાવથી નામદાર જામ સાહેબની સર્વ પ્રજામાં ઘણો આનંદ પ્રવર્ત્યો હતો, અને તમામ લોક પોતાના આવા ભલા ભૂપતિનો ઘણો આભાર માન્યો હતો. વળી જે દિવસે આ ઠરાવ જાહેર કરવામાં આવ્યો તે દિવસ, એટલે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૮૯નો દિવસ જામનગરના તમામ વેપારીઓએ એક મ્હોટા તેહેવાર તરિકે પાળ્યો હતો. આ પ્રમાણે નામદાર જામ સાહેબનાં આવાં સ્તુતિપાત્ર કાર્યથી તે નામદારની પ્રજા અત્યંત હર્ષ પામી હતી.

તા૦ ૩૦મી માર્ચ સને ૧૮૮૯ ને શનિવારની પ્રભાતમાં નામદાર જામ શ્રી વિભાજી સાહેબ બહાદૂર પોતાના રસાલાનાં આશરે ૫૦૦ માણસોની મહાભારત સંખ્યા સહિત શ્રી જામનગરથી રાજકોટ ખાતે પધાર્યા હતા. આ સમયે તે નામદારનાં માનાર્થે રાજકોટ ખાતે ૧૫ તોપોની સલામતી આપવામાં આવી હતી, અને તે નામદારને સામા લેવા માટે રાજ્યસ્થાનિક કોર્ટના અધ્યક્ષ તથા કાઠિયાવાડના ઇનચાર્જ પોલિટિકલ એજંટ કર્નલ જી. ઈ. હેનકાક સાહેબ, હાલાર પ્રાંતના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મી૦ પી. એસ. વી. ફિટઝરાલ્ડ સાહેબ, ડેપ્યુટી આસિસ્ટંટ ખા૦ બા૦ ધંજીશાજી, તાલુકે વીરપૂરના દરબાર સાહેબ, કુમાર શ્રી લખુભા સાહેબ વિગેરે સંખ્યાબંધ સંભાવિત ગ્રહસ્થો પધાર્યા હતા, અને તે સર્વ જનોએ નામદાર જામ સાહેબને ઘણાજ આદરભાવથી માનઅકરામ આપ્યું હતું. બાદ રાજકોટ ખાતે તે નામદારે ઘણાકોની ખાસ મુલાકાતો લીધી હતી, અને તે પછી ત્રિજે દિવસે, એટલે તા૦ ૧લી એપ્રિલ ને સોમવારને દિવસે પ્રભાતમાં પાંચ વાગતાને સમયે તે નામદારની સ્વારી વાંકાનેરને માર્ગે થઇને ખાસ ટ્રેનમાં બિરાજી મુંબઈ નગરી તરફ પધારવાને રાજકોટથી રવાના થઇ હતી.

તા૦ ૩જી એપ્રિલ સને ૧૮૮૯ ને બુદ્ધવારને દિવસે પ્રભાત સમયે તે નામદારની સ્વારી એક ખાસ ટ્રેનમાં મુંબઇ ખાતે પધારી હતી. તે નામદારની સ્વારીની મુંબઇ ખાતે ઘણે વર્ષે પધરામણી થવાથી મુંબઈગરાઓએ આ પ્રસંગે તે નામદારનાં માનાર્થે મ્હોટી ધામધૂમ કરી હતી. લગભગ એક માસ આગમજથી મુંબઈગરાઓએ આ ધામધૂમ કરવાનો પ્રારંભ કરવા માંડ્યો હતો, અને સર્વનાં મનમાં એવી ઊતકંઠા ઊભરાઈ હતી કે, નામદાર જામ સાહેબનો સર્વ પ્રકારે શ્રેષ્ટતામાં સત્કાર કરી તે નામદારને મહા માનથી વધાવી લેવા. આવો ઉમદા ઊત્સાહ હોવાથી, સંખ્યાબંધ મુંબઈગરાઓ નામદાર જામ સાહેબને ગ્રાંટરોડ સ્ટેશનપર સામા લેવાને માટે ઊપલે દિવસે ગયા હતા. તે દિવસે ગ્રાંટરોડનાં રેલ્વે સ્ટેશનને પણ ઘણી સારી શોભામાં શણગારવામાં આવ્યું હતું. આખું "પ્લાટફોર્મ" કેળનાં સ્થંભો અને વાવટાઓથી ભરચક થયલું દિપાયમાન દર્શન દેતું હતું, અને ત્યાં લગભગ એક હઝાર ખુરશીઓની હારની હારો ગોઠવવામાં આવી હતી. નામદાર જામ સાહેબને માટે સુશોભિત સિંહાસન બનાવ્યું હતું, અને નિચે કિમતી ગાલિચાઓ પાથરી જમીનને પણ શૃંગારી મૂકી હતી. લગભગ આઠ વાગતાનો સમય થવા આવ્યો એટલામાં તો આખું "પ્લાટફોર્મ" સદગૃહસ્થોની સંખ્યાથી ઊભરાઇ ગયું હતું એટલુંજ નહીં, પરંતુ રેલ્વે સ્ટેશનની બાહાર પણ જનમંડળનો જબરો જમાવ ઝામ્યો હતો. નામદાર મહારાજા જામ સાહેબનો અગ્નિરથ જેવો "પ્લાટ ફોર્મ" ઉપર આવી પોહોંચ્યો કે તરતજ નામદાર મુંબઇ સરકાર તરફથી નામદાર જામ સાહેબને સામા લેવા માટે ખાસ આવેલા કલેકટર મી૦ સ્પેન્સ તથા ઓરિયન્ટલ ટ્રાન્સલેટર મી૦ કેલકર, જામ સાહેબનાં સલૂનની પાસે જઇ તે નામદારને માન આપી ગાડીમાંથી તેમને ઊતાર્યા હતા. આ સમયે તે સ્થળે જનમંડળના એટલા તો ઝુમખા ઝઝુમી રહ્યા હતા, નામદાર જામ સાહેબ ઉપર પુષ્પની એવી તો પ્રિયકર વૃષ્ટિ થઇ રહી હતી, સર્વ જનોમાં એવો તો હર્ષનાદ ગાજી રહ્યો હતો અને દરેક સખસનું મુખાર્વિંદ એવા તો આનંદિ દેખાવથી આચ્છાદન થયલું હતું કે, તેનો આબેહુબ ચિતાર સ્વદૃષ્ટિએ નિર્ખ્યા શિવાય લેખક દ્વારાએ દર્શાવી શકાય તેમ નથી !

અગ્નિરથમાંથી નામદાર મહારાજાની સ્વારી નિચે ઊતર્યા બાદ તે નામદારને માટે ખાસ તૈયાર રાખેલાં સિંહાસનપર તે નામદારને બેસાડવામાં આવ્યા હતા, અને તે પછી તે નામદારના કંઠને વિષે સૂગંધદાર પુષ્પોના ઊપરાચાપરી હારો પેહેરાવવાનો પ્રારંભ થયો હતો. બાદ તે નામદારને માટે હાઝર રાખેલી ચાર ઘોડાની ગાડીમાં પોતાના પ્રાઈવેટ સેક્રેટરી તથા નામદાર મુંબઈ સરકારનાં ડેપ્યુટેશન સહિત બિરાજી, પોતાને માટે શેઠો મૂળજી જેઠા તથા ઠાકરશી મૂળજીએ ખાસ તૈયાર રાખેલા રમણીય બંગલામાં પધાર્યા હતા. આ સમયે નામદાર મહારાજાની ગાડીની આસપાસ નામદાર ગવરનર સાહેબના બૉડી ગાર્ડ સ્વારો ચાલતા હતા તથા સ્ટેશન ઊપર નામદાર મહારાજા સાહેબને યોગ્ય માન આપવાને માટે ચોથી રેજીમેન્ટના માણસો હથિયાર, વાવટા તથા બેન્ડ સહિત હાઝર હતા. નામદાર મહારાજાની ગાડી જેવી બંગલા તરફ દોડવા માંડી કે તરતજ તેની પાછળ સંખ્યાબંધ ગાડીઓની હારની હાર દોડવા માંડી હતી, અને તે ગાડીઓ તે નામદારના ઉતારા સુધી ગઈ હતી.

નામદાર મહારાજા સાહેબની સંગે આ પ્રવાસમાં પોતાના દિવાન મી૦ મગનલાલ બાપુભાઈ, વઝીર મી૦ રાઘવભાઈ જેઠાણી, પ્રાઈવેટ સેક્રેટરી મી૦ ફરામજી શેરાબજી, સોઢા શ્રી ભાવસિંગજી, ડૉકટર દાદાભાઈ, મી૦ વ્હાડિયાજી બારિસ્ટર વિગેરે રસાલાના આશરે ૫૦૦ માણસો હતા. તે સર્વને માટે તથા નામદાર મહારાજા સાહેબને ખૂદને માટે મળીને એકંદર સાત બંગલાઓ રાખવામાં આવ્યા હતા, અને તે તમામ અત્યંત ભપકાથી શૃંગારવામાં આવ્યા હતા.

બંગલામાં નામદાર જામ સાહેબે પોતાની બેઠક લીધા પછી તે નામદારની મુંબઇ ખાતે વસતી પ્રજાએ, તેમજ બીજા આબરૂદાર અગ્રેસરોએ "ધોળ"ની ક્રિયા કરી હતી, જે બાદ નામદાર મહારાજાએ તથા તે નામદારના દિવાને ટૂંક ભાષણ દ્વારાએ, તમામ લોકોએ પોતા પ્રત્યે દર્શાવેલી પ્રીતમતાને માટે મ્હોટો ઉપકાર માન્યો હતો, અને તે પછી પાન ગુલાબ લઇને સર્વ જનો વિસર્જન થવા માંડયા હતા.

બીજે દિવસે એટલે તા૦ ૪થી એપ્રિલે નામદાર જામ સાહેબની મુલાકાતાર્થે જસદણના ઠાકોર સાહેબ પધાર્યા હતા, જેઓએ નામદાર જામ સાહેબની સંગે રાજપાટ સંબંધી કેટલીક કથા કીધા બાદ તે મુલાકાત સમાપ્ત થઈ હતી.

તા૦ ૫મીએ મુંબઇની હાઈકોર્ટના જડજ સાહેબો નામદાર મી૦ જાર્ડીન તથા મી૦ કેનેડીની ખાસ મુલાકાત લેવાને માટે જામ સાહેબ તેઓનાં મકાને પધાર્યા હતાં. આ મુલાકાત પ્રસંગે તે બંને ન્યાયશાસ્ત્રિઓએ નામદાર જામ સાહેબને ઘણું માન આપ્યું હતું. એજ દિવસે મુંબઈના પ્રખ્યાત આગાખાનવાળા જામ સાહેબનો મુલાકાત લેવાને આવ્યા હતા તથા પ્રખ્યાત શેઠ ઠાકરશી મૂળજીની મુલાકાત પણ થઇ હતી. બાદ હોરાઓના વડા મુલ્લા સાહેબની ખાશ આજ્ઞાથી તેમની જમાતના મૂખ્ય લોકો જામ સાહેબને મળવાને આવેલા, તેમની સલામ માંડવમાં લેવામાં આવી હતી. એજ દિને સાંજના પાંચ વાગતાને સમયે તે નામદાર મુંબઈનું જોવા લાયક જી. આઈ. પી. રેલ્વેનું બોરીબંદર સ્ટેશન જોવા પધાર્યા હતા, અને તેની શોભા નિર્ખિને તે નામદાર ઘણા ખુશી થયા હતા. વળી એજ દિવસે સાંજના શેઠ મૂળજી જેઠા વાળાઓએ, નામદાર જામ સાહેબ તથા તે નામદારના રશાલાને એક મ્હોટી જ્યાફ્ત આપીને તે નામદારનો ઘણો સારો સત્કાર કીધો હતો.

તા૦ ૬ઠીની પ્રભાતમાં હાઈકોર્ટના જડજો નામદાર મેસર્સ સાર્જંટ તથા સ્કૉટ સાહેબની મુલાકાતે તે નામદાર પધાર્યા હતા, જ્યાં પણ ઊપર પ્રમાણેનું માનઅકરામ તે નામદારને મળ્યું હતું. એજ દિવસે સહવારના નવ વાગતે મેસર્સ જાર્ડિન તથા કેનેડીએ, તે નામદારની વળતી મુલાકાત લીધી હતી. આ જડજ સાહેબો જેવા તે નામદારના બંગલા આગળ આવ્યા કે તેવાજ જામ સાહેબની પલટણનાં જે માણસો "ફુલ ડ્રેસ"માં બાહાર ઊભા હતા, તેઓએ તથા બેન્ડે તે નામદારોને યોગ્ય માન આપ્યું હતું. બાદ અન્યોઅન્ય કેટલીક વાતચીત થયા પછી તે નામદારો પાન ગુલાબ લઈ ત્યાંથી વિદાએ થયા હતા. વળી એજ દિવસે પાછલા પોહોરના પાંચ વાગતાને સમયે તે નામદારને ત્યાંના શેઠ આદમજી પીરભાઈ, "ચરની રોડ"પર આવેલું પોતાનું "સેનિટેરિયમ" જોવાને લઈ ગયા હતા. આ સ્થળે નામદાર જામ સાહેબને પુષ્કળ માન મળ્યું હતું, અને તેજ સ્થળે તેમને તથા તેમના રસાલાને એક ખાસ ખાનું આપવામાં આવ્યું હતું. વળી આ પ્રસંગે હોરા કોમના ઘણા જનોએ નામદાર જામ સાહેબને અતોલ માન અકરામથી વધાવી લીધા હતા, જેથી કરીને તે નામદાર અત્યાનંદ પામ્યા હતા.

તા૦ ૭મીએ હાઈકોર્ટના નામદાર જડજો મેસર્સ સાર્જંટ તથા સ્કૉટ સાહેબ, નામદાર જામ સાહેબને વળતી મુલાકાત આપવાને આવ્યા હતા, જેઓને યોગ્ય માન આપ્યા પછી જામ સાહેબે તેમને, પોતાના જામનગરમાં ઉત્પન્ન થતાં ખરાં મોતી બતાવ્યાં હતાં, જે જોઈને તે બંને સાહેબો ઘણા ખુશી થયા હતા. એજ દિવસે મધ્યાન સમયે—બાર વાગતે ગોંડળના દિવાન શેઠ બેજનજી મેહેરવાનજી તે નામદારની મુલાકાતે આવ્યા હતા, અને તેમની સંગે પણ તે નામદારે કેટલીક રાજ્યદ્વારી વાતચીત ચલાવી હતી. બાદ સાંજે તે નામદારની સ્વારી મુંબઈના નામાંકિત "વિકટોરિયા બાગ" જોવાને પધારી હતી.

તા૦ ૮મીએ સાંજે ગોંડળના ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજી, નામદાર જામ સાહેબની મુલાકાતે પધાર્યા હતા, અને અન્યોઅન્ય અતિ મમતા અને પ્રેમની વાતચીતો કરવામાં આવી હતી તથા અન્યોઅન્ય યોગ્ય માન આપવામાં આવ્યું હતું. વળી એજ દિવસે સાંજે કચ્છ નિવાસી અને મુંબઈના મ્હોટા વેપારી ખોજા હાજીભાઈ લાલજી, જામ સાહેબને પોતાને ત્યાં લઈ ગયા હતા, અને ત્યાં તે નામદારને બેહદ હર્ષથી માન પાન આપ્યું હતું.

તા૦ ૯મીએ નામદાર જામ સાહેબે, સુરતમાં લાગેલી ભયંકર આગની વાત જાણતાંજ, તે આગમાં દુઃખિ થયલાં જનોને મદદ કરવા માટે રૂ ૧૦૦૦ સુરત ખાતે બાહારોબાહાર તથા બીજા રૂ ૧૦૦૦ સર દિનશાજી પિટિટને ત્યાં એજ કામને માટે મદદ દાખલ મોકલી આપ્યા હતા. આ કામ તે નામદારે અત્યંત સ્તુત્ય કીધું હતું, અને તેને માટે તે નામદારની ઘણી સ્તુતિ થઈ હતી.

તા૦ ૧૦મીને દિવશે પ્રભાતમાં ૭ા વાગતાને સમયે નામદાર જામ સાહેબે, નામદાર ગવરનર લૉર્ડ રે સાહેબની મુલાકાત લીધી હતી. એ દિવસે પ્રભાતમાં ૭ વાગતાને સમયે ગવરનર સાહેબના એડીકાંપ સરકારી ગાડી તથા બાડી ગાર્ડો સહિત નામદાર જામ સાહેબને તેમને બંગલે સામા લેવા માટે આવ્યા હતા, જેમની સંગે ગાડિમાં બિરાજીને તે નામદાર, નામદાર ગવરનર સાહેબના સરકારી મેહેલમાં પધાર્યા હતા. આ સમયે તે નામદારની સાથે મી૦ વ્હાડિયાજી બારિસ્ટર, દિવાન મી૦ મગનલાલ, સરદાર ભાવસિંગજી, સરદાર લાલસિંગજી, મી૦ મેકલેલંડ ઈજનેર, ડૉક્ટર દાદાભાઇ, વઝીર રાઘવભાઈ અને મહારાજા સાહેબના ખાનગી સેક્રેટરી મી૦ ફરામજી સોરાબજી ગયા હતા. આ સમયે નામદાર જામ સાહેબને ૧૫ તોપોનું માન આપવામાં આવ્યું હતું તથા ગાર્ડ ઑફ આનર તરિકે વાવટા તથા વાજાં સાથે ઊભી રાખેલી દેશી રેજીમેન્ટની ટુકડીએ હથિયાર ઊંચકીને યોગ્ય માન આપ્યું હતું. નામદાર જામ સાહેબની ગાડી જેવી સરકારી મેહેલની પાસે જઈ પોહોંચી કે તરતજ તે મેહેલની સીડીની નિચે ગવરનર સાહેબના ખાનગી સેક્રેટરીએ, સીડીની ઉપર કર્નલ લીટલટને તથા દિવાનખાનામાં નામદાર ગવરનર સાહેબે ખુદ્દે મહારાજા જામ સાહેબને ઘણો આવકાર આપ્યો હતો. બાદ આસને બિરાજ્યા પછી નામદાર જામ સાહેબે, નામદાર ગવરનર સાહેબ સન્મુખ ૧૦૧ સોનાનો મોહોરો તથા તે નામદારના રસાળાના આવેલાં સંગિઓએ પાંચ પાંચ સોનાની મોહોરો નજરાણા તરિકે ધરી હતી, જે સર્વને ગવરનર સાહેબે હાથ લગાડીને તે તમામ પાછી વાળી હતી. એ પછી નામદાર મહારાજાએ ગવરનર સાહેબની સાથે કેટલીક સમય સુધી ખુશખુશાલિની વાતો કીધા પછી નામદાર ગવરનરે જામ સાહેબને તથા તે નામદારના સૈન્યિક સેક્રેટરીએ તેઓની સાથેના ગૃહસ્થોને પાન ગુલાબ આપ્યાં હતાં, જે પછી નામદાર ગવરનર તથા જામ સાહેબની વચ્ચે કેટલીક વાર સુધી ખાનગી વાતચીત ચાલતી હતી, એટલામાં ગોંડળના ઠાકોર સાહેબ આવી પોહોંચ્યા હતા. આ સમયે નામદાર જામ સાહેબ, ગવરનર સાહેબ, ગોંડળના ઠાકોર સાહેબ, બંનેના દિવાનો, મી૦ વ્હાડિયાજી બારિસ્ટર તથા મી૦ મેકલેલંડ વચ્ચે અન્યોઅન્ય ઘણીક પ્રકારની વાતો ચાલવાની સાથે ઘણી લંબાણ મસલહત મચી રહી હતી. આ તમામ વાતચીત તથા મસલહત તદન ખાનગીજ હતી, અને તેની સમાપ્તિ થયા પછી નામદાર લેડી રેએ નામદાર જામ સાહેબ આદિકની મુલાકાત લીધી હતી. આ મુલાકાતમાં તેણી નામદારે મહારાજા શ્રી વિભાજી સાહેબને ઘણા હર્ષથી આવકાર આપ્યો હતો, કે જે નિર્ખિને નામદાર જામ સાહેબને અત્યંત સતોષ ઊપજ્યો હતો. આ મુલાકાત થયા પછી નામદાર જામ સાહેબ તથા તે નામદારના સંગિઓને તે મેહેલમાંથી માન મરતબા સહિત તેમને ઉતારે પાછા વિદાએ કરવામાં

આવ્યા હતા. એજ દિવસે સાંજે "વિક્ટોરિયા જ્યુબિલી ઇન્સ્ટિટ્યૂશન" ખુલ્લું મૂકવાની ક્રિયા મુંબઇના ગવરનર નામદાર લૉર્ડ રે સાહેબ સ્વહસ્તે કરનાર હોવાથી તે મિલાવડામાં પધારવા માટે નામદાર જામ સાહેબને ખાસ આમંત્રણ કરવામાં આવ્યું હતું, જેપરથી તે નામદાર ત્યાં પધાર્યા હતા. ત્યાંથી પુનઃ પોતાને બંગલે આવ્યા પછી મુંબઇના કેટલાક મ્હોટા વેપારિઓ તે નામદારની મુલાકાત માટે આવેલા, જેમની સંગે જામ સાહેબે કેટલોકસમય સુધી મુલાકાત લીધા પછી એજ દિવસે રાત્રિ સમયે શેઠ ઠાકરશી મૂળજીની તરફથી નામદાર જામ સાહેબને, તેમના તમામ રસાલાનાંમાણસો સહિત એક મ્હોટી મિજબાની આપવામાં આવી હતી.

તા૦ ૧૧મીએ મુંબઈના ગવરનર સાહેબ, નામદાર જામ સાહેબને "રીટર્ન વિઝિટ" આપવાને માટે જામ સાહેબને મુકામે આવ્યા હતા. નામદાર ગવરનર સાહેબની સ્વારી આવ્યા પ્રથમ સરકારી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર મી૦ કેલકર આવ્યા હતા, અને તે પછી ગવરનરના એડીકાંપ આવ્યા હતા. આ સમયે સરકારી ૨૧મી પલટનનાં ૧૦૦ માણસો તથા બેન્ડ પણ હાઝર થયું હતું. પ્રભાતમાં બરાબર આઠ વાગતાને સમયે નામદાર લૉર્ડ રે સાહેબ ત્યાં આવી પોહોંચ્યા હતા.આ સમયે તે નામદારની સંગેએકબીજા એડીકાંપઅને પ્રાઇવેટ તથા મિલિટરી સેક્રેટરીઓ પણ આવ્યા હતા. નામદાર જામ સાહેબે આ સર્વને ઘણી સારી રીતે આવકાર આપ્યો હતો. નામદાર ગવરનરની મુલાકાત લેવાને માટે જામ સાહેબના ઊતારાના બંગલાની પાડોશમાંના શોભાયમાન માંડવમાં એક સુંદર બેઠક કરવામાં આવી હતી. તેમાં નામદાર મહારાજાની સાથે નામદાર ગવરનર સાહેબે બેઠક લીધા પછી અન્યોઅન્ય વાતચીતનો પ્રારંભ થયો હતો. આ વાતચીતમાં પ્રથમ ખેરખુશાલિની અન્યોઅન્ય પૂછપરછ કીધા પછી નામદાર ગવરનર સાહેબે, નામદાર જામ સાહેબને, જો ફુરસદ હોય તો મુંબઈનો સરકારી દરિયાઈ કાફલો જોવા જવાની ભલામણ કરી હતી. બાદ છેલ્લે પાન ગુલાબ લઈને નામદાર લૉર્ડ રે સાહેબ આદિક સંગિઓ ત્યાંથી વિદાએ થયા હતા. નામદાર ગવરનર સાહેબને, આવતી તથા જતી વખતે સરકારી, તેમજ જામ સાહેબની રેજીમેંટે અને બેન્ડે સલામતીઆપી હતીતથા ૧૭ તોપોના અવાજો પણ કરવામાંઆવ્યા હતા.વળી એજ દિવસે સાંજે પોણાપાંચ વાગતાને સમયે નામદાર જામ સાહેબે મુંબઈની "એલેકઝાંડ્રા નેટિવ ગર્લ્સ સ્કૂલ"ની ભેટ લીધી હતી, જે પ્રસંગે તે ઇન્સ્ટિટ્યૂશનના પ્રમૂખ તથા ડિરેક્ટરે મહારાજા સાહેબનો ઘણો સારો સત્કાર કીધો હતો. નામદાર મહારાજાને ગાયનનો ઘણો શોખ હોવાથી તે શાળાની બાળાએ.એ કેટલાંક ઇંગ્રેજી ગીતો મધૂર સ્વરે ગાઈને મહારાજાને અત્યાનંદ પમાડયા હતા. બાદ મહારાજા સાહેબે તે શાળાના સંબંધમાં કેટલીક પૂછપરછ કરતાં તે નામદારને જણાવ્યું કે તે શાળા સર્વ કોમની બાળાઓને માટે છે તથા તેમાં દેશી નૃપતિઓ સારી રકમોની બક્ષિસો કરે છે. આવું તે નામદારને જણાયાથી તેઓ સાહેબે તરતજ તે ઇન્સ્ટિટ્યૂશનના "લાઈફ ગવરનર" (જન્મ સુધીના અધિકારી) થવાની ઈચ્છા દર્શાવી હતી, અને તે બદલ તે નામદારે તે ખાતામાં રૂ ૧૦૦૦ની મ્હોટી રકમ બક્ષિસ આપવાનું જાહેર કીધું હતું. આ માંગણી તે ખાતાના અધિકારિઓએ અત્યંત આનંદ સહ સ્વિકાર્યા બાદ નામદાર મહારાજાએ, તે શાળાની મુલાકાત લેનારાઓની નોંધ રાખવાની ચોપડીમાં એક "વિઝિટર" તરિકે પોતાનું નામ લખીને તેમાં તે શાળાને માટે પોતાનો પૂર્ણ સંતોષ દર્શાવ્યો હતો, ને તે પછી પુષ્પના હાર તથા તોરા લઈને તે નામદારની સ્વારી ત્યાંથી વિદાએ થઈ હતી.

તા૦ ૧૨મી એપ્રિલને દિવસે બપોરના બે વાગતાને સમયે મુંબઈના વિદ્વાન શાસ્ત્રિઓનો એક સભા નામદાર જામ સાહેબે પોતાને ઉતારે બોલાવી હતી, જે સમયે આશરે ૨૦૦ શાસ્ત્રિઓ પધાર્યા

હતા, જેઓમાં પ્રસિદ્ધ પંડિત શ્રી ગટુલાલજી મુખ્ય હતા. તેમની સંગે નામદાર જામ સાહેબે શાસ્ત્ર સંબંધિ કેટલીક વાતચીત કીધી હતી, અને તેમાં તે નામદારે ઘણા ખુશી થઇને તે પંડિતજીને કેટલોક પોષાક તથા નગદ માલ આપ્યો હતો, અને તે શિવાય બીજાઓને અમૂક દક્ષણા તેઓ સાહેબે આપી હતી, કે જેથી સર્વ વિદ્વાનો મગ્ન થઈ ત્યાંથી રવાને થયા હતા. એ પછી પાછલા પોહોરના ત્રણ વાગતે નામદાર જામ સાહેબની મુંબઈમાં વસનારી પ્રજા આવવા માંડી હતી, જે સર્વની સંગે મહારાજા સાહેબ અત્યંત સ્નેહ સહિત મુલાકાત લેતા હતા. તેઓની મુલાકાત સમાપ્ત થયા પછી તે સર્વને મિઠાઈ ખવાડવામાં આવી હતી, અને તે પછી તેમને પાનસોપારી તથા પુષ્પના ગોટા આપી વિદાએ કીધા હતા. એજ દિને નામદાર મહારાજા સાહેબને તથા તે નામદારના તમામ રસાલાને શેઠ વંદ્રાવનદાશ પરષોત્તમદાશ તરફથી એક ખાસ મિજબાની આપવામાં આવી હતી. વળી એજ દિવસે, નામદાર જામ સાહેબને આવકાર આપવાને માટે મુંબઈમાં ઊભી થયલી કમિટીએ પોતાની તરફથી એક "ઇવનિંગ પાર્ટિ" આપી હતી. આ "પાર્ટિ" નામદાર જામ સાહેબને ઊતારેજ કરવામાં આવી હતી, અને ત્યાં રોશની આદિકનો ઘણો ઠાઠમાઠ તથા ભપકો કીધો હતો. આ પ્રસંગે મુંબઇના તમામ પ્રખ્યાત ગૃહસ્થોને પણ આમંત્રણ કરીને બોલાવ્યા હતા, જેમની સંખ્યા ઘણી મ્હોટી હતી. આ પ્રસંગે પધારેલા તમામ ગૃહસ્થોએ નામદાર જામ સાહેબ સંગે ખુશખુશાલિની જે વાતો ચલાવી હતી તેથી સર્વ જનો નામદાર જામ સાહેબની સરળતા, વિવેક ને સાદાઈ જોઈને અત્યાનંદ પામ્યા હતા. સઘળા જનોની સાથે નામદાર જામ સાહેબે થોડીવાર વાત કરીને પછી ખાનું ખાધા બાદ સર્વ કોઈ પુષ્પની કલગી લઈને વિસર્જન થયા હતા.

તા૦ ૧૩મીની પ્રભાતમાં નામદાર જામ સાહેબ મુંબઇની "કામા હોસ્પિટલ" જોવાને પધાર્યા હતા, જે સમયે તે ખાતાના વડા ડાક્ટર મૅડમ પીચીએ તે નામદારને ઘણો આવકાર આપ્યો હતો. આ હોસ્પિટલનાં મકાનમાં, મુંબઇના ગવર્નર નામદાર લૉર્ડ રે સાહેબના પત્નિ લેડી રે સાહેબની એક મ્હોટા કદની સુંદર છબિ મૂકવાને માટે તે નામદારે જણાવ્યું, અને તેનો તમામ ખર્ચ પોતે આપવાને કબૂલ કીધું હતું. એજ દિવસે મુંબઈની મૂંગાં બેહેરાંઓની નિશાળનાં કેટલાંક બાળકોને તેમના યુરોપિયન શિક્ષકો સહિત જામ સાહેબને બંગલે બોલાવવામાં આવ્યાં હતાં. આ સમયે મૂંગાં તથા બેહેરાં બાળકો બોલ્યા તથા સાંભળ્યા શિવાય શી રીતે લખી વાંચી શકે છે, તે વિગેરે તે બાળકોની સમજ શક્તિ તથા જ્ઞાન નિર્ખિને તે નામદાર ઘણા ખૂશી થઈ ગયા હતા, અને તે શિક્ષણ આપનારા શિક્ષકોની તારીફ કીધા પછી તે નામદારે તે ખાતાનાં ફંડમાં રૂ ૨૫૦ની રકમ ભેટ આપી હતી. એ વિગેરે બીજે ઘણેક ઠેકાણે નામદાર જામ સાહેબે કેટલીક રકમોની ભેટ આપી હતી. પોતાના ઉતારાની પાસે આવેલાં મહાલક્ષ્મિનાં મ્હોટાં દેહેરાનાં ફંડમાં રૂ ૫૦૦ તથા જીવણજી મહારાજનાં મ્હોટાં મંદિરમાં તે નામદાર દર્શનાર્થે પધારેલા ત્યારે ત્યાં ભેટ દાખલ રૂ ૫૦૦ તે નામદારે આપ્યા હતા. આજ પ્રમાણે તે નામદારે ઘણીક રકમોની બક્ષિશો આપવાની ઉદારતા બતાવી હતી.

એજ દિવસે, એટલે તા૦ ૧૩મીને દિને નામદાર જામ સાહેબે વળી પોતાની તરફથી મુંબઇના કેટલાક ગહસ્થોને "આફ્ટર નૂન પાર્ટિ" આપી હતી, અને તે પ્રસંગે નામદાર જામ સાહેબે ઘણીજ સરસ ને શોભાયમાન સુંદર રચના સહિતની ભારે ધામધૂમ કરી હતી.

તા૦ ૧૪મીની પ્રભાતમાં સાત વાગતાને સમયે નામદાર જામ સાહેબ એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી પોતાનાં વતન તરફ રવાના થયા હતા. આ સમયે ગ્રાંટરોડનાં સ્ટેશનપર તે નામદારની છેલ્લી

મુલાકાત લેવાને અસંખ્ય જનોની મ્હોટી મેદની મળી હતી, જે સઘળાઓએ નામદાર મહારાજા સાહેબ ઊપર પુષ્પની પુષ્કળ વૃષ્ટિ ચલાવી હતી, અને એવી પ્રિયકર વૃષ્ટિમાં તે નામદાર આનંદ મંગળ કરતા ત્યાંથી ઉપડી ગયા હતા. એજ દિવસની રાત્રિએ તે નામદાર અમદાવાદ આવી પોહોંચ્યા હતા, અને ત્યાંથી વઢવાણ આવી મોરબી સ્ટેટ રેલ્વેની સ્પેશિયલ ટ્રેનમાં તા૦ ૧૫મી ને સોમવારે વાંકાનેર ખાતે પધાર્યા હતા, કે જ્યાં તે નામદારની સરભરા આદિકને માટે જામનગરથી ખાસ મોદીખાનું આવ્યું હતું. ત્યાં તે નામદારે એક રાત્રિ નિર્ગમન કીધા પછી મંગળવારને દિવસે જોડિયાના ગામ લતીપરમાં મુકામ રાખી ત્યાંથી ઉપડી બુદ્ધવારને દિવસે તે નામદારની સ્વારી પોતાનાં પાયતખ્ત નગર જામનગરમાં પધારનાર હોવાથી તે દિવસે તે નગરમાં ભવ્ય રચના કરવામાં આવી હતી. નામદાર મહારાજા સાહેબને સામા લેવાને માટે તે નામદારના પાટવી કુંવર સાહેબ શ્રી જસવતસિંહજી પોતાના ૨ સાલા તથા આશરે એક હજાર માણસોની મ્હોટી સ્વારી સહિત ધૂંવાવ સુધી સામા ગયા હતા. આ સમયે કુમાર શ્રીએ જે સ્વારી કાહાડી હતી તે અત્યંત અનોપમ ને સુંદર હતી. આવી સુંદર સ્વારી સહિત નામદાર જામ સાહેબ પોતાનાં નગરમાં પાછા પધાર્યા હતા. આ સમયે પોતાના પ્રિય ભૂપતિ સાહેબનાં દર્શનાર્થે જામનગરની તમામ પ્રજા, માર્ગોમાં તથા દરવાજામાં મ્હોટી ઠઠમાં હારબંધ એકઠી થઈ હતી, જે સર્વ તરફથી નામદાર મહારાજાની સ્વારીપર આખે રસ્તે પુષ્પની એટલી તો વૃષ્ટિ થઇ રહી હતી કે, તે નામદારની આખી ગાડી પુષ્પના ઢગલાથી ઉભરાઇ ગઈ હતી. આવી ધામધૂમ સહિત તે નામદારની સ્વારી દરબારમાં પધારી હતી, જ્યાં તરતજ કચેરી કરીને સર્વની મુલાકાત લઈ પોતાની પ્રજા સાથે ઘણે દિવસે તે નામદાર નવાજૂના થયા હતા. એ દિવસે આખા જામનગરમાં ઘણો આનંદ પ્રવર્ત્યો હતો, અને ત્યાંના બજારમાં સુંદર રોશની કરવામાં આવી હતી.

નામદાર જામ સાહેબ શ્રી વિભાજીની રાખેલી તથા પણિયત મળીને ૧૮ સ્ત્રિઓ છે, જેમાંની પણિયત રાણીઓનાં નામો નિચે પ્રમાણે છેઃ—

(૧) માજીબા, તે આરામપરાના અભેસિંગજીના પુત્રી.
(૨) તેજીબા, તે ધ્રાંગધ્રાના રાજા સાહેબ અમરસિંગજીના પુત્રી
(૩) મોંઘીબા, તે વાંકાનેરના વખતસિંગજીના પુત્રી.
(૪) અદીબા, તે નગરના સોઢા હમીરજીના પુત્રી.
(૫) કશલીબા, તે ઝાલા લાખાભાઇના પુત્રી.
(૬) કુલીબા, તે વાલા ગરાશિયા ખેરાજીના પુત્રી.
(૭) સુજાબા, તે વરસોડાના ચાવડા મોતીસિંગના પુત્રી.
(૮) જામબા, તે ઝાલા વિરૂભાના પુત્રી.
(૯) જીજીબા, તે વઢીલ વખતસિંહજીના પુત્રી.
(૧૦) બા કુંવરબા, તે ભાવનગરના અખેરાજજીના પુત્રી.
(૧૧) વખતુબા, તે વઢવાણના રાજસિંહજીના પુત્રી.
(૧૨) બાઈ સાહીબા, તે સાયલાના કેશરીસિંહજીના પુત્રી.
(૧૩) બાજીબા, તે સોઢા હમીરજી નગર વાળાના પુત્રી.

ઊપર દર્શાવેલી ૧૩ રાણીઓ શિવાય વળી તે નામદારની રાખેલી સ્ત્રિઓ પાંચ છે, જેણીઓના નામો નિચે પ્રમાણે છેઃ—

(૧) ધનબાઈ, તે જ્ઞાતે મુશલમાની છે, અને તે કાલુભા તથા રૂપાળીબાની મા થાય.
(૨) નાથીબાઇ, તે ઊપલી ધનબાઈની બેહેન.
(૩) જાનબાઈ, તે પણ ઊપલી ધનબાઈની બેહેન.
(૪) વાલબાઈ, તે પણ ઊપલીજ ધનબાઈની બેહેન.
(૫) રતનબાઈ, તે સીતા મુસલમાન જાતની.

ઉપર પ્રમાણેની એકંદર તેર સ્ત્રિઓમાંની ઘણીક હયાત છે, ને કેટલીક ગુજરી ગઈ છે. સઘળીરાણીઓ પાછળ નામદાર જામ સાહેબને ઘણો મ્હોટો ખર્ચ થતો આવ્યો છે.

નામદાર જામ સાહેબ સર વિભાજીની ઊદારતાનો તો આડો આંકજ છે! એમના જેવા ઉદાર મનના રાજા આખા કાઠિયાવાડમાં એક પણ નથી, એમ કહીશું તો તે અસત્ય ગણાશે નહીં. આખા કાઠિયાવાડ ને આખા મુંબઇ ઇલાકામાંજ નહીં, પરંતુ આખા હિંદુસ્થાનમાં જામ શ્રી વિભાજી સાહેબ ઊદારતાની બાબતમાં મહા વિખ્યાતિ પામ્યા છે, અને એવી અનહદ ઉદારતાને લીધેજ તે નામદારનાં રાજ્યને શીર કેટલુંક કરજ થઈ ગયું છે. એ નામદારે, દરેક ફંડોમાં નાણાંની કિમતી મદદો કરવામાં તથા અનેક ગ્રંથકારો વિગેરે વિદ્વાન પુરૂષોને મ્હોટી બક્ષિસો આપવામાં કંઈજ ન્યૂનતા બતાવી નથી, પરંતુ ઊલટી પોતાના બરોબરિયા રાજા સાહેબો સાથે સરસાઈ બતાવવામાં શોભા મેળવી છે. સને ૧૮૭૧ નાં વર્ષમાં જ્યારે રાજ્યકુંવર કૉલેજનો ખર્ચ ચલાવવાને માટે કર્નલ એન્ડરસને એક ફંડ ઉઘાડયું હતું, ત્યારે તે ફંડમાં નામદાર વિભાજી સાહેબે પ્રથમથીજ રૂ ૨૨૨૫૦ની મ્હોટી રકમ બક્ષિસ આપી હતી. વળી સને ૧૮૭૨નાં વર્ષમાં "ઈસ્ટ ઈંડિયા એસોસિએશન"ને, વીશ વર્ષમાં એકંદર રૂ ૧૫૦૦૦નું વ્યાજ થાય તેટલી રકમતે નામદારે આપી હતી. આ તો માત્ર બે મ્હોટી સખાવતોજ અત્રે દર્શાવવામાં આવે છે, પરંતુ એ શિવાયની અનંત ન્હાન્હી મ્હોટી સખાવતો તે નામદારે કરી છે, અને એવી સખાવતો પાછળ લાખો રૂપિયા ખર્ચ્યા છે, જે બીજાં રાજ્યો કરતાં ઊતરે તેમ નથી. વળી નામદાર જામ સાહેબ પોતાને ખર્ચે ને પોતાની તરફથી મુંબઈની યુનિવર્સિટીમાં "જામ શ્રી વિભાજી"નાં નામથી ઓળખાતું એક ઈનામ દર વર્ષે આપે છે, અને એ શિવાય પોતાની પ્રજામાંથી, મુંબઈની યુનિવર્સિટીએ કબૂલ કરેલી કૉલેજમાં જે કોઈ અભ્યાસ કરે તેને બે ઈનામો આપવાનો ઊમદા નિયમ ચાલુ રાખ્યો છે. આ પ્રમાણે સરસ્વતીનાં કાર્યમાં પણ તે નામદાર ઘણું સારૂં ઊત્તેજન આપે છે.

નામદાર જામ સાહેબ જ્યારથી જામનગરનાં રાજ્યાસનપર બિરાજમાન થયા છે, ત્યારથીજ તે નામદારે પોતાનાં વિશાળ રાજ્યમાં, તેમજ બીજે સ્થળે જાહેર કામો પણ સંખ્યાબંધજ કીધાં છે. તે નામદારે મૂખ્યત્વેકરીને પોતાના ખર્ચથી નવાનગરથીરાજકોટ સુધી, ધ્રોળથી જોડવા સુધી, નવાનગરથી બેડી બંદર સુધી અને ખંભાળિઆથી સાયલા બંદર સુધી મજબૂત ને પાકી સડકો બંધાવી છે. પોતાનાં રાજ્યના તેમજ બીજા મીજબાનોને માટે પોતાનાં પાયતખ્ત નગરમાં તથા બાલા છેડી (આ સ્થળ દરિયા કિનારાપર આવેલું છે.) ખાતે ન્હાન્હાં મ્હોટાં મકાનો બંધાવ્યાં છે, અને વળી પરધરી તથા આટકોટ ખાતે પણ નામદાર જામ સાહેબે સોહામણાં સ્થાનો બનાવ્યાં છે. વળી નવાનગર ખાતે હાઈસ્કૂલનું એક ભવ્ય ને સુશોભિત મકાન બંધાવ્યું છે, કે જેની પાછળ તે નામદારે ઘણો ભારી ખર્ચ કીધો છે. નામદાર જામ સાહેબે પોતાની પ્રજાનાં કલ્યાણાર્થે પોતાનાં રાજ્યમાંઅનેક સરસ્વતી મંદિરો સ્થાપી અનેક શાળાઓ ઊઘાડી છે, અને તેમાં સંસ્કૃત, ગુજરાતી, ફારશી, ઊરદુ, ઈંગ્રેજી વિગેરે ભાષાઓ શિખવવામાં આવે છે, કે જેને માટે તે નામદારે ઊંચા કેળવણી પામેલા કાબેલ શિક્ષકો રા-

ખ્યા છે, કે જેઓ ત્યાંની પ્રજાનાં બાળકોને ઘણી સારી રીતે શિક્ષણ આપે છે, અને તેને માટે નામદાર જામ સાહેબની સરસ પ્રસંશા થાય છે. એજ પ્રમાણે નામદાર જામ સાહેબનાં રાજ્યમાં સ્ત્રી કેળવણીને પણ ઘણું સારૂં ઉત્તેજન મળે છે, અને તે નામદારે સ્થાપેલી કન્યાશાળામાં સંખ્યાબંધ કન્યાઓ સરસ્વતી સંપાદન કરે છે.

નામદાર જામ સાહેબે પોતાની પ્રજાપરથી અનેક કરો કાહાડી નાંખ્યા છે, અને "વેઠ"નું નામ તો તે નામદારે પોતાનાં રાજ્યમાંથી સમૂળગું નાબૂદ કીધું છે. તે નામદારે પોતાનાં તેમજ પરરાજ્યના મુસાફરોને માટે માર્ગોપર મ્હોટી મ્હોટી ધર્મશાળાઓ, તળાવો, કૂવાઓ વિગેરે બંધાવ્યાં છે, અને તેમ કરવામાં તે નામદારે મુસાફરો તરફનો મહા આશિર્વાદ લેવા માંડયો છે. તે નામદારે "બેડી" બંદરપર મ્હોટા ખર્ચથી પથ્થરનો એક મ્હોટો ડક્કો બાંધ્યો છે, કે જે પ્રજાને અતિ ઉપયોગી થઇ પડયો છે. એ ડક્કો પણ જોવા લાયક બનાવ્યો છે. એ શિવાય તે નામદારે રાજકોટ ખાતે એક ઘડિયાળનો મ્હોટો મિનારો મ્હોટો ખર્ચ કરીને બંધાવ્યો છે, કે જે ત્યાંના દેખાવમાં એક ભપકાદાર શણગાર સમાન થઈ પડવાની સાથે તેનાથી પ્રજાને પણ વખત જાણવાની સારી સૂગમતા મળી છે. એ મિનારામાં જે ઘડિયાળ મૂકવામાં આવ્યું છે, તે ખાસ વિલાતથી મંગાવેલું છે, અને તેની પાછળ તે નામદારને રૂ ૪૦૦૦ બેઠા છે.

નામદાર જામ સાહેબે પોતાનાં રાજ્યદ્વારી ખાતાંઓમાં પણ અગાઉ કરતાં ઘણા સારા સુધારા કીધા છે. અગાઉ પ્રગણાંઓ ઈજારે આપવામાં આવતા હોવાથી, ઇજારદારો પ્રજાપર અત્યંત જૂલમ ગુજારતા હતા, જેથી કરીને નામદાર જામ સાહેબે તે રિવાજ બંધ પાડી દરેક પ્રગણામાં વહિવટદારો મૂકીને તે દ્વારાએ પ્રગણાંઓનો વહિવટ ચલાવવા માંડયો છે, અને તેને માટે તે નામદારની ભારે સ્તુતિ થય છે તથા પ્રજા પરથી ઇજારદારો તરફનું સંકટ દૂર થવાથી તમામ પ્રજા તે નામદારને અત્યંત આશિર્વાદ આપે છે. વળી તે નામદાર પોતેજ ઘણીખરી તકરારોનો નિકાલ કરે છે, અને પ્રજાને સારો ન્યાય મળે, તેને માટે નામદાર વિભાજી સાહેબને ઘણીજ ખંત રહે છે. મૂખ્યત્વેકરીને "ઈઝમેન્ટ" સંબંધી તકરારનો તો તે નામદાર ખૂદજ ફડચો કરે છે. તેઓ સાહેબે પોતાની પ્રજાને સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે કે, પ્રજા માંહેલા જે કોઈ સખસને મારી ખૂદની પાસે ફરિયાદ કરવા આવવું હોય તો સૂખેથી આવવું. આવી રીતે તે નામદાર પોતાની પ્રજાને ઈનસાફ આપવાને પૂરતી કાળજી ધરાવે છે, જે તે નામદારની શોભા તથા દરજાને માન આપે છે, એમાં કંઈજ શક નથી. તેઓ સાહેબને માટે વળી વિશેષ વખાણની વાત એ કેહેવામાં આવે છે કે, નિયમસર કામ કરવામાં જામ સાહેબ એક એક્કા છે.

નામદાર જામ સાહેબે પોતાની પ્રિય પ્રજાના ઉપયોગાર્થે પોતાનાં રાજ્યમાં મ્હોટાં દવાખાનાઓ સ્થાપ્યાં છે, કે જેનો લાભ હજારો રોગિષ્ટ જનો લે છે. આ દવાખાનાઓમાં તે નામદારે આજ્યુ એટ એટલુંજ નહીં, પરંતુ તેની સાથે સારા અનુભવી ને કાબેલ ડૉકટરોને મ્હોટા પગારો આપીને રાખ્યા છે.

નામદાર જામ સાહેબ શ્રી વિભાજી, પરોણાગતનાં કામમાં પણ આખા કાઠિયાવાડમાં એક્કા નૃપતિ ગણાય છે. પોતાનાં રાજ્યમાં જે કોઇ મિજબાન આવે છે, તેમની આગતા સ્વાગતા નામદાર જામ સાહેબ બહુજ સારી રીતે કરે છે, અને જે માણસોને તે નામદારની સાથે એકવાર પણ મુલાકાત થાય છે તો, જામ સાહેબની સભ્યતા, સરળતા, સંભાવના અને એ શિવાય તે નામદાર તેમને જે સ-

ત્કાર સહિત માન આપે છે, તે દરેકની તેમનાં મનપર ઘણીજ સારી અસર થાય છે. અર્થાત્ પોતાનાં રાજ્યમાં આવનાર કોઇ પણ મિજબાનનો તે નામદાર ઘણોજ સરસ સત્કાર કરે છે.

નામદાર જામ સાહેબ ગાયનના બહુજ શોખીન છે, અને તેથી કરીને ગવૈઆઓનાં મ્હોટાં ટોળાંઓ તે નામદારની સન્મૂખ સદા હાઝરના હાઝરજ હોય છે. વળી તે નામદાર સ્વભાવે ઘણાજ મિલનસાર, સાદા, ભોળા ને પ્રમાણિક છે, તથા શરીરે બળવાન ને મજબૂત બાંધાના છે, અને ઉપર દર્શાવી ગયા છિએ તે પ્રમાણે પૈસા ખર્ચવામાં ઘણાજ ઉદાર છે.

જામ નગરનું રાજ્ય કાઠિયાવાડ ઇલાકાના પેહેલા વર્ગનાં રાજ્યોમાં બીજે નંબરે છે, અને તેના તાબામાં ૩૭૯૧ ચોરસ માઈલ જમીન આવેલી છે, જે ઉપર ૬૩૩ ગામો વસેલાં છે. એની વસ્તી આશરે ૩૧૬૦૦૦ માણસની ગણાય છે, અને એની વાર્ષિક ઉપજ આશરે વીશ—બાવીશ લાખ રૂપિયાની થાય છે, જે પૈકી નામદાર બ્રિટિશ સરકાર તથા શ્રીમંત ગાયકવાડ સરકારને જમાબંદિ, તથા જુનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૧૨૦૦૯૩ આપે છે. એ રાજ્ય હાલાર પ્રાંતમાં આવેલું છે, અને એની ઉત્તરે કચ્છનું અખાત તથા તેની પેલી બાજુપર કચ્છ પ્રાંત આવેલો છે; પૂર્વમાં મોરબી, ધ્રાળ અને રાજકોટનાં રાજ્યો આવેલાં છે; દક્ષિણે હાલારના ન્હાન્હા તાલુકા તથા પોરબંદરનું રાજ્ય આવેલું છે; અને પશ્ચિમે ઓખામંડળ તથા અરબી સમૂદ્ર આવેલો છે.





ભાવનગરના નામદાર મહારાજા.

રાવળ સર તખ્તસિંહજી. જી.સી.એસ.આઈ.

ARYA PRAKASH PRESS.

ભાવનગરના નામદાર મહારાજા

# સર તખ્તસિંહજી જી. સી. એસ. આઈ; સી. આઈ. ઈ.

ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજી સને ૧૮૫૮ના જાનેવારી માસની તા૦ ૬ઠીએ જન્મ્યા હતા. એમના પિતા શ્રી જસવતસિંહજી રજપૂત રિવાજ પ્રમાણે સાત રાણીઓ પરણ્યા હતા, જેમાંના રાજપૂરવાળા રાણી શ્રી હરિબાને પેટે પાટવી કુંવર સાહેબ શ્રી તખ્તસિંહજીનો જન્મ થયો હતો. આ કુંવર સાહેબને ભણાવી ગણાવીને વિદ્વાન કરવા માટે એમના પિતાશ્રીની અત્યંત કાળજી હતી, અને તેથી જ્યારે શ્રી તખ્તસિંહજી ઊમર લાયક થયા ત્યારે, તે સમયના ભાવનગરના કેળવણી ખાતાના વડા રા. રા. પ્રાણનારાયણભાઈ મયાશંકરભાઇ માસ્તરને, શ્રી તખ્તસિંહજીને વિદ્યાભ્યાસ કરાવવાની સોંપણ કરવામાં આવી હતી, અને તે પ્રમાણે તે ભલા ને વિદ્વાન માસ્તરની પાસે એમણે ચાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કીધો હતો.

પોતાના પિતાજીની હયાતિમાં સને ૧૮૬૮માં રાજકોટ ખાતે "રાજકુમાર કૉલેજ"નો પાયો નાંખવાની થયલી ક્રિયામાં ભાગ લેવાને તે સમયે શ્રી તખ્તસિંહજી દિવાન રા. રા. ગવરીશંકર ઉદયશંકરને લઈને પધાર્યા હતા, અને તે ક્રિયાની સમાપ્તિ થયા બાદ ત્યાંથી તેઓ ભરૂચનું પ્રદર્શન જોવાને સંચર્યા હતા. એ પછી સને ૧૮૭૦ના એપ્રિલ માસની તા૦ ૧૧મીને સોમવારે એમના પિતા શ્રી જસવતસિંહજીનો સ્વર્ગવાસ થયો હતો. તેઓ પોતાની પાછળ આ પાટવી કુંવર શ્રી તખ્તસિંહજી તથા શ્રી જુવાનસિંહજી નામના બે પુત્રો મૂકી ગયા હતા. શ્રી જસવતસિંહજીના મૃત્યુબાદ તરતજ તા૦ ૨૩મી એપ્રિલ સને ૧૮૭૦ની પ્રભાતમાં શ્રી તખ્તસિંહજીને ગાદિપતિ કરવામાં આવ્યા હતા, અને સર્વ ધર્મ સંબંધી ક્રિયા થઈ રહ્યા પછી એજ દિવસે બ્રિટિશ સરકાર તરફથી કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ એન્ડરસને સ્વહસ્તે એ ઠાકોર સાહેબને કંકુનું ટીલું કરીને ભાવનગરના ઠાકોર સાહેબ તરિકે એમનેજ સ્વિકાર્યા હતા; પરંતુ આ સમયે એઓ સાહેબ માત્ર બાર વર્ષની વયના હોવાથી રાજ્યનો કાર્યભાર જોઈંટ એડમિનિસ્ટ્રેશન દ્વારાએ ચલાવવાનું ઠરાવ્યું હતું, અને રા. રા. ગવરીશંકર ઉદયશંકર તથા મુંબઈની સિવિલ સરવીસના મી૦ ઈ. એચ. પરસિવલને જોઈંટ એડમિનિસ્ટ્રેટરો તરિકે નિમવામાં આવ્યા હતા. બાદ સને ૧૮૭૧માં શ્રી તખ્તસિંહજી રાજકોટ ખાતેની "રાજકુમાર કૉલેજ"માં વિદ્યાભ્યાસ કરવા માટે દાખલ થયા હતા. કૉલેજમાં એઓ સાહેબે સારી ચંચળાઈથી શ્રમ લઈને વિદ્યાભ્યાસમાં અચ્છું અંતઃકર્ણ ચોંટાડયું હતું, અને તેથી તે કૉલેજના પ્રિન્સિપાલે એઓ સાહેબની વારમવાર પ્રસંશા કરી હતી.

વળી સને ૧૮૭૩નાં વર્ષમાં તે સમયના વાઈસરૉય લૉર્ડ નૉર્થબ્રુકને મળવા માટે પણ શ્રી તખ્તસિંહજી મુંબઈ પધાર્યા હતા. એજ વર્ષના એટલે સને ૧૮૭૩–૧૮૭૪ના પોતાના રીપોર્ટમાંનામદાર મુંબઇ સરકાર એમને માટે નિચે પ્રમાણે લખે છેઃ—

"The liberal gift of His Highness Takhatsingji mentioned in the last paragraph was a present of Rs. 30,000 on his leaving the College after a residence of more than three years. Takhatsingji was the first pupil who entered the College in 1871, and throughout his career his conduct & influence have always been very good, and he is remembered among his school fellows with sincere esteem."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"તખ્તસિંહજીની ઉદાર બક્ષિસને માટે છેલ્લા પારેગ્રાફમાં લખ્યું છે તે બક્ષિસ, તેમણે ત્રણ વર્ષ કરતાં વધારે મુદત સુધી રાજકુમાર કાલેજમાં વિદ્યાભ્યાસ કરીને, ત્રીશ હજાર રૂપિયાની રકમ ભેટ દાખલ આપી તે હતી. તખ્તસિંહજી એ કાલેજના પેહેલા વિદ્યાર્થિ હતા, જેમણે સને ૧૮૭૧માં તેમાં દાખલ થઈ પોતાની આખી કારકીર્દિમાં ઘણી સારી વર્તણુંક અને વગ ચલાવી હતી, અને તેમને તેમના સાથિઓ ખરાં અંતઃકર્ણથી શાબાશીની સાથે યાદ કરે છે."

એજ પ્રમાણે નામદાર મુંબઈ સરકારે સને ૧૮૭૪–૭૫ના મુંબઈના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં ૧૩મે પાને વળી નિચે પ્રમાણે લખ્યું છેઃ—

"He has proved his affection to the Rajkumar College by a gift of Rs. 50,000 towards his endowment."

ઉપલાં ઇંગ્રેજીનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"રાજકુમાર કાલેજના એન્ડાઉમેન્ટ ફંડમાં રૂ ૫૦,૦૦૦ આપીને એમણે રાજકુમાર કાલેજ તરફનો પોતાનો પ્યાર સાબિત કરી આપ્યો છે"

ઉપલી ગિનાપરથી દર્શનિક થશે કે, વિદ્યાભ્યાસમાં એમનું લક્ષ વિશેષ હતું, અને તેથી કાલેજનું સરસ્વતી મંદિર છોડવું એમને ગમતું નહોતું; પરંતુ એમનાં લગ્નના દિવસો નઝદિક આવી પોહોંચવાથીજ કાલેજ છોડવાની જરૂર પડી હતી, અને તેથી તેઓ તે સરસ્વતી મંદિરને છેલ્લી સલામ કરીને તા૦ ૨૬મી માર્ચ સને ૧૮૭૪ અને રામનવમીને દિવસે પોતાનાં પાયતખ્ત શેહેર ભાવનગરમાં દાખલ થયા હતા. બાદ થોડા દિવસમાં એમનાં લગ્નની ધામધુમ કરવાની સામગ્રિઓ થવા માંડી, અને ઘણી સુંદર રચના બનાવીને તા૦ ૧૯ તથા તા૦ ૨૦મી એપ્રિલ સને ૧૮૭૪ને દિવસે ચાર રાણીઓની સંગે લગ્ન કરીને ચાર દિવસ સુધી મ્હોટી સ્વારિઓ સહિત વરઘોડા કાહાડવામાં આવ્યા હતા. એ ચાર રાણીઓમાં એક ગોંડળના બાઇ આદિતબા, બીજા વઢવાણના બાઈ નાનીબા, ત્રિજા વાંકાનેરના બાઈ હરિબા અને ચોથા તળાજામાં વાળા ગરાશિયાનાં ત્યાંના બાઇ બાજીબા હતા. આ લગ્ન પ્રસંગે ઘણા ગૃહસ્થોને બહારથી પણ નોંતર્યા હતા, અને ઘણી ભવ્ય શોભા કરી હતી.

લગ્ન થયા પછી પણ એઓ સાહેબે પોતાનો વિદ્યાભ્યાસ કાયમજ રાખીને કેપ્ટન નટને રૂ ૧૦૦૦ના દરમાયાથી પોતાના શિક્ષક તરિકે રાખ્યા હતા, જે એઓને સારી રીતનો અભ્યાસ કરાવતા હતા.

સને ૧૮૭૫માં જોઈંટ એડમિનિસ્ટ્રેટર મી૦ પર્સિવલ રજાપર યૂરોપ જવાથી તેમને સ્થળે મેજર જે. ડબલ્યુ. વાટસન નિમાયા હતા. એજ વર્ષમાં શ્રી તખ્તસિંહજી મેજર નટની સંગે હિંદુસ્થાનના પ્રવાસાર્થે નિકળ્યા હતા, અને નામદાર મહારાણી શ્રી વિકટોરિયાના પાટવી પુત્ર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત લઈને દિલ્હી, આગ્રા, કલકત્તા, અલ્લાહાબાદ, ગ્વાલિયર, ઇંદોર, લાહોર, અમૃતસર, લખનોર, બનારસ, હરદ્વાર, ભરતપૂર, મસૂરી આદિક સ્થાનોમાં ફરીને સને ૧૮૭૬ના માર્ચ માસમાં પુનઃ સ્વભૂમિમાં પધાર્યા હતા. આ પ્રવાસમાં જયારે એઓ મહાબ્લેશ્વરમાં હતા ત્યારે, એમના ગોંડળ વાળા રા-

ણીને પેટે તા૦ ૨૫મી એપ્રિલ સને ૧૮૭૫ને દિવસે એક પાટવી કુંવરનો જન્મ થયો હતો, જેમનું નામ ભાવસિંહજી રાખવામાં આવ્યું હતું. આ ગોંડળ વાળા રાણી એજ વર્ષના નવંબર માસમાં દેવલોક થયા હતા, જેમનાં સ્મર્ણાર્થે નામદાર ઠાકોર સાહેબે પ્રવાસમાંથી પાછા ફર્યા પછી આરસપહાણનું એક બાહાવલું કરાવવા માંડ્યું હતું, અને તેમનાં નામની એક કન્યાશાળા પણ સ્થાપન કરી હતી. એજ વર્ષમાં એટલે સને ૧૮૭૬ના માર્ચ માસમાં મી૦ પરસિવલે રજાપરથી પુનઃ પધારીને પોતાનો ઓદ્ધો લીધા બાદ શ્રી તખ્તસિંહજી, રા. રા. ગવરીશંકર ઉદયશંકર સંગે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭ને દિને દિલ્હી ખાતે ભરાયલાં બાદશાહી દરબારમાં બિરાજવા માટે ત્યાં પધાર્યા હતા. ત્યાં આગળ તે સમયના વાઇસરૉય નામદાર લૉર્ડ લીટને, નામદાર મહારાણીજી તરફથી આ ઠાકોર સાહેબને એક સુંદર વાવટો બક્ષ્યો હતો, અને તે શિવાય તેમને જે ૧૧ તોપોનું માન મળતું હતું, તેમાં વધારો કરીને ૧૫ તોપોનું માન આપવાનું જાહેર કીધું હતું. આજ પ્રસંગપર તે નામદારના કાબેલ, પુખ્ત અને ખરેખરા ચતુર દિવાન રા. રા. ગવરીશંકર ઉદયશંકરને "સી. એસ. આઈ."નો માનવંતો ખેતાબ પણ આપ્યો હતો.

સને ૧૮૭૭ના ફેબ્રુવારી માસમાં મી૦ પરસિવલની શોલાપૂર જીલ્લામાં બદલી થવાથી જોઈંટ એડમિનિસ્ટ્રેટર તરિકે મેજર જે. ડબલ્યુ. વાટસનને નિમવામાં આવ્યા હતા, અને એજ વર્ષના માર્ચ માસમાં રા. રા. ગવરીશંકરને તેમના દિવાન તરિકેના પ્રથમના ઓદ્ધાપર નિમી શ્રીતખ્તસિંહજીને મેજર વૉટસનની સાથે જોઈંટ એડમિનિસ્ટ્રેટર તરિકે નિમાણુ કરવામાં આવ્યા હતા, અને એ સમયથી તેઓ સાહેબે પોતાનાં રાજ્યનાં કાર્યોમાં સારી રીતે લક્ષ આપવા માંડ્યું હતું, તથા એજ સમયે નામદાર મુંબઇ સરકારે એક ઠરાવ જાહેર કરીને રાજ્યની સર્વ સત્તા સને ૧૮૭૮ના એપ્રિલ માસમાં નામદાર ઠાકોર સાહેબને સોંપવાનું જણાવ્યું હતું. બાદ જૂન માસમાં મેજર વૉટસનની, કર્નલ લૉને સ્થળે રાજ્યસ્થાનિક કોર્ટના આક્ટિંગ પ્રેસિડંટ તરિકેની નિમણુંક થવાથી જુલાઈ માસમાં તેમણે રાજ્યના જોઈંટ એડમિનિસ્ટ્રેટરનો અખત્યાર કર્નલ પારને સોંપ્યો હતો. આ કર્નલના સમયમાં મુંબઇના ગવરનર સર રીચર્ડ ટેમ્પલે ભાવનગરની મુલાકાત લીધી હતી, અને તેમણે ધ્રાંગધ્રાના રાજા સાહેબ શ્રી માનસિંહજી, જેઓ દિલ્હીનાં બાદશાહી દરબારમાં પોતાની નાદુરસ્ત તંદુરસ્તિને લીધે પધારી શક્યા નહોતા, તેમને ભાવનગર ખાતે એક વાવટો આપ્યો હતો. આ સમયે નામદાર ગવરનર સાહેબે ત્યાં આગળ હાઈસ્કૂલ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી, અને તે સમયનાં પોતાનાં સંભાષણમાં નામદાર ગવરનર સાહેબે શ્રી તખ્તસિંહજીની અત્યંત પ્રસંશા કરી હતી, જેથી તે નામદારની પ્રજામાં અત્યાનંદ પ્રાપ્ત થયો હતો.

તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૮ની સાંજે આશરે પાંચ વાગતે નામદાર મહારાજા સાહેબ પોતાના ખાનગી કારભારીની સાથે જુનાગઢ પધાર્યા હતા, જેમને ઈસ્તેકબાલ લેવાને માટે જુનાગઢના કુમાર શ્રી બહાદૂરખાનજી, મૂખ્ય પ્રધાન રા. રા. ગોકળજી ઝાલા વિગેરે સામા લેવા ગયા હતા. ત્યાં આગળ શ્રી તખ્તસિંહજીનો નામદાર નવાબ સાહેબે ઘણો સારો આદરસતકાર કીધો હતો.

તા૦ ૫મી એપ્રિલ સને ૧૮૭૮ને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી તખ્તસિંહજીને ભાવનગરનાં રાજયની સર્વ સત્તા સોંપવાની માંગ્લિક ક્રિયા પોલિટિકલ એજંટ મી૦ પીલે બહુ મ્હોટી ધામધુમ સહિત કરી હતી. આ ખુશાલિ ભરેલી ક્રિયામાં ભાગ લેવાને મી૦ પીલ શિવાય કર્નલ પાર, મેજર વૉટસન, મી૦ ફિટઝરાલ્ડ વિગેરે યુરોપિયન ગૃહસ્થો તથા બીજા દેશી ગૃહસ્થોનો મ્હોટો મિલાવડો મળ્યો હતો,

અને તે સર્વનું એક ભપકાદાર દરબાર ભરીને તેમાં મી૦ પીલે ઇંગ્રેજીમાં એક સંભાષણ કીધું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે છેઃ—

"મહારાજા રાઓળ શ્રી તખ્તસિંહજી

ભાવનગરના ઠાકોર સાહેબ,

તમારી બચગી અને ભગુતરના સમયનો સુર્ય કાલે અસ્ત પામ્યો, અને આજે સૂર્ય ઉગ્યો છે, તે તમને વડવાઓનાં રાજ્યાસનપર જૂએ છે, જેનાં માનપાન અને ફીકર તથા જુમેદારી તમે જિંદગી પોહોચે ત્યાંસૂધી ભોગવો. તમારાં શેહેરમાં આજે મ્હોટી ખુશાલિ પસરી રહી છે, તેમાં ભાગ લેવાને હું પણ ખુશી થઇશ, પરંતુ મેં જે તમને આ દિવાનખાનામાં તમારા પિતાના ઘૂંટણ આગળ તમને રમતા જોયા છે, તેટલા માટે મારે તમને કેટલાક ગંભીર વિચારો જણાવવા જોઇએ. તમે બચગીમાંથી મ્હોટા થઇને માણસ થયા, ને મેં તમને કાલેજમાં માન સાથે ભણતા જોયા છે. હું જાણું છું કે તમે મેસર્સ પરસિવલ, વૉટસન, પાર, નટ અને મેકનૉટનનાં નામને પ્યારથી સંભારતા હશો, જેની શિખામણથી તમારાં ઉદાર અને ચળકાટ ભરેલાં મન ઉપર કેટલીક સારી અસર થઇ હશે. પણ આપણે ભાવનગરનાં રાજ્યની શરૂઆતની તવારિખ વિશે કેટલુંક બોલીએ. એ રાજ્ય પેહેલાં ઘણું નાહાનું સરખું હતું. તેવારે તમારા વડવાઓ સિંહોરથી આવીને રહ્યા હતા. તેને આજે સો વર્ષ થવા આવ્યાં છે; જ્યારે ભાવનગર કાઠિયાવાડમાં પેહેલા નંબરનું રાજ્ય થયું છે. હવે આમ કેમ થયું તેનો વિચાર કરો. બ્રિટિશ સરકારને તમારી તરફથી મરાઠાઓ જોડે ઘણાક બંદોબસ્ત કરવા પડ્યા, જે હજી ચાલેજ છે. તમે તમારાં રાજ્યની આબાદાની તરફ હંમેશાં લક્ષ રાખશો. એ રાજ્યપર તમારો સ્વતંત્ર અખત્યાર છે. એમાં તમારે માથે કોઇ છે નહીં. માટે ખૂબ સંભાળીને કામ લેજો; કેમકે તમને ઘણાક ઠગી જનાર તો મળશે. તેઓ તમને કંઈ કઇ વાતો સમજાવશે, અને તમારાં વખાણ કરીને પોતાનું કામ કાહાડશે. તો જો કે તેવાનો તમે ભરોસો નહીં કરશો. તમારે રાજ્યકાજ્યમાં સઘળી વખતે દયાનો ગૂણ વાપરવો જોઇએ. એ ગૂણ રાજાનાં મનમાં પોતાનું તખ્ત કરીને બેશે છે. તે ઓસની મિસાલે આકાશથી ઉતરી આવે છે. પણ કોઈ જ્યારે તમને દયા બતાવવાનું કહીને ઇનસાફથી દૂર જવાનું કહે ત્યારે તમારે સમજવું કે, તે માણસને પોતાનું કંઇ કામ કાહાડવાનું છે. તમારે સઘળાં કામોમાં આગેવાની લેવાની છે, પણ તમારાં અંતઃકર્ણને તમે દોરવવા દેજો. તમે બીજા કોઇનું સાંભળશો નહીં. તમને વાજબી સલાહનો ખપ તો પડશેજ; કેમકે તમે હજી ઊંધરા છો. તમે નિશાળ પૂરી કીધી નથી. તમે જિંદગીની નિશાળમાં હજી હાલમાં પેંઠા છો. તમને કોઇ તમારા પારકા સંબંધમાં છૂટ ન હોવાનું સમજાવીને અસંતોષ કરવા માગે તો તેને સાંભળશો નહીં; કેમકે પારકા સ્વતંત્ર સંબંધ હોવાથી સૂખ થતું નથી. જેના હાથમાં એ અખત્યાર છે, તેની કેવી દશા છે તેપર જૂઓ. યૂરોપમાં ૧૮૫૪નાં વર્ષથી લડાઇપર લડાઇ ચાલી આવે છે, તેથી તમે ખાલી છો. એ સુલેહનુંજ સારૂં પરિણામ છે. તમે તમારાં રાજ્યની વેપારમાં ચઢતી કરવાને માટે ખંતીલા રહેશો તો તેથી તમે જે શેહેરના સ્થાપનાર ભાવસિંગે તેને માટે ધાર્યું છે, તે ખર લાવશો. તમે માર્કસ ઓરિલિયસ કે અકબર તો થવાના નથી, પણ તમે તેનાં જેવાં કામો કરવાને લાલચ રાખશો તો તે વાજબી ગણાશે. તમે જે કરશો તેને માટે ઇંગ્લંડની મહારાણીને અને તમારાં અંતઃકર્ણમાં પરમેશ્વરના જવાબદાર છો"

ઉપરનાં ભાષણનો ઉત્તર વાળતાં મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીએ નિચે પ્રમાણે દર્શાવ્યું હતુંઃ—

"મારે ઈંગ્રેજ સરકાર, જેણે મારા શોક કરવા લાયક મરહુમ પિતાની ગાદિનો વહિવટ મારી બચગીમાં આવી સરસ રીતે ચલાવ્યો, અને હાલમાં મને તે ગાદિપર બેસાડયો છે, તેનો અંતઃકર્ણથી આભાર માનવાનો છે. હું મારા આગળ થઇ ગયલાઓની પંક્તિ પ્રમાણે ચાલીશ, અને સરકાર સાથે વફાદારીથી વાર્ત્તશ, અને આ પ્રસંગે ગાદિએ બેસાડવાની જે ક્રિયા થાય છે, તે મી૦ પીલનેજહાથે થાય છેતેથી મને ખુશી પેદા થાય છે; કેમકે એ કાઠિયાવાડનો આવો ખેરખાહ, અને મારો તથા મારાં રાજ્યનો ચાલ્યો આવેલો અસલથી વાજબીનો ચાહનાર છે. હું મેસર્સ પરિસવલ, વૉટસન અને પાર, દરેક જણનો આભારી છું કે તેમણે મારાં રાજ્યનો જોડેલો વહિવટ આવી સરસ રીતે, પ્રમાણિકપણાથી

અને સંતોષ ઉપજે તેમ ચલાવ્યો. હું આ રાજ્યના કાર્યભારમાં તેઓને ધારવનાર તરિકે ગણીશ, અને મને જરૂર જેવું માલમ પડશે ત્યારે હું પોલિટિકલ એજંટની ખુશીની સાથે સલાહ પૂછીશ. હું, જે તમો સઘળા આજે તસદી લઈને અહીંયા એકઠા થયા છો તેને માટે આભાર માનું છું, અને મને એવી આશા છે કે, મારા કાર્યભારી મી૦ ગવરીશંકર મને, આ રાજ્યના લાભને ખાતર તેઓ અત્યાર સુધી જેવો રંજ ખેંચતા આવ્યા છે તથા મદદ કરતા આવ્યા છે, તેવોજ રંજ ખેંચવામાં તથા મદદ કરવામાં તઇયાર રેહેશે"

ઉપર પ્રમાણે ભાષણો થયાં પછી સર્વ કોઇએ મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીને મુબારકબાદી આપી હતી, અને તે પછી પોલિટિકલ એજંટ આદિક યુરોપિયનો વિદાએ થયા હતા. બાદ પ્રજાવર્ગ તરફના હિંદુઓ તરફથી મી૦ મૂળજીએ અને મુસલમાનો તરફથી કાજી સાહેબે કાવ્યમાં રચેલાં માનપત્રો વાંચી સંભળાવ્યા હતા, અને પછી દરબાર વિસર્જન થયું હતું. આ મિલાવડો ઘણોજ દેદિપ્યમાન થયો હતો, અને શ્રી તખ્તસિંહજીનાં રાજ્યાભિષેક થવાથી સર્વ કોઈને ઘણોજ હર્ષ પ્રાપ્ત થયો હતો. આ સમયે રાજ્યની ત્રિઝોરીમાં રૂ ૫૧૮૬૪૨૨ રોકડા સોંપવામાં આવ્યા હતા.

કર્નલ પારે નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીની સંગે રહીને જોઇંટ એડમિનિસ્ટ્રેટરનું કામ આશરે અષ્ઠ માસ ઉપરાંત ચલાવ્યું હતું, અને તે પછી મહારાજા સાહેબને રાજ્યની સ્વતંત્ર લગામ ઉપર દર્શાવેલે દિવસે મળ્યા બાદ કર્નલ પારે કાઠિયાવાડના જ્યુડિશિયલ આસિસ્ટંટ પોલિટિકલ એજંટનો ચાર્જ લઈને તે કામ ચલાવ્યું તે દરમ્યાન ભાવનગરનો વાર્ષિક રીપોર્ટ માર્ચ માસ આખરનો જેટલો અધુરો રહ્યો હતો તે સમાપ્ત કીધો હતો. બાદ તેમની ત્યાંથી વિદાયગિરી થવાની હોવાથી નામદાર મહારાજા સાહેબે તા૦ ૨૫મી એપ્રિલ સને ૧૮૭૮ ને ભોમવારની રાત્રે તેમને એક ખાનું આપીને ઘણી સારી ધામધૂમ કરી હતી, અને તે પ્રસંગે મહારાજા સાહેબે નિચે પ્રમાણે સંભાષણ કીધું હતું:—

"કર્નલ પાર સાહેબ, લેડીઓ અને ગૃહસ્થો,

સુમારે આઠ મહિના ઉપરાંત મુદત થયાં મારાં સંસ્થાનનો રાજ્ય કાર્યભાર ચલાવવામાં આપ-કર્નલ પાર સાહેબની સાથે સામેલ રેહેવાનું મારૂં સારૂં નશીબ હતું, અને એ મુદત પૂરી થતાં આપે મારી પ્રજાની આબાદી તથા કલ્યાણને માટે જે હોંશ ભરેલી કોશિશ કરેલી છે, તેમજ મારી તરફ આપે જે માયાળુપણું ને મમતા એકસરખી રીતે બતાવેલી છે, તથા આપે મારા પ્રત્યે હંમેશાં જે દોસ્તીભરેલી વર્તણુંક રાખેલી છે, તેને માટે મારાં અંતઃકર્ણથી આપનો ઘણો આભાર માનું છું.

હવે આપનું રજા ઉપર વિલાયત જવું થવાની છેક નજીકના વખતે આપને અંતઃકર્ણપૂર્વક સલામતી સાથે આપને તથા મિસિસ પાર સાહેબને આપના સ્વદેશની મુસાફરી ખુશીભરેલી રીતે થાય, એવું ચાહું છું.

આપ પોતાના ઘણી ઊંચી જાતના ગુણોને માટે મ્હોટા માનભરેલા વિચારની સાથે હવે હું આપ કર્નલ પાર સાહેબની તેમજ મિસિસ પાર સાહેબની સારી તંદુરસ્તીની બાબતનો પ્યાલો પીવાની સંતોષભરેલી દરખાસ્ત કરૂં છું, અને મિસિસ પાર સાહેબનાં ઘણાં માયાળુપણાં તથા હેતને માટે હું તેમનો આભારી છું."

ઉપલાં ભાષણનો ઉત્તર કર્નલ પારે ઘણી સરસ રીતે વાળીને તેમાં મહારાજા સાહેબની ઘણી પ્રશંસા કરી હતી, અને તે પછી સભા વિસર્જન થઇ હતી.

સને ૧૮૭૯ના જાનેવારી માસની તા૦ ૧૩મીની પ્રભાતમાં દિવાન રા. રા. ગવરીશંકર ઉદયશંકર સી. એસ. આઈ. એ પોતાનું દિવાનપદનું રાજીનામું આપ્યું હતું, અને તેમને સ્થળે નામદાર મહારાજા સાહેબે તેમના ભાણેજ રા. રા. સામળદાશ પરમાનંદદાશને નિમ્યા હતા. એ દિને ના-

મહારાજા શ્રી તખ્તસિંહજીએ એક મ્હોટો દરબાર ભરીને રા. રા. ગવરીશંકરનું રાજીનામું સ્વિકારી રા. રા. શામળદાસનું દિવાનપદ જાહેર કીધું હતું. એ દરબારમાં મહારાજા સાહેબે નિચે પ્રમાણેનું સંભાષણ વાંચ્યું હતું:—

"ગૃહસ્થો—આ ભાવનગર સંસ્થાનના મુખ્ય પ્રધાન આજમ ગવરીશંકર ઉદયશંકર સી. એસ. આઇ. એઓએ પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું છે, તે સંબંધમાં આજ આ દરબાર ભરવામાં આવ્યો છે. તેમનો આ સંસ્થાન સાથે સંબંધ પચાસ વર્ષ ઉપરાંતનો છે. અમારા માનવંતા પૂર્વજો મહારાજા વિજયસિંહજી, અખેરાજજી અને મારા કૈલાસવાસી પિતાજી જસવતસિંહજી પાસે રહી તેમને સંતોષ આપી તેમની મમતા મેળવી, અને આ સંસ્થાનનાં હીતનાં કેટલાંક મ્હોટાં મ્હોટાં કામો કરેલાં, એ વાત આ સંસ્થાનમાં બલકે આ પ્રાંતમાં એટલીબધી પ્રસિદ્ધ છે કે, તેનો વિસ્તાર અત્રે કરવાની અગત્ય નથી. એમની રાજ્યભક્તિ અને સારાં કામ, અને આ સંસ્થાનનું સર્વ પ્રકારે સારૂં કરવાની ઇચ્છા અને આતુરતા, એ આદિ ગુણોની કદર આ ભાવનગર સંસ્થાન તરફથી, અને તેમાં વિશેષે કરીને મારા મરહુમ પિતાજી તરફથી થયલી છે એટલુંજ નથી, પણ આજમ ગવરીશંકરની રાજ્યભક્તિ જોઇ પોતાની પ્રસન્નતા દર્શક ચિન્હ જે સી. એસ. આઈ.નો બહુ માન ભરેલો ખેતાબ અને ચાંદ તેમને આપ્યો છે. ઉપરની બિનાઓ આજમ ગવરીશંકરને તેમજ આ સંસ્થાનને ઉભય ને શોભા આપે એવી તથા સંતોષકારક છે, એમ હરકોઇ કહી શકશે.

આજમ ગવરીશંકરે મારી પોતાની પાસે પણ આજ સુધી પ્રમાણિકપણાથી, અને રાજ્યનિષ્ઠાથી કામ કરી મને પુરો સંતોષ આપ્યો છે, તે પણ મારે આ પ્રસંગે પ્રસિદ્ધ કરવું જોઇએ.

એવા એક અનુભવી અને નિમકહલાલ મુખ્ય પ્રધાન સંસ્થાનનાં કામથી હાથ ઉઠાવે, એ સારૂં ન લાગે એ સ્વભાવિક છે. તોપણ એમના ૭૪ વર્ષની વય સામુ જોતાં તથા એમની રાજ્ય સેવા સામું જોતાં એમની ઉત્તરાવસ્થામાં એમણે ઇચ્છેલા આરામનો લાભ આપવો મારો ધર્મ છે, એમ હું માનું છું.

ઉપર પ્રમાણે પોતાનાં પીંડથી પોતે રાજ્ય સેવા કરી છે તે સાથે બીજી સંતોષકારક વાત એ છે કે, ભવિષ્ય કાળ સારૂં પણ આ સંસ્થાનનું સારૂં ઇચ્છી, આજમ સામળદાસ પરમાનંદદાસ જેવા કૂળવાન અને બુદ્ધિમાન પુરૂષને પરખી કાઢી પોતાની પાસે રાખી પોતાના અનુભવનો તમામ લાભ તેમને આપ્યો છે. આજમ સામળદાસના પિતા પરમાનંદદાસે આ સંસ્થાનના મુખ્ય પ્રધાનનું કામ લાંબી મુદત સુધી સંતોષકારક કરી લોકમાં કીર્ત્તિ સંપાદન કરેલી, એ વાત પ્રસિદ્ધ છે. તેમના સતપુત્ર આજમ સામળદાસે સંસ્કૃત અને ફારશી, આ બે ભાષાનો સારી રીતે અભ્યાસ કરેલો છે, અને આ સંસ્થાનની નિમકહલાલીથી નોકરી ત્રીશ વર્ષથી કરે છે. તે દરમ્યાન સરકારી જોઈંટ એડમિનિસ્ટ્રેટર્સ મી૦ પરસિવલ તથા આજમ ગવરીશંકરની નજરમાં તેમની પૂરી યોગ્યતા હોવાને લીધે તેમણે મુંબઇ સરકારમાં લાંબી જુડિશિયલ ખાતાની અપીલો ચૂકવવા વિગેરે કામમાં સરકારી યુરોપિયન અમલદારોની સાથે તેમને જોઇંટ એડમિનિસ્ટ્રેટર ઠરાવવામાં આવ્યા હતા, અને અંતે પોતાની વિદ્વતા અને પ્રમાણિકપણાં વિગેરે સદ્‌ગુણોથી મને પણ વારંવાર સારી અને હીતકારક સલાહ આપી મારો સંપૂર્ણ વિશ્વાસ તેમણે મેળવ્યો છે, એવા એ યોગ્ય ગૃહસ્થને પોતાની સાક્ષી પોતાની જગ્યા ઊપર મૂકી જવાનો અવસર આવે, એ વાત પણ આજમ ગવરીશંકરને ઓછી માનદાયક નથી.

એ રીતની સ્થિતિને લીધે આજમ ગવરીશંકરને પોતાની રાજ્યસેવાથી કમાયલો આરામ આપવા મેં સ્વિકાર કર્યું છે, અને આજમ સામળદાસને તેમની જગ્યાએ આ સંસ્થાનના મૂખ્ય પ્રધાન ખુશી સાથે મેં નિમ્યા છે, અને હું ભરોસો રાખું છું કે, રાજા પ્રજા-ઉભયનું હીત કરવાનું કારભારીનું ભારે કઠણ કામ આજમ સામળદાસ સંતોષ કારક રીતે કરશે.

આજમ ગવરીશંકરની હયાતી સુધી તેમને હાલ જે બવાઇ દર સાલ રૂપૈયા વીશ હઝાર મળે છે, તે પુરેપૂરા પેન્શન દાખલ આ રાજ્ય તરફથી મળ્યા જશે. તેમના પુત્ર આજમ વિજયશંકરને આસિસ્ટંટ કારભારીની જગ્યો, જે હુમા ઉપર કે હાલ સુધી આજમ સામળદાસ હતા, તે આપું છું, અને તેની જગ્યા આજમ વીઠલદાસને, અને આજમ વિઠલદાસની જગ્યા આજમ ગવરીશંકરના બીજા પુત્ર આજમ પ્રભાશંકરને આપું છું.

મને આશા છે કે, આજમ ગવરીશંકરે મારી પાસે કહ્યું છે તે પ્રમાણે મૂળ ગરાશિયાના હકો નક્કી કરવાનું જે થોડુંક કામ બાકી રહ્યું છે, તે પૂરૂં કરશે, અને મ્હોટાં કામોમાં પોતાનાં અનુભવ અને ડહાપણનો લાભ આ રાજ્યને આપતા રેહેશેજ. મારી એમ પણ ધારણા છે કે, આજમ ગવરીશંકરની છબિ કોઇ સારા દેશી ચિત્રકાર પાસે હાથથી ચિત્રાવી આ દરબારમાં રાખવી. છેવટ પરમેશ્વર પાસે માંગુ છું કે, આજમ ગવરીશંકર ઘણાં વર્ષ સુધી આ રાજ્યના હીતૈષી તરિકે આરામની સાથે લાંબું આયુષ્ય ભોગવે. મારી આ પ્રાર્થનામાં આ સભામાં બેઠેલા સર્વ ગૃહસ્થો સામિલ થશે, એમ હું આશા રાખું છું."

ઉપલું ભાષણ સમાપ્ત થયા પછી રા. રા. ગવરીશંકર તરફથી તેમના પુત્ર રા. રા. વિજ્યશંકરે પોતાના પિતાની આજ્ઞાથી તેનો ઉત્તર તેવીજ સારી રીતમાં વાંચ્યો હતો, અને તે પછી રા. રા. સામળદાસે પણ એક સુંદર ભાષણ કરી સર્વનાં મન રંજિત કીધાં હતાં. બાદ રા. રા. ગવરીશંકર, રા. રા. સામળદાસ, રા. રા. વિજયશંકર અને રા. રા. વિઠ્ઠલદાસને મહારાજા સાહેબે પોશાક આપ્યા હતા, અને પછી દરબાર બરખાસ્ત થયું હતું.

તા૦ ૧૪મી જાનેવારી સને ૧૮૭૯ને દિવસે આશરે સાડાપાંચ વાગતાંને સુમારે "તખ્તસિંહજી હૉસ્પિટલ"નો પાયો નાંખવાની ક્રિયા મહારાજા સાહેબે પોતે કરી હતી. આ સમયે ભાવનગરના તેમજ આજુબાજુના અન્ય દેશી ગૃહસ્થો અને યુરોપિયનોની સારી સંખ્યા એકઠી થઈ હતી. એ સમયે પ્રથમ ડાકટર બરજોરજીએ એક સરસ ને રસાળ ભાષણ વાંચી સંભળાવ્યું હતું, અને તે પછી દિવાન રા. રા. સામળદાસે ઘણું મનોરંજન ભાષણ કીધું હતું. વળી રેવરંડ બીટી સાહેબે પણ એ પ્રસંગે એક રસિક ભાષણ કરી સર્વનાં મન રંજિત કીધાં હતાં, અને તે પછી મી૦ સીમ્સ સાહેબે કેટલાક શબ્દો સભાજનોને શ્રવણ કરાવ્યા હતા. બાદ મહારાજા સાહેબે તે હૉસ્પિટલનો પાયો નાંખવાની શુભ ક્રિયા કરતાં નિચલા શબ્દો ઓચર્યા હતાઃ—

"I declare this stone to be well and truly laid. May God bless the building!"

ઉપલા માંગ્લિક શબ્દો નિકળતાંની સાથેજ તોપના ઉપરાચાપરી ૧૫ ધડાકા કરવામાં આવ્યા હતા, અને એક આનંદદાયક દેખાવ થઈ રહ્યો હતો. આ ઔષધાલય પોતાનાં ૨૧મા વર્ષની ખુશાલિ તરિકે બનાવવા માટે તેનો પાયો નાંખવામાં આવ્યો હતો.

તા૦ ૭મી એપ્રિલ સને ૧૮૭૯ ને સોમવારને દિવસે ભાવનગરમાં એક મ્હોટી ગોદી ઉઘાડવાની ક્રિયા નામદાર મહારાજા સાહેબે કરી હતી, અને તે સમયે પણ બંદરપર ઘણી સુંદર રચના કરવામાં આવી હતી, અને રા. રા. સામળભાઈ વિગેરેએ સંભાષણો કીધાં હતાં.

તા૦ ૨૨મી મે સને ૧૮૭૯ને દિવસે, નામદાર મહારાજા સાહેબે પોતાનાં રાજ્યના વેપારની વૃદ્ધિ વાસ્તે તથા પોતાની પ્રજાનાં સૂખને માટે "ભાવનગર" નામની આગબોટ બંધાવી તે સમૂદ્રમાં ઉતારવાની ક્રિયા થઇ હતી. આ ક્રિયા પ્રસંગે મી૦ પીલ સાહેબ ત્યાં પધાર્યા હતા, અને તેમણે કેટલુંક વ્યાખ્યાન વર્ણવ્યું હતું, અને તેઓ સાહેબે એ ક્રિયા મરીન સુપ્રિનટેન્ડન્ટ મી૦ કેરૂની પુત્રીને હાથે કરાવી હતી. આ આગબોટ ૧૪૧ ફીટ લંબાઇમાં, અને ૨૦૫ ટન વજનમાં હતી, અને ભાવનગર અને સુરત વચ્ચે ફરતી કરવામાં આવી હતી. એની પાછળ દરબાર શ્રીને રૂ ૧૬૦૦૦૦નો ખર્ચ થયો હતો, અને તે ઘણી શોભાયમાન બની હતી.

તા૦ ૧૯મી ઑગસ્ટ સને ૧૮૭૯ને દિવસે, રાજકોટ ખાતે ત્યાંની "રાજકુમાર કૉલેજ"ના સંબંધમાં એક નવીન મકાન તથા આજી નદિની ઉપર "કયસરે હિંદ પૂલ" દીર્ઘ સમયથી બાંધવા માંડયો હતો તેનું કામ સમાપ્ત થવાથી, નામદાર મહારાજા સાહેબે કર્નલ બાર્ટનને હાથે તે કામો ખુલ્લાં મૂક-

વાની ક્રિયા કરાવી હતી. આ પ્રસંગે રાજકોટમાં મ્હોટો મિલાવડો થયો હતો, અને કાઠિયાવાડના કેટલાક સરદારો, ઈંગ્રેજ અમલદારો વિગેરે ઘણા માનવંતા ગૃહસ્થો ત્યાં પધાર્યા હતા. તે મિલાવડામાં પ્રથમ કર્નલ બાર્ટન સાહેબે લંબાણ ભાષણ કર્યા બાદ મહારાજા સાહેબે નિચે પ્રમાણે ભાષણ કીધું હતું:—

"કર્નલ બાર્ટન, ગૃહસ્થો તથા બાનુઓ,

મને આજે અત્રે આવ્યાથી ઘણી ખુશી ઉત્પન્ન થઇ છે. હું જેમ બને તેમ પરોપકારી કામ કરવાનો મારો ધર્મ સમજું છું, અને જોકે એક તરફથી મારો પેહેલો ધર્મ મારાં પોતાનાં રાજ્ય તરફનો છે, તોપણ બીજા હાથપર હું જેમ બને તેમ હાલનાં જેવાં લોક હિતાર્થિ કામોમાં મદદ કરવાને ખુશી થઇશ. આજે રાજકોટ ખાતે જે બે કામો ખુલ્લાં મુકવાને માટે આપણે એકઠા થયા છિએ, તેમાં ખરેખર મેં અંતઃકર્ણથી ભાગ લીધો છે. આ તો સ્વભાવિક છે કે, એક રાજ્યવંશી તથા એક સરદાર તરિકે નામદાર કયસરે હિંદ, જેના હાથ તળે હિંદુસ્થાનનાં સઘળાં શેહેરો સમાધાનીનું સુખ ભોગવે છે, તેના કયસરે હિંદ પદ ધારણ કરવાના દિવસની યાદગારી કરી રાખવાને હું ચાહું, તેમજ આ સ્વભાવિક છે કે, જે વિદ્યાલયમાં મેં મારી ન્હાનપણની જિંદગીના દિવસો ખુશી સાથે ગુજાર્યા છે (અને આ ઠેકાણે મારા ગુરૂ તથા વડીલ મી૦ મેકનાટનનો પાડ માનું છુ કે, જેને માટે મને સદા અંતરમાં પ્રેમ રેહેશે) એવાં એક વિદ્યાલયની સગવડમાં વધારો કરવાની તથા તેનો અમલ વધારવાની મને ઇચ્છા થાય. મારી આ સઘળી ઇચ્છાઓ હું પાર પાડી શક્યો, એથીજ મને અતિઘણો આનંદ ઉપજ્ન થાય છે; પણ મારા આનંદમાં વળી વધારો કરનાર એક કારણ મને મળ્યું છે, અને તે કારણ કર્નલ બાર્ટન તમેજ છો, કે જેણે મારે માટે તથા આ બક્ષિસ માટે ઘણા માયાળુ શબ્દોથી પોતાનો અભિપ્રાય આપ્યો છે. એટલા માટે આ ઠેકાણે હું કર્નલ બાર્ટનનો પણ પાડ માનું છું, અને મને આશા છે કે, મારી સાથે નિરંતર એઓ સાહેબ દોસ્તીના હક્કથી તથા મેહેરબાનીથી રાખીને વર્તશે. હું આજના મિલાવડામાં મારા કેટલાક આગલા સોબતીઓને જોઇને પણ ખુશી થાઊં છું, ને જે સાહેબો આજે આ ખુશીના પ્રસંગપર હાઝર થયા છે, તેઓનો પાડ માનીને બેસવાની રજા લઊં છું."

ઉપર પ્રમાણે કર્નલ બાર્ટનનાં ભાષણનો વિવેક અને ડહાપણ ભરેલો ઉત્તર વાળવાથી સર્વ કોઈએ ઠાકોર સાહેબની અત્યંત પ્રસંશા કરી હતી, અને પછી મિલાવડો વિસર્જન થયો હતો.

આજ વર્ષમાં કાઠિયાવાડમાં ફેલાયલા દુકાળ સમયે મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીએ પોતાની રંક પ્રજાને કિમતી મદદ કીધા ઉપરાંત દુકાળમાં દુઃખ પામતાં લોકોને રૂ ૧૫૦૦૦ની મ્હોટી મદદ કરીને મહા પુન્યનું કામ કીધું હતું. વળી એ દુકાળમાં દુઃખ પામતાં માબાપ વિનાનાં તથા કંગાલ માબાપનાં એકંદર ૫૦ છોકરાં પોતાના આશ્રય નિચે લીધાં હતાં, અને તેમને અન્નવસ્ત્રાદિક પાળીને મ્હોટો આશિર્વાદ પ્રાપ્ત કીધો હતો, જેને માટે પ્રજામાં તે નામદારની અતોલ આબરૂ વધી હતી.

તા૦ ૩૧મી જાનેવારી સને ૧૮૮૦ ને શનિવારને દિવસે ભાવનગર ખાતે વરાળયંત્રથી ચાલનાર હોડીને ફરતી કરવાની ક્રિયા કરવામાંઆવી હતી. આ સમયે ત્યાં સારો મિલાવડો કરવામાં આવ્યો હતો, અને ઘણાક દેશી તથા યુરોપિયન ગૃહસ્થો ત્યાં પધાર્યા હતા. તે સમયે કર્નલ બાર્ટન સાહેબે નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીની પૂર્ણ પ્રસંશા પોતાનાં મનોહર ભાષણ દ્વારાએ કરીને છેલ્લે તેમણે હર્ષ ભેર એવું દર્શાવ્યું હતું કે "ભાવનગરનું રાજ્ય દરેક બાબતમાં આગળ પડે છે." કર્નલ બાર્ટનનાં મૂખમાંથી આ શબ્દ નિકળતાંની સાથેજ ત્યાં પધારેલા સર્વ ગૃહસ્થોનાં મુખાર્વિંદ પ્રફુલ્લિત બની ગયાં હતાં, અને પછી મિલાવડો બરખાસ્ત થયો હતો.

સને ૧૮૮૦ના ડિસેમ્બર માસની તા૦ ૧૮મીએ "ભાવનગર ગોંડલ રેલ્વે" ખુલ્લિ મૂકવાની ક્રિયા મુંબઈના ગવરનર સર જેમ્સ ફર્ગ્યુસને સ્વહસ્તે કરી હતી, જે સમયે ભાવનગરમાં કદિ પણ નહીં મળેલો એવો મ્હોટો મિલાવડો મળ્યો હતો. નામદાર ગવરનર સાહેબ પોતે આગલે દિવસે, એટ-

લે તા૦ ૧૭મીએ એક સરકારી આગબોટમાં મિરાજીને ભાવનગરમાં પધાર્યા હતા. એજ દિવસે શમિયા નામાં મિલાવડો કરીને તે નામદારને મહારાજા સાહેબે એક માનપત્ર આપ્યું હતું, જે ઇંગ્રેજીમાં તેઓ સાહેબના હુકમથી રા. રા. વિઠલદાશે વાંચી સંભળાવ્યું હતું, જેનો ગુજરાતી સાર નિચે પ્રમાણે હતોઃ—

"સોરઠ પ્રાંતની મૂખ્ય સરહદ ઉપર તમો નામદારનું પ્રથમ પગલું મૂકવા ઉપર હું તમો નામદારને અંતઃકર્ણ પૂર્વક મુબારકબાદી આપું છું. નામદાર શાહાનશાહબાનુના હાલના પ્રતિનિધિ જે તમો, તેમને કાઠિયાવાડમાં આવકાર દેવા માટે મને પેહેલ કરવાનો હક્ક મળ્યો તેથી મને મારા સંસ્થાનમાં તમો નામદારને જોવાથી જે ખરો આનંદ થયો છે, તેમાં ઓર વધારો થાય છે, અને હું ખુશી થાઉં છું કે, આપનું અત્રે થોડોક વખત રેહેવું થશે તે અરસામાં મારે તમારે હાથે કેટલેક દરજે એક મ્હોટાં કામની–એટલે "ભાવનગર ગોંડળ રેલ્વે" ખુલ્લિ મૂકવાની ક્રિયા કરાવવી છે. તમો નામદારને બેશક ખબર છે કે, એ રેલ્વેને લગતું કામ કાઠિયાવાડમાં પેહેલુંજ છે. મારા વિચાર મુજબ આ પ્રાંતની ઉપજ કરવાનાં ઘણાં સાધનો હજીસુધી ઘણે દરજે, જાહેર ધોરી સડકોની તંગાસને લીધે ઢંકાયલાં રહ્યાં છે, અને મારા હાથમાં રાજ્યકાર્યભાર આવ્યા પછી મારી કારકીર્દિમાં આ રેલ્વે બાંધવાની મંજુરિયાત આપવાનુંજ પેહેલું કામ આવ્યું તેથી એ બાબતને હું ઘણી આનંદકારી ગણું છું. સરકારી કામના વખતનો, અને તમારી પોતાની સગવડતાનો ઘણો ભોગ આપીને તમોએ એ રેલ્વે ઉઘાડવાને મારી અર્જ બાહાલ રાખી, એજ તમો એ ઉઠાવણીમાં ઘણો ભાગ લો છો, તેની સાબિતી છે. હું હિમ્મતથી માનું છું કે, એ રેલ્વે ફતેહમંદિથી પાર ઉતરી તેથી, અને તેનું વાસ્તું તમો નામદારને હાથે થશે તેથી આ પુરાતન પ્રાંતને માટે એક નવા શકનો શુભારંભ થશે. મને વિશ્વાસ છે કે, પરમેશ્વરની કૃપાથી, અને તમો નામદારના જેવી સ્વતંત્ર સરકારથી આના જેવાં નવાઈ સરખાં કામને ઉતેજન મળે છે તેથી, એ કામ મારાં સંસ્થાનને તેમજ બાકિના કાઠિયાવાડ પ્રાંતને આબાદી અને સગવડતાનું સાધન થઇ પડશે, અને તેથી પડોશનાં રાજવાળાઓ એવાંજ કામો ઉઠાવી લેવાને લલચાશે. સર જેઇમ્સ ફર્ગ્યુસન, હું એકવાર ફરીથી તમો નામદારને મારા સંસ્થાનની રાજ્યધાનીમાં ખરાં અંતઃકર્ણથી સત્કારપૂર્વક આવકાર કરૂં છું."

ઉપલાં ભાષણનો ઊત્તર વાળતાં નામદાર ગવરનર સાહેબે નિચે પ્રમાણે દર્શાવ્યું હતુંઃ—

"નામદાર ઠાકોર સાહેબ,

તમારાં મૂખ્ય શેહેરમાં હું તમારી મુલાકાત લઉં છું તે, અને જે કામ તમારી અગ્રિમ નજર અને જાહેર હિમ્મતને આટલી બધી પ્રતિષ્ઠાને પમાડે છે, તે કામનાં વાસ્તુમાં હું મદદ કરૂં છું તે, ખરેખર ઘણીજ ખુશીની સાથે કરૂં છું, એમ જાણજો. લોક કલ્યાણનાં કામમાં તમારી સખાવતોથી તમો, હિંદુસ્થાનના જેઓ ઘણાક પરાક્રમી રાજા છે, તેઓની બરાબરીની પાયરીમાં મૂકાઈ ચૂકા છો. જે મ્હોટાં કામનું વાસ્તુ કરવાને આપણે એકઠા થયા છિએ, તે કામ વિશે બોલવાને બેશક મને વિશેષ તક મળશે, તોપણ આ પેહેલાજ અવસર ઉપર મારે આટલું તો ભૂલવું નહીંજ જોઇએ કે, તમારી મેહેનતને ફતેહ મળી તેથી હું તમોને મુબારકબાદી આપું છું. અગરજો મારે તમારી સાથે થોડોજ સમય રેહેવાનું થશે, તોપણ હું જેટલો સમય રહીશ તેમાં ઘણોજ સંતોષ માનીશ, અને જેને માટે મેં બીજું કંઈજ નહીં, પણ **સારૂ, સારૂ** ને **સારૂજ** સાંભળ્યું છે, તેની સંગે હાલમાં જાતિ પિછાન થવાથી હું ઘણોજ ખુશી થયો છું. એ બાબતોના ઉપર મારૂં લક્ષ ખેંચાય તેથી તે વિષે હું હાલ વિશેષ બોલવાની જરૂર જોતો નથી. તમોએ મારો માન્યપૂર્વક આદરસતકાર કીધો, તેનોજ માત્ર મારે તમારો ઉપકાર માનવો છે."

ઊપર પ્રમાણે ગવરનર સાહેબનું ભાષણ સમાપ્ત થયા બાદ તે નામદારને ઘણાક ગૃહસ્થો સાથે કર્નલ બાર્ટને ઓળખાણ કરાવી હતી, અને પછી મિલાવડો વિસર્જન થયો હતો. બાદ બીજે દિવસે ગવરનર સાહેબ તથા મહારાજા સાહેબ વિગેરે, ભાવનગરનાં નવીન રેલ્વે સ્ટેશન પર ગયા હતા, અને ત્યાં ગયા બાદ નામદાર ગવરનર સાહેબને હાથે રેલ્વે ખુલ્લિ મૂકવાની ક્રિયા થયા પછી તેઓ સાહેબ એક સ્પેશિયલ ટ્રેનમાં લિંમડી સંચર્યા હતા, જ્યાંથી સાયંકાળે છ વાગતે પાછા ભાવનગરમાં પધાર્યા હતા, જે સમયે શેહેરમાં ઝગઝગતી રોશની કરવામાં આવી હતી. એજ રાત્રે આતશબાજી પણ ફોડી હતી. બાદ બીજે દિવસે સ્પેશિયલ ટ્રેનમાં બેશી તેઓ સાહેબ પાલિતાણા તરફ ગમન કરી ગયા હતા.

ભાવનગરના મહારાજા સાહેબે આ રેલ્વે બાંધવા પાછળ આશરે રૂ ૮૯૦૦૦૦૦) ખર્ચ્યા હતા, અને બાકીના ગોંડળના ઠાકોર સાહેબે આપ્યા હતા—એટલેકે એમાં એક તૃત્યાંસ ભાગ ગોંડળનો, અને બે તૃત્યાંશ ભાવનગરનો હતો. આ રેલ્વે ભાવનગરથી વઢવાણ સુધી ૧૦૬ માઈલ્સ, અને પશ્ચિમ તરફ ધોરાજી સુધી આશરે ૧૦૦ માઈલ્સ લાંબી છે.

તા૦ ૧૫મી અકટોબર સને ૧૮૮૧ને દિવસે ભાવનગર ખાતે મોતીબાગમાં મહારાજા સાહેબે એક મ્હોટી સભા બોલાવીને તેની સન્મુખ પોતાના કાબેલ દિવાન રા. રા. સામળદાસને, તેમનાં રાજ્ય સંબંધી કરેલાં ઉત્તમ કામોની કદર બુઝીને, નામદાર દરબાર શ્રીએ, તેમની રાજ્યકાર્યભારની પ્રવીણતા તથા દીર્ઘ સમય થયાં તેઓ બજાવતા આવેલાં કામો વિષે ટુંક પણ છટાદાર ને રમણીયભાષણ કીધા પછી તે સેવાના બદલામાં જલાલપુર નામનું ગામ વંશપરંપરા સુધી બક્ષિસ કીધું હતું.

તા૦ ૧૭મી જાનેવારી સને ૧૮૮૨ને દિવસે નામદાર મહારાજા સાહેબને, આપણા પરમ કૃપાળુ મહારાણી શ્રી વિકટોરિયાજીએ બક્ષેલા કે. સી. એસ. આઈ.ના માનવંતા ખેતાબ આપવાની ક્રિયા રાજકોટ ખાતે કરવામાં આવી હતી, જે સમયે જુનાગઢ, જામનગર, ધ્રાંગધ્રા, મોરબી, વઢવાણ, લિંબડી વગેરે રાજ્યોના નૃપતિઓ વિગેરે ગૃહસ્થોનો ઘણો મ્હોટો જમાવ થયો હતો. આ શુભ ક્રિયા મુંબઇના ગવરનર સર જેમ્સ ફર્ગ્યુસનને સ્વહસ્તે તા૦ ૧૪મીએ કરવામાં આવનાર હતી, પરંતુ તેમના પત્નિનું એકાએક મૃત્યું નિપજ્યાથી તેમનાથી ત્યાં પધારી શકાયું નહીં, જેપરથી હિંદની સરકારે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટનને, આ ચાંદ આપવાની આજ્ઞા કીધાથી તેઓ સાહેબે આ મંગળમય ક્રિયા એક મ્હોટું દરબાર ભરીને કરી હતી. તે દરબારમાં પ્રથમ તેઓ સાહેબે મહારાણી સરકારનું વારંટ વાંચી સંભળાવ્યા પછી નિચે પ્રમાણેનું ભાષણ દીધું હતું:—

**"મહારાજા સાહેબ,**

નામદાર વાઇસરાય અને ગવરનર જનરલ બહાદુર સાહેબે, **"સ્ટાર આફ ઈંડિયા"**ના અતિ માનવતા વર્ગના ગ્રાન્ડ માસ્ટર તરિકે, આપને એ વર્ગના નાઈટ કમાન્ડરનો ઇલ્કાબ આપવાને મને ફરમાન કીધું છે.

આપ સાહેબનાં જાણ્યામાં છે કે, મલિકા માઆઝમાં મહારાણી તથા કયસરે હિંદની ખાસ ફરમાસથી મુંબઇના નામદાર ગવરનર સાહેબ બહાદુર, અત્રે સદરહુ ઇલ્કાબ બક્ષવાના ક્રિયા કરવાને પધારતા હતા, પરંતુ તેઓ સાહેબ માર્ગમાં હતા, એટલામાં એવો એક દુઃખદાયક બનાવ અણધાર્યો બન્યો કે, તેથી આખા ઇલાકામાં અતિશય ગમગિની પ્રસરી થઇ છે, અને આ બનાવથી એઓ સાહેબના મ્હોટા દરજાને છાજે તથા જે મ્હોટાં કાર્યને માટે તેઓ સાહેબ અત્રે પધારનાર હતા, તેને શોભે એવી રીતે તેમનો માન્યપૂર્વક સત્કાર કરવાની આપની હોંશ બરબાદ થઇ છે, પરંતુ ઇશ્વરની ઇચ્છા બળવાન છે. આ થકી આપણી સઘળી દબદબા ભરેલી તૈયારીની ખરી શોભા કમી થઇ છે. અલબત આવું માન ભરેલું કામ બજાવવાનું એકાએક મારા ઉપર આવ્યું છે, તેથી હું મ્હોટાઇ સમજું છું. તેમ છતાં મારે કહેવાની જરૂર પડે છે કે, આ દેવ કોપને માટે હું અત્યંત દિલગીર છું, અને તેથી કોણ ? તે આ પ્રસંગે અત્રે મળેલાં દરબારોની વર્તણુંક જ સિદ્ધ કરી આપે છે; કારણકે હંમેશ પ્રમાણેનો માન મરતબો નહીં સાચવ્યાથી અથવા તો ઘણા ખર્ચ અને મ્હોટી મેહનતથી કરેલી તૈયારી કેટલેક દરજ્જે વ્યર્થ જવાથી કોઇ પણ દરબાર તરફથી નાખુશી જાણવામાં આવી નથી. પૂર્વ દેશનાં લોકોને ઘણુંકરીને માન મરતબાના રિવાજો પ્રિય હોય છે, તેની પરવા નહીં રાખી, તેમજ આવા પ્રસંગે છાજે એવા ઉત્સવથી આપોઆપ ખુશીથી દૂર રહી, દરબારોએ પોતાની અંતઃકરણની ગમગિની દર્શાવી છે.

આપ સાહેબને આવા બનાવથી નાઉમેદી થાય, એ સ્વભાવિક છે, પરંતુ આપના તરફથી આ નાઉમેદી કોઇ પણ પ્રકારે બતાવવામાં આવી નથી; બલકે આ નવી ગોઠવણ ખુશીની સાથે માન્ય કરી છે, અને ખૂદ નામદાર ગવ-

રનર સાહેબ બહાદૂરના હાથથી આ ઈલ્કાબ ધારણ કરવાને બદલે મારા હાથથી તે ગ્રહણ કરવાનું સંતોષ સાથે કબૂલ કીધું છે.

"સ્ટાર ઑફ ઈંડિયા"ના માનવંતા વર્ગના પ્રમૂખ મલિકા માઆઝમા કયસરે હિન્દ છે, અને એ વર્ગમાં આ બોહોળી શેહેનશાહાતના કુલીન રાજાઓ તથા અમીરો, અને રાજ્યકળામાં પ્રવીણ તથા લડાઇમાં શૂરા, એવા મહા પુરૂષોનાં નામની સાથે આપનું નામ આજથી જોડાયું છે, તેને માટે હું પોતે ખરાં અંતઃકર્ણથી આપને મુબારકબાદી આપું છે.

આ માનવંતા ઇલ્કાબની સ્થાપના થયા પછી તરતજ આપના સ્વર્ગવાસી પિતા સર જસવતસિંહજીને નાઇટનો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો, અને આ પ્રાંતમાં એ દરજ્જો ધરાવનાર હાલના આપના સાથિ નાઇટ સાહેબો—સંસ્થાન જુનાગઢના વાલ્લાસાન નવાબ સાહેબ, સંસ્થાન નવાનગરના મહારાજા જામ સાહેબ તથા સંસ્થાન ધ્રાંગધ્રાના મહારાજા રાજ સાહેબ, એઓએ આ પ્રસંગે પધારવાની મેહેરબાની કરી છે.

પશ્ચિમ દેશના નૃપતિઓએ ઘણા જૂના કાળમાં નાઇટના વર્ગ સ્થાપ્યા હતા, અને એમ કરવામાં તેમનો હેતુ એ હતો કે એથી શૂરાતનને ઉત્તેજન મળે, અને પ્રજામાં રાજ્યભક્તિ તથા વફાદારીની વૃદ્ધિ થાય.

આ શૂરવીરોના વર્ગમાં ન્હાનહાં તેમજ મ્હોટાં અસલથી ઉમેદ ધરાવતાં આવ્યાં છે; અને પૂર્વ કાળમાં તો મહા શૂરાતનનું કામ કર્યા વિના આ માન મળી શકતુંજ નહોતું.

પણ હાલના સુલેહસંપના સમયમાં શૂરાતન શિવાય બીજાં ઘણી પ્રકારનાં પરાક્રમો બની શકે છે. એ પરાક્રમોનો જય લડાઇનાં પરાક્રમો કરતાં કંઇ ઓછો નથી. કેહેવત છે કે "યુદ્ધમાં જેમ ફતેહ હોય છે તેમ સલાહમાં પણ હોય છે." અને આ માનવંતા વર્ગના અધિપતિરાજ શૂરવીરોનેજ નાઇટનો ખેતાબ બક્ષે છે, એમ કંઇ નથી; પરંતુ કોઇ પણ જાતનાં પરાક્રમથી જે કોઇ એ મ્હોટી પદ્દિને યોગ્ય થાય છે, તેમને પણ એ બક્ષવામાં આવે છે.

આ પદ્દિ આપવાને આપ સાહેબની કઇ યોગ્યતાને લીધે મલિકા માઆઝમા કયસરે હિન્દે આપને પસંદ કીધા છે, તે જાણવાને મને અધિકાર નથી; પરંતુ અમો, જે સઘળી રીતે આપની કારકીર્દિથી વાકેફ છિએ, તેઓને ખાત્રિ છે કે, આપ સાહેબ એ માનને પરિપૂર્ણ રીતે પાત્ર છો.

સંસ્થાન ભાવનગરનું રાજ્ય આપના માનવંતા પૂર્વજ શ્રી વખતસિંહજીએ વધારીને મજબૂત પાયાપર આણ્યું, અને આજ બાર વર્ષની વયે એ ગાદિના માલિક થયા, અને સને ૧૮૭૮ના એપ્રિલ માસમાં રાજ્ય આપને સ્વાધિન થયું, ત્યારથી રાજ્યવંશીને શોભે એવી આપની બોહોળી ઉદારતા, અને પ્રજાનું હીત સુધારવાની કોશિશથી આપે નામના મેળવી છે.

આપ સાહેબે પોતાની હદમાં તેમજ પરહદમાં લોકોપયોગી કામો, કેળવણી અને વેપાર રોજગારને ઉત્તેજન આપી વૃદ્ધિ કરી છે. આપ નામદાર તથા આપના પડોશી સંસ્થાન ગોંડળના ઠાકોર સાહેબના ખર્ચથી આ પ્રાંતના ઘણા ફળદ્રુપ ભાગમાં રેલ્વે બંધાવી છે. આપનું રાજ્ય તથા રાજ્યધાની દર વર્ષ ધનદોલત અને આબાદિમાં વૃદ્ધિ પામતાં જાય છે. ગએ વર્ષે નામદાર ગરવનર સાહેબ બહાદૂરે આપના સંબંધમાં ભાષણ કર્યું હતું તે શબ્દોમાં આ સ્થળે બોલીએ તો "લોકનું કલ્યાણ કરવામાં હિંદુસ્થાનના રાજાઓ, જેઓ પ્રખ્યાત થયા છે, તેના પેહેલા વર્ગમાં આપે આપનો નંબર લીધો છે, અને પોતાની પ્રજાનાં કલ્યાણને અર્થે થોડાજ રાજાઓએ આપની વયે આટલું બધું કર્યું હશે."

આ સઘળાં આપનાં સુલેહનાં પરાક્રમોને ઘટતું માન નામદાર મહારાણી તરફથી મળ્યું છે, તેમ છતાં આપની રૈયતને આબાદ અને સંતોષી જોવામાં તથા લોકોનું કલ્યાણ કરવામાં આપને જે ખુશી ઉપજે તેજ ખરેખરો બદલો હંમેશ સમજવો જોઇએ.

આપ મારા માનવંતા મિત્ર છો, તેમજ આપના જાહેર સદ્ગુણો માટે મેં ઘણો ઊંચો અભિપ્રાય બાંધ્યો છે, તેથી આ માનવંતા વર્ગના અલંકારથી આપને શણગારવામાં હું પોતે મ્હોટો સંતોષ માનું છું.

આખરે આપ સાહેબ ઝાઝાં વર્ષ જીવી આ નવીન પદ્દિ, જે આજે મારા હસ્તથી આપને અપાય છે તે સદા ભોગવો, અને સંસ્થાન ભાવનગરના ઉપર ઘણાં વર્ષ આપનો અમલ આબાદ રહો, એવું હું ઇચ્છું છુ."

ઉપલાં ભાષણનો પ્રત્યોત્તર મેહેરબાન મહારાજા સાહેબે ઘણીજ ગંભીરાઇથી અને રૂડી રીતે ઇંગ્રેજી ભાષામાંજ વાચ્યો હતો, જેનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે છેઃ—

કર્નલ બાર્ટન, નામદાર સાહેબો, ગૃહસ્થો અને બાનુઓ,

આજ હું પોતાને "સ્ટાર આફ ઇંડિયા"ના બુલંદ દરજાના ખેતાબના નાઇટ કમાન્ડરમાં નોંધાયલો હું જોઊં છું, તેથી આજનો દિવસ હું ઘણો શુભ સમજુ છું, એમ કેહેવામાં હું આપની ખાત્રિ કરૂં છું કે, હું કાંઇ ખાલી અલંકાર માત્ર વાપરતો નથી. મારા મ્હોટા માનવંત મિત્ર મુંબઇના ગવરનર સાહેબ ઉપર તે સર્વ શક્તિમાન સાહેબે જે મહા મુશિબત ગુજારી છે, અને જેથી એ નામદારની માન ભરેલી હાજરી આપણ પ્રત્યે છીનવી લેવામાં આવી છે, તે મુશિબતને માટે આપણે સર્વ શોક કરીએ છિએ, અને મારો શોક કોઇનાં કરતાં પણ ઓછો નથી; પરંતુ મને સંતોષ ઉપજે છે કે, આજ સાંજે આ ક્રિયા બજાવવાનું કામ આપ કર્નલ બાર્ટન સાહેબ ઉપર આવ્યું છે, કે જેઓને માટે હું મ્હોટું માન ધરાવું છું, અને જેઓની કદરદાની વિષે હું નિરાસ્ત છું. મારી રૈયતનું કલ્યાણ વધારવું, એ જેમ મારી અત્યાર સુધી તેમજ હવે પછી સદાની કોશિશ થઇ રેહેશે. એક રાજા દાખલની મારી કારકીર્દિ, હિંદુસ્થાનની નામદાર મહારાણીની પસંદગિને યોગ્ય માલમ પડી છે, એ જોઇ હું મગ્ન રહું છું. તે પસંદગિની એંધાએ જે જે આ માયાળુ કદર બુઝી છે, તેને માટે હું એ મહા બાનુંનો વધારે ઉપકાર માનું છું. હું કહું છું કે, આજ દિને મળેલાં માનની મારી મ્હોટી બુઝ સાથે નામદાર મહા રાણી સાહેબને પોહોંચાડે એટલી વિનંતિ સહિત આ મારા વિચારો આપ નામદાર ગવરનર સાહેબને દર્શાવશો."

ઉપલું ભાષણ સમાપ્ત થયાં બાદ સભા વિસર્જન થઈ હતી. બાદ બીજે દિવસે "રાજ્યકુમાર કાલેજ"ના વિદ્યાર્થિઓ તરફથી મહારાજા સાહેબને એક માનપત્ર આપવામાં આવ્યું હતું, જે મોરબીના ઠાકોર સાહેબે નિચે પ્રમાણે વાંચ્યું હતુંઃ—

**"મહારાજા સાહેબ**—આપને "નાઇટ કમાન્ડર આફ ધી સ્ટાર આફ ઇંડિયા"નો ઇલ્કાબ મળ્યો તે પ્રસંગનો લાભ લઇને, અમો નિચે સ્હી કરનારા "રાજકુમાર કાલેજ"ના શિક્ષકો અને આગળના તથા હાલના અભ્યાસિઓ આપને ખરાં અંતઃકર્ણથી મુબારકબાદી આપવાની ઇચ્છા રાખીએ છિએ, અને વિશેષકરીને અમારી એવી ઇચ્છા છે કે, અમે અને આપણી કાલેજ સાથે સંબંધ ધરાવતા બીજા સઘળાઓ, જેઓ આપની જગપ્રસિદ્ધ સખાવત—તે સખાવત માત્ર એજ નહીં કે આપે આપણી કાલેજની મિલકતમાં બોહોળી મદદ આપી, પરંતુ આપે ખૂદ પોતાનેજ ખર્ચે કાલેજની દક્ષિણ બાજુનો ભાગ બંધાવી આપ્યો—તે સખાવતનાં કામોને લીધે ઉપકાર તળે આવ્યા છિએ, તે મ્હોટા ઊપકારની નોંધ અમારે રાખવી.

આ દયાળુ કામોની આભારપૂર્વક ઓળખ રેહેવા માટે અમો આ તકે આપ નામદારને મેહેરબાની કરી આપની છબિ ઉતરાવવા માટે બેસવાની અર્જ કરીએ છિએ. એ છબિ કોઇ હોંશિયાર કારીગર પાસેથી આઇલથી ચીતરાવવામાં આવશે, અને તે આપણી કાલેજનાં દિવાનખાનામાં મૂકવામાં આવશે. આ પ્રકારે અમો જેમ બની શકે તેમ આપનું નામ અને કીર્ત્તિ હંમેશા કાયમ રાખવાની, અને આપે જે સારાં કામો કીધાં છે, તેની યાદગારી હવે પછીની ઓલાદમાં રહે, એવી ઇચ્છા રાખીએ છિએ.

અમને ભરોશો છે કે, આપની હવે પછીની જિંદગી આબાદી અને સુખશાંતિમાં ગુજરતી આવી છે, તેમ જારી રહે."

ઉપલાં માનપત્રનો ઉત્તર મહારાજા સાહેબે નિચે પ્રમાણે વાચ્યો હતોઃ—

"મી૦ મેકનૉટન અને મારા બીજા મિત્રો,

આપે મેહેરબાની કરીને ખરા પ્યારના લાગણી ભરેલા વિચારો બતાવ્યા તેથી સ્વભાવિક રીતે જ મનમાં હર્ષ થાય છે. આપણી કાલેજને માટે, જેઓ કાલેજમાં દાખલ થાય છે, તેને તે તરફ જે પ્યાર ઉત્પન્ન થવો જોઇએ, તેજ પ્યાર મેં હંમેશાં દર્શાવ્યો છે, અને જો એ લાગણીની સાબિતી આપવા મે

કાંઈ પણ યત્ન કીધો હોય તો તે કરવામાં મેં મારી ફરજ બજાવી છે. મારો પોર્ટરેટ કાલેજનાં દિવાનખાનામાં મુકવાની તમારી ઇચ્છા છે તો હું ઘણી ખુશીની સાથે મારો પોટરેટ પડાવવાને બેશવાનું કબૂલ કરૂં છું. મી૦ મેકનોટન, તમોએ તો મારી બચગીમાં મારી સંભાળ લીધી છે તેને માટે તથા મારી પાકટ વયની કારકીર્દિની ફતેહમાં તમે અંતઃકર્ણથી ભાગ લો છો, તેને માટે હું તમારો ઘણો આભારી થયો છું; અને જે માનને હું કિમતી ગણું છું, તે માન આપવા સારૂં આપની સાથે આપના મદદનિસો, તેમજ મારા જોડિયા, સાથિઓ અને હાલના અભ્યાસિઓ સામિલ થયા તેથી તેઓનો પણ હું થોડો અભારી થયો નથી."

આ પ્રમાણેનો પ્રત્યોત્તર આપી સર્વને આનંદ ઉપજાવ્યો હતો, અને મહારાજા સાહેબના વિવેક અને મિલનસારપણાથી સર્વ કોઈ હર્ષ પામ્યા હતા.

તા૦ ૨૯મી જાન ૧૮૮૨ની પ્રભાતમાં, તે નામદારના મોતીબાગ મધ્યેના મહેલમાં મી૦ ફર્નાનડિસ, જેમને ભાવનગરનાં રાજ્યની ચોકસ માપણી કરવાનાં કામને માટે સરકાર તરફથી નિમવામાં આવ્યા હતા, તેમણે માપણીનું કામ સમાપ્ત કીધાથી તેમને માન આપવાને માટે એક મ્હોટું દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં ઘણા સંભાવિત્ ગૃહસ્થો પધાર્યા હતા, અને તેમાં પ્રથમ નામદાર મહારાજા સાહેબની આજ્ઞાથી દિવાન રા૦ રા૦ સામળદાસે કેટલુંક ભાષણ કરીને તે દ્વારાએ મી૦ ફર્નાનડિસની કેટલીક પ્રસંશા કરી હતી, અને તે પછી મી૦ ફર્નાનડિસે કેટલુંક ભાષણ કરીને રા૦ રા૦ સામળદાસનાં ભાષણનો ઊત્તર વાળ્યો હતો. બાદ મહારાજા સાહેબે પોતાનો એક ફોટોગ્રાફ એક સુંદર પેટીમાં મૂકીને મી૦ ફર્નાનડિસને આપ્યા પછી દરબાર બરખાસ્ત થયું હતું.

તા૦ ૧લી અકટોબર સને ૧૮૮૨ને રવિવાર ને દિવસે નામદાર મહારાજા સાહેબ પોતાના દિવાન રા૦ રા૦ સામળભાઇ તથા બીજા રશાલાના આશરે પોણોસો માણસો સહિત ભાવનગર ખાતેથી સ્પેશિયલ ટ્રેનમાં સુરત પધાર્યા હતા, અને બીજે દીવસે પ્રભાતમાં સ્પેશિયલ ટ્રેનમાંજ પૂને જવા માટે મુંબઈ ગયા હતા, અને ત્યાં ભૂમિમાં પોતાનાં ચર્ણાર્વિંદ મૂકતાંની સાથેજ નામદાર બ્રિટિશ સરકાર તરફથી તે નામદારને ૨૧ તોપોનું માન આપવામાં આવ્યું હતું. આ સમયે મુંબઈના શેઠિયાઓ તથા યુરોપિયનોએ એ નામદારનાં માનને માટે મ્હોટા મિલાવડા કરીને અપૂર્વ માન આપ્યું હતું, અને સર્વ પ્રતિષ્ઠિત પુરૂષો, એ નામદારનાં ત્યાં પધારવાથી ઘણાજ ખુશી થયા હતા. મુંબઈથી તેઓ બેહદ માન મેળવીને તા૦ ૨૪મી અકટોબરે સાંજે સ્પેશિયલ ટ્રેનમાં પુનઃ સુરત પધાર્યા હતા, અને એજ દિને પાછલી રાતના પોતાની આગબોટમાં બિરાજીને ભાવનગર તરફ ઊપડી ગયા હતા.

તા૦ ૩૦મી ડિસેમ્બર સને ૧૮૮૨ને દિવસે ભાવનગરમાં એક લાઇબ્રેરીનો પાયો નાંખવાની ક્રિયા થઇ હતી. પ્રથમ તે સમયે નામદાર મહારાજા સાહેબે ટૂંક પણ ઘણુંજ અસરકારક સંભાષણ કરીને તે દ્વારાએ મિસિસ બાર્ટનને તેનો પાયો નાંખવાની ક્રિયા કરવાની અર્જ કરી હતી, જે ઉપરથી તેણી સાહેબે નામદાર મહારાજા સાહેબની ઉદારતા તથા સદ્‌ગુણોની સ્તુતિ કરીને તે ક્રિયા કરી હતી. આ લાઇબ્રેરી કર્નલ બાર્ટન સાહેબનાં સ્મર્ણાર્થે સ્થાપવામાં આવ્યાથી તેનું નામ "બાર્ટન લાઈબ્રેરી" રાખવામાં આવ્યું હતું.

નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીએ પોતાનાં સંસ્થાનમાં ઘોડાઓની જાત સુધારવા તથા સારી જાતનાં ઘોડાની વૃદ્ધિ થાય, અને તેવી ઊંચી જાતનાં ઘોડાઓનાં વછેરાં થાય તેને સંભાળથી રાખીને તેને કેળવવા વિગેરે કામને માટે ભાવનગર શેહેરથી શુમારે બે માઇલપર "પેડોક" યાને એક અશ્વશાળા ઘણા વિસ્તારવાળા કમ્પાઉન્ડવાળી બંધાવીને તેમાં ઊમદા જાતની ઘોડીઓ તથા તેનાથી

થયલાં વછેરાંને સારી સંભાળથી રાખવામાં આવતાં હોવાથી, અને નવાં વછેરાંથી સારી જાતનાં ઘોડાની વૃદ્ધિ થાય તેવાં યત્નો કરવા વિગેરે કામની સારી ગોઠવણ કરેલી હોવાથી, તે બિના સરકારના ઘોડા ખાતાનાં કામના ઊપરી સાહેબ તરફથી નામદાર મુંબઈ સરકાર તથા નામદાર ઇંડિયા સરકારને જાહેર થવાથી ઇંડિયા સરકારે, એ સારાં કામની સંતોષકારક ગોઠવણ થઈ તે સંબંધી ઘણી ખુશી દર્શાવીને નામદાર મહારાજા સાહેબને એ બાબતનાં એક પ્રકારનાં માન તરિકે એક ચાંદ આપવાનો ઠરાવ કરીને, તે ચાંદ કાઠિયાવાડના પોલિટિકલ એજંટ તરફ મોકલ્યો હતો, જે પછી પોલિટિકલ એજંટે ગોહેલવાડ પ્રાંતના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ કેપ્ટન હંટરને હાથે મહારાજા સાહેબને આપવા માટે એ મોકલ્યાથી, તે ચાંદ આપવાની ક્રિયા તા૦ ૧૫મી મે સને ૧૮૮૩ની પ્રભાતમાં તેજ અશ્વશાળાના કમ્પાઉન્ડમાં મ્હોટી સભાની સમક્ષ કરવામાં આવી હતી. એ સમયે કેપ્ટન હંટરે એક સંભાષણ કહીને તેમાં મહારાજા સાહેબનાં એ કામની પૂર્ણ પ્રસંશા કરીને તે નામદારને ચાંદ આપ્યો હતો, જે પછી મહારાજા સાહેબે એ બાબતમાં નામદાર ઇંડિયા સરકાર તથા મુંબઈ સરકારનો ઊપકાર માનીને, પોતાની તરફથી વિશેષ બિના દર્શાવવાને રા૦ રા૦ સામળદાશને કહ્યાથી તેમણે કેટલુંક લંબાણ ભાષણ કર્યું હતું, અને તે પછી મિલાવડો બરખાસ્ત થયો હતો.

સને ૧૮૮૩ના જુન માસમાં નામદાર મહારાજા સાહેબે ઇંગ્લંડની "નાર્થબ્રુક કલબ"ને એક લાખ રૂપિયાની ઘણી કિમતી ને મ્હોટી બક્ષિસ આપી હતી, અને તેમાં એવી શરત રાખવામાં આવી હતી કે, એ રકમનાં વ્યાજમાંથી એ કલબનો ખર્ચ ચલાવવો; પરંતુ જો એ કલબ બંધ થઈ જાય તો આપેલી તમામ રકમ પાછી ઠાકોર સાહેબને સ્વાધિન કરવામાં આવે. આ મહાભારત સખાવતને માટે આપણી મહારાણી શ્રીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ તે કલબનું મકાન ખુલ્લું મૂકવાની ક્રિયા કરતી વેળાએ નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીનો જાહેર રીતે મ્હોટો ઉપકાર માન્યો હતો.

તા૦ ૨૫મો ઑગસ્ટ સને ૧૮૮૪ ને સોમવારને દિવસે દિવાન રા૦ રા૦ સામળદાશ પરમાનંદદાસનું ખેદયુક્ત મૃત્યુ નિપજવાથી મહારાજા સાહેબને ઘણો શોક વ્યાપ્યો હતો, અને તેજ દિવસે શોકની એક જાહેરખબર નિચે પ્રમાણે પ્રગટ કરી હતી:—

"જાહેરખબર.

અમોને અતિ ખેદ અને ભારે દિલગિરી થાય છે કે, અમારા ઘણા નિમકહલાલ તથા ખરા દિલના રાજ્યભક્ત, અને અમોને ખુદને ખરા છગરના પ્યારા મુખ્ય દિવાન આજમ શામળદાશ પરમાનંદદાસે આજરોજે સવારના સુમારે સાડાદસ કલાકે પોતાનો દેહ ત્યાગ કરી સ્વર્ગવાસ કર્યો છે. તેમની હમેશની ડહાપણ ભરેલી રીતિ તથા ઘણી કાળજિપત અને શકિત વાળી આવડતને લીધે તેમની નોકરી અમારાં દીલને ઘણીજ પસંદ હતી, અને અમોને તેમની તરફની જે કિમતી સલાહ તથા મદદ વખતે વખત મળતી, તેહની ખામી ખચ્ચરી અમોને લાગ્યા વિના રેહેશે નહીં.

એ દુઃખદાયક બનાવનાં કારણથી દરબારી સર્વ કામકાજ તમામ આફિસો તથા કોર્ટોમાં એક દિવસ બંધ રાખવું, તેમજ તે માઠા બનાવનો શોક દરબારી સર્વ નોકરોએ તથા અમારી સઘળી પ્રજાએ આજની તારીખથી બાર દિવસ રાખવો.

શિવાય શેહેર ભાવનગરમાં દરરોજ બપોર વખતે તોપનો બાહાર કરવામાં આવે છે તે તથા બેંડ વાજું, જે દર અઠવાડીએ બે દિવસ બજાવવામાં આવે છે તે બંને આજની તારીખથી બાર દિવસ સુધી બંધ રાખવું.

અને અમારા મેહેલ મોતીબાગની અંદર બાર દિવસ સુધી ફક્ત અરધી કાઠીએ વાવટો ચઢાવવો. સંવત ૧૯૪૦ના ભાદ્રપદ શુદ ૫ શોમવાર. તારીખ ૧૫મી આગસ્ટ સને ૧૮૮૪.

**તખ્તસીંહજી.**

મહારાજા સંસ્થાન ભાવનગર"

ઊપર પ્રમાણે જાહેર ખબર પ્રગટ કરીને શ્રી મહારાજા સાહેબે ઘણો શોક દર્શાવ્યો હતો. બાદ તા૦ ૨૨મી સપ્ટેમ્બર સને ૧૮૮૪ ને સોમવારે પણ ભાવનગરમાં એક દુઃખદાયક બનાવ બન્યો હતો! એ દિવસે નામદાર મહારાજા સાહેબના ન્હાન્હા બંધૂ શ્રી જુવાનસિંહજી, જેઓ એમને અત્યંત પ્યારા હતા, તેમનું ૨૨ વર્ષની જુવાન વયે અકાળ મૃત્યુ નિપજ્યું હતું! આથી આખાં ભાવનગર રાજ્યમાં અત્યંત શોક શોક વ્યાપિ રહ્યા હતા, અને પ્રજાએ તેમજ તમામ અમલદારોએ તે બાબે પોતાની અત્યંત દિલગિરી દર્શાવી હતી. વળી એજ દિવસે નામદાર મહારાજા સાહેબે પણ નિચે પ્રમાણેનું એક ખાસ જાહેરનામું પ્રગટ કીધું હતું:—

**"જાહેરનામું.**

અમોને ઘણી દલગિરી થાય છે કે હમારા પ્યારા ભાઈ જુવાનસિંહજીનું ઘણી થોડી ઉમ્મરમાં આજરોજ ગુજરવું થયું છે.

એ ઘણા માઠા બનાવને માટે દરબારી કામકાજ તમામ આફિસોમાં તથા કોર્ટોમાં બે દિવસ સુધી બંધ રાખવું, અને તે બાબતનો શોક આજની તારીખથી ચઉદ દિવસ સુધી સર્વે લોકોએ રાખવો તથા શેહેર ભાવનગરમાં દરરોજ બપોર વખ્તે તોપનો બહાર કરવામાં આવે છે તે તથા બેન્ડ વાજું અડવાડીયામાં બે દિવસ બજાવવામાં આવે છે તે બંને ઉપર જણાવેલી મુદત સુધી બંધ રાખવું. સંવત ૧૯૪૦ના અશ્વીન શુદ ૩ સોમવાર, તા૦ ૨૨ સપ્ટેંબર સને ૧૮૮૪.

**તખતસીંહજી.**

મહારાજા, સંસ્થાન ભાવનગર."

ઊપર પ્રમાણે જાહેરનામું બાહાર પાડીને મહારાજા સાહેબે પોતાની પૂર્ણ દિલગિરી દર્શાવી હતી. એ પ્રમાણે એક વર્ષમાં મહારાજા સાહેબને બે વાર શોકમાં પડવું પડયું હતું:—

તા૦ ૨૭ સપ્ટેમ્બર સને ૧૮૮૪ને દિવસે નામદાર મહારાજા સાહેબે, સ્વર્ગવાસી દિવાન રા૦ રા૦ સામળદાસને સ્થળે તેમના પુત્ર રા૦ રા૦ વિઠલદાસને દિવાન તરિકે નિમ્યા હતા, ને તે સંબંધી દરબારી ગેઝિટમાં નિચે પ્રમાણે દર્શાવ્યું હતું:—

**"નિમનોક બાબત ઠરાવ.**

આઝમ શામળદાશ પરમાનંદદાશ ગુજરી જવાથી, તેમની મુખ્ય દિવાનની ખાલી થયલી જગ્યો ઉપર ડેપ્યુટી દિવાન આઝમ વિઠલદાસ શામળદાશ, જેમણે કે આઝમ શામળદાશની કેટલીક મુદતની બિમારીનાં દરમ્યાન દિવાનના હોદાને લગતું સઘળુ કામ ઘણું સંતોષકારક રીતે ચલાવ્યું છે, તેમને મુખ્ય દિવાન નિમવામાં આવે છે. સંવત ૧૯૪૦ના ભાદરવા શુદ ૧૨ ભોમવાર. તા૦ ૨૭ સપટંબર સને ૧૮૮૪.

**તખતસીંહજી.**

મહારાજા, સંસ્થાન ભાવનગર."

આ પ્રમાણે દિવાન તરિકે રા૦ રા૦ વિઠલદાસની નિમણુંક કીધાથી સર્વમાં મહા આનંદ પ્રાપ્ત થયો હતો, અને તેને માટે નામદાર મહારાજા સાહેબની સારી પ્રસંશા થઇ હતી.

તા૦ ૨૪મી નવેમ્બર સને ૧૮૮૪ને દિવસે મુંબઈના ગવરનર સર જેઇમ્સ ફર્ગ્યુસન સાહેબ ભાવનગરમાં પધાર્યા હતા, જે સમયે તેમના સત્કારાર્થે મહારાજા સાહેબે શેહેરમાં ઘણી સારી રચના કરી હતી. આ પ્રસંગે ભાવનગરનાં મહાજને તૈયાર કરાવેલી "શ્રી તખ્તસિંહજી ધર્મશાળા" ઉઘાડવાની ક્રિયા નામદાર ગવરનર સાહેબે તેજ દિવસે કરી હતી. બાદ બીજે દિવસે ગવરનર સાહેબે કેટલાંકોની મુલાકાત લીધા પછી "શામળદાશ કૉલેજ" જે કે મરહુમ દિવાન રા૦ રા૦ સામળદાશ પરમાનંદદાશનાં સ્મર્ણાર્થે સ્થાપન કરવાનો મહારાજા સાહેબે ઠરાવ કીધો હતો તે કૉલેજનાં મકાનનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી, જે સમયે પ્રથમ રા૦ રા૦ વિઠલદાશે એક ભાષણ વાંચી સંભળાવ્યું હતું, અને તેનો યોગ્ય ઉત્તર ગવરનર સાહેબે વાળ્યા પછી મિલાવડો બરખાસ્ત થયો હતો. એજ દિવસે રાત્રે આઠ વાગતે નામદાર ગવરનર સાહેબ જળ માર્ગે ખંભાત જવા વિદાએ થયા હતા.

તા૦ ૭મી જાનેવારી સને ૧૮૮૫ ને બુદ્ધવારે, કે જે દિવસે નામદાર મહારાજા સાહેબની વર્ષગાંઠનો માંગ્લિક દિવસ હતો, તે દિવસે તે નામદારે "શામળદાસ કૉલેજ" ઉઘાડી મૂકવાની મંગળમય ક્રિયા કરી હતી. આ સમયે ત્યાં ઘણી રચના કરવામાં આવી હતી, અને તે સરસ્વતી મંદિરને ખરેખરૂં દેદિપ્યમાન દર્શન દેનાર કીધું હતું. પ્રથમ ત્યાં મી૦ લલ્લુભાઇએ કેટલુંક ભાષણ મહારાજા સાહેબની આજ્ઞાથી ઈંગ્રેજીમાં વાંચી સંભળાવ્યા પછી મી૦ ઊનવાળાએ કેટલુંક ભાષણ કીધું હતું, અને તે પછી મિલાવડો બરખારત થયા બાદ નામદાર મહારાજા સાહેબ, "જુવાનસિંહજી ડિસ્પેનસરી" જે કે તે નામદારના મરહુમ સ્વર્ગવાસી બંધુ શ્રી જુવાનસિંહજીનાં સ્મર્ણાર્થે બંધાવવામાં આવી હતી, તે ખુલ્લિ મુકવાની ક્રિયા કરવા પધાર્યા હતા, જ્યાં ડાક્ટર બરજોરજીએ કેટલુંક ભાષણ કીધા પછી રા૦ રા૦ વિઠલદાશે દરબાર શ્રીની આજ્ઞાથી કેટલુંક વિવેચન કર્યું હતું. આ ક્રિયાની સમાપ્તિ થયા પછી સભા વિસર્જન થઈ હતી.

એજ વર્ષમાં નામદાર મહારાજા સાહેબે ભાવનગર ખાતે એક સંસ્કૃત પાઠશાળા પણ સ્થાપન કરી હતી, જેની દેખરેખ રાખવાનું કામ ત્યાંના કેળવણી ખાતાના તે વખતના ઉપરી રા૦ રા૦ પ્રાણનારાયણ મયાશંકર માસ્ટરને સોંપવામાં આવ્યું હતું. તે શાળામાં ભણનારા વિદ્યાર્થિઓને નામદાર દરબાર શ્રી તરફથી દરરોજ સીધાં આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. મહારાજા સાહેબનું આ કામ અત્યંત સ્તુતિપાત્ર ગણાયું હતું, અને તે નામદારને ચોગરદમથી આશિર્વાદો મળ્યા હતા.

તા૦ ૮મી સપ્ટંબર સને ૧૮૮૫ને દિવસે નામદાર શ્રી તખ્તસિંહજીએ પોતાનાં રાજ્યમાં પેન્શન આપવાને માટે એક ઠરાવ પ્રગટ કીધો હતો, અને તે સંબંધી એક કાયદો પ્રગટ કીધો હતો, જેમાં કેટલી મુદત સુધી નોકરી કરેલા નોકરને કેમ ને કેટલું પેન્સન આપવું તે વિગેરેના નિયમો મુક્કરર કરવામાં આવ્યા હતા. આ કામથી તે નામદારની ઘણી બોલબાલા બોલાઈ હતી, અને સર્વ તરફથી તેઓ સાહેબને શાબાશી મળી હતી.

સને ૧૮૮૬નાં નવાં વર્ષના પ્રારંભની ખુશાલિમાં નામદાર મહારાણી શ્રી વિકટોરિયા તરફથી મહારાજા સાહેબને "જી. સી. એસ. આઈ."નો માનવંતો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. આ ખુશાલિને માટે નામદાર મહારાજા સાહેબે, તા૦ ૨૬મી જાનેવારી સને ૧૮૮૬ને દિવસે, કે જે દિને તે નામદારનો જન્મ દિવસ હતો તેજ દિને, એક ભવ્ય દરબાર ભરીને તેમાં, પોતાના દિવાન દ્વારાએ કેટલાક સારા ને પ્રજાપ્રિય ઠરાવો પ્રદર્શિત્ કીધા હતા.

તા૦ ૧૦મી ડિસેમ્બર સને ૧૮૮૬ ને શુક્રવારને દિવસે ઊપલા "જી. સી. એસ. આઇ"ના ખેતાબની સનંદ આપવા માટેની ક્રિયા રાજકોટ સ્થળે મુંબઈના લોકપ્રિય ગવરનર નામદાર લાર્ડ રે સાહેબે એક દરબાર ભરીને કરી હતી, જે સમયે જામનગર, ધ્રાંગધ્રા, મોરબી, વઢવાણ, લિમડી આદિક સ્થળોના નૃપતિ સાહેબો પણ આ શુભ ક્રિયામાં ભાગ લેવાને માટે પધાર્યા હતા, અને એક મ્હોટી મનોહર રચના રાજકોટ ખાતે થઈ રહી હતી. નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીએ મ્હોટો ખર્ચ કરીને એક સુંદર ને શોભાયમાન સમીયો બનાવ્યો હતો. દરબારમાં પ્રથમ નામદાર ગવરનર સાહેબે મી૦ લીવોરનર દ્વારાએ નામદાર મહારાજા સાહેબને ચાંદ અપાવતાં દર્શાવ્યું કે "જાહેર દરબારમાં હું તમો નામદારને હિંદુસ્થાનમાં કયસરે હિન્દે કરેલી આ બક્ષિસ, જેની રૂએ સ્ટાર ઑફ ઇંડિયાનો મ્હોટાં માન ભરેલો ઑર્ડર, જેના નાઇટ કમાન્ડર તરિકે તમને મલિકા મહાઆઝમાએ કૃપા કરી નિમ્યા છે, તેમાં નાઇટ ગ્રાન્ડ કમાન્ડરની પદ્વિ અને તેની માન ભરેલી ઈનસિગનિયા એનાયત કરવામાં આવી છે, તે હું તમને આ પ્રસંગે સ્વાધિન કરૂં છું." એટલું કહ્યા બાદ તે નામદારે નિચે પ્રમાણેનું ભાષણ કીધું હતુંઃ—

"આ પ્રાંતને મારી પેહેલવેહેલીજ મુલાકાતનાં દરમ્યાનમાં, ભાવનગરના ઠાકોર સાહેબને નામદાર મહારાણીએ આપેલા જી. સી. એસ. આઇ. ના ખેતાબનું આભૂષણ આપવાનું કામ મારે હાથ સોંપાયાથી મને અતિશય આનંદ ઉપજ્યો છે. નામદાર મહારાણીની આ કૃપા દૃષ્ટિની સાબિતીથી તમો વગર નિષ્ફળ થવે જોઇ શકશો કે, તેઓ પોતાનાં હિંદી શેહેનશાહતના કાર્યભારમાં બારિક દેખરેખ રાખવાને કેટલોક ઊંડો લાભ લેતા રહે છે; તેમજ જે સરદારો પોતાનાં ઉતમ રાજ્યવહિવટથી પોતાને માટે ઊંચું મત મેળવવા પામે છે, તથા જેઓ ઇંગ્રેજ સરકાર સાથે વફાદારી અને રાજ્યભક્તિ ભાવે ચાલી તેમના ઉપર મુકાયલો વિશ્વાસ પાર ઊતારે છે, તેમને જાહેર માન આપવા માટે તે નામદાર હમેશાં તત્પર રહે છે. નામદાર મહારાણી અંતઃકર્ણથી જિજ્ઞાસા જાણાવે છે કે, હિંદુસ્થાનના રાજ્ય કર્તાઓના હક્ક અને મોભાઓ જાળવવા, અને તેટલીજ જિજ્ઞાસા તેઓ તે રાજ્યકર્તાઓનાં રાજ્યવહિવટને સલાહસંપ, યથા ન્યાય તથા તેમના તાબાના મૂલકના સુધારા અને [illegible] મજબૂત પામેલા જોવાને ધરાવે છે. કોઇપણ રાજ્યકર્તાની પોતાની આબાદી તે રાજ્યની પ્રજાની આબાદી ઉપર આધાર રાખે છે. ભાવનગરના ઠાકોર સાહેબ, આજથી અષ્ટ વર્ષ અગાઉ જ્યારે તમોને ભાવનગરની ગાદિપર સ્વતંત્ર કરવામાં આવ્યા, ત્યારથી રાજ્યના સંગીન કાનુનોને તમો મક્કમપણે વળગી રહેલા જોઇને મને પોતાને, તેમજ મારી આગળ થઇ ગયલા હાકેમોને એક પ્રકારનો ભારે સંતોષ પ્રાપ્ત થાય છે. સુધરેલા સાધન વ્યહવારનો લાભ લેવામાં તમો જે ઉત્કંઠા ધરાવો છો, તેથી માત્ર તમો તમારાં રાજ્યનગરને, વડોદરા રેલ્વેથી વઢવાણને નાકેથી જોડીને બેશી રહ્યા નથી, પરંતુ મેહેસાણાથી વઢવાણ સુધી લાઇન લઇ જઇ તેને રજપુતાના-માળવા રેલ્વે સાથેનું જોડાણ કરવામાં પણ તમોએ સંગીન મદદ કરી છે. જો કે આ લાઇન તમારાં રાજ્યનગરમાંથી બિલકુલ પસાર થતી નથી, તોપણ બીજાં રાજ્યના લાભ તે પોતાનો લાભ, એમ માની અન્યોઅન્ય સંયુક્તતા અને ઐક્યતાથી વર્તવાના તમારા ઉત્તમ ગુણની તે ખાત્રિ આપે છે. જાહેર ઉપયોગનાં કામો પાછળ ૩૮ લાખ રૂપિયાની તમોએ ખર્ચ કરેલી રકમ, તમારાં રાજ્યમાં ફેળવણીની વૃદ્ધિ પાછળ તમારો ઉદાર આશ્રય, રાજકોટ ખાતે એક પૂલ બાંધવાને તમોએ કરેલી એક લાખ કરતાં પણ વિશેષની સખાવત, "રાજકુમાર કૉલેજ"ને માટે આપેલી દોહોડ લાખની રકમ અને "નાર્થબ્રુક કલબ"ને માટે આપેલી એક લાખની બક્ષિસ, એ સઘળાંએ તમારી ઉદાર વૃત્તિનો બોહોળો વિસ્તાર આપ્યો છે. તમારાં શેહેરની હૉસ્પિટલ તથા પાણીનાં બાંધકામો, તેમજ તમો હમણાં તમારાં બંદરને સુધારવાને જે બાંધકામો કરો છો, તે મારી સ્વદૃષ્ટિએ જોવાને ઇચ્છું છું. તમો તમારા કુટુંબના બીજાં માણસો સાથે જે પ્રીતિ ભરેલો સંબંધ રાખો છો, તેમજ તમારા રાજકુંવરને જે કેળવણી આપો છો, તે જાણીને પણ હું બહુ રાજી થયો છું. તમો ખાત્રિ રાખજો કે નામદાર મહારાણી, જેઓએ પોતાનાં તરફનું બાદશાહી માન આજ દિને તમોને આપ્યું છે, તેઓ તમારી કારકીર્દિ ધ્યાનથી જાણવાને પાછળ પડશે નહીં, ને તે તે કારકીર્દિ, તમો જે મોભે આજે ચઢયા છો, તે માટે તમોને પ્રકાશિત કરશે, એવી મારી ખાત્રિ છે.

કાઠિયાવાડના સરદારો, તમારી સાથે જાતિ મેલાપ કરવાની મને આજે તક મળી છે તેથી, તેમજ બ્રિટિશ સરકારે તમારી સાથે કરેલી શરતો પ્રમાણે તમારાં રાજ્યની આબાદી વધારવાને, અને તમારા હકોની જાળવણી કરવાને માટે મુંબઇ સરકાર જે ઇંતેઝારી ધરાવે છે, તેની ખાત્રિ તમોને આપવાને પણ મને મોંઢામોંઢ તક મળી છે, જેથી હું બહુ સંતોષિત થયો છું. મારી પ્રથમ થઈ ગયલા હાકેમે જે જોયું છે તે કરતાં તમોએ આ સમય સુધીમાં કરેલી વૃદ્ધિ મને મારા આ પ્રવાસમાં જોવામાં આવશે એવી મને આશા છે. તમારામાંના એકને નામદાર મહારાણીએ જે માન આપ્યું છે, તે જાણે તમો સર્વને એક સંદેશા સરિખું છે, અને તે ઉપરાંત તમોને તમારી સત્તાની જોખમદારિઓ તથા બ્રિટિશ સરકાર પ્રત્યેનો તમારો મૈત્રિભાવ સંપૂર્ણ પાર પાડવાને સ્થાયિ અને અધિકી અધિકી કોશિશ કરવાને તમોને ઉત્સાહ ઉત્પન્ન થશે."

ઉપર પ્રમાણેનું ભાષણ થયા બાદ કેટલીક બીજી ક્રિયા થયા પછી દરબાર બરખાસ્ત થયું હતું. બાદ તા૦ ૧૨મીએ નામદાર મહારાજા સાહેબ ખુશખુશાલિમાં પોતાનાં રાજ્યનગર ભાવનગરમાં પધાર્યા હતા, જ્યાં તે નામદારની પ્રજા વગેરેએ તે નામદારપર હર્ખાઇ જઇને મહા માંગલિક માન આપ્યું હતું. વળી આ શુભ કાર્યની ખુશાલિમાં નામદાર મહારાજા સાહેબે કેટલાક કરો આદિક માફ કરી પ્રજાનો રૂડો આશિર્વાદ સંપાદન કીધો હતો.

તા૦ ૧૭મી ડિસેમ્બર સને ૧૮૮૬ને દિવસે નામદાર ગવરનર લૉર્ડ રે સાહેબની ભાવનગરમાં પધરામણી થઈ હતી, જે સમયે મહારાજાસાહેબે ઘણી સુંદર રચના કરીને નગરને દીપાવી મૂક્યું હતું, અને તે નામદારને અનહદ માન અકરામ આપી તેમને પ્રસન્ન કીધા હતા.

તા૦ ૧૬મી ફેબ્રુવારી સને ૧૮૮૭ને દિવસે નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાની "જ્યુબિલી" ની ખુશાલિમાં ભાવનગર ખાતે મ્હોટો ઉત્સવ કરી અત્યાનંદ વર્તાવ્યો હતો. આ સમયનો ભાવનગરનો દેખાવ ઘણોજ રમણિય બનાવ્યો હતો, અને મ્હોટી ધામધૂમ કરવામાં આવી હતી. એ દિવસે નામદાર મહારાજા સાહેબે એક ભવ્ય દરબાર ભરી તેમાં પોતાના દિવાન રા. રા. વિઠલદાશ દ્વારાએ કેટલાક કિમતી ઠરાવો જાહેર કરાવ્યા હતા. પ્રથમ તેમણે કેટલુંક સુંદર ને રાજ્યભક્તિનું ભાષણ કરીને નિચે પ્રમાણેના ઠરાવો જાહેર કીધા હતાઃ—

"આજની ખુશાલિના પ્રસંગની નિશાની દાખલ, ઓરત અને મરદ એ બંને જાતના મળીને કેદીઓ જન ૧૫, કે જેઓને છોડવાથી લોકોની સલામતીને ભયકારી નહીં થાય, તેઓની બાકીની કેદની શિક્ષા માફ કરીને તેઓને છોડી દેવાનો અમોએ ઠરાવ કરેલો છે. તે એવી આશાથી કે જે મહારાણીનાં માનની ખાતર આપણે આજે ખુશાલિ કરીએ છિએ, તેમની પ્યારી જે સૂનીતિ છે, તેના રસ્તા તે કેદીઓ હવેથી પકડીને પોતાની વર્તણુંક નવેસરથી શરૂ કરે.

બીજું અમોએ એવું ધારેલું છે કે, ત્રીશ હઝાર રૂપિયાની રકમનાં વ્યાજ જેટલા ખર્ચથી જૂદી જૂદી ૨૫ વિધવાઓને કાયમની જીવાઇ કરી આપવી, અને તેઓને **"વિકટોરિયા જુબિલી પેન્સનરો"** કહેવામાં આવશે.

ત્રિજું ઇમારતી કાટ, કે જેની બજારને માટે કાઠિયાવાડ મધ્યે મારૂં ભાવનગર બંદર મૂખ્ય ગણાય છે, તેના ઉપરની જકાતનાં લેવાણમાં ઘટાડો કરીને તે જકાત એકસરખા દરથી તે માલની કિમ્મત ઉપર દર સેંકડે ટકા પોણા મુજબની લેવાનું ઠરાવવામાં આવ્યું છે.

આપના જાણવામાં છે કે રાજકોટમાં **"વિકટોરિયા જુબિલી મ્યુઝિયમ"** એવું એક સંગ્રહસ્થાન બંધાવવાનું છે, તેમાં આ પ્રાંતના બીજા રાજાઓની સાથે અમોએ રૂ ૨૫૦૦૦ની રકમ આપવી ઠરાવી છે. મગર આ ખુશાલિ ભરેલા વર્ષની યાદગિરી આ શેહેરમાં પણ ઉત્તમ રીતે રેહેવા સારૂ પરમેશ્વરની મ્હોટામાં મ્હોટી બક્ષિસ જે સ્વચ્છ પાણી તે શેહેર સુધી નળ દ્વારાએ લાવીને લોકોને પોતાનાં ઘરને આંગણે પાણી મળે તેવું કરવામાં આવશે, અને તેને **"વિકટોરિયા જુબિલી વૉટરવર્કસ"** એવું નામ આપવા ધારેલું છે."

ઉપલા મુખ્ય ઠરાવો જાહેર કરવા ઉપરાંત પણ કેટલુંક ભાષણ મહારાજા સાહેબની આજ્ઞાથી રા. રા. વિઠલદાસ દિવાને કર્યું હતું, જે ઘણું સ્તુતિપાત્ર ગણાયું હતું, અને નામદાર મહારાજા સાહેબની ઊદારતાને માટે બહુજ પ્રસંશા પોકરાઈ હતી. વળી ઉપલાં ભાષણના પ્રત્યોત્તરમાં કેપ્ટન ફેરિસ સાહેબે પણ નામદાર મહારાજા સાહેબની પરિપૂર્ણ પ્રસંશા કરી હતી.

તા૦ ૫મી જુલાઈ સને ૧૮૮૭ને દિવસે મહારાજા સાહેબે પોતાના દિવાનનાં ગ્રહમાં પોતાનાં રાજ્યના અમલદારો તથા પ્રજાવર્ગના કેટલાક અગ્રેસરોની એક સભા બોલાવી હતી જેમાં મહારાજા સાહેબની આજ્ઞાથી દિવાને દર્શાવ્યું કે 'મહારાજા સાહેબનો, પોતાની વફાદાર રૈયતને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક આપવાનો વિચાર છે, અને જે હક્ક આપણા પ્રતાપિ વાઈસરૉય નામદાર લૉર્ડ રીપને હિંદુસ્થાનને આપ્યો છે, તેથી પણ બલકે વધારે હક્ક બક્ષિસ કરવાનો વિચાર છે. તો તે સ્થાનિક સ્વરાજ્યની રીતિ અત્રે ચાલી શકશે કે નહીં, તે બાબત અત્રે સર્વ ગૃહસ્થોએ મત આપવો.' આ ઉપરથી ત્યાં હાઝર રહેલા માત્ર ૭ ગૃહસ્થો શિવાય સર્વેએ સ્થાનિક સ્વરાજ્યની તરફેણમાં મતો આપ્યાં હતાં. એ પછી મહારાજા સાહેબે એ બાબે વિચારોને નિર્માણ કરવાનું ઠરાવી મિલાવડો વિસર્જન કીધો હતો.

એજ વર્ષમાં નામદાર મહારાજા સાહેબે ભાવનગરમાં સન્યાશિઓને માટે બંધાવેલું સ્થાન તથા એક બૉર્ડિંગ હાઊસ ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. આ બોર્ડિંગ હાઉસમાં તમામ વર્ણના નિરાશ્રિત્ તથા લૂલાં, લંગડા અને અપંગોને રાખવા જણાવ્યું હતું, અને તેમને માટે શેહેરમાં થાળી પીટાવીને જણાવ્યું હતું કે, તેમાં રાખવામાં આવનારા સર્વ નિરાશ્રિત્ તથા અપંગોને ખોરાક મફત પૂરો પાડવામાં આવશે. આ પ્રમાણેનું ધર્મનું ને મહા દયાનું કાર્ય કીધાથી તે નામદારને ઘણો રૂડો આશિર્વાદ મળ્યો હતો.

તા૦ ૨૧મી નવેમ્બર સને ૧૮૮૭ને દિવસે નામદાર મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજી, ભાવનગરથી એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી મુંબઇ પધાર્યા હતા, અને ત્યાંથી પૂને થઈને મહાબ્લેશ્વર ખાતે નામદાર લૉર્ડ રે સાહેબની મુલાકાતે પધાર્યા હતા, જ્યાંથી તા૦ ૭મી ડિસેમ્બરે પુનઃ મુંબઇમાં આવ્યા હતા. આ સમયે સર દિનશાજી માણેકજી પિટિટ વિગેરે દેશી, તેમજ યુરોપિયન ગૃહસ્થોએ નામદાર શ્રી તખ્તસિંહજીને અતોલ માન આપ્યું હતું, અને એજ પ્રમાણે પૂનામાં પણ તેઓ સાહેબને ઘણું સારૂં માન મળ્યું હતું, અને સર્વ કોઈ આ મહારાજા સાહેબની ઉદારતા તથા મિલનસારપણું નિર્ખિને આનંદ પામ્યા હતા.

મુંબઈથી ભાવનગર તરફ પાછા વળતાં તેઓ નામદાર તા૦ ૨૧મી ડિસેંબર સને ૧૮૮૭ને દિવસે એક સ્પેશિયલ ટ્રેનમાં સુરત પધાર્યા હતા, જ્યાં તેઓ સાહેબને સુરતવાસીઓએ સારૂં માન આપ્યું હતું. તેમના માનાર્થે ત્યાં કેટલાક મિલાવડા થયા હતા, તથા એક સભા તરફથી માનપત્ર પણ આપ્યું હતું. સુરતથી તા૦ ૨૩મી ને શુક્રવારને દિવસે તેઓ નામદાર એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી ભાવનગર તરફ પધાર્યા હતા, અને બીજે દિવસે સાંજે પોતાનાં પાયતખ્ત નગરમાં ચર્ણ મૂક્યાં હતાં.

તા૦ ૫મી જાનેવારી સને ૧૮૮૮ને દિવસે નામદાર મહારાજા સાહેબનાં એકત્રીશમા વર્ષનો જન્મ દિવસ હોવાથી તેની ખુશાલિમાં તે નામદારે પોતાની પ્રજા વિગેરે લોકોના લાભાર્થે નિચે પ્રમાણેના કિમતી ઠરાવો જાહેર કીધા હતાઃ—

"શેહેર ભાવનગરમાં મ્યુનિસિપલ ખાતાનું કામકાજ સ્થાનિક સ્વરાજ્ય તરિકે ચલાવવા બાબતનો સંવત ૧૯૪૪નો ધારો પેહેલો મંજૂર કરવામાં આવ્યો છે, તે આજ રોજ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

કસ્બે રાજુળામાં વસ્તીની સંખ્યા વિગેરેની તે કસ્બાની સ્થિતિ વિચારમાં લેતાં ત્યાં એક દવાખાનાની જરૂર માલમ પડે છે, તેથી તે ગામે ચાલતી સાલથી ઇંગ્રેજી દવાનું દવાખાનું ઉઘાડવાનું ઠરાવવામાં આવે છે.

ગરીબ સ્થિતિની જુદી જુદી કોમની વિધવાઓ જાણુ પાંચને–દરેકને દર માસે રૂ ૫) અંકે પાંચ રૂપિયા સુધીની રકમ તેઓની હયાતિ સુધી નિર્વાહને માટે આપવાનો ઠરાવ કરવામાં આવે છે.

દરબાર વહિવટી જે ગામોના ખેડુત લોકોની પાસે તેઓના હસ્તકની દરબારી જમીનનાં ખાતાની રૂપૈયા દર સાલ વસૂલ આવતાં સંવત ૧૯૪૩ની સાલ આખર જે બાકી રહેલા છે તે તથા ખેડુતને ધીરવામાં આવેલા તેમાંથી બાકી રહેલા, મળી બે લાખ ત્રીશ હઝાર છસેં ને છ રૂપિયા મૂકી દેવામાં આવે છે.

જે માલની દરબારી હદમાં એક જગ્યાએ જગાત આપ્યા પછી દરબારી હદમાં બીજે ઠેકાણે લઇ જાય ત્યાં જે જગાત લેવામાં આવે છે, તે માફ કરવામાં આવે છે. એટલે એક જગ્યાએ જગાત આપ્યાનું સર્ટિફિકેટ રજૂ કરે તો બીજી જગ્યાએ લેવી નહીં.

દરબારી વહિવટી ગામોએ કસ્બા વેરાની બાબતનું લેવાણ મજુરીનો ધંધો કરનાર પાસેથી દર વર્ષે આઠ આના લેવામાં આવે છે તે લોકો પાસેથી ચાર આના લેવામાં આવશે.

ઢોર વિગેરે જાનવરોના ચરાઇવેરાની બાબતનું જે લેણુ કરવામાં આવે છે તેનું અરધી આની હિસ્સે કમી કરવામાં આવે છે.

રૂ પીંજવા બાબતનું દર પાકા શેર પાંચે બે આના ઇજારો લેવામાં આવે છે તે અરધો લેવો.

ભાવનગર તથા વડવા, એ પરાં સુદ્ધાંતમાં દરબારી સીરબંદિ તથા ખવાસ ચાકરો તેમજ કોળી, જોગી વિગેરે બીજી વસ્તી (ખેડુત શિવાય)નાં રેહેઠાણનાં ઘરો, જેનો કે નોંધ સંવત ૧૯૦૩ તથા ૧૯૨૬ની સાલમાં ચોપડીઓમાં થયલો છે તથા કેટલાએક તેવાં દરબારી મકાનોમાં રેહેનાર પાસેથી એક ચોપડામાં લખતો લખાવી લેવામાં આવેલાં છે, તેઓની પાસેથી દર સાલ જે ભાડું લેવામાં આવતું તે માફ કરવામાં આવે છે. જે ભાડું બાકી હોય તે પણ નલેવું, તથા એ મકાનો ઉપર તેઓનું માલેકપણું ઠરાવવામાં આવે છે.

નિચે લખેલી બાબતો ઉપરથી કર માફ કરવામાં આવે છે:—

બારખરી, એટલે મૂળ ગરાશિયાની ઘર ખેડની કિંવા ચાકરિયાત ધર્માદા વિગેરે પ્રકારની જમીનમાં દરબારી ખેડુને તથા ઉભડયા લોકો શેરડીના વાડ કરે તે ખેડુતોની પાસેથી દર કોસ એકે રૂ ૫૦) મુજબ લેવાય છે તે હરેક દરબારી ખેડુત અથવા ઉભડિયા પોતાના હસ્તકના વાડા તથા ફળિયાની છૂટી જમીનમાં કાંઈ ઓરડા કરે તેની પાસેથી તે બાબતની સૂખડીનું જે લેવાણ કરવામાં આવે છે તે.

મહાલોના મૂખ્ય કસ્બાઓમાં કોળી લોકો વિગેરે ડાકળાં વગાડવાની રજા માંગે તે બાબતનું દર રજા ચિઠી ઉપર રૂ ૧) મુજબ લેવામાં આવે છે તે.

પ્રગણાંઓનાં કેટલાંક ગામોએ, જ્યાં ચોકીદારોના પગારના ખર્ચની રકમનો અમૂક ભાગ તે તે ગામોની વસ્તી પાસેથી ફાળો કરીને દર વર્ષે વસૂલ લેવામાં આવે છે, તે ચોકીની બાબતનું ચાલતી સાલથી તેવા કોઇ ગામની વસ્તી પાસેથી વસૂલ લેવું નહીં."

ઉપલા ઠરાવો મધ્યે પેહેલોજ ઠરાવ, જે કે સ્થાનિક સ્વરાજ્યની રૂએ મ્યુનિસિપલ ખાતું ચલાવવાને લગતો છે, તે ઠરાવ ઘણોજ અગત્યનો છે, અને તેને માટે તે નામદારની પ્રસંશાના પ્રફુલ્લિત પોકારો જાહેર વર્તમાનપત્રો, તેમજ તમામ લોકોએ મહા ઉમંગથી ગજાવ્યા હતા, અને ખૂદ બ્રિટિશ સરકાર તરફથી પણ તે બાબેની પ્રસંશા થઈ હતી. એ ઠરાવને લગતા–એટલે સ્થાનિક સ્વરાજ્યને લગતા નિયમો તે નામદારે ખાસ તૈયાર કીધા હતા, અને તે તમામ નિયમો તા૦ ૧૧મી ફેબ્રુવારીએ પ્રગટ કરેલા જાહેરનામામાં પ્રદર્શિત કીધા હતા, કે જે વાંચી સર્વમાં આનંદ પસરવાની સાથે, મ્યુનિસિપાલિટીના કમિશ્નરો ચૂંટી કાહાડવા માટે તે નામદારની પ્રજામાં એક મહોત્સાહ પ્રવર્ત્યો હતો, અને સર્વ જનો અતિ હર્ષમાં આવ્યા હતા.

એજ વર્ષમાં નામદાર મહારાજા શ્રી તખ્તસિંહજીએ પોતાનાં રાજ્યનો તમામ રાજ્યવહિવટ ચલાવવા માટે એક ખાસ કાઉન્સિલ નિમી હતી, અને તેને લગતું એક જાહેરનામું તે નામદારે નિચે પ્રમાણે પ્રગટ કીધું હતું:—

"જાહેરનામું.

**હજુર નંબર ૧ (નો ઈન્તેખાબ).**

**અમો, માહારાજા રાઓલ શ્રી તખ્તસીંહજી, જી. સી. એસ. આઈ., ઠાકોર સાહેબ સંસ્થાન ભાવનગરના** તરફથી હુકમ ફરમાવવામાં આવે છે કે—

૧. અમારા મુલકના રાજ્યકારભારનું સઘળું કામકાજ આજની તારીખથી બીજો હુકમ કરતાં સુધી અમારા હુકમ નીચે ચાર સભાસદ (કાઉન્સીલરો)ની એક રાજ્ય સભા (કઉન્સીલ)ના હસ્તક ચલાવવામાં આવશે.

૨. એ સભાસદોની નીમનોક કરવાનું અમારા અખત્યારમાં રેહેશે; અને તેઓના દરએકના હોદ્દા નીચે મુજબ લખવામાં આવશેઃ—

**દીવાન અને વડા સભાસદ (સીનીયર કાઉન્સીલર)**
**જાહેર બાંધકામો ખાતાના સભાસદ (પબ્લીક વર્કસ કાઉન્સીલર)**
**ન્યાય ખાતાના સભાસદ (જુડીશીયલ કાઉન્સીલર)**
**નાણાં પ્રકરણી ખાતાના સભાસદ (ફાઈનાન્સીયલ કાઉન્સીલર)**

અને તે દરએક સભાસદનો અમારી સાથે પરબારો સંબંધ રેહેશે તથા તેઓ અમોનેજ જવાબદાર ગણાશે.

૩. અમારી હજુરથીજ હુકમ આપવાનાં કામો અમારા અખત્યારમાં રાખેલાં છે, તે સીવાય દરએક સભાસદના તાબામાં જે જે ખાતાનાં કામો સોંપવાનું ઠરાવવામાં આવ્યું છે તે પ્રમાણે તેઓના હોદ્દાનાં કામો સમજવાં.

૪. સદરહુ સભાસદોના ખાતાઓ મધ્યેના કોઈ ખાતામાં સમાવેશ નહીં થાય તેહેવું હરકોઈ પ્રકારનું કામ હશે તે અથવા જે કામની વ્યાખ્યા સંબંધી કાંઈ સંદેહ કીંવા તકરાર હશે તેહેવું કામ અમો પોતે ચલાવશું, અથવા અમો જે સભાસદ અથવા સભાસદો (કાઉન્સીલરો)ને સોંપીએ તેમનાથી તે કામ ચાલશે.

૮. સભાસદોને પોતપોતાના ખાતાના સામાન્ય કામોની બાબતમાં પોતાના સહ કાર્યબંધુ (કોલીગ્સ)ને પરબાર્યું લખાણ કરવાની છુટ છે.

૧૦. સભાસદોને હરકોઈ કામ બાબત અમારી મંજુરી અથવા સંમતી મેળવવાનું જરૂર અથવા યોગ્ય લાગે તે તેઓએ લખીને અમારી હજુરમાં મોકલાવવું, એટલે તે ઊપર અમારી મરજી પ્રમાણે હુકમ આપવામાં આવશે.

૧૨. અમારી પાસે એક **હજુર સેક્રેટરી** નીમવામાં આવશે, ને તે અમારા પરબારા હુકમને તાબે રેહેશે, તથા જે જે દરબારી કામો તેના હવાલામાં સોંપવામાં આવશે તે ચલાવવાને માટે અમોને ખુદનેજ જવાબદાર ગણાશે.
સંવત ૧૯૪૪ના ફાગણ વદ ૧૨ શુક્રવાર, તારીખ ૯ માર્ચ સને ૧૮૮૮.

**તખ્તસીંહજી,**

મહારાજા સંસ્થાન ભાવનગર.

દરએક સભાસદના તાબામાં જે જે ખાતાં સોંપવામાં આવે છે તે
તથા તેઓનાં નામો.

**૧. દીવાન અને વડા સભાસદ, આઝમ વીઠલદાસ સામળદાસઃ-**

૧. રાજ્ય પ્રકરણી ખાતું (પોલીટીકલ).
૨. વસુલાતી ખાતું (રેવીન્યુ).

૩. રાજ્ય ખર્ચ ખાતું.
૪. વૈદક ખાતું (મેડીકલ).
૫. કેળવણી ખાતું (એજ્યુકેશન).

**૨. જાહેર બાંધકામો ખાતાના સભાસદ, આઝમ આર. પ્રોકટર-સીમ્સ સાહેબઃ-**

૧. સઘળાં જાહેર બાંધકામો, રેલવે સુધાંત.
૨. સઘળી શેહેર સુધરાઇનાં ખાતાં (મ્યુનીસીપાલીટી).
૩. ઘોડાની જાત સુધારવાનું ખાતું (હોર્સ બ્રીડીંગ).

**૩. ન્યાય ખાતાના સભાસદ, આઝમ મંચેરજી મેરવાનજી ભાવનગરી, સી. આઇ. ઈઃ—**

૧. ન્યાય ખાતું, દીવાની તથા ફોજદારી.
૨. પોલીસ, શેહેરની તથા પરગણાની.

**૪. નાણાં પ્રકરણી ખાતાના સભાસદ, આઝમ વજેશંકર વિ. ગૌરીશંકર.:-**

૧. નાણાં પ્રકરણી ખાતું (ફાઇનાન્સ).
૨. હીસાબી ખાતું.
૩. ટ્રેઝરી.
૪. આરમ્ડ પોલીસ.
૫. જુના દફતરો તથા જુના શોધ ખાતું.
૬. દરબારી છાપખાનું.

**હજુર સેક્રેટરી આઝમ રતીલાલ માણેકલાલ**ને નીમવામાં આવે છે.

સંવત ૧૯૪૪ના ફાગણ વદ ૧૨ શુક્રવાર, તા૦ ૯ માર્ચ સને ૧૮૮૮.

**તખ્તસીંહજી,**

મહારાજા સંસ્થાન ભાવનગર.

ઉપર પ્રમાણેનું એક જાહેરનામું તે નામદારે પ્રગટ કીધું હતું, જે સર્વને પસંદ પડયું હતું. આ તથા નામદાર મહારાજા સાહેબે સ્થાનિક સ્વરાજ્ય દ્વારાએ મ્યુનિસિપલ વહિવટ ચલાવવાનું નિર્માણ કીધું, એ બંને બાબતોને માટે નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૮૭-૮૮નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"An important administrative reform was initiated at Bhâvnagar during the year. The Thâkor Sâheb Sir Takhtsingji, having realized that the burden of administration imposed upon the Divân was greater than a single individual could reasonably be expected to cope with, matured a scheme by which greater decentralization combined with increased efficiency could be effected, and divided the various departments among four Councillors, each of whom should have the privilege of obtaining orders direct from him. The Thâkor Saheb also marked the celebration of his 31st birth-day by the inaguration of a scheme of local self-government for the city of Bhâvnagar and of various others reforms."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ એવો થાય છે કે "આ વર્ષમાં ભાવનગરનાં રાજ્યકાર્યભારમાં એક અગત્યનો સુધારો કરવામાં આવ્યો છે. એક માણસ કરી શકે તેના કરતાં વધારે રાજ્ય દરબારી કામનો બોજો દિવાન ઉપર છે, એવી જ્યારે ઠાકોર સાહેબ સર તખ્તસિંહજીની ખાત્રિ થઇ, ત્યારે તેઓએ

એક યોજના રચી જુદાં જુદાં ખાતાંઓને ચાર કાઊન્સિલરોમાં વેહેંચી નાખ્યાં છે, અને તેઓમાંના દરેક-ને ઠાકોર સાહેબનો બાહારોબાહાર હુકમ મેળવવાનો હક્ક બક્ષ્યો છે. વળી ઠાકોર સાહેબે પોતાનાં ૩૧-માં વર્ષની ખુશાલિની યાદગારીમાં ભાવનગર શેહેરને સ્થાનિક સ્વરાજ્યનો હક્ક બક્ષ્યો. છે, અને બીજા પણ કેટલાક સુધારાઓ કીધા છે."

આ મુજબનું એક સ્તુત્ય કામ નામદાર મહારાજા સાહેબે કીધું હતું, તેપરથી ખુદ બ્રિટિશ સ-રકારે પણ ઊપર પ્રમાણેની તે નામદારની સ્તુતિ કરી હતી, જે નામદાર મહારાજા સર તખ્તસિંહજી સા-હેબને કંઈ ઓછું માનભરેલું નથી.

તા૦ ૨૪મી મે સને ૧૮૮૮ ને ગુરૂવારને દિવસે આપણા પરમ કૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીનો વર્ષગાંઠ હોવાથી તે દિવસે પણ નામદાર મહારાજા સાહેબે ઘણીજ ધામધૂમ કરી હતી. એ દિવસે પ્રથમ સૂર્યોદય થતાંની સાથેજ મહારાણીશ્રીની સલામતિની ૧૦૧ તોપોના બહારો કરવા-માં આવ્યા હતા, અને ત્યાર પછી નામદાર મહારાજાનાં લશ્કરની કવાયત કરાવી હતી. આખાં રાજ્ય-માં તે દિવસ મહાન્ તેહેવાર તરિકે પાળ્યો હતો, અને સાંજે સાડાપાંચ વાગતાને શુમારે ભાવનગરથી બે માઈલ્સ દૂર શ્રી ગવરીશંકર તળાવની પાસે આવેલાં મેદાનમાં "વિક્ટોરિયા બાગ" બાંધવાની ક્રિયા કરવામાં આવી હતી, જે પ્રસંગે તત્રે ઘણા લોકો એકઠાં થયાં હતાં. નામદાર મહારાજા સાહેબે આ શુ-ભ દિવસની ખુશાલિમાં ૪૫૦ એકર જેટલી જમીન આ "વિક્ટોરિયા બાગ" બાંધવા માટે આપી હતી, અને આ શુભ દિવસનું સ્મર્ણ રેહેવાને માટેજ આ બાગનું નામ "વિક્ટોરિયા બાગ" રાખવામાં આવ્યું હતું. પ્રથમ તો નામદાર મહારાજા સાહેબે આ પ્રસંગપર તત્ર સ્થળે કેટલુંક રમણીય સંભાષણ કીધું હતું, અને તે પછી તે નામદારની ફરમાસપરથી મિસિસ નટે બાગનું પેહેલું ઝાડ સ્વહસ્થે રોપવાની ક્રિ-યા કરી હતી. બાદ કર્નલ નટે, જે ગૃહસ્થો તથા બાનુંઓએ તે કામમાં શ્રમ લીધો હતો, તેમનો ઉપકાર માન્યો હતો, અને તે પછી નામદાર મહારાણીજી, સર તખ્તસિંહજી તથા મિસ્ટર અને મિસિસ નટને માટે ખુશ ખુશાલિના પોકારો પડયા હતા, જે પછી મિલાવડો બરખાસ્ત થયો હતો. એજ દિવસે રાત્રિ-એ આઠ વાગતાને સમયે નામદાર મહારાજા સાહેબે કેટલાક ગૃહસ્થોને એક ખાનું આપ્યું હતું. આ ખાના પ્રસંગે નામદાર મહારાજા સાહેબે ટૂંક પણ રસાળ સંભાષણ કીધા પછી કર્નલ નટ સાહેબે પણ કે-ટલુંક ભાષણ કરતાં તેમાં નામદાર મહારાજા સાહેબની સ્તુતિ કરતાં એવી મતલબનું દર્શાવ્યું કે "મહા રાજા સાહેબ આજ દશ વર્ષ થયાં પોતાનું રાજ્ય ચલાવે છે, અને તે અરસામાં ભાવનગરનાં રાજ્યની આબાદાની ઘણી વધી છે તથા મેહેસૂલ પણ વધીને આશરે ૩૫ લાખ રૂપિયાની થઈ છે. આખાં રા-જ્યમાં બધાં મળીને ૧૧ તો દવાખાનાંઓ છે, અને શામળદાશ કૉલેજ, હાઈસ્કૂલ, બ્રાંચ સ્કૂલ તથા છો-કરીઓની નિશાળો ઉપરાંત ૧૩૯ બીજી નિશાળો છે, તેમજ બીજાં સઘળાં ખાતાઓનું કામ ઘણી સા-રી રીતે ચાલે છે, અને તેમના રાજ્યકાર્યભારથી પ્રજા સર્વ વાતે સંતોષ પામેલી જણાય છે. મહારાજાએ આપણી મહારાણી શ્રીની શાલગિરીનો દિવસ જે રીતે આજે પાળ્યો છે, તે કરતાં વિશેષ સારી રીતે તે કેવી રીતે પાળી શકે, તે હું કહી શકતો નથી ! વળી મારે એટલું પણ કેહેવું જોઇએ કે, એવો કોઈ પણ રાજા મુંબઈ ઈલાકામાં તો શું પણ આખાં હિંદુસ્થાનમાં નથી, કે જે આપણા મહારાજા શ્રી ત-ખ્તસિંહજી કરતાં ચઢિયાતા ગણાય." આ પ્રમાણેનું કર્નલ નટે સંભાષણ કીધા પછી ખાનાની સમા-પ્તિ થઇ હતી, અને તે પછી આતશબાજી ફોડવામાં આવી હતી. આવી રીતે આનંદ મંગળમાં આ આખો આનંદકારી દિવસ નિર્ગમન કીધો હતો. વળી એજ દિવસનાં સ્મર્ણાર્થે નામદાર મહારાજા સાહે-

બે, રંકાવસ્થાની ૨૦ વિધવાઓને માસિક પેન્શન આપવાનું શરૂ કીધું હતું, અને રૂ ૧૦૦૦ તેવા ગરીબ ખ્રિસ્તિઓને ખેરાત તરિકે વહેંચ્યા હતા. એ શિવાય અનેક પ્રકારે આ માંગ્લિક દિવસ ઉત્સવ સહ ઉજવ્યો હતો.

એજ વર્ષમાં, એટલે સને ૧૮૮૮નાં વર્ષમાં ગુજરાત–કાઠિયાવાડમાં વરસાદની મહા તંગિ હોવાને લીધે ક્ષેત્રોમાં અન્ન પાકવાની કિંચિત્ પણ આશા નહીં હોવાથી તમામ લોકો દુકાળની દેહેશતમાં આવી પડયા હતા, અને બિચારાં ગરીબ ગુરબાં ભૂખે મરી જશે, એવી ધાસ્તિ સર્વમાં ફેલાઇ હતી. આવા સમયમાં નામદાર મહારાજા સર તખ્તસિંહજી સાહેબ બહાદૂરે પોતાની પ્રજાનાં સૂખને માટે, અને ગરીબ લોકોને આશ્રય આપવાને માટે મહા ઉદારતા દર્શાવી હતી. તે નામદારે પોતાનાં રાજ્યમાં જૂદે જૂદે સ્થળે બાંધકામોના પ્રારંભ કરી તેમાં ગરીબ લોકોને કામે લગાડી તેમને રોજી આપવા માંડી હતી, તથા જે લોકો કંઈપણ કામ કરવાને અશકત હતાં, તેમને સારી રીતે અન્નવસ્ત્રાદિક આપવામાં આવતાં હતાં, અને દરેક પ્રકારે તે બિચારાઓનું પાલણપોષણ કરવાનો પ્રારંભ કીધો હતો. વળી આવા દુકાળના પ્રસંગપર નામદાર મહારાજા સાહેબે "વિક્ટોરિયા બાગ" બનાવવા માંડયો હતો, કે જેમાં દર રોજ ૪૦૦૦ મજૂરો કામે લાગતાં હતાં. એજ પ્રમાણે બીજાં જાહેર કામોનાં બાંધકામની શરૂઆત આજ પ્રસંગપર તે નામદારે કરવા માંડી હતી, અને તેથી કરીને તે દ્વારાએ બિચારા ગરીબ લોકોને ઘણી મ્હોટી રોજી પ્રાપ્ત થતી હતી. આ કામ નામદાર મહારાજા સાહેબે ઘણુંજ સારૂં ને ખરેખરાં દયાળુ દિલથી કરવા માંડયું હતું, અને પોતાની સદાની સરસ ઉદાર અને પરમાર્થિ વૃત્તિનો આબેહુબ પ્રકાશ પાડી રંક જનોનો મહા આશિર્વાદ સંપાદન કીધો હતો. વળી તે નામદારની પ્રજા માંહેલા કેટલાંક રંક જનો દુકાળની ધાસ્તિથી અકળાઇ જઈને એકદમ મુંબઇ વિગેરે ઠેકાણે ચાલ્યાં ગયાં હતાં, તે જનોને નામદાર મહારાજા સાહેબે પોતેજ ગાડીભાડું તથા વાટખર્ચ પૂરું પાડીને પાછાં પોતાનાં રાજ્યમાં લાવ્યાં હતાં, કે જેથી કરીને તે રંક જનોએ પણ નામદાર મહારાજા સાહેબને અત્યંત આશિર્વાદ આપ્યો હતો, અને આવાં સ્તુતિપાત્ર કામને માટે તમામ જાહેર ને સ્વતંત્ર વર્તમાનપત્રોએ પણ તે નામદારનાં વખાણ જાહેર કીધાં હતાં. આ પ્રકારે નામદાર મહારાજા સાહેબે દુકાળના સમયમાં ઘણીજ કિમતી ઉદારતા વાપરીને પોતાની પ્રિય પ્રજાને દુકાળની પિડામાંથી મુક્ત કરવાને યોગ્ય ઉપાયો યોજ્યા હતા.

તા૦ ૨૩મી જાનેવારી સને ૧૮૮૯ ને બુધ્ધવારને દિવસે નામદાર સર તખ્તસિંહજીની વર્ષગાંઠ હોવાથી તે દિને તે નામદારે ઘણી ઉદારતા વાપરીને ઘણીક સખાવતો કરી હતી. એ દિવસે તે નામદારે પોતાનાં રાજ્યના ખેડુતોપરથી કેટલોક કર માફ કરવા માટે રૂ ૩૯૦૦૦ની મ્હોટી રકમ ખરચી હતી તથા ગરીબ વિદ્યાર્થિઓને સ્કૉલરશિપો આપવા, લાચાર વિદ્વાનોને બક્ષિસ આપવા અને કોહોડ તથા તેવા અન્ય રોગના દુખિયારા રોગિષ્ટો આદિકને અન્નવસ્ત્રાદિક આપવાની પાછળ રૂ ૧૧૦૦૦ની બીજી મ્હોટી રકમ વાપરી હતી. એ શિવાય રોમન કેથલિક તથા ક્રિશ્ચિયન લોકોનાં દેવલમાં રોશની કરવા માટે રૂ ૩૦૦, ભાવનગરની તમામ મશજીદોમાં રોશની કરવા માટે રૂ ૧૫૦, શ્રાવકોનાં દેહેરામાં રોશની કરવા માટે રૂ ૪૦, શ્રી જગન્નાથજીમાં રોશની કરવા માટે રૂ ૪૦, ખોડાં ઢોરોની ધર્મશાળામાં ઢોરોને કપાસિયાં ખવરાવવા માટે રૂ ૫૦, વૈશ્ણવોની ધર્મની હવેલિઓની ગાયોને કપાસિયાં ખવરાવવા માટે રૂ ૫૦, દુધાધારી બાવાની જગાની ગાયો માટે રૂ ૩૦, વનબાવાની જગાની ગાયો માટે રૂ ૧૯, થાપનાથ મહાદેવની ગાયો માટે રૂ ૧૫ તથા પારસીઓનાં ધર્મ ખાતામાં રૂ ૧૦૩–૮–૦ની રકમો આપી હતી. વળી એજ દિવસે તે નામદારે પોતાની "પબ્લિક ગાર્ડન"નું નામ ફેરવીને તેને માજી પોલિટિકલ

એજંટ મી૦ પીલનું નામ આપી તેને "પીલ ગાર્ડન" ઓળખવા જણાવ્યું હતું તથા શત્રુંશરા ગામથી કથીવદરનાં બંદર સુધી ૫૯ માઈલ્સની સડકનું નામ મુંબઈના નામદાર લૉર્ડ રે સાહેબનું આપી તેને "રે રોડ" તરિકે ઓળખવા જણાવ્યું હતું. આ પ્રકારે પોતાની વર્ષગાંઠની ખુશાલિમાં તે નામદારે ઘણાં સંતોષકારક કાર્યો કીધાં હતાં, કે જે પ્રમાણે પોતાની દર વર્ષની વર્ષગાંઠને દિવસે તે નામદાર કરતાજ આવ્યા છે.

તા૦ ૯મી ફેબ્રુઆરી સને ૧૮૮૯ને દિવસે મેલ ટ્રેનમાં લૉર્ડ જરશી પોતાના "ફેમિલી" સહિત ભાવનગરમાં પધારેલા, તે પ્રસંગે નામદાર મહારાજા સાહેબે તે લૉર્ડ સાહેબનાં માનાર્થે મ્હોટી ધામધૂમ કરી હતી તથા તેઓ સાહેબને એક "ગાર્ડન પાર્ટિ" આપી હતી, જેમાં ઘણા યુરોપિયનોએ પણ મ્હોટી ખુશીથી ભાગ લીધો હતો. આ સઘળી ધામધૂમથી લૉર્ડ જરશી સાહેબ ઘણા ખુશી થઈ ગયા હતા, અને તે નામદારની ખાત્રિ થઈ હતી કે, ભાવનગરના મહારાજા સાહેબ પરદેશીની પરોણાગત કરવામાં પેહેલા નંબરની પ્રતિષ્ઠા ધરાવે છે.

તા૦ ૨૪મી માર્ચ સને ૧૮૮૯ ને રવિવારને દિવસે કાઠિયાવાડના પ્રખ્યાત પોલિટિકલ એજંટ કર્નલ જે. ડબલ્યુ. વૉટસન સાહેબનું મૃત્યુ નિપજવાથી તે નામદારનાં સ્મર્ણાર્થે એક મ્હોટું ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં ભાવનગરના મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીએ પણ રૂ ૫૦૦૦ની મ્હોટી રકમ ભરી હતી. વળી એજ વર્ષમાં, એટલે તા૦ ૬ઠી એપ્રિલ સને ૧૮૮૯ ને શનિવારે સુરત ખાતે ભયંકર આગ લાગેલી ને તેમાં હઝારો ઘરો બળી ગયલાં ને લાખો રૂપિયાનું નુંકશાન થયલું તથા હઝારો લોકો ઘરબાર વગરનાં થઈ ગયલાં, જેમને મદદ કરવા માટે ગામેગામ ફંડો ઉભાં થયાં હતાં ને તેમાં હઝારો રૂપિયા ભરાયા હતા. આજ પ્રકારનું એક ફંડ મુંબઈમાં પણ ઉભું થયું હતું, જેમાં શ્રી તખ્તસિંહજીએ રૂ ૫૦૦૦ની મ્હોટી રકમ ભરવા ઊપરાંત વળી પોતાનાં પાયતખ્ત શેહેર ભાવનગરમાં પણ એજ કામને માટે એક મ્હોટું ફંડ ઊભું થયલું, તેમાં પણ તે નામદારે રૂ ૨૦૦૦ ભર્યા હતા. આવી રીતે તે નામદારે એક ખરેખરા પરમાર્થનાં કામમાં કિમતી મદદ કરી હતી.

તા૦ ૧૫મી એપ્રિલ સને ૧૮૮૯ ને મંગળવારને દિવસે નામદાર સર તખ્તસિંહજીની સ્વારી પોતાના કુશળ ડૉક્ટર સાહેબ બરજોરજી બેહેરામજી આદિક રશાળાના આશરે ૧૦૦ માણસો સહિત ભાવનગરથી ઊપડીને અગ્નિરથમાં બિરાજી મુંબઈ તરફ રવાના થઈ હતી. મુંબઇમાં બીજે દિવસે, એટલે બુધ્ધવારની પ્રભાતમાં સાડા છ વાગતાને સમયે તે નામદારની સ્પેશિયલ ટ્રેન ગ્રાંટરોડ સ્ટેશનપર જઇ પોહોંચી હતી, જે સમયે તે નામદારને પ્લેટફૉર્મ ઊપર સામા લેવાને માટે ઘણાક મ્હોટા ગ્રુહસ્થો પધાર્યા હતા. ત્યાંથી મહારાજા સાહેબની સ્વારી ખંબાલા હીલપરના પોતાના ઉતારાના બંગલામાં પધારી હતી, જ્યાંથી શનિવારને દિવસે, એટલે તા૦ ૧૯મી એપ્રિલે, એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજીને પૂને થઈ મહાબ્લેશ્વર પધારી હતી. મહાબ્લેશ્વરમાંજ તે નામદારે હુનાળાની શક્ત રૂતુ નિર્ગમન કરવાનો નિર્ણય કીધો હતો, અને તેથીકરીને તે નામદાર ત્યાં આગળ ઘણા દિવસ રહ્યા હતા, જે દરમ્યાન ત્યાં તે નામદારને ઘણું માન મળ્યું હતું, અને ત્યાં પધારેલા અન્ય નૃપતિઓ તથા મ્હોટા મ્હોટા ધનવાન શેઠિયાઓએ તે નામદાર પ્રત્યે પુષ્કળ પ્રીતિ દર્શાવી હતી.

તા૦ ૨૭મી મે સને ૧૮૮૯ ને સોમવારને દિવસે સર તખ્તસિંહજી પોતાના રશાળાના સઘળા માણસો સહિત પાછા મુંબઈ પધાર્યા હતા, અને ત્યાં એક અઠવાડિયું રહીને તા૦ ૪થી જૂન સને ૧૮૮૯ ને સોમવારને દિવસે એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી સવારના સાડાછ વાગતાને સમયે ગ્રાંટરોડ

સ્ટેશનથી પોતાનાં રાજ્ય તરફ પધારવાને રવાના થયા હતા, જે પ્રસંગે તે નામદારનાં માનાર્થે મુંબઇ સરકાર તરફથી ૧૭ તોપો ફોડવામાં આવી હતી. આ પ્રસંગે તે નામદારે પોતાનો વિદાયગિરી માત્ર ખાનગીજ રાખી હતી, તેમ છતાં મુંબઈના સંખ્યાબંધ શેઠિયાઓ તે નામદારને મળવા માટે સ્ટેશન ઉપર આવ્યા હતા, જેમની સંગે મહારાજા સાહેબે ઘણી યોગ્યતામાં વાતચીત કરી નિયમાનુંસાર મુલાકાત લીધી હતી, જે નિર્ખિને સર્વ સદ્‌ગૃહસ્થોમાં અત્યાનંદ પ્રવર્ત્યો હતો.

નામદાર મહારાજા સર તખ્તસિંહજી દર વર્ષ નામદાર પરમ કૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયાજીની વર્ષગાંઠ ઉપર જે ઉદારતાનાં ઉત્તમ ને ઉમદા કાર્યો કર્યાજ કરે છે, તે પ્રમાણે આ વર્ષની વર્ષગાંઠ ઉપર તે નામદારે તેવાં ઉદાર કાર્યો કરવા ધાર્યાં હતાં એટલુંજ નહીં, પરંતુ વળી આ વર્ષ તો પોતાની વિશેષ ઉદારતા વાપરવાનો ઠરાવ કીધો હતો, અને તેપરથી તા૦ ૨૦મી મે સને ૧૮૮૯ને દિવસે (જ્યારે તે નામદાર મહાબ્લેશ્વર ખાતે હતા ત્યારે) નામદાર મુંબઇ સરકારપર તે નામદારે એક પત્ર લખ્યો હતો, જે પત્ર તથા તેના સંબંધમાં નામદાર સરકારે પ્રગટ કરેલો ઠરાવ, એ સર્વ નિચે મુજબ હતું:—

Bombay Castle, 23rd May 1889.

Letter from His Highness Sir Takhtsingji Jaswantsingji, G. C. S. I., Thakor Saheb of Bhavnagar, dated 20th May 1889:—

"It has been my custom ever since I assumed the administration of my State to celebrate the Queen-Empress's Birthday by various acts of charity for the benefit of my subjects, and this year although I shall be away from my territory on that auspicious day, it will be celebrated there, in accordance with instructions sent by me, in a like manner. I am further desirous of celebrating the forthcoming anniversary by inaugurating some benevolent work, the benefits of which might reach a large number of people; and for that purpose I propose to place at the disposal of your Excellency's Government a sum of Rs. 30,000 (thirty thousand). I understand that there has been felt for a long time past the want of trained nurses throughout the Presidency, and now that there has been established a splendid system of hospitals in Bombay during your Excellency's régime, and mostly through your beneficent encouragement, the want is likely to be felt more and more every day. It is my intention, therefore, to make a beginning towards supplying it, and I propose to devote the above-mentioned sum to an Endowment Fund for the training and maintenance of nurses at the Jamshedji Jijibhai Hospital or any of the hospitals connected with the Grant Medical College under the following conditions:—

*a.*—That the amount be placed in the name and at the disposal of the following Trustees:—

I—The Principal of the Grant Medical College for the time being.

II—The Chairman of the Bombay Chamber of Commerce for the time being.

III.—The First Physician of the Kama Hospital for the time being.

IV.—A representative of the Thakor of Bhavnagar for the time being.

V.—The Lady who superintends the nursing establishment of all or any of the hospitals above-mentioned, and in case of there being two or more ladies qualified as aforesaid such one as the other Trustees may elect.

*b.*—That the entire management of the Fund shall be at the discretion and under the supervision of the said Trustees.

*c.*—That it shall be competent to the Trustees to invest the capital in any securities which they may consider advisable except personal securities, and that only the interest thereof shall be utilised for the purpose aforesaid.

"If your Excellency should be pleased to entertain my proposal, and agree to the conditions here set forth, I shall leave the framing of any rules, &c., for the guidance of the Trustees to your Excellency's Government.

"It is, moreover, my intention at this opportunity to mark my appreciation of the laudable undertaking which has been set on foot in Bombay to commemorate the happy event of Her Majesty's Jubilee The Victoria Technical Institute is a shcool, the benefits of which will be far reaching in a direction hitherto unexplored in this country; and in order that within its walls there may be a visible symbol of the august Lady whose name it bears I propose to present it with a marble bust of the Queen-Empress. I learn that the Kensington Vestry have recently selected for their Town Hall a bust of Her Majesty from amongst those exhibited in the studios of various artists, and I have much pleasure in asking your Excellency to permit a copy thereof (towards the expense of which I have set apart a sum of Rs. 5,000) to be placed in a conspicuous part of the Victoria Technical Institute.

"Should these proposals meet with your Lordship's approval, I shall thank your Excellency to publish the necessary sanction of Government thereto on the auspicious day with which it is my desire to connect them."

## RESOLUTION.

The Governor in Council has much pleasure in acknowledging this fresh proof of His Highness' public spirited benevolence whereby valuable assistance is given to the ladies who have undertaken the arduous and responsible duties of nursing the patients at the various hospitals connected with the Grant Medical College. The funds placed at the disposal of Government will at once be transferred to the Board of trustees constituted in accordance with His Highness' wishes. The Governor in Council has been gratified to learn that it is His Highness' intention to present a bust of Her Most Gracious Majesty the Queen-Empress to the Victoria Jubilee Technical institute.

J. De C. ATKINS,
Acting Under Secretary to Government.

ઉપલાં અંગ્રેજી લખાણનો ભાવાર્થ નિચે મુજબ છેઃ—

મુંબઇ કસલ, તા૦ ૨૩મી મે સને ૧૮૮૯.

ભાવનગરના ઠાકોર સાહેબ હિઝ હાઈનેસ સર તખ્તસિંગજી જસવતસિંગજી, જી. સી. એસ. આઇ.,ના તા૦ ૨૦મી મે સને૧૮૮૯નો પત્રઃ—

"જ્યારથી હું ગાદિપર આવ્યો છુ ત્યારથી નામદાર મહારાણીજીની શાલગિરીને દિવસે મારી પ્રજાના લાભને માટે હું ભાતભાતની સખાવતોનાં કામો કરૂં છું. આ વર્ષ આ શુભ દિવસે જોકે હું મારા મૂલકની બાહાર હોઇશ, છતાં મેં ત્યાં મોકલાવેલા હુકમ પ્રમાણે ત્યાં એવી સખાવત કરવામાં આવશે. આવતી શાલગિરીને દિવસે હું એ ઉપરાંત

એવું પરોપકારી કામ કરવાને ઇચ્છું છું કે, જેના ફાયદા ઘણાં લોકો મેળવી શકે; અને તે કારણથી તમો નામદારની સરકારને હસ્તક રૂ ૩૦૦૦૦)ની એક રકમ આપવા હું ઇચ્છું છું. મારી જાણ પ્રમાણે આ ઇલાકામાં દીર્ઘ સમય થયાં દરદિઓની સારવાર કરનારી કેળવાયલી સ્ત્રિઓની તંગિ ચાલતી આવી છે, અને હાલ તમો નામદારના અમલમાં હાસ્પિટલોનું એક ઘણું સુંદર ધોરણ, તમારીજ પરોપકારી કોશિશથી દાખલ થયું છે, એટલે હવે એ તંગિ દરરોજ અધિક ને અધિક જાણાતી જશે. એટલા માટે મારી એવી ઇચ્છા છે કે, તે તંગિ પૂરી પાડવાનો પ્રારંભ મારે કરવો; અમે તેટલા માટે હું એવું ઠરાવવા માંગું છું કે, "સર જમસેદજી જીજીભાઇ હાસ્પિટલ"માં અથવા "ગ્રાંટ મેડિકલ કાલેજ" સાથે સંબંધ ધરાવનારી બીજી કોઇ પણ હાસ્પિટલમાં સારવાર કરનારી સ્ત્રિઓને કેળવીને રાખવા માટે ઉપલી રકમ નિચેની શરતે આપવી:—

**(એ.)** નિચે જણાવેલા ટ્રસ્ટિઓનાં નામપર એ રકમ મૂકવી:—

૧. ગ્રાંટ મેડિકલ કાલેજના પ્રિન્સિપાલ.

૨. મુંબઈની ચેમ્બર ઑફ કામર્સના પ્રમુખ.

૩. કામા હૉસ્પિટલની વડી તબીબ.

૪. ભાવનગરના મહારાજાના એક પ્રતિનિધિ.

૫. ઉપર દર્શાવેલી સઘળી અથવા કોઇપણ હૉસ્પિટલમાંની સારવાર કરનારી સ્ત્રિઓ ઉપર દેખરેખ રાખનારી વડી બાનું, અને જો એવી બાનુંઓ બે અથવા વધુ હોય તો, તેમાંની જે ટ્રસ્ટિઓ પસંદ કરે તે.

**(બી.)** નાણાંનો સઘળો વહિવટ ટ્રસ્ટિઓની દેખરેખ અને મુનસફીપર સોંપવો.

**(સી.)** ટ્રસ્ટિઓને યોગ્ય લાગે એવી, અંગત શિવાય સઘળી સધ્ધર જામીનગિરીઓમાં થાપણ રોકવી, અને ઉપર કહેલાં કારણોમાં ફકત થાપણનું વ્યાજ ખર્ચવું.

જો તમો નામદાર મારી દરખાસ્ત અને તે માંહેલી શરતો સ્વિકારો તો ટ્રસ્ટિઓએ કેમ કામ ચલાવવું, તેના નિયમો ઘડવાનું કામ તમારા સ્વાધિનમાંજ સોંપીશ.

વળી મુંબઇમાં નામદાર મહારાણીજીની "જુબિલી"ના શૂભ અવસરની યાદગિરીમાં જે પ્રસંશાપાત્ર કામ માથે લેવાયું છે, તેની મારા તરફની કદર બૂઝવાની આ તક લેવાની મારી જીજ્ઞાસા છે. "વિકટોરિયા જુબિલી હુન્નરશાળા" એક એવી શાળા છે કે, જેના લાભ આ દેશમાં કોઇ વાર નહીં જણાયલા એવા મ્હોટા થશે; અને તેનાં મકાનમાં જે માનવંત બાનુંનુ નામ તે ધરાવે છે, તેની એક દેખીતી નિશાની રહે એટલા માટે તેને હું શેહેનશાહ બાનુંનું આરસપાહાણનું બાવલું ભેટ આપવા માંગું છું. એ બાહાવલા માટે મેં રૂ ૫૦૦૦)ની રકમ જૂદી કાહાડી છે, અને તે "વિકટોરિયા જુબિલી હુન્નરશાળા"માં કોઇ મોખરા વાળે સ્થાને મૂકવાની તમો નામદારે રજા આપવી.

જો તમો નામદાર આ દરખાસ્ત સ્વિકારો તો મેહેરબાની કરીને, જે શૂભ દિવસના સંબંધમાં હું એ કામ કરવા માંગું છું, તે દિવસે તમારી તે માટેની પરવાનગી જાહેર કરવી"

## ઠરાવ.

નામદાર ઠાકોર સાહેબની લોકોપયોગી સખાવત, જે ગ્રાંટ મેડિકલ કૉલેજ સાથે સંબંધ રાખતી હૉસ્પિટલના દરદિઓની માવજત કરવાનું કઠણ કામ માથે લેનારી બાનુઓને મદદ કરવાની છે તે, નામદાર ગવરનર ઇન કાંઊંસિલ ઘણી ખુશીથી સ્વિકારે છે. વ્યવસ્થા કરવાને માટે સરકારને જે રકમ આપવામાં આવી છે, તે નામદાર ઠાકોર સાહેબની ખાયશ પ્રમાણેની ટ્રસ્ટિઓના સ્વાધિનમાં તરત આપવામાં આવશે. પરમ કૃપાળુ કૈસરે હિંદના અર્ધ કદનું બાહાવલું વિકટોરિયા જુબિલી ટેકનિકલ ઇન્સ્ટિટયટમાં મૂકવાની તે નામદારે જે ખાયશ બતાવી છે, તે માટે નામદાર ગવરનર ઇન કાંઊંસિલ પોતાનો સંતોષ જાહેર કરે છે.

**જે. ડી. સી. એટકિન્સ.**

એક્ટિંગ અંડર સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ.

ઉપલાં લખાણમાં નામદાર મહારાજા સાહેબનો જે પત્ર ટાંકયો છે, તે પ્રમાણે તે નામદારે, નામદાર મુંબઈ સરકારપર એક પત્ર લખ્યો હતો, જે ઉપરથી સરકારે ઉપર દર્શાવ્યા પ્રમાણેનો ઠરાવ જાહેર કરી, નામદાર મહારાજા સાહેબની સર્વ વાતો સ્વિકારી હતી. ખચીત નામદાર મહારાજા સાહેબે આ અત્યંત અમૂલ્ય ઊદારતા વાપરી હતી, અને તેને માટે એક સ્વરે સર્વમાં તેઓ સાહેબની ઘણી વાહવા બોલાઇ હતી.

ભાવનગરના નામદાર મહારાજા સાહેબ સર તખ્તસિંહજી ઊદારતામાં પણ ઊમદા ગણાય છે, અને એ નામદારે અનેક ઔદાર્યતાનાં અમૂલ્ય કામો કીધાં છે. એ નામદારના ખર્ચથી રાજકોટ ખાતેની "રાજકુંવર કૉલેજ"માં પડતી અડચણ ટાળવા માટે રૂ ૧૨૫૦૦૦નો એક મ્હોટો હાલ વધારીને બંધાવ્યો છે. જ્યારે કાઠિયાવાડમાં સને ૧૮૭૮–૭૯માં દુકાળ ચાલતો હતો, ત્યારે નામદાર મહારાજા સાહેબે પોતાની પ્રજાને મદદ કરવાના કિમતી ઉપાયો લીધા ઉપરાંત વળી બીજાં સ્થળોની પ્રજાને માટે પણ રૂ ૧૫૦૦૦ની મ્હોટી મદદ કરી હતી. વળી તા૦ ૫મી એપ્રિલ સને ૧૮૭૮ને દિવસે તે નામદારે પોતાનાં રાજ્યની તમામ લગામ સ્વહસ્તમાં લીધી તેની ખુશાલિમાં એઓ સાહેબે પાછા એક લાખ રૂપિયા "રાજકુંવર કૉલેજ"ને બક્ષિસ દાખલ આપવાને કાઢયા હતા. આ રૂપિયા સને ૧૮૭૯નાં વર્ષમાં તે નામદારે કૉલેજમાં મોકલ્યા હતા, જેમાંથી તે નામદારની આજ્ઞાથી કૉલેજ ફંડમાં રૂા. ૨૦ હજાર, પ્રિન્સિપાલ વિગેરેના બંગલા વધારવાનાં કામમાં રૂા. ૫ હજાર, કૉલેજનો હાલ સુધારવા સારૂ રૂા. ૭ હજાર, અને કૉલેજની પાંખ વધારવા સારૂ રૂા. ૬૮ હજાર ખર્ચવા ઠર્યું હતું. વળી સને ૧૮૮૨ના અકટોબર માસમાં જ્યારે નામદાર મહારાજા સાહેબ શ્રી મુંબઈ ખાતે પધાર્યા હતા, ત્યારે ત્યાં પણ તે નામદારે "ગ્રાંડ મેડિકલ કૉલેજ"ને રૂ ૫૦૦૦, "નેટિવ જનરલ લાઈબ્રેરી"ને રૂ ૧૨૦૦, મીસરથી આવતાં લશ્કરને મિજબાનો આપવાનાં ફંડમાં રૂ ૧૦૦૦, "અંજુમને ઇસલામ"ને રૂ ૩૦૦, એલેકઝાંડરા સ્કૂલ"ને રૂ ૩૦૦, ખેતીવાડીનાં ધર્મનાં દવાખાનાને રૂ ૩૦૦, "ફ્રીર્ટ રીડિંગ રૂમ"ને રૂ ૨૦૦, સાસુન મિકેનિકલ ઈન્સ્ટિટયૂટ"ને રૂ ૨૦૦, "થિસ્ટિક નાઈટ સ્કૂલ"ને રૂ ૨૦૦, "પૂના નેટિવ ઈન્સ્ટિટયૂશન"-ને રૂ ૧૦૦, "સોસાએટી સેંટ વિનસેંટ ડી. પાલ"ને રૂ ૧૦૦, ગોવાની "સેંટ ઝેવિઅર્સ એસાઈલમ"-ને રૂ ૧૦૦, "ઈન્ડો બ્રિટિશ ઈન્સ્ટિટયૂશન"ને રૂ ૧૦૦, "આર્ય જ્ઞાનવર્ધક લાઈબ્રેરીને રૂ ૧૦૦, "ભુલેશ્વર લાઈબ્રેરી"ને રૂ ૧૦૦, "કાંદાવાળા મોહોલ્લા લાઈબ્રેરી"ને રૂ ૫૦, "માઉન્ટ રોડ લાઈબ્રેરી"ને રૂ ૫૦, જાનવરોપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીને રૂ ૫૦, "સેંટ લુશિયસ કૉરેલ સોસાયટી"ને રૂ ૫૦, અને હિંદુ જ્ઞાન વર્ધક લાઈબ્રેરીને રૂ ૫૦ની કિમતી મદદો આપી હતી. સને ૧૮૮૩નાં વર્ષમાં તે નામદારે લંડનની "નાર્થબ્રુક ક્લબ"ને રૂા. ૧લાખની ઘણી મ્હોટી રકમ બક્ષિસ આપી હતી. એ રકમને માટે એવી શરત કરી હતી કે, એ રકમનું જે વ્યાજ આવે તેમાંથી તે ક્લબનો ખર્ચ ચાલે, પરંતુ જ્યારે એ ક્લબ બંધ થાય ત્યારે એ આપેલી રકમ પુનઃ ઠાકોર સાહેબને સ્વાધિન કરવી. આ મુજબની શરતથી એવડી મ્હોટી રકમ તે ક્લબને આપી હતી, જે કંઇ ન્હાન્હી સૂની સખાવત નથી. વળી સને ૧૮૮૪નાં વર્ષમાં નામદાર મહારાજા સાહેબે, પંડિત ભગવાનલાલ ઈંદ્રજીને જૂની વસ્તુને શોધી કાહાડવાનાં કામમાં ઉત્તેજન આપવા તરિકે રૂ ૭૦૦ની રકમ બક્ષિસ કરી હતી. એજ વર્ષમાં તે નામદારે હિંદના પ્રજાપ્રિય વાઇસરૉય નામદાર લૉર્ડ રીપન સાહેબનાં ફંડમાં રૂા. ૧૦ હજાર તથા "ગુજરાત કૉલેજ"નાં ફંડમાં રૂા. ૨૦ હજારની મ્હોટી રકમો ભરી હતી. તે પછી સને ૧૮૮૫નાં વર્ષમાં "સિંધિયા સ્ટેટ કૉલેજ" ફંડમાં રૂા. ૫ હજાર તથા તે પછી સને ૧૮૮૭નાં વર્ષમાં મહાભારતનું ઈંગ્રેજી-

માં ભાષાન્તર કરવા માટે બાબુ પ્રતાપ ચંદ્રરાયે ઉભાં કરેલાં ફંડમાં રૂ ૧૦૦૦ની રકમ ભરી હતી. એજ વર્ષમાં તે નામદારે સુરતની "રીપન રીડિંગરૂમ"ને રૂ ૧૫૦ની તથા પૂનાની "ન્યૂ ઈંગ્લિશ સ્કૂલ" ને રૂ ૮૦૦ની રકમ બક્ષિસ આપી હતી, અને એ શિવાય પણ પૂનામાં તે નામદારે કેટલીક સખાવતો કરી હતી. વળી સને ૧૮૮૮નાં વર્ષમાં તે નામદારે વઢવાણની "ગરાશિયા સ્કૂલ"ની બીજી વીંગ બાંધવા માટે રૂ ૧૦૦૦૦ની મ્હોટી રકમ બક્ષિસ કરી હતી. બાદ સને ૧૮૮૯ના એપ્રિલ માસમાં સુરત ખાતે જે ભયંકર ને મહાભારત આગ લાગી હતી, અને તેથી જે હજારો માણસો ઘરબાર વગરનાં થઈ ઘણીજ દુઃખ ભરેલી સ્થિતિમાં આવી પડયાં હતાં તે લોકોને મદદ કરવાને માટે ગામેગામ ફંડો ઉભાં થયાં હતાં, અને તેજ પ્રમાણે નામદાર સર તખ્તસિંહજીએ પણ પોતાનાં નગરમાં એક મ્હોટું ફંડ સ્થાપ્યું હતું, અને તેમાં તે નામદારે પોતે રૂ ૨૦૦૦ની રકમ ભરી હતી તથા એજ કામને માટે મુંબઇ ખાતે જે મહાભારત ફંડ એકઠું થયું હતું, તેમાં પણ ભાવનગરના આ ઉદાર ને દયાળુ મહારાજા સાહેબે રૂ ૫૦૦૦ની મ્હોટી રકમ ભરી હતી. આ પ્રમાણે તે નામદારે સુરતનાં જે જનો દુઃખિ હાલતમાં આવી પડયાં હતાં, તેમને મદદ કરવાનાં કામમાં એકંદર રૂ ૭૦૦૦ની કિમતી ને પ્રસંશાપાત્ર સખાવત કરી હતી. એજ પ્રમાણે તે નામદારે રાજ્યાસનપર બિરાજ્યા પછી અનંત સખાવતો કરી છે, કે જે સર્વની નોંધ લેતા પાર આવે તેમ નથી! રાજકોટની આજી નદિપર જે મહાભારત પૂલ બાંધવામાં આવ્યો છે, તેની પાછળ પણ ભાવનગરના નામદાર મહારાજા સાહેબે એકંદર રૂ ૧૧૨૦૦૦નો મહાભારત ખર્ચ કીધો હતો તથા મુંબઇની "એલફિન્સ્ટન કાલેજ"માં જ્યોતિશ શાસ્ત્રપર છેલ્લી શોધો પ્રમાણે અગત્યનું અજવાળું નાંખનાર "સ્પેક્ટ્રોસ કૉપિક લેબૉરેટરી" સ્થાપવા માટે રૂ ૫૦૦૦નો રકમ બક્ષિસ કરી હતી. આવી આવી તમામ સખાવતો ને બક્ષિસોની રકમોનો આજ દિન સુધીનો જો સરવાળો કરવા જઈએ તો તે લાખો રૂપિયાનો થાય. વળી કેટલાંક ખાતાઓમાં તો તે નામદારે દર વર્ષની સખાવતો આપવા જારી રાખી છે. માત્ર દાખલા તરિકે રાજકોટનાં જુદાં જુદાં ખાતાંઓને તે નામદાર દર વર્ષે આશરે પંદરથી વીશ હજાર રૂપિયાની મદદ આપ્યા કરે છે. વળી મુંબઈની "એલફિન્સ્ટન કૉલેજ"માં તથા "સ્કૂલ ઑફ આર્ટસ"માં અને "પૂના એનજીનિયરિંગ કાલેજ" વિગેરે બીજાં ઘણાંક ખાતાંઓમાં તે નામદારે સંખ્યાબંધ સ્કૉલરશિપો ચાલુ કરી છે, જે કેટલું સંતોષકારક ને શાબાશી ભરેલું છે! વળી એ ઉપરાંત તે નામદાર દરેકસારા ગ્રંથકર્ત્તા તથા ભાષાંત્તરકર્ત્તાઓને પણ દર વર્ષ ઘણી મ્હોટી મ્હોટી રકમો મ્હોટી ઉદારતાથી બક્ષિસ આપી, તે દ્વારાએ વિદ્યોત્તેજક કાર્યને એક ઉમદા ઉત્તેજન આપે છે. ગુજરાત તથા મુંબઈ ઈલાકાના ઘણાખરા ગ્રંથકારોને નામદાર મહારાજા સર તખ્તસિંહજી સાહેબ બહાદૂર તરફથી મનમાનતું ઊત્તેજન મળ્યું છે, અને હજી પણ તે નામદારે પોતાની એ ઊદાર રીતિ પ્રથમની માફકજ ચાલુ રાખી હજી પણ અનેક ગ્રંથકારો તથા ભાષાંત્તરકર્ત્તાઓને પ્રસંશાપાત્ર અને સંતોષ ભરેલું ઊત્તેજન આપી, તેની વિદ્વતાની કદર પિછાને છે. એજ પ્રમાણે વળી તે નામદાર પોતાનાં રાજ્યમાં આવનાર દરેક વિદ્વાન પંડિતોનો ઘણો સારો આદરસતકાર કરી, તેમને પણ સર્વ પ્રકારે યોગ્ય ઊત્તેજન આપવામાં નામદાર મહારાજા સાહેબ કશર રાખતા નથી. માત્ર દ્રષ્ટાંત તરિકેજ જોઈએ તો આપણા ગુજરાતના પ્રખ્યાત, મહા વિદ્વાન ને કાવ્યકળામાં કૂષળ એટલુંજ નહીં, પણ વળી ઘણાજ યોગ્ય કવિરાજ રા. રા. દલપતરામ ડાહ્યાભાઇ સી. આઈ. ઈ.ને તથા આખા મુંબઈ ઈલાકામાં મહા નામાંકિત, વિદ્વાન અને સર્વ વાતે કૂષળ, એવા સંસ્કૃત શિઘ્ર કવેશ્વર ગટુલાલજીને નામદાર ભાવનગરના મહારાજા સાહેબે ઘણું માન આપી તેમની વિદ્વતાની કદર પિછાની છે. એ તો

માત્ર બેજ દાખલા દર્શાવ્યા છે, પરંતુ એજ પ્રકારે ઘણા ઘણા વિદ્વાનો તથા પંડિતોને નામદાર મહારાજાધિરાજે પોતાનાથી બનતું ઉત્તેજન આપ્યું છે, એ અત્યંત આનંદની વાત છે એટલુંજ નહીં, પણ વળી એ બાબતમાં તે નામદારને ઘણું મ્હોટું માન ઘટે છે.

નામદાર મહારાજા સર તખ્તસિંહજીએ રાજ્યાસનપર બિરાજ્યા બાદ રાજ્ય સુધારાનાં, તેમજ પ્રજાહિતાર્થનાં પણ અનંત કાર્યો કીધાં છે. એ નામદારના વખતમાં ભાવનગર રાજ્યમાં નવીન "બાડીગાર્ડ" તથા નવીન "ડિસ્ટ્રિક્ટ પોલીસ" ઊભી થઇ છે, મેહેસૂલની મોજણીનાં બે મ્હોટાં ને નૂતન ખાતાંઓ સરસ પાયાપર સ્થપાયાં છે, ખેડુતોની પાસે અસલની લેવાતી "ભાગવટાઇ" લેવાની રીતિ તદન રદ કરીને તેને બદલે ખેડુતોને મદદ કરવા માટે "ખાતાબંદિ"ની રીતિ દાખલ કરવામાં આવી છે, અને એ શિવાય અનેક પ્રજાપયોગી સારા સારા સુધારાઓ કરી જેમ પ્રજાને સુખી કરવાનાં ઉત્તમ સાધનો યોજ્યાં છે, તેજ પ્રમાણે રાજ્યને તારવામાં પણ ખામી આવવા દીધી નથી, કે જેને માટે નામદાર મહારાજા સાહેબને, તેમજ તે નામદારના ઘણાજ કાબેલ ને અનુભવી સલાહકારોને અત્યંત શાબાશી ઘટે છે.

મહારાજાધિરાજ સર તખ્તસિંહજીએ, નામદાર બ્રિટિશ સરકારની સાથે સંપૂર્ણ વફાદારી તથા સ્નેહ સહિત વર્ત્તવામાં પણ કંઈજ કશર રાખી નથી. તે નામદારે બ્રિટિશ સરકારની દરેક સલાહો સારી રીતે સ્વિકારી છે, દરેક બાબતમાં બ્રિટિશ સરકારનું માન રાખ્યું છે, અને દરેક પ્રકારે બ્રિટિશ સરકારને ખૂશ ખૂશ રાખી તે શાણી સરકારનો પૂર્ણ પ્યાર પ્રાપ્ત કીધો છે. સને ૧૮૭૯નાં વર્ષમાં જ્યારે નામદાર બ્રિટિશ સરકારે કાબુલપર ચઢાઈ કરી હતી, ત્યારે તે નામદારને ભાર—બોજે ઘસડનારાં જનાવરોની મહા તંગિ પડવાથી, નામદાર મહારાજા સર તખ્તસિંહજીએ ૨૦૦ ટટુઓ બ્રિટિશ સરકારને ભેટ કીધા હતા. આજ પ્રકારે દરેક પ્રસંગે નામદાર મહારાજા સાહેબે, નામદાર બ્રિટિશ સરકાર પ્રત્યે વફાદારી બતાવવામાં કંઈજ મણા રાખી નથી, અને તેથીજ નામદાર બ્રિટિશ સરકારનો નામદાર સર તખ્તસિંહજીને માટે ઘણો સારો વિચાર છે.

નામદાર સર તખ્તસિંહજીએ ગાદિપર બિરાજ્યા પછી જેમ રાજ્યને તારીને પ્રજાને પણ સૂખનાં વૃક્ષો વાવી આપ્યાં છે, તેજ પ્રમાણે તે નામદારે રાજ્યની રચનાનો દેખાવ પણ રંગિલો ને સોહામણો બનાવ્યો છે. ભાવનગર શેહેરનો દેખાવ સાંપ્રત સમયે એવો તો સુંદર ને શોભાયમાન થઈ પડયો છે કે, તેની આગળ સુરત, ભરૂચ ને અમદાવાદ જેવાં મ્હોટાં ને નામાંકિત નગરો પણ ઊતરતાં ગણાય ! આવો આનંદકારી ને શણગારિક દેખાવ આજકાલ ભાવનગરનો થઇ પડયો છે. શેહેરમાં સારી સારી ઇમારતો બંધાવી છે, ભપકાદાર બંગલાઓ બંધાવ્યા છે, સરસ રસ્તાઓ બનાવ્યા છે અને એ શિવાય અનેક પ્રકારે શેહેરને દિપાયમાન કીધું છે, અને તેથીકરીને ભાવનગરનો ભપકો ભારે ગણાય છે, અને જો ખરૂં કહીએ તો આખા કાઠિયાવાડમાં ભાવનગરની રચના તથા શોભા ઘણી વખાણવા લાયક ગણાય છે, કે જે જોઈને પ્રદેશિઓ પણ ખૂશ ખૂશ થઈ જાય છે. ભાવનગરના કેટલાક બાગબગિચા ઘણા સારા ને જોવા લાયક છે. "મોતીબાગ" કે જેમાં નામદાર મહારાજા સાહેબ પોતે નિવાસે છે, તે બાગ પણ સુંદર ને સોહામણો છે. એજ પ્રમાણે તે નગરનાં બીજાં કેટલાંક પ્રખ્યાત સ્થાનો પણ જોવા લાયક તથા નમુનાદાર છે. તેમાં પણ ભાવનગરનું બંદર ઘણું દેખાવડું ને ભપકાદાર છે તથા "ગગા તળાવ" તો વળી વિશેષ રમણિક દેખાવ આપે છે. આજ પ્રકારે બીજા તળાવો તથા જોવા યોગ્ય અન્ય સ્થાનોની સુંદરતામાં પણ કાંઈ-

જ મળા નથી. આ સઘળા સુંદર ને શોભાયમાન સરસ શણગારથી ભાવનગરનો ભપકો ઘણો વધી ગયો છે.

નામદાર મહારાજા શ્રી તખ્તસિંહજી સ્વભાવે શાંત, નમ્ર, માયાળુ, મિલનસાર અને સાદા છે. કાઠિયાવાડમાં કેટલાક દેશી રાજાઓની માફક એઓ તુંડ મિજાજના કે અભિમાની નથી, પરંતુ ખુશ મિજાજના માંગ્લિક નૃપતિ છે, અને તેને માટે તે નામદારની ઘણીજ ખુબી તથા સારી વાહવા ગણાય છે. વળી તે નામદાર બોલવા-ચાલવામાં પણ તેવાજ આનંદિ ને પ્રસંશાપાત્ર છે. કાઠિયાવાડમાં કેટલાક રાજા સાહેબો માત્ર પોતાના બરોબરિયા કે કોઇ તેવા મ્હોટા યુરોપિયનોનીજ મુલાકાતો લે છે, પરંતુ બીજા સાધારણ માણસોની સાથે તેઓ વાતચીત કરતા નથી એટલુંજ નહીં, પણ તેમને પોતાની મુલાકાત પણ લેવા દેતા નથી. આ પ્રકારે તેઓનામાં મ્હોટાઇ ને કંઈક અભિમાનપણાનો અવગુણ છે, જે અવગુણ ભાવનગરના મહારાજા સાહેબ નામદાર સર તખ્તસિંહજીમાં જોવામાં આવતો નથી, એ ઘણીજ ખુશીની વાત છે. સર તખ્તસિંહજી તો એટલા બધા સાદા ને મીલનસાર છે કે, એક સાધારણ માણસને પણ પોતાની મુલાકાત આપે છે. આવી તે નામદારની ઉત્તમ સાદાઈથી તે નામદારનું માન કાઠિયાવાડમાં વિશેષ વૃદ્ધિ પામ્યું છે, અને તેને માટે તે નામદારનાં સર્વમાં ઘણાંજ વખાણ થાય છે.

ભાવનગરનું રાજ્ય આબાદિમાં પણ સારૂં ગણાય છે. એ રાજ્યના તાબામાંનાં ગામ ઘણાંખરાં ગોહેલવાડ, ઊંડસરવૈયા તથા દક્ષિણ કાઠિયાવાડના કેટલાએક તાલુકા, અને અમદાવાદ જીલ્લાનાં ગોઘા તથા ધંધુકા પ્રગણાનાં ગામોની સાથે ઘણુંખરૂં સેળભેળ છે—એટલે આ વિશાળ રાજ્યનો મુલક મુખ્યત્વેકરીને કાઠિયાવાડ ઇલાકાના અગ્નિકોણમાં આવેલો છે. એ રાજ્યના તાબામાં ૨૮૬૦ ચોરસ માઇલ્સ જમીન, ૬૪૫ ન્હાન્હાં મ્હોટાં ગામો અને સુમારે ૪૦૦૦૦૦ માણસોની વસ્તી છે. વળી એ રાજ્યની વાર્ષિક ઉપજ આશરે પાંત્રીશ લાખ રૂપિયાની થાય છે, જે પૈકી નામદાર બ્રિટિશ સરકારને તથા શ્રીમંત ગાયકવાડ સરકારને જમાબંદિના, અને જુનાગઢના નામદાર નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૧૫૪૪૯૯ આપે છે.





ગોંડળના નામદાર ઠાકોર સાહેબ.

સર ભગવતસિંહજી કે. સી. આઈ. ઈ.

## ગોંડળના નામદાર મહારાજા

# સર ભગવતસિંગજી કે. સી. આઈ. ઈ; એલ. એલ. ડી.

ગોંડળના મહારાજા સર ભગવતસિંગજી કે. સી. આઇ. ઇ; એલ. એલ. ડી. તા૦ ૨૪મી અક્ટોબર સને ૧૮૬૫ને દિવસે શ્રી મોંઘીબાને પેટે જન્મ્યા હતા. એમના પિતા શ્રી સંગ્રામજીને કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ એન્ડરસનની સાથે રાજ્યકાર્યભારના સંબંધમાં કંઈક તકરાર પડેલી, તેપરથી તેઓ સાહેબ સને ૧૮૭૦નાં વર્ષમાં નામદાર મુંબઇ સરકારને અપીલ કરવા તથા પોતાની હકીગત રૂબરૂમાં જાહેર કરવાને માટે મુંબઈ પધાર્યા હતા, પરંતુ એટલામાં તો ત્યાં આગળ તેઓ નામદાર એકાએક મરણ પામ્યાથી તેમની ગાદિ તેમના કુંવર શ્રી ભગવતસિંગજીને મળી હતી. આ સમયે શ્રી ભગવતસિંગજી માત્ર ચાર વર્ષની બાલ્યાવસ્થામાં હોવાથી રાજ્યની લગામ નામદાર બ્રિટિશ સરકારે પોતાના સ્વાધિનમાં લીધી, અને પેહેલ પ્રથમ તો પોતાની તરફથી કેપ્ટન ગુડફેલોને સુપ્રિનટેન્ડન્ટના ઓદ્ધાથી રાજ્યકાર્યભાર ચલાવવા માટે નિમ્યા, અને ત્યાર પછી કેપ્ટન લાઈડની એ ઓદ્ધાપર નિમણુંક થઇ. બાદ સને ૧૮૭૨નાં વર્ષમાં નામદાર બ્રિટિશ સરકારે આ રીત બદલીને એક આસિસ્ટંટ પોલિટિકલ એજંટને ગોંડળનો રાજ્યકાર્યભાર સોંપ્યો હતો.

સને ૧૮૭૪નાં વર્ષમાં, શ્રી ભગવતસિંગજીના બાજીરાજબા નામના એક બેહેન હતાં, તેમનાં લગ્ન ભાવનગરના નામદાર મહારાજા સર તખ્તસિંહજીની સંગે કરવામાં આવ્યાં હતાં, જેણીને પેટે એક પુત્ર પ્રાપ્તિ થઈ હતી, જે પુત્રનું નામ ભાવસિંગજી રાખવામાં આવ્યું હતું, અને તેઓજ ભાવનગરના હાલના મહારાજાના ગાદિવારસ તરિકે છે. પણ એ પુત્ર પ્રાપ્તિ થયા પછી થોડાક સમય બાદ ઇ. સ. ૧૮૭૫નાં વર્ષમાં શ્રી બાજીરાજબા સ્વર્ગવાસ થયા હતા, અને તેથી શ્રી ગોંડળનાં તથા ભાવનગરનાં રાજ્યોમાં ઘણીજ ગ્લાનિ પ્રવર્ત્તિ હતી.

સને ૧૮૭૮નાં વર્ષથી ગોંડળમાં "જોઈંટ એડમિનિસ્ટ્રેશન"થી રાજ્યકાર્યભાર ચલાવવાનો પ્રારંભ થયો. શ્રી ભગવતસિંહજીના માતુશ્રી બાઇ શ્રી મોંઘીબા સાહેબ, જેઓ કાઠિયાવાડમાં એક પ્રખ્યાત ને કાબેલ બાઈ ગણાય છે, તેમણે નામદાર સરકારમાં ઘણીજ યોગ્ય ને ડહાપણ ભરેલી તકરારો ચલાવીને આખરે પોતાનાં ધાર્યા પ્રમાણેનું "જોઈંટ એડમિનિસ્ટ્રેશન" નામદાર મુંબઇ સરકારની પાસે નિર્માણ કરાવ્યું, અને તેમાં એક માણસ નામદાર બ્રિટિશ સરકાર તરફનો તથા બીજો રાજ્ય તરફનો, એવા બે કાર્યભારિઓ નિમ્યા. આ કાર્યભારિઓના વખતમાંજ વઢવાણથી ભાવનગર, અને ધોળાથી ધોરાજી સુધીની રેલ્વે સડક બંધાવાનો પ્રારંભ થયો હતો, અને તે કામ સને ૧૮૮૦ની આખરે સમાપ્ત થવાથી એજ વર્ષના ડિસેંબર માસની તા૦ ૧૮મીએ મુંબઇના ગવરનર સર જેઈમ્સ ફરગ્યુસને તે રેલ્વે

ઉઘાડવાની ક્રિયા કરી હતી. આ રેલ્વે ગોંડળ તથા ભાવનગરનાં રાજ્યોના ખર્ચથી બાંધવામાં આવી હતી, જેમાં ગોંડળની ત્રિજોરીમાંથી રૂ ૨૯૦૦૦૦૦ (ઓગણત્રીસ લાખ) આપવામાં આવ્યા હતા.

મહારાજા સાહેબ સર ભગવતસિંગજી બાલ્યાવસ્થાથીજ વિદ્યાભ્યાસ કરવામાં ઘણોજ શ્રમ લેતા આવ્યા છે. વળી જેમ "પુત્રનાં લક્ષણ પારણામાંથી" તેમ આ યુવાન મહારાજા સાહેબ પોતાની બાળવયથીજ, પોતે ભવિષ્યમાં એક બહાદુર, ચંચળ, ચાલાક, ચતુર, વિદ્વાન ને સદ્ગુણે સંપન્ન નૃપતિ નિવડશે, એવી આશા ભરેલી આકૃતિ દર્શાવતા આવ્યા છે, અને તે આશા ધાર્યા પ્રમાણેજ ફળિભૂત થઇ છે. વળી એ મહારાજા પોતાની બચગીથીજ ગંભીર સ્વભાવના ને શાંત પ્રકૃતિના હોવાથી બીજી રમતગમત તથા મોજમઝા મારવા કરતાં ભણવાગણવામાંજ તે નામદારનું મન સદા મશગૂલ રેહેતું હતું—અર્થાત છેક બાલ્યાવસ્થાથીજ તે નામદાર વિદ્યાભ્યાસના ઘણાજ શોખીન હતા. નવ વર્ષની વયે તે નામદાર રાજકોટની "રાજ્ય કુંવર કૉલેજ"માં ઇંગ્રેજી વિદ્યાભ્યાસ કરવાને દાખલ થયા હતા, અને સાત વર્ષ સુધી તે નામદારે તે સરસ્વતી મંદિરમાં સંતોષભરેલો તથા શાબાશિ પાત્ર અભ્યાસ કીધો હતો. એ દરમ્યાન તે નામદારે તે કૉલેજમાંના પોતાના બીજા રાજ્યકુંવર સાથિઓમાં અભ્યાસ તથા ચાલાકીમાં સરસ સરસાઈ બતાવી ખરેખરી ખુબી દેહેખડાવી હતી. પોતાનો ઊદ્યોગ, ચંચળાઈ, અને સારી વર્ત્તણુંકના પ્રતાપથી તેઓ સાહેબે પોતાના તમામ વિદ્યાર્થિ મિત્રો તથા પોતાના તમામ શિક્ષાગુરૂઓનો પોતે પરિપૂર્ણ પ્યાર પ્રાપ્ત કીધો હતો. આ શિવાય વળી તે નામદારે ઘણો સમય સુધી પોતાની કૉલેજના એક સરવોપરી વિદ્યાર્થિ તરિકેનું પ્રતિષ્ઠિત પદ જાળવી રાખ્યું હતું, અને કેટલાંક વર્ષો સુધી લાગલગાટ અને ઉપરાચાપરી પેહેલા નંબરનાં ઉમદા ઇનામો કૉલેજમાં મેળવ્યાં હતાં. પણ તે નામદારની હોંશિયારી ને ચાલાકીની ખુબી કંઈ આટલાથીજ સમાપ્ત થતી નથી! તે નામદારની ખુબી એ કરતાં પણ અધિક પ્રકાશિત છે, જેને માટે ટૂંકમાં માત્ર એટલુંજ લખવાનું કે, કૉલેજમાં તે નામદારે પોતાનો સઘળો સમય સારી રીતે સરસ્વતી શિખવામાં તથા વિદ્યાદેવીનું સ્વચ્છ અંતઃકર્ણથી અધ્યયન કરવામાંજ નિર્ગમન કીધો છે; અને તેટલાજ માટે કૉલેજના શિક્ષાગુરૂ મીo ચેસ્ટર મેકનાટન, પ્રૉફેસર એફ. જી. સેલી અને સર વિલિયમ મૂર આદિકે તે નામદારને માટે પોતાના દર વર્ષના રીપોર્ટમાં ઊત્તમ સર્ટિફિકેટો આપી તેમાં તેમની અત્યંત પ્રસંશા કર્યા કીધી છે. નામદાર મુંબઇ સરકાર પણ પોતાના સને ૧૮૭૬-૭૭ ના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં લખે છે કેઃ—

"On the conduct and attainments of Bhagwatsingji, the young Chief of Gondal, who is twelve years old, and is studying at the Rájkumár College, the Principal reports most favourably."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"ગોંડળના જુવાન રાજા સાહેબ ભગવતસિંગજી, જેઓ બાર વર્ષની વયના છે, અને જેઓ "રાજ્યકુંવર કાલેજ"માં અભ્યાસ કરે છે, તેમની વર્ત્તણુંક તથા ગુણો વિષે પ્રિન્સિપાલ ઘણોજ સારો રીપોર્ટ કરે છે."

વળી નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૭૭-૭૮ના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"The young Thakor of Gondal is at the Rájkumár College, where his progress is satisfactory."

ઉપલાં ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"ગોંડળના જુવાન ઠાકોર "રાજ્યકુંવર કાલેજ"માં છે, જ્યાં તેમનો અભ્યાસ સંતોષકારક છે."

બાદ નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૭૮–૭૯નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં પણ નિચે પ્રમાણે લખે છેઃ—

"The progress of the young chief at the College is said to be satisfactory."

ઉપલાં ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"જુવાન રાજાનો કાલેજનો અભ્યાસ સંતોષકારક કહેવામાં આવે છે."

એજ પ્રમાણે નામદાર મુંબઈ સરકાર પોતાના સને ૧૮૭૯–૮૦નાં વર્ષના રીપોર્ટમાં પણ લખે છે કેઃ—

"The young Chief is doing very well at the Rajkumar College. He is now in his 15th year and has been promoted to the 1st class."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ એવો થાય છે કેઃ—

"જુવાન રાજા કાલેજમાં ઘણો સારો અભ્યાસ કરે છે. હમણા તેમની વય ૧૫ વર્ષની છે, અને તેમને પેહેલા વર્ગમાં ચઢાવવામાં આવ્યા છે."

આ પ્રકારે નામદાર મુંબઈ સરકારે પણ પોતાના રીપોર્ટમાં દરેક વર્ષે શ્રી ભગવતસિંહજીને માટે સારાં સર્ટિફિકેટો આપ્યાં છે, અને તે પણ શ્રી ભગવતસિંહજીની કાબેલિયાત, ચંચળાઈ તથા ઉદ્યોગિપણાની ઊમદા નિશાનીજ છે.

કાલેજમાં નામદાર શ્રી ભગવતસિંગજીએ વિદ્યાભ્યાસ કરવામાં જેમ ખરેખરી ખુબી કેહેવડાવી છે, તેજ પ્રમાણે તે નામદારે પોતાના તમામ સાથિઓની સાથે વાપરેલું મિલનસારપણું, સાદાઇ, નમ્રતા વિગેરે સદ્ગુણતાની બાબતમાં પણ ખરેખરી ખુબીજ કેહેવડાવી છે. કામ જેટલું થોડું બોલવું ને ડહાપણથી તથા ગંભીરપણે વર્ત્તવું, એ તો એ નામદારના સર્વથી શ્રેષ્ટ સદ્ગુણો ગણાયા છે. વળી એ સર્વની સાથે દયા દ્રષ્ટિ વાપરવામાં પણ એ નામદાર વખણાયા છે, જેના એક દાખલા તરિકેઃ—તે નામદાર જ્યારે કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા હતા, ત્યારે એક કસાઈ એક ગાયને ઝબે કરવા માટે લઇ જતો હતો, જેનાપર શ્રી ભગવતસિંગજીની દ્રષ્ટિ પડવાથી તે નામદારને ઘણીજ દયા ઉપજી, અને એકદમ પોતાનાં ગજવા ખર્ચમાંથી રૂ ૭૫)ની રકમ તે કસાઈને આપીને તે ગાયને તેના હાથમાંથી છોડવી. એજ પ્રમાણે રાજકોટ ખાતે એક યુરોપિયનનો ઘોડો છેક વૃધ્ધ થઈ જવાથી તે તદન નિરોપયોગી થઇ પડયો હતો, જેથી કરીને તે ઘોડાને ગોળીથી મારી નાંખવાનો વિચાર તે યુરોપિયનને થયો. આ વાતની ખબર શ્રી ભગવતસિંગજીને કાને જતાંજ તત્કાળ તે ઘોડો તે યુરોપિયનની પાસે તે નામદારે લઈ લીધો, અને પોતાના ગજવા ખર્ચમાંથીજ કેટલુંક બચાવીને તે ઘોડાને મરતાં સુધી પાળ્યો. દયાનો આવો અમૂલ્ય ગૂણ તે નામદારનામાં અસલથીજ છે, અને તેને માટે પણ તે નામદારની ખરેખરી ખુબી ગણાય છે, એમાં કંઇજ શક નથી.

તા૦ ૩જી જૂન સને ૧૮૮૧ને શુક્રવારને દિવસે ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંગજીનાં શુભ લગ્ન નિર્ધારવામાં આવ્યાં હતાં, તેથી તે પ્રસંગપર ગોંડળમાં ઘણી ભારે ધામધૂમ કરવામાં આવી હતી, અને દેશ પ્રદેશના ઘણાક પરોણાઓને આ ખુશાલિમાં ભાગ લેવાને માટે ખાસ આમંત્રણો કીધાં હતાં. કેટલેક ઠેકાણે માત્ર કંકોત્રિઓ મોકલવામાં આવી હતી તથા કેટલેક ઠેકાણે તો ઠાકોર સાહેબ તરફથી ખાસ માણસોને આમંત્રણ કરવા મોકલવામાં આવ્યાં હતાં, અને તેપરથી જુનાગઢ, જામનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, મોરબી, લીમડી, વઢવાણ, રાજકોટ, ધ્રોળ, ઈડર આદિક સંસ્થાનો તરફથી અમૂક માણસોના ર-

સાળા લગ્ન પ્રસંગે પધાર્યા હતા, અને એજ પ્રમાણે બીજાં ખાનગી માણસો પણ અસંખ્યજ હતાં. માંગણ, ચારણ તથા ભાટ લોકો તો એટલા બધા એકઠા થયા હતા કે, જ્યાં ને ત્યાં તેમનાંજ ટોળાં ફરતાં જણાતાં હતાં ! આ પ્રસંગે આખાં ગોંડલ સંસ્થાનની સર્વ કચેરીઓમાં પૂરા આઠ દિવસની રજા આપવામાં આવી હતી, જેથી દરબારી નોકરો પણ આ પ્રસંગે ગોંડલ ખાતે ઘણા એકઠા થયા હતા. આ તેમજ ઉપલા તમામ મિજબાનોને માટે ઉતારા વિગેરેની તથા સીધાં સામાનની સરસ ને જેવી જોઇએ તેવી ગોઠવણ રાખવામાં આવી હતી.

નામદાર ઠાકોર સાહેબને લગ્નની પીંઠી ચઢયા પછી સઘળા મળીને તે નામદારનાં ચાર ફુલેકાં (વરઘોડા) ચઢયાં હતાં, અને તેની મનોહર રચના જોવાને સાંજ પડતાંજ ઠેકાણે ઠેકાણે જન મંડળનાં ઝુમખા ઝઝુમી રહેતા હતા.

તા૦ ૩જી જૂન ને શુક્રવારે, પ્રથમ નામદાર ઠાકોર સાહેબ ધર્મપૂરના રાજાના કુંવરી શ્રી નંદકુંવરબાની સાથે લગ્ન કરવાને માટે બડી ધામધૂમથી વરઘોડો કાહાડી હાથીપર બિરાજી ગામ બાહાર એક માઇલ દૂર, કે જ્યાં શ્રી નંદકુંવરબા સન્મૂખ આવ્યા હતા, ત્યાં પધાર્યા હતા. ત્યાંથી તેણીને પોતાની સંગે ગામમાં તેડી લાવીને નામદાર શ્રી ભગવતસિંગજીએ રા૦ જયાશંકરભાઈને ત્યાં લગ્ન ક્રિયા કરી હતી. આ ક્રિયા થઈ રહ્યા પછી શ્રી નંદકુંવરબાને દરબારમાં મૂકી આવીને મોડી રાતના એજ દિને વાંકાનેરવાળા શ્રી માજીરાજબાની સાથે, રા૦ નારદજી દુલ્લભભાઇને ઊતારે તે નામદાર પરણવા પધાર્યા હતા. એ રીતે એ દિવસે બે રાણિઓની સંગે તેઓ સાહેબે લગ્ન કીધાં હતાં. બાદ બીજે દિવસે, એટલે તા૦ ૪ થી જૂન સને ૧૮૮૧ ને શનિવારે ચૂડાવાળા શ્રી ન્હાન્હીબાની સાથે લગ્ન કીધાં હતાં, અને તેણીને દરબારમાં મૂકી આવ્યા બાદ તરતજ મીણાપૂરવાળા પોતાના સગા મામા શ્રી કલ્યાણસિંગજી ઊર્ફે કલભાના કુંવરી બાઈ સાહેબબા સંગે તે નામદાર પરણ્યા હતા. એ મુજબ બે દિવસ મળીને નામદાર ઠાકોરસાહેબે ચાર રાણિઓ સંગે લગ્ન કીધાં હતાં. લગ્નની ક્રિયા ઘણીજ સરસ રીતે કરવામાં આવી હતી તથા વરઘોડાઓ પણ એવી ધામધૂમથી કાહાડવામાં આવ્યા હતા કે, જે નિર્ખિને જોનારાં જનોનાં મન મગન થઈ જતાં હતાં તથા તેઓ એકા સ્વરે "વાહવા"નાં વેણો વદતાં હતાં.

શ્રી ભગવતસિંગજીએ લગ્ન કીધાં તે પ્રથમ, એટલે તા૦ ૨જી જૂન ને ગુરૂવારને દિવસે ગોંડલના રહીશ વિદ્યાર્થિઓ, જેઓ "કાઠિયાવાડ હાઈસ્કૂલ"માં અભ્યાસ કરતા હતા, તેઓએ સ્થાપેલી "શ્રી ભગવતસિંગજી ક્લબ" તરફથી નામદાર ઠાકોર સાહેબને ઈંગ્રેજીમાં એક મુબારકબાદી ભરેલું માનપત્ર આપવામાં આવ્યું હતું, જે માનપત્ર લઈ જનાર ડેપ્યુટેશનને નામદાર ઠાકોર સાહેબે ઘણોજ યોગ્ય ને કાબેલિયત ભરેલો જુવાબ ઇંગ્રેજીમાં આપ્યો હતો. બાદ તા૦ ૪થીની રાતના, અગરજો નામદાર ઠાકોર સાહેબ તો લગ્નનાં કામમાં રોકાયલા હતા, તોપણ તેઓ સાહેબ તરફથી એક સુંદર દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં તમામ યુરોપિયનોએ પણ ભાગ લીધો હતો. એજ દિને રાતના ૧૧ વાગતાને સમયે આતશબાજી ફોડવામાં આવી હતી તથા મુંબઈથી ખાશ બોલાવેલી નાટક મંડળીએ જૂદા જૂદા નાટકોના ખેલો કીધા હતા. આ વિગેરે અતિ અલૌકિક રચના આ લગ્ન પ્રસંગે કરવામાં આવી હતી, અને લગ્નની સમાપ્તિ થયા પછી જૂદાં જૂદાં રાજ્યવાળાઓને ઊતારે કસુંબા પીવાનું પ્રકરણ શરૂ થયું હતું, જ્યાં નામદાર ઠાકોર સાહેબને પણ જવું પડતું હતું, પરંતુ ખુશી ભરેલું એ છે કે, તે નામદાર બિલકૂલ કસુંબો પીતાજ નહોતા, પરંતુ માત્ર સામાનું માન રાખવાને પાન ગુલાબજ ગ્રહણ કરતા હતા.

આ લગ્ન પ્રસંગે નામદાર ઠાકોર સાહેબને ઘણાં રાજ્યો તરફથી પોશાગ તથા ચાંદલા આવ્યા હતા, અને નજરાણાં પણ થયાં હતાં. વળી એજ પ્રમાણે લગ્નની ખુશાલિમાં ઠાકોર સાહેબ તરફથી પણ ઘણાઓને પોશાગો આપવામાં આવ્યા હતા, અને સર્વ પ્રકારે તે નામદારે યશ મેળવ્યો હતો. આ લગ્ન પ્રસંગે એકંદર રૂ ૨૬૦૦૦૦નો ખર્ચ થયો હતો, એમ નામદાર મુંબઈ સરકાર પોતાના સને ૧૮૮૧-૮૨ના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં જણાવે છે. નામદાર ઠાકોર સાહેબનાં લગ્ન મ્હોટી ધામધૂમ અને ઘણા ભપકાથી કરવા, એવી તે નામદારના માતુશ્રી મોંઘીબા સાહેબની ઈચ્છા હતી, જે પૂરી પડી હતી. શ્રી મોંઘીબા સાહેબે આ પ્રસંગે ખરેખરા પ્યારથી પૈસા ખર્ચ્યા હતા, અને ચોગરદમથી તેણી નામદારને યશ, યશ ને યશજ મળ્યો હતો.

તા૦ ૧૧મી જાનેવારી સને ૧૮૮૩ ને ગુરૂવારને દિવસે શ્રી ભગવતસિંગજીના ધર્મપૂરવાળા રાણી સાહેબને પેટે એક સુંદર પુત્ર પ્રસવ્યો હતો, અને તેથી આખાં ગોંડળ સ્ટેટમાં અનહદ આનંદ આનંદ વર્તિ રહ્યો હતો. સર્વ કોઈએ એ મંગળમય ખબર સાંભળતાંની સાથેજ શાકરો વેહેંચી હતી તથા અનેક પ્રકારે દરબારી નોકરો, તેમજ પ્રજા વર્ગમાં પુષ્કળ ખુશાલિ ઉપજી રહી હતી.

સને ૧૮૮૩નાં વર્ષમાં શ્રી ભગવતસિંગજીએ યૂરોપનો પ્રવાસ કરવાનો નિશ્ચય કીધો-એવા વિચારથી કે, તે દેશની કેળવણી પણ પોતાને મળી શકે. આ મુજબના ઉમદા વિચારથી તે નામદાર તે પ્રવાસાર્થે તા૦ ૧૬મી એપ્રિલ સને ૧૮૮૩ને દિવસે પોતાનાં પાયતખ્ત નગર શ્રી ગોંડળમાંથી પોતાની સંગે મેજર હેન્કૉકને રાખીને નિકળ્યા, અને રાજકોટ જઈ પોહોંચી પોતાના "સ્કૂલ ફ્રેંડસ"ની સાથે સારી રીતની મિત્રાચારી ભરેલી મુલાકાતો લીધી, ને ત્યાં તે સઘળાઓની સાથે તે દિવસે ભોજન કીધા પછી અન્યોઅન્ય ઈંગ્રેજીમાં સંભાષણો ચલાવી અન્યોઅન્ય મહા મગ્ન પામ્યા, અને પછી બીજે દિવસે એટલે તા૦ ૧૭મી એપ્રિલે તે નામદાર તથા મેજર હેન્કૉક રાજકોટથી ઊપડીને ચોટિલા ગયા, જ્યાં ચૂડાના ઠાકોર સાહેબની સંગે તે નામદારે ભોજન કીધા પછી ત્યાંથી તેઓ મુંબઇ પધાર્યા, જે દરમ્યાન માર્ગમાં અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત, વલસાડ આદિક સ્ટેશનોપર તે નામદારને મળવા માટે સંખ્યાબંધ ગૃહસ્થો આવ્યા હતા, જેમની સાથે મહારાજા સાહેબે આનંદ મંગળની વાતો કરી હતી. આ મુજબ ઘણાંક સ્ટેશનોપર સર્વને મુલાકાત આપતા આપતા તે નામદાર તા૦ ૧૯મીએ મુંબઈ આવી પોહોંચ્યા, અને મુંબઈમાં લગભગ એક અઠવાડિયું તે નામદારે ગુજાર્યું, જે દરમ્યાન તેઓ સાહેબે મુંબઈનાં ઘણાં ઘણાં નામાંકિત સ્થાનો નિર્ખ્યાં, ઘણાં ઘણાં જોવા જેવાં કારખાનાંઓની મુલાકાતો લીધી, ઘણા ઘણા યુરોપિયનોને મળ્યા અને ઘણી ઘણી રીતે મુંબઈમાં "નવા જૂના" થયા તથા અનેક પ્રકારે એ પ્રખ્યાત નગરીની ખુબિઓ જોઈ લીધા બાદ ત્યાંથી તા૦ ૨૭મી એપ્રિલે તે નામદાર આગબોટમાં બિરાજી મુંબઈથી ઉપડીને તા૦ ૩જી મેને દિવસે તે નામદાર એડન આવી પોહોંચ્યા. તે દરમ્યાન આ સઘળા દિવસો તે નામદારે જળ માર્ગમાંજ ગુજાર્યા હતા. એડનથી ઉપડેલા તે નામદાર તા૦ ૮મી મેને દિવસે સુએઝ કેનલમાં આવ્યા, જ્યાં તે નામદારની આગબોટને લંગરવાર કરવામાં આવી. ત્યાંથી પછી તે નામદાર તા૦ ૯મીએ પોર્ટસેડ ખાતે ગયા, જ્યાં તે નામદારે ઘણીક દુકાનો આદિકની મુલાકાતો લીધી, અને ઘણાંક જોવા લાયક સ્થળો જોઈને ત્યાંથી તે નામદાર પાછા ઉપડયા, અને તા૦ ૧૨મી મેએ માલ્ટા ખાતે જઇ પોહોંચ્યા. ત્યાં આગળ પણ તે નામદારે ઘણાંક પ્રખ્યાત સ્થાનો જોયાં તથા ત્યાં ઘણેખરે રસ્તે તેઓ ફર્યા હર્યા, અને ત્યાંથી ઉપડીને તેઓ સાહેબ તા૦ ૧૬મી મેએ જીબ્રાલ્ટર ખાતે આવી પોહોંચ્યા. આ સ્થળ તેઓ સાહેબને ઘણું પસંદ આવ્યું, અને તેથી તે નામદાર તેમાં ઘણાં ફર્યા ને તેની સું-

દર હવા આરોગીને ઘણી લેહેજત પામ્યા. ત્યાંથી ઉપડીને તે નામદાર તા૦ ૨૦મી મેને દિવસે પ્લીમથ ખાતે જઇ પોહોંચ્યા, જ્યાં પણ તે નામદારે ઘણી ઘણી રીતે પોતાનાં મનને આનંદ પમાડનારી વસ્તુઓ નિર્ખિ, અને ત્યાંથી પછી તા૦ ૨૧મીએ રેલ્વે ટ્રેનમાં બિરાજી લંડન તરફ જવાને તે નામદાર નિકળ્યા, અને ટૂંક સમયમાં ત્યાં જઇ પોહોંચ્યા. આ વિખ્યાત સ્થળે તે નામદારે પોતાનો મુકામ ઘણાક દિવસ સુધી રાખ્યો, અને લંડન શેહેર, તેમજ આસપાસનાં પ્રખ્યાત પ્રગણાંઓનાં પ્રખ્યાત સ્થાનો ઘણીજ સારી રીતે નિર્ખ્યાં, ઘણાં ઘણાં દવાખાનાંઓ, નિશાળો, મેહેલો, બાગ બગિચાઓ વિગેરે અનંત જોવા લાયક સ્થાનો તે નામદારે જોયાં, અને તે સઘળાથી પોતે ઘણા વિસ્મયતાની સાથે આનંદ પામ્યા. વળી ત્યાં તે નામદારે અસંખ્ય યુરોપિયનો આદિકની મુલાકાતો પણ મનમાનતી રીતે લીધી, અને સર્વ પ્રકારે પ્રવાસાર્થે નિકળવાની પોતાની જે જીજ્ઞાસા તે સંપૂર્ણ રીતે પાર પાડી.

લંડનમાં તે નામદારે ઘણાક દિવસો ગુજાર્યા પછી તેઓ સાહેબ બીજાં કેટલાંક સ્થાનોમાં ફરીને તા૦ ૧૮મી જુલાઈએ એડિનબર્ગ ખાતે જઈ પોહોંચવાને નિકળ્યા, જ્યાં પોહોંચ્યા પછી તે નામદારે ત્યાં પણ ઘણાં સ્થળો જોયાં હતાં, અને ત્યાંથી પછી ગ્લાસગો આદિક ઠેકાણે થઇને તે નામદાર તા૦ ૨૭મી જુલાઈએ લીડસ ખાતે આવી પોહોંચ્યા હતા. ત્યાં આગળ કેટલીક સમય રહી ત્યાંની નવાઈઓ નિર્ખિ હતી, અને તે પછી તેઓ સાહેબે તા૦ ૩૦મી જુલાઈને દિવસે લિવરપૂલની લેહેજત લીધી હતી. ત્યાંથી નિકળીને તે નામદારની સ્વારી તા૦ ૫મી ઑગષ્ટ ને રવિવારને દિવસે રિચમંડ તરફ જવા નિકળી હતી, જ્યાં તે નામદાર કેટલીક સમય રહ્યા પછી તા૦ ૧૭મીને દિવસે તેઓ સાહેબ વૉટરલૂ જઇ પોહોંચ્યા હતા. આ સ્થળે પણ તે નામદારે નૂતન નમુનાદાર વસ્તુઓ જોઈ હતી. આ પ્રમાણે લંડનની આસપાસનાં ઘણાં ઘણાં સ્થાનો જોયાં હતાં. અને તે સઘળેથી ફરી ફરીને તે નામદાર પાછા લંડનમાંજ વારમવાર પધારતા હતા, અને મુખ્યત્વેકરીને ત્યાં તે નામદાર વિશેષ વખત ગાળતા હતા.

તા૦ ૧૪મી સપ્ટેંબરે તે નામદાર મેડલીન ખાતે ગયા હતા. ત્યાં તે નામદારને સારી સૂગમતા માલમ પડી હતી, અને ત્યાં તેઓએ કેટલીક પ્રખ્યાત જગા જોઇને તા૦ ૧૫મી સપ્ટેમ્બરે તે નામદાર બ્રસેલ્સ જવાને ઊપડયા હતા, જ્યાં પોહોંચ્યા પછી ત્યાં પણ તે નામદારે ઘણીક જગાઓની ભેટ લીધી હતી. આ પ્રમાણે બીજાં ઘણાંક ગામોમાં ફરતાં ફરતાં તેઓ સાહેબ તા૦ ૩૦મી સપ્ટેમ્બર ને રવિવારને દિવસે જીનીવા ખાતે જઈ પોહોંચ્યા હતા. ત્યાંથી વળી કેટલાંક કસબાઓની મુલાકાતો લીધા પછી તે નામદાર તા૦ ૧૦મી અકટોબરને દિવસે વેનીસ શેહેરમાં પધાર્યા હતા, અને તે શેહેરની રંગિલી રચના રૂડી રીતે નિર્ખિને ઘણા ખુશી થયા હતા. વેનીસથી પછી તે નામદાર ફ્લૉરેન્સ, રોમ, નેપલ્સ, બ્રિન્ડસી આદિક સ્થળે થઈને પોર્ટસેડ આગળ તે નામદાર તા૦ ૫મી નવેમ્બરે પાછા આવી પોહોંચ્યા હતા, જ્યાં થોડોક આરામ લીધા બાદ તા૦ ૯મી નવેમ્બરે પાછા મુંબઇ પધારી ત્યાંથી પરભાર્યા પોતાનાં પાયતખ્ત નગર શ્રી ગોંડળમાં પધાર્યા હતા. ગોંડળની પ્રજા, પોતાના આ ભૂપતિને ખુશખુશાલિમાં પાછા પોતાની દૃષ્ટિ સન્મૂખ પધારેલા જોઈ અત્યાનંદ પામવાની સાથે શ્રીભગવતસિંહજીને તેઓએ પુષ્પની અલૌકિક વૃષ્ટિથી વધાવી લીધા હતા, અને મુંબઈથી આવતાં માર્ગમાં પણ ઘણાંક સ્ટેશનોપર પણ તે નામદારને કેટલાક પ્રખ્યાત ગૃહસ્થોએ પુષ્પથી વધાવ્યા હતા.

શ્રી ભગવતસિંહજીએ ઊપર દર્શાવ્યા પ્રમાણે યૂરોપનો પ્રિયકર પ્રવાસ કીધા પછી તે પ્રવાસનાં વર્ણનનું એક સુંદર ને પ્રસંશાપાત્ર પુસ્તક ઇંગ્રેજી ભાષામાં પોતાની કલમથી લખી છપાવ્યું હતું, કે જે પુસ્તકની પ્રસંશા થવામાં કંઇ પાર રહ્યો નહોતો! આવું સુંદર ને સરસ તે પુસ્તક ગણાયું હતું,

અને તેને જાહેર વર્તમાનપત્રો, તેમજ બીજા યુરોપિયન આદિક સદ્‌ગૃહસ્થોએ પણ સર્વ પ્રકારે પસંદ કરી તેની રચનાને માટે નામદાર સર ભગવતસિંહજીને અનહદ શાબાશિ આપી હતી. આ પુસ્તક તે નામદારે સને ૧૮૮૬નાં વર્ષમાં છપાવ્યું હતું, અને તેમાં તે નામદારે યૂરોપનાં પોતાના પ્રવાસનું વિસ્તારથી વ્યાખ્યાન કીધું છે. પ્રથમ તેમાં જે પ્રસ્તાવના લખી છે, તે પણ ઘણીજ વખાણવા લાયકની છે. આ પુસ્તક આઠ પેજી ૨૫૧ પૃષ્ટનું છે, અને તેનો દેખાવ પણ એક રાજ્યપતિ કૃત પુસ્તકને છાજે તેવોજ શોભાયમાન છે. આ પુસ્તકમાં તે નામદારે જે જે બિના લખી છે તથા તેમા જે જે અલંકારિક અર્થ સમાવ્યો છે, તે સઘળું સર ભગવતસિંગજીની ઉત્તમ પ્રકારની બુદ્ધિ, શ્રેષ્ઠ જ્ઞાન, સારી અવલોકન શક્તિ, સરસ સ્મર્ણશક્તિ આદિક ઉમદા ગુણોની ઊમદા નિશાની રૂપજ છે. વળી એ પુસ્તકમાં વિશેષ વખાણવા લાયક બિના એ છે કે, તે નામદારે જે જે સ્થાનોમાં પ્રવાસ કીધો હતો, તે તે સ્થાનોમાં કઇ કઇ વસ્તુઓ સારી છે, કયા કયા ધારાઓ ને નિયમો બીજા દેશોને દાખલો લેવા યોગ્ય છે, તે દેશોમાં દાખલ થયલા કયા કયા સુધારાઓ આપણા દેશને લાભકારક છે તથા કયા કયા નુંકશાનકારક છે, તે સર્વેની જેવી જોઈએ તેવી નોંધ ને સંપૂર્ણ સમજ પણ તેઓ સાહેબે તેમાં યોગ્ય રીતે પ્રદર્શિત કરી છે. એકંદરપણે એ પુસ્તક ઘણુંજ ઉમદા બનાવ્યું છે, અને એમાં વાપરેલી ઈંગ્રેજી ભાષા પણ ઘણીજ છટાદાર, તેજી ને મનપસંદ ગણવામાં આવી છે, અને તે તે નામદારનાં ઊંચાં ઈંગ્રેજી જ્ઞાનનો ઉમદા નમુનો બતાવી આપે છે. વળી જે પ્રમાણે તે નામદારનું ઈંગ્રેજી જ્ઞાન ઊંચું છે, તેજ પ્રમાણે તે નામદારના કેટલાક વિચારો પણ ઊંચાજ છે, અને તે પણ તે નામદારે પોતાનાં તે પુસ્તકમાં પ્રદર્શિત કીધા છે. તે સઘળા જોકે આ સ્થળે ઊતારી લેતાં ઘણી જગ્યા જોઈએ, તોપણ તે પુસ્તકના પશ્ચાત ભાગમાં દર્શાવેલા કેટલાક વિચારોની મતલબ નિચે મુજબ છેઃ—

"યુરોપિયનો વિશેષ રાજ્યદ્વારી તથા સંસાર વ્યહવારથી જાણીતા છે, અને હિંદુઓ વિશેષ એકમારગી અને ધર્મચુસ્ત છે, પરંતુ બંનેની તુલ્યના કરતાં જો પૂછો તો યૂરોપ ઉપર (ગ્રીસ અને રોમ બાદ કરતાં) વિદ્યાનો સૂર્ય હમણાં થોડુંક થયાં ઉગેલો છે, અને ત્યાંનાં લોકો ત્યાંની નવીન રોશનીમાંથી પ્રાપ્ત થતી અનહદ મઝામાં મસ્ત થઇ પડે છે તથા એક આનંદનો અવસર માને છે. હિંદુસ્થાનમાં તો તે સૂર્ય હઝાર વર્ષ પ્રથમ પ્રકાશતો હતો, અને જ્યાંસુધી તે અસ્ત પામ્યો, ત્યાંસુધી દીર્ઘ સમય સુધી તે પૂર્ણ તેજથી પ્રકાશ્યો હતો તથા પુનઃ પશ્ચિમ તરફથી તેનાંતેજ ખુબસૂરત કીરણો સહિત પ્રકાશવા માંડયો છે. આપણે હાલ એટલુંજ ઇચ્છિશું કે, તેઓએ જેમ સૂર્ય વિશેષ ઊંચો જતો જાય, તેમ પ્રમાદનો ત્યાગ કરવો જોઇએ. તેઓએ પોતાની મનશક્તિ, જે ઉદ્યોગ નહીં કરવાથી મંદ અને સૂસ્ત પડી રહી છે, તેને ખીલવવાને યત્ન કરવાં જોઇએ. યૂરોપમાં મને જે જે જનો મળ્યાં, તેઓમાંના દશ માંહેલા નવ જણા કેળવણી પામેલાં હતાં; પણ અત્યંત શોકજનક છે કે, તમે તે સંખ્યા ઉપલાનાં પ્રમાણથી ઉલટીજ જોશો! કેળવણીથી મનુષ્યનું લક્ષ (એક વૃક્ષની ડાળિઓ વાળ્યાથી જેમ વૃક્ષ વાંકું વળે છે તેમ) બરાબર બને છે; પરંતુ આગળ જે મૂલક કેળવણી તથા વિદ્યાની સર્વ શાખાઓનું એક પાલણું હતું, ત્યાં વર્ત્તમાનકાળે કેળવણીનો ઘટાડો થયલો અફસોસકારક દિસે છે! પ્રજાની ચઢતીનું મુખ્ય કારણ અથવા ભાગ કેળવણી છે, અને ઉપકાર સહિત કબૂલ કરીશું કે, હિંદમાં બ્રિટિશ સરકારના તાબાના મૂલકમાં કેળવણીનો પ્રસાર થતો જાય છે; પણ કેળવણીની આ રીતિ જેવી જોઇએ તેવી જુવાબ દેતી નથી—અથવા યોગ્ય રીતે ફાયદાકારક નિવડતી નથી. તેનું કારણ એ છે કે, એક ટોપી જેને બંધબેસતી નહીં આવે, તેને તે ભૂલમાં પેહેરાવવામાં આવે છે. યૂરોપમાં જે પ્રકારે કેળવણી આપવામાં આવે છે, તે પ્રકારે આ દેશની જુદી જુદી સ્થિતિ તેને બંધબેસ્તી આવે તેમ નથી. કોને વિદિત નથી કે આપણાં સરસ્વતી મંદિરોમાં સાંપ્રત સમયે જે કેળવણી આપવામાં આવે છે, તેમાં સાદાઇ તથા તેનો ઉપયોગ સમજાવવાને બદલે કંઇ તરેહ અને ગુંચવણતા નથી. એક બાળવયના બાળકને ઘણીક બાબતોના અભ્યાસથી, કે જેમાંની કેટલીક બાબતો તે બાળક પૂખ્ત થયા પછી તેને કંઇજ ઉપયોગની નથી, તેનાથી તેને રગડાવવામાં આવે છે! દરેક વસ્તુ અધુરી

જાણવી, તેનાં કરતાં એકજ વસ્તુ પરિપૂર્ણ શિખવી એ વધારે સારૂં છે. કેટલીક નકામી બાબતો, કે જેનો બોજો બાળપુત્રોની મગજશક્તિપર વધારે પડે છે, તે બંધ કરવો જોઇએ. કેળવણી વર્ગમાં વાંચવા, લખવા અને અંકગણીતપર મુખ્ય લક્ષ આપવું જોઇએ. વાંચવાના પાઠો ઉપયોગી ખબરોના રચેલા જોઇએ, અને તેમાં કહેવતોનાં રૂપમાં નીતિના બોધ પણ આપવા જોઇએ તથા તે ધીમે ધીમે છોકરાઓને કંઠે કરાવવા જોઇએ; કેમકે બાળપણમાં જે કંઈ સમજણ તેમનાં લક્ષમાં ઉતરે છે, તે સદા તેનાં મગજપર ઠસી રહે છે. કેહેવતોનો પૂરો સાર તથા સમજણ છોકરાઓની બુદ્ધિ મજબૂતીપર આવે ત્યારેજ આપવી. સાંપ્રત સરસ્વતી મંદિરોમાં શિખાતી ચોપડીઓ મારા વિચાર પ્રમાણે–ઇંગ્રેજી તેમજ ગુજરાતી બંને–આપણા હિંદના નિશાળિઆઓને તદન બંધબેસતી નથી. મારા પ્રવાસે મારી ખાત્રિ કરી આપી છે કે, વિદ્યાજ્ઞાનનાં ક્ષેત્રમાં આપણે વસીએ છિએ. વિદ્યા વૃદ્ધિનાં ક્ષેત્રમાં યુરોપ વિશેષ વધારો કરતું જાય છે. ત્યાં સંખ્યાબંધ હુન્નરની શાળાઓ તથા સરસ્વતીની પાઠશાળાઓ છે, જેથી હઝારો યુવાનો પોતાની જિંદગીને માટે સ્વતંત્ર ધંધો મેળવી શકે છે. હિંદની ભૂમિપર ઠામઠામ આવાં આવાં મંદિરોની ઘણી અગત્ય છે. હિંદમાં પ્રાચિન કાળથીજ કેટલાક હુન્નરમંદ પુરૂષોનો વંશપરંપરાનો એક વર્ગ છે, જેઓમાં આ ધંધાનું જ્ઞાન પેઢી દર પેઢી ચાલ્યું આવે છે. તેઓ એકજ માર્ગે દોરાયા કરે છે, પરંતુ આ કારણથી તેઓને તેમના ધંધામાં મ્હોટી અપોટી બેઠી છે. આપણા શિક્ષકો આવા હુન્નરમંદ વર્ગના પુત્રોને તેમના પેઢીદરના ધંધામાંથી મુક્ત કરે છે, અને તેમનાં મગજમાં એવી વસ્તુ મૂકે છે કે, જે તેમની જિંદગીમાં ઘણી ઉપયોગી થતી નથી, અને દુનિયામાં તેમને અન્ય માર્ગ શોધતાં અટકાવે છે. આપણા ઉત્તમ હુન્નરો અને દશા કારિગિરીની પડતીનું એ કારણ છે. આ કેહેવું આશ્ચર્યકારક લાગશે, પરંતુ તે સત્ય છે. પોતાના ધંધા તરફ ધિક્કાર ને કંટાળો દર્શાવતા, અને એક કારકુનની પદ્વિ તથા શિક્ષક કે સરકારી ખાતામાં કોઇપણ નોકરી ગ્રહણ કરવાની ઇચ્છાથી રંક કે રાય તમામ વર્ગ નિશાળોમાં દાખલ થાય છે. જો મ્હોટાં મ્હોટાં અગત્યનાં શેહેરોમાં યાંત્રિક અને હુન્નરો શિખવવાની શાળાઓ આપણા દેશની સ્થપાય તો કારીગરોને પશ્ચિમનાં સુધરેલાં યંત્રોથી પોતાનું બાપીકું જ્ઞાન અજમાવવાને પ્રસંગ મળે, અને તેથી જે અનેક ચીજોને માટે પ્રદેશના ઉપર આપણે આધાર રાખવો પડે છે, તે ચીજો તેઓ પુરી પાડશે, જેથી દેશ અત્યંત આબાદીપર આવશે. હુન્નરકળાનું જ્ઞાન આપવાનો યત્ન દેશી ભાષામાં રાખવો, કે જેથી તેનો સર્વ કોઈ લાભ લઈ શકે. આ સ્થળે એટલું તો કેહેવાની જરૂર પડે છે કે, હુન્નરકળાનું જ્ઞાન આપવાનો યત્ન દેશી ભાષામાં રાખવો, કે જેથી તેનો સર્વ કોઈ લાભ લઇ શકે. આ સ્થળે એટલું તો કેહેવાની જરૂર પડે છે કે, હુન્નરકળાના કેટલાક ગુહ્ય ભેદો હોય તે સર્વ જનો માટે ગુહ્ય રાખવા નહીં; માત્ર એટલીજ ગોઠવણ રાખવી કે, જેઓને તે શિખવવામાં આવે, તેને તે યોગ્ય છે કે નહીં. હિંદમાં તો આ ડહાપણ ભરેલો માર્ગ એક વખતને માન આપીને ચાલવાની રૂઢી ગણાય છે. અગત્યના હુન્નરકળા, ધર્મ અને તત્વ શાસ્ત્રની પૂરેપૂરી ખુબી શું છે, તે તેના શિષ્યોને તેમની યોગ્યતાની ખાત્રિ કીધા વિના તેમનો શિક્ષક શિખવતો નથી. શિષ્યને જે શિખવવામાં આવે છે, તેનો ગેરઉપયોગ થાય નહીં, તેથી તેમનો શિક્ષક તેમને બરાબર કસોટીપર લે છે. યુરોપિયન લોકો ભાગ્યવાન, સહાસિક અને ચપળ કામને માટે પૂરતાં લાયક છે, પરંતુ બીજા હાથપર મારા દેશી ભાઇઓ તો બહુ ભોલા, એક મારગી, એકાંત અને વિચાર પોહોંચાડવાને લાયકના છે. યુરોપિયનો કરીને બતાવવાપર આધાર રાખે છે, અને દેશીઓ નશીબપર આધાર રાખે છે. "આગળ વધવું" એ યુરોપિયનનો નિયમ છે; અને "અમારૂંજ યથાર્થ છે"એ દેશીઓનો નિયમ છે. બંનેનો વધારે મુકાબલો કરવો ઉપયોગી નથી; કેમકે મારી ઝડપની મુસાફરીમાં જ્યાં જ્યાં હું ફર્યો ને અધુરૂં જોયું, તેપરથી એટલો તર્ક કરી શકું છું. આટલુંજ કેહેવું બશ થશે કે, મારો પ્રવાસ મને ચાનક આપનારો ને ખુશનુંમાં નિવડયો છે. વિશેષમાં વિશેષ સંતોષ તો મને એ મળ્યો છે કે, વિશાળ હિંદના મૂલકનો ભવિષ્યનો આધાર જે ૬૦૦૦માઇલ્સપર પડેલા દેશના હાથમાં રહેલો છે. તે દેશ મેં નિર્ખ્યો. તરૂણ બ્રિટાનિયા પોતાની મિત્રતાનો હસ્ત, વૃદ્ધ પાડોશ હિંદ, જે કે બીજી વારની બાલ્યાવસ્થામાં છે તેની તરફ લંબાવે, કે જેથી તેના પ્યારનો બદલો તેની યુવાન સાહેલી અને શેઠાણીના કાનમાં ડહાપણ તથા અનૂભવની વાતો એકેકપર પડીને વદે. બંને દેશોના સ્વાર્થ એકત્ર થાય, મિત્રાચારીમાંથી સગપણમાં ઘાડી ગાંઠ બંધાય, બંનેના અન્યોઅન્ય લાભને માટે બનેનાં અંતઃકર્ણમાંથી એકસરખોજ સ્વર પ્રદર્શિત થાય અને તેઓ ઇશ્વરના આશિર્વાદ મેળવે તથા તેને યોગ્ય થાય."

ઊપલા વિચારો કેવા ઉમદા ને આપણા દેશને શિખામણ લેવા યોગ્ય છે, તેનો વિચાર વાંચનારાઓને સેહેજ થઈ શકશે. એજ પ્રમાણે તે નામદારે પોતાનાં આખાં પુસ્તકમાં આપેલા વિચારો ઊમદા ને બોધરૂપ છે એટલુંજ નહીં, પરંતુ તે વિચારો આપવામાં તે નામદારે પોતાની ઊત્તમ વિચાર શક્તિનો રૂડો ઊપયોગ કીધો છે, એ વળી વિશેષ શાબાશીની વાત છે.

યૂરોપનો પ્રવાસ કરી આવ્યા પછી સર ભગવતસિંહજીએ કર્નલ નટની સાથે રહીને કેટલોક સમય સુધી—એટલે તા૦ ૧૨મી માર્ચ સને ૧૮૮૪થી જોઈંટ રાજ્યકાર્યભાર ચલાવ્યો હતો, અને તે દરમ્યાનમાં તે નામદારે યથાર્થપણે રાજ્યરીતિનું જ્ઞાન તથા અનુભવ સંપાદન કીધાથી તે નામદારને તા૦ ૨૫મી ઑગસ્ટ સને ૧૮૮૪ ને સોમવારે રાજ્યની સર્વ સ્વતંત્ર સત્તા સ્વાધિન કરવામાં આવી હતી. આ પ્રસંગે ગોંડળમાં ઘણી ભારે ધામધૂમ કરી દેશ–પ્રદેશના કેટલાક મિજબાનોને ખાસ આમંત્રણો કરીને બોલાવ્યા હતા, અને એક આનંદકારી રચના કરી હતી. આ સઘળી રચના અને ધામધૂમ સહિત ઉપલે દિવસે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ વેસ્ટે એક ભવ્ય દરબાર ભરી, તેમાં સર ભગવતસિંહજીને રાજ્યની સ્વતંત્ર લગામ સોંપવાની શૂભ ક્રિયા કરી હતી. દરબારમાં દેશી તથા યુરોપિયનો વિગેરે સદ્‌ગૃહસ્થોની ઘણી મ્હોટી સંખ્યા મળી હતી, અને સર્વ કોઈનાં મુખારવિંદપર મંગળમય દેખાવનો હર્ષાતૂર આનંદ આચ્છાદાન થયો હતો, કે જે આનંદ સર્વનાં પ્રફુલ્લિત દેખાતાં મુખારવિંદપર એક ચંદ્રના પ્રકાશ સમાન દર્શન દેતો દેખાતો હતો. આ પ્રમાણે દરબારમાં બિરાજેલા સર્વ જનો આનંદથી ઊભરાતા હતા, અને બીજી તરફથી સલામતી આપનારી તોપોના આકાશ સુધી પોહોંચતા જયકારક અવાજોના ધડાકા ને ભડાકા સર્વના કુદરતી આનંદમાં ઓર વિશેષ વૃદ્ધિ કરતા હતા. એવામાં સલામતીની છેલ્લી તોપે પોતાનો ગર્જના રૂપી નાદ સમાપ્ત કીધો હતો, અને પછી કર્નલ વેસ્ટ સાહેબે સ્થાનકપરથી ઊભા થઈ ઇંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કીધું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે હતોઃ—

"ઠાકોર સાહેબ, ગૃહસ્થો વિગેરે,

હું આજે ઠાકોર સાહેબને રાજ્યાભિષેક કરી, પોતાનાં રાજ્યની સર્વ સત્તા સોંપવાની ખૂશ ક્રિયા કરવાને અત્રે આવ્યો છું. એમના પિતા ઠાકોર સાહેબ શ્રી સગ્રામજી, એમને બ્રિટિશ સરકારની રખેવાળી નિચે સોંપીને સ્વર્ગવાસી થયાને લગભગ ૧૫ વર્ષ થયાં છે. પ્રથમ તો આ રાજ્યને રાજકોટ સાથે કર્નલ લૉઇડની દખરેખ તળે સોંપવામાં આવ્યું હતું, પરંતુ પછી એને ખાસ મદદનિસ પોલિટિકલ એજંટના હાથ તળે મૂકવામાં આવ્યું હતું, અને આજથી ૭ વર્ષ ઉપર, એટલે સને ૧૮૭૮નાં વર્ષમાં યુરોપિયન તથા દેશી અમલદારોનાં "જોઇંટ એડમિનિસ્ટ્રેશન" તળે મૂકવામાં આવ્યું હતું. દેશી અમલદાર તરિકે તો છેલ્લા ૭ માસ સુધી ઠાકોર સાહેબેજ કામ કીધું હતું. આ રાજ્ય યોગ્ય શક્તિવાળા અમલદારો મેળવવામાં ભાગ્યશાળી નિવડયું છે, અને હું ધારૂં છું કે, સાધારણ રીતે એમજ માનવામાં આવશે કે, એડમિનિસ્ટ્રેશન કીધાથી ફાયદો થયો છે. પેહેલ પ્રથમ જ્યારે એ રાજ્ય દખરેખ તળે આવ્યું ત્યારે હાથપર સીલક રૂ ૧૯૬૧૧૪૩ની હતી, અને વાર્ષિક ઉપજ આઠ લાખ રૂપિયાની અંદર હતી. સારા રસ્તાઓ કોઇ પણ ઠેકાણે નહોતા, અને નિશાળો પણ ઘણી જૂજ હતી. કાયદાની અદાલતોનો માત્ર પ્રારંભજ થયો હતો. પોલિસનો બંદોબસ્ત નહોતો તથા દવાખાનાં અને બંદિખાનાં પણ બિલકૂલ નહોતાં. ઠાકોર સાહેબની બાલ્યાવસ્થામાં રૂ ૫૬ લાખ કરતાં વધારે જાહેર કામમાં, કેળવણીમાં અને બીજા સામાન્ય સુધારાનાં કામમાં ખર્ચ્યા છે. આ ખર્ચથી આપણે રાજ્યમાં ૯૬ માઇલ્સ જેટલી પાકી સડક, બોહોળા વિસ્તાર વાળી કાચી સડકો, ૭૪ માઇલ્સ જેટલી લંબાઇની રેલ્વે, ૭ પાકા ને મજબૂત પૂલો, તારની લાઇન, ૬૪ સરસ્વતી મંદિરો, જેમાં ૩૭૪૫ વિદ્યાર્થિઓ વિદ્યાભ્યાસ કરે છે. દવાખાનાં, તેમજ ઔષદ્ધશાળાઓ, એક મ્હોટી જેલ, તેમજ કેટલાંક ન્હાન્હાં બંદિખાનાંઓ, અને એ ઉપરાંત બીજા અસંખ્ય સુધારાઓ જોઇએ છિએ. કાયદાની અદાલતો સારા પાયા ઉપર લાવવામાં આવી

છે, અને લોકોનાં જાનમાલનું રક્ષણ કરવાને માટે ૪૦૦ ઘોડેસ્વારો, તેમજ પાયદલની સારી કેળવણી આપેલી પોલિસ સ્થપાઈ છે; અને જંગલખાતું, જે કે કાઠિયાવાડ પ્રાંતને માટે એક ખાસ ને અગત્યની બાબત છે, તેના ઉપર પણ લક્ષ આપવામાં આવ્યું છે; અને તમને લંબાણ ટીપથી કંટાળો નહીં આપવાને માટે ટૂંકમાંજ હું કહું છું કે, રાજ્યનાં તમામ ખાતાંને સારા બંદોબસ્તમાં મૂકવામાં આવ્યાં છે. રાજ્યની વાર્ષિક મેહેસૂલ જે આઠ લાખની અંદર હતી, તે બાર લાખ કરતાં પણ વધારે થઇ છે, જેને માટે રૈયતપર કરનો કાંઇ પણ બોજો નાંખવામાં આવ્યો નથી, પરંતુ ઊલટી રૈયત હતી તેનાં કરતાં પણ વિશેષ આબાદ સ્થિતિમાં આવી છે. ખજાનામાં રોકડા રૂપિયા સાડાપાંચ લાખ છે, નવ લાખ રૂપિયાના સરકારી કાગળો છે, અરધો લાખ રૂપિયા "મુંબઇ બેંક"માં "ડિપોઝિટ" મૂકવામાં આવ્યા છે તથા ૨૯ લાખ રૂપિયા "ભાવનગર ગોંડળ" રેલ્વેમાં રોકવામાં આવ્યા છે, કે જેનાપર હાલ ચાર ટકાની તેરીખ ઉપજે છે, અને ભવિષ્યમાં વળી વધારે વ્યાજ ઉપજવાની આશા છે. આ પ્રમાણે એકંદર ૪૩ાા લાખ રૂપિયા સીલકમાં છે. આ પરિણામ ઘણું સંતોષકારક ગણાવું જોઇએ, અને જે બે અમલદારોને આ ફતેહનું માન ઘટે છે, તેમને જોવાથી હું ઘણો ખુશી છું. લેફ્ટેનંટ કર્નલ સ્કૅાટ સાહેબે અત્રે છ વર્ષ સુધી નોકરી કરી, અને તેમની પછી મેજર નટ સાહેબ આવ્યા. આ અમલદારોની મેહેનતથી, હમણા મેં આંકડાઓ કહ્યા તે પ્રમાણે જે ફળો પ્રાપ્ત થયાં છે, તેમને માટે હું તેમને મુબારકબાદી આપું છું—જોકે તેઓએ, તેમજ રાજ્યના સંબંધમાં વખતોવખત આવેલા અન્ય અમલદારોએ શું શું કીધું, તે માત્ર આંકડાઓથી કેહેવું અશક્ય છે. મેં જે પરિણામો ટૂંકમાં દર્શાવ્યાં છે, તે પરિણામો લાવતાં શું શું અડચણો દૂર કરવી પડી છે, તે માત્ર આંકડાઓ ઉપરથી જણાવવાનું નથી. ઠાકોર સાહેબની બાલ્યાવસ્થામાં શું શું બન્યું છે, તે બોલવામાં મારા બે હેતુ છે. એક તો એ કે, નામદાર બ્રિટિશ સરકારે પોતાના સગીરનાં ભલા તરફ પૂરતી દૃષ્ટિ રાખી છે; અને બીજું એ કે, ઠાકોર સાહેબ ઉપર રાજા તરિકેની જે જુવાબદારી રહેલી છે, તે તેમનાં મગજ ઉપર ઠસાવવી. એક રાજ્યકર્ત્તાના ફાયદા, તકોનાં પ્રમાણમાં તેના ઉપર જુવાબદારી રહેલી છે. સાંપ્રત સમય જેવી ગોંડળની આબાદ સ્થિતિ ઉપર કોઇ પણ ઠાકોર આગળ રાજ્ય ચલાવવાને ભાગ્યશાળી નિવડ્યો નથી. તેટલા માટે ઠાકોર સાહેબ ભગવતસિંહજીની અગત્યની ફરજ છે કે, પોતાની પેહેલાં થઇ ગયલા રાજાઓનાં કરતાં વિશેષ રૂડી રીતે રાજ્ય ચલાવવું—તે એટલા ઉપરથી નહીં કે તેમનું રાજ્ય હાલ અધિક આબાદ સ્થિતિમાં છે અથવા પોતાઓમાં સારો બંદોબસ્ત થયો છે. પણ જે કેળવણીનાં ફળ તેમનાં વડીલોનાં વખતમાં અજાણ્યાં હતાં, અને તે એમણે પ્રાપ્ત કીધાં છે, તેને માટે તમો ઠાકોર સાહેબે "રાજ્યકુંવર કૉલેજ"—જે હાલના જમાનાના કાઠિયાવાડના સરદારોની દૂધ પાનારી માતા જેવી છે—માં કેટલાંક વર્ષ સુધી કેળવણી લીધી છે. તમને મી૦ મેકનૉટનની રખેવાળી તથા સલાહનો સારો લાભ મળ્યો છે, અને એ લાભ શું છે તે જેઓ કાઠિયાવાડથી વાકેફ છે, તેમની સન્મૂખ પ્રદર્શિત કરવાની હું અવશ્યકતા જોતો નથી. ઇંગ્લંડની મ્હોટી નિશાળો, જેમાંથી કેટલાબધા માણસો શિખીને બાહાર પડયા છે, તેની યોજના ઉપર સ્થપાયલાં કેળવણીખાતાંમાં તમે એક વિદ્યાર્થિ તરિકે એક તંદુરસ્ત જીંદગી ગુજારી છે, અને તેમાં તમે ઊંચી પદ્વિ અને સરસ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. સઘળી કેળવણી તમને તમારા વર્ગમાં પેહેલું નંબર રાખવાને અથવા તો ઇનામો મેળવવાને આપવામાં આવી નથી, પરંતુ રાજ્યકર્ત્તા તરિકેની તમારી ફરજ જણાવી તમને લાયક કરવાને માટે આપવામાં આવી છે. તમો વળી "એડમિનિસ્ટ્રેશન"ના સંબંધમાં આવ્યાથી રાજ્યનાં જાહેર કામકાજમાં ભાગ લેવાનો તમને લાભ મળ્યો છે, તેથી તમને રાજ્યની લગામ હાથમાં લેવાને એક નવાજ સખસ તરિકે ગાદિએ આવતા નથી. યૂરોપમાં પ્રવાસ કીધાથી તમારા વિચારો આગળ વધેલા છે. હું પુનઃ કહું છું કે, એક રાજ્યકર્ત્તા તરિકે તમને જે વિશેષ ફાયદા છે, તેટલી તમારે માથે જુવાબદારી પણ છે. તમને જે માર્ગ બતાવવામાં આવ્યો છે, તે પ્રમાણે તમારે વર્ત્તવું, અને જે રીતથી ખાતાંઓ ચાલે છે, તેને તેવાંજ જાગૃત રાખવાં. વળી તમારી બાલ્યાવસ્થામાં જેઓએ જે ધોરણપર રાજ્યકાર્યભાર ચલાવ્યો છે, તેજ ધોરણ ઉપર તમને ચાલવાની જરૂર છે. તમે શરૂઆતમાં રાજ્ય ચલાવવાનો એક રસ્તો પકડો, અને તેને વળગી રેહેજો. ગોંડળમાં હાલ ઘણી ફુટફાટ પડી છે, અને પક્ષાપક્ષીથી દૂરજ રહેશો. તમને તમારી ફરજથી ઉલટે રસ્તે દોરવવાને બીન જુવાબદાર સલાહકારો મનમાનતા મળશે. મારી ખાત્રિ છે કે, તમે એવા સલાહકારો ઉપર કાંઇજ લક્ષ આપશો નહીં. જોખમદાર સલાહકારોની સંગે મસલત કરજો, અને તેમની સલાહ પ્રમાણે ચાલજો. જો કોઇ એવી બાબત હોય, કે જેને માટે તમને વિશેષ સલાહની જરૂર હોય, તે એજન્સિના અમલદાર તમને હંમેશાં ખુશીથી મદદ કરશે. તમે યુરોપિયન મંડળીમાં સારી

પેઠે ભેળાયલા છો તેથી કેટલાક અજ્ઞાન ઠાકોરો જે વેહેમ રાખે છે કે, અમે જરૂર વિના તમારા રાજ્યદ્વારી હક્કની વચ્ચે પડીએ છિએ, તે વેહેમથી તમે મોકળા રહેશો; અને મારી ખાત્રિ છે કે, દરેક બાબતમાં અમે જેવા ખુલ્લાં દીલથી વર્ત્તિએ છિએ, તેવીજ રીતે તમે પણ અમારી સંગે વર્ત્તશો. હું હવે તમને તમારાં રાજ્યની સત્તા, રાજ્યની મોહોર, તથા તમારા ખજાનાની કુંચિઓ તમને સોંપું છું, અને એમ કરતાં ઇચ્છું છું તથા હું ધારૂં છું કે, અત્રે હાઝર રહેલા દરેક માણસો ઇચ્છે છે કે, તમારી કારકીર્દિ લાંબી અને આબાદ નિવડો, અને તમે "રાજ્યકુંવર-કૉલેજ"માં એક વિદ્યાર્થિ તરિકે જે નામ કાહાડયું છે, તેનાં કરતાં એક રાજ્યકર્ત્તા તરિકે વિશેષ સારૂં નામ કાહાડશો."

ઊપલા ભાવાર્થનું કર્નલ વેસ્ટ સાહેબનું સંભાષણ સમાપ્ત થતાંજ સર્વે જનોએ હર્ષની તાળિઓ પાડી હતી, અને તે પછી કર્નલ વેસ્ટનાં ઇંગ્રેજી ભાષણનો ભાવાર્થ રાજકોટના સ્ટેશન માજીસ્ટ્રેટ ખા૦ બા૦ ધંજીશાજીએ ગુજરાતીમાં કહી સંભળાવ્યો હતો. બાદ નામદાર ઠાકોર સાહેબે રાજ્યની સીલ તથા કૂંચિઓ મેજર નટ સાહેબના હાથમાંથી લઈને, મી૦ વેસ્ટનાં ભાષણનો પ્રત્યોત્તર ઇંગ્રેજી ભાષામાં સ્પષ્ટ સ્વરે, છટાદાર રીતે અને ઘણીજ પ્રસંશાપાત્ર ઢબમાં આપ્યો હતો, જેનો ગુજરાતી ભાવાર્થ તે નામદારના વિદ્વાન દિવાન મી૦ બેઝનજી મેહેરવાનજીએ નિચલી મતલબનો કહી સંભળાવ્યો હતોઃ—

"કર્નલ વેસ્ટ સાહેબ,

આપે આજે અત્રે પધારીને મને જે માન આપ્યું છે, તેને માટે હું ખરાં અંતઃકર્ણથી આપનો ઉપકાર માનું છું. મારા વડીલોની ગાદિપર મને રાજ્યાભિષેક કરવાને, આપે કાઠિયાવાડથી અત્રે પધારવાની જે તસદી લીધી છે, તેને માટે હું આપનો ખાસ આભારી થયો છું. આપે હમણાં જે સંભાષણ કીધું, તે મેં લક્ષ દઇને શ્રવણ કીધું છે, અને હું ખાત્રિથી કહું છું કે, એથી મારાપર ઘણી અસર થઇ છે. આપની અમૂલ્ય સલાહ તથા ખેરખ્વાહીને માટે હું આપનો ઉપકાર માનું છું. તમે જાણો છો કે, હું યૂવાન છું, અને તેથી મને સલાહ તથા ઉત્તેજનની જરૂર છે. મારી બાલ્યાવસ્થામાં મારાં રાજ્યનો કાર્યભાર યુરોપિયન તથા દેશીના મિશ્ર વિચાર પ્રમાણે ચાલ્યો છે, તે જોઇને હું અત્યંત સંતોષ પામ્યો છું. મને જોઇને આનંદ ઉપજે છે કે, જ્યારે સ્થાનિક મત સુધારાની તરફેણમાં છે, કે જે સુધારાઓ ઇંગ્રેજ અમલદારોને યોગ્ય લાગ્યા છે; છતાં એવા ફેરફાર થયા નથી, કે જે દેશી રાજ્યમાં હાલમાં કવખતના હોય. આને માટે મારી બાલ્યાવસ્થામાં જે સખસોના હાથમાં મારાં રાજ્યનો કાર્યભાર હતો, તેઓનો ઉપકાર માનવો જોઇએ. હવે હું મારા પોતાના લગતા વિષયપર, એટલે કે મારી કેળવણી પાછળ નામદાર મુંબઇ સરકારે તથા આ પ્રાંતના તેમના પ્રતિનિધિઓએ જે મમતા દેખાડી છે તથા જે મેહેરબાની કરી છે, તે ઉપર હું બોલું છું, અને એને માટે "રાજ્યકુંવર કાલેજ"ના વિદ્વાન પ્રિન્સિપાલ મી૦ મેકનોટન, જેઓને આજે અત્રે હું મ્હોટી ખુશીની સાથે જોઊં છું તેમનો, તથા વિદ્યાગુરૂ સેલબી સાહેબનો, તેમજ કાઠિયાવાડ રીજન્સિના જે ગૃહસ્થોએ મારા અભ્યાસ પાછળ કાળજી રાખી છે, તેમનો ઉપકાર માનવાની મને રજા આપો. મારા યૂરોપના પ્રવાસ પ્રસંગે મેજર હેનકૉક સાહેબ મારા ભોમિયા સ્નેહી તથા સોબતી તરિકે હતા. મેજર નટ સાહેબની સાહ્યતાથી હું રાજ્યકાર્યભારમાં દખરેખ રાખવાને શક્તિવાન થયો તેથીતેમનો હું ઉપકાર માનું છું, અને નામદાર સરકાર, જેણે મારા વિદ્યાભ્યાસ માટે, તથા જ્યારે હું સગીર વયનો હતો, ત્યારે મારી પ્રતિષ્ઠા સાચવી રાખવા માટે જે કાળજી બતાવી હતી, તેને માટે સર્વથી સરસ બદલો હું વાળું તે માત્ર એજ છે કે, મારાપર થયલા ઉપકારની લાગણી મારે જાહેર રીતે પ્રદર્શિત કરવી. મારે કહેવું જોઇએ કે, હું યૂવાન છું, તોપણ આ રાજ્યના રાજ્યકર્ત્તા તરિકે મારે માથે જે જોખમદારી છે, તે હું સારી રીતે સમજૂ છું. મારે કેહેવાની જરૂર નથી કે, મારાં રાજ્યમાં ઇનસાફ અને સારા બંદોબસ્ત પથરાયલા છે, જાનમાલની સલામતી છે, કણબીને પોતાના પરિશ્રમનું ફળ પ્રાપ્ત થાય છે તથા વેપારીને વેપારમાં નફો પ્રાપ્ત થાય છે, રસ્તા સુધરતા જાય છે, વ્યહવાર સેહેલાઇથી ચાલે છે, કેળવણીને ઉત્તેજન મળે છે અને ગરીબ દર્દિઓને માટે ગોઠવણો થઇ છે. એ સર્વ જોવાને હું સર્વદા ઉત્કંઠા બતાવીશ. હું ધારૂં છું કે, ઇંગ્રેજ સરકાર દેશી રાજાઓ પાસે તેમનાં રાજ્યમાં જે કરાવવાની આશા રાખે છે, તે આજ છે, અને જો મારાં યત્નો મારી આશા પરિપૂર્ણ કરવામાં

રોકાશે તો હું એમ ધારીશ કે, એક તરફથી હું નામદાર બ્રિટિશ સરકારનો વિશ્વાસ, જે હું ઘણોજ કિમતી ગણું છું, તે સંપાદન કરવાને પાત્ર હું થયો છું, અને બીજી તરફથી જેમ એક પુત્ર પોતાના પિતાની સંગે સંબંધ ધરાવે છે, તેમ પોતાના રાજ્યકર્ત્તાની સાથે સંબંધ ધરાવનારાઓની વફાદારી ભરેલી તાબેદારીને હું પાત્ર થયો છું, એમ ગણીશ. પ્રજાની શી શી તંગિ છે તે તરફ હું ખાસ લક્ષ આપીશ, અને તેઓ સંતોષિ ને સુખી છે, એને હું મારી મેહેનતના બદલા દાખલ માનીશ. આ સ્થળે નામદાર સરકાર, જેણે મી૦ બેજનજી મેરવાનજી, જેઓ યોગ્ય લાયકીવાળા, અને ઓહોળા અનુભવી ગૃહસ્થ છે, અને જેમને મેં મારા મૂખ્ય કાર્યભારી નિમ્યા છે, તથા જેમની મદદ અને સાહ્યતા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે, તેમને મારાં રાજ્યમાં મોકલ્યા છે તેને માટે ઉપકાર માનતા ભૂલી નહીં જવું જોઇએ. છેલ્લે હું એવી પ્રાર્થના કરૂં છું કે, મારા તાબાનાં માણસોનું ભલું કરવાની મારા યત્ન ઉપર પરમેશ્વરનો આશિર્વાદ હોજો."

નામદાર ઠાકોર સાહેબનાં ઊપલા ભાવાર્થનાં સંભાષણથી દરબારમાં પધારેલા સર્વ જનો મહા આનંદ પામ્યા હતા, અને તે સર્વએ તે ભાષણની ખરેખરી ખુબીની પરિપૂર્ણ પ્રસંશા કરવા માંડી હતી. એટલામાં જૂદાં જૂદાં રાજ્યો તરફથી નામદાર ઠાકોર સાહેબને માટે આવેલા ભાતભાતના સુંદર પોષાકો તે નામદારને આપવામાં આવ્યા હતા તથા નજરાણાંઓની ક્રિયા પણ શરૂ થઈ હતી. એ સઘળી શુભ ને આનંદકારી ક્રિયા થઇ રહ્યા પછી સઘળા ગૃહસ્થોને પાન, સોપારી, પુષ્પના ગોટા, હાર આદિક આપવામાં આવ્યાં હતાં, અને તે પછી સર્વ કોઈ પ્રફુલ્લિત મુખારવિંદે પોતપોતાને ગૃહે પધાર્યા હતા. વળી એજ દિવસે કર્નલ નટ સાહેબને બંગલે તમામ યુરોપિયન ગૃહસ્થોને એક સુંદર ખાનું આપવામાં આવ્યું હતું, જે ખાના પ્રસંગે કર્નલ વેસ્ટ સાહેબે, નામદાર મહારાજા શ્રી ભગવતસિંગજીની સલામતી લેવડાવતાં ઘણા સૂવર્ણ સમાન સૂશબ્દો કહ્યા હતા, અને તેનો પ્રત્યોત્તર વાળતાં નામદાર ઠાકોર સાહેબે ઇંગ્રેજીમાં ટૂંક પણ ઘણુંજ મનોહર ભાષણ કરી સર્વનાં મન રંજન કીધાં હતાં. તે ભાષણનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે છેઃ—

"કર્નલ વેસ્ટ, બાનુંઓ તથા ગૃહસ્થો,

તમે મમતા ભરેલી રીતે મારી સલામતી લેવાડી હતી, તેને માટે હું મારાં અંતઃકર્ણથી ઉપકાર માનું છું. હું તેના બદલામાં એટલુંજ કહું છું કે, આપની ભલી ઇચ્છાઓ પરિપૂર્ણ થાઓ, અને ગોંડળનાં રાજ્યમાં તમારી આગતાસ્વાગતા કરવાની મને અન્ય તકો મળે. મારી જિંદગીમાં આ ખરેખરો શૂભ દિવસ છે. હું આપને ખાત્રિથી કહું છું કે, મને આપની તરફથી મુબારકબાદિઓ આપવામાં આવી છે, તેની પક્કી બૂઝ જાણું છું. હું આપણા માનવંત પોલિટિકલ એજંટ કર્નલ વેસ્ટ સાહેબની સલામતી લેવડાવું છું."

નામદાર ઠાકોર સાહેબનાં ઊપલાં ટૂંક સંભાષણનો પ્રત્યોત્તર પણ કર્નલ વેસ્ટે અત્યંત હર્ષ સહ પ્રસન્નતાપૂર્વક આપ્યો હતો, અને તે પછી ખાનાની ખૂશ ક્રિયાની સમાપ્તિ થઇ હતી. આ પ્રમાણે શ્રી ગોંડળમાં નામદાર ઠાકોર સાહેબને તે નામદારનાં રાજ્યની સ્વતંત્ર લગામ આપતી વેળાએ અનોપમ ધામધૂમ થઈ હતી, અને પોતાનાં દરેક ભાષણમાં તે નામદારે પોતાની પ્રકાશિત વિદ્વતાનું તેજ ખરેખરૂં પ્રકાશમય કરી સર્વમાં વિસ્મયતાની સાથે આનંદ વર્ત્તાવ્યો હતો. વળી એ પછી ટૂંક સમયમાં એક બીજી આનંદકારી વાત એ બની હતી કે, તે નામદારને મુંબઇની યુનિવર્સિટીના "ફેલો" બનાવવામાં આવ્યા હતા, અને તે નામદારની વિદ્વતાની આ પ્રકારે એક યોગ્ય કદર પિછાનવામાં આવી હતી. આ માનને તે નામદાર યોગ્યજ હતા, અને તેને માટે પણ સર્વ તરફથી પૂર્ણ પ્રસન્નતા પ્રદર્શિત કરવામાં આવી હતી.

ઉપલાજ વર્ષમાં, એટલે સને ૧૮૮૪માં મુંબઈના તે વખતના ગવરનર સર જેઈમ્સ ફર્ગ્યુસન સાહેબે ગોંડળની મુલાકાત લીધી હતી. આ પ્રસંગે તેઓ સાહેબને માન આપવાને માટે ગોંડળના ઠાકોર સાહેબે ભારે ધામધૂમ કરી હતી. ગોંડળ તથા ધોરાજીની મ્યુનિસિપાલિટીઓએ નામદાર ગવરનર સાહેબને સુંદર માનપત્રો આપ્યાં હતાં. વળી તા૦ ૧૪મી નવેમ્બર સને ૧૮૮૪ને દિવસે ધોરાજીમાં નામદાર ગવરનર સાહેબને સ્વહસ્તે તે નામદારનાં નામનીજ "ફર્ગ્યુસન હૉસ્પિટલ"નો પાયો નાંખવાની ક્રિયા કરાવવામાં આવી હતી, જે પ્રસંગે નામદાર ગવરનર સાહેબે તથા ઠાકોર સાહેબે ઘણાં યોગ્ય સંભાષણો કીધાં હતાં. આ મિલાવડામાં પણ નામદાર ગવરનર સાહેબે નામદાર ઠાકોર સાહેબનાં ઘણાં વખાણ કીધાં હતાં.

તા૦ ૩જી ઑગસ્ટ સને ૧૮૮૫ ને સોમવારને દિવસે તે નામદારના રાણી શ્રી બા સાહેબનાં મૃત્યુ પામવાનો એક દુઃખદાયક બનાવ બન્યો હતો ! આ રાણી સાહેબ ઘણાંજ ચંચળ ને શ્યાણા હતા, અને એમનાં મૃત્યુથી આખા ગોંડળમાં ઘણી ગમગીનિ ફેલાઈ હતી તથા નામદાર ઠાકોર સાહેબને પણ મહા શોક ઊપજ્યો હતો.

તા૦ ૧૧મી નવેમ્બર સને ૧૮૮૫ને દિવસે નામદાર શ્રી ભગવતસિંહજીનો જન્મદિવસ હોવાથી, તે નામદારે એ જન્મદિવસની ખુશાલિમાં એક ખૂશ કાર્ય કીધું હતું. એ દિવસે તે નામદારે પોતાની પ્રજાપરના કેટલાક કરો કાહાડી નાંખી પોતાની પ્રિય પ્રજાપર ભારે દયા વાપરી હતી. તે કરોને લગતું એજ શૂભ દિવસે તે નામદારે એક ખાસ જાહેરનામું પ્રગટ કીધું હતું, તે જાહેરનામું નિચે પ્રમાણે હતુંઃ—

"જાહેરનામું.

સંસ્થાન ગોંડલ–ધોરાજીનાં સરવે લોકોને જણાવવામાં આવે છે કે, નિચે લખેલા કર તથા વેરા, જે સંસ્થાનમાં લાંબી મુદતથી લેવાતા આવ્યા છે, અને જે લેવાનો રાજ્યનો હક્ક, તે કર વેરા રૈયતની સગવડતા ખાતર, તેમના ઉપરનો કરનો બોજો કમી કરવા ખાતર તથા તેમની કનડગત બનતે પ્રયત્ને દૂર કરવા ખાતર, આજ રોજે હમારો જન્મ દિવસ છે તે પ્રસંગ લઇ, ચાલું સાલ સંવત ૧૯૪૨થી લેવા બંધ કરવામાં આવે છે,

૧. બકાલાનો લાગભાગ.
૨. દાતરડાં વેરો.
૩. ઝુલ ચોવટાની બાબત.
૪. ખાટકી લોકો પાસેથી લેવાતી દળીની બાબત.
૫. મોચી પાસેથી લેવાતી કંટારખાની બાબત.
૬. લુહાર પાસેથી લેવાતી તાળાની બાબત.
૭. હજામની વેઠ બદલનો કર.
૮. દરજી પાસેથી લેવાતી મેતરાઇની બાબત.
૯. ધુડધોયાના ઇજારા.
૧૦. ઘાણી વેરો.
૧૧. ગુજરાતી વેપારીની દુકાનોના વેરો.
૧૨. ચોકસીના ઇજારા.
૧૩. દાળિયા સેકવાના કડાયા ઉપરનો કર.
૧૪. જાળી બારી મૂકવા દેવાની ફી.

૧૫. ખાતર વેચાણની બાબત.
૧૬. કારજ ફી.

મુ. ગોંડલ.

સંવત ૧૯૪૨ના કારતક શુદ ૫, બુધવાર; તારીખ ૧૧મી નવેમ્બર સને ૧૮૮૫.

BHAGVATSINHJEE.

ઠાકોર સાહેબ, સંસ્થાન ગોંડલ—પીરાઠ."

ઉપર પ્રમાણે નામદાર મહારાજા સાહેબે એક વખાણવા લાયક, દયા ભરેલું અને પોતાની વહાલિ પ્રજાને સુખ કરી આપનારૂં મહા ઊમદા જાહેરનામું પ્રગટ કીધાથી તે નામદારની સમગ્ર પ્રજામાં અત્યંત ખુશાલિ વર્ત્તિ રહી હતી, અને આસપાસનાં લોકોએ, તેમજ જાહેર વર્ત્તમાન પત્રોએ પણ તે નામદારનાં આ સ્તુતિપાત્ર કૃત્યને માટે ઘણી શાબાશી આપી હતી.

તા૦ ૨૬મી માર્ચ સને ૧૮૮૬ ને શુક્રવારને દિવસે મુંબઈથી "સુરત" નામની આગબોટમાં બિરાજી યૂરોપ તરફ બીજીવાર પ્રવાસ કરવાને તે નામદાર પધાર્યા હતા. આ પ્રવાસમાં તે નામદારનો મુખ્ય હેતુ માત્ર વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવાનોજ હતો, અને તેજ પ્રમાણે તે નામદારે કીધું પણ હતું. તે નામદારે ત્યાંની "એડિનબરો યુનિવર્સિટી"માં કેટલોક સમય સુધી જાથૂક રહીને વૈદકનું સારૂં જ્ઞાન સંપાદન કીધું હતું, અને ત્યાં તે નામદારે પોતાની પ્રજ્ઞાના પ્રતાપથી એવી તો ખુબી બતાવી હતી કે, તેઓ સાહેબને તે યુનિવર્સિટી તરફથી એલ. એલ. ડી.નો માનવંતો ખેતાબ મળ્યો હતો. આવો ખેતાબ એ પેહેલાં આખા મુંબઈ ઇલાકા માંહેલા એક પણ સખસને કદી પણ આપવામાં આવ્યો નહોતો! પરંતુ સઉથી પેહેલાં નામદાર શ્રી ભગવતસિંહજીજ એ ખેતાબ મેળવવાને ભાગ્યશાળી થયા હતા, અને તેથી તે નામદારની કીર્ત્તિ ઘણીજ વૃદ્ધિ પામવાની સાથે તે નામદારની વિદ્વતાનાં ચતૂર દિશાએ અત્યંત વખાણ થયાં હતાં. એક ભૂપતિ જેવા પુરૂષ આવી ઊંચી પ્રકારની એટલુંજ નહીં, પરંતુ વળી માન ભરેલી વિદ્વતા સંપાદન કરી પોતાની કીર્તિનો ઊમદા પ્રકાશ પાડે, એ શું ઓછા આનંદ અને સંતોષની વાત છે!! ખચીત આ પ્રકારની વિદ્વતા પ્રાપ્ત કરવામાં ગોંડળના આ યુવાન ને યશસ્વિ મહારાજાને ઘણું મ્હોટું માન ઘટે છે. આ યુવાન મહારાજા સાહેબને અસલથી વિદ્યાભ્યાસ કરવાનો અત્યંત શોખ છે તે ઉપરથીજ માત્ર તે નામદાર વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવા ગયા હતા, એમ કંઈ નહોતું; પરંતુ જ્યારે તે નામદાર પેહેલી વાર યૂરોપને પ્રવાસે પધાર્યા હતા, ત્યારે "એડિનબરો યુનિવર્સિટી"ના સર એલેકઝાંડર ગ્રાંટે, મેડિકલ સ્કૂલો તથા તેમાંના ડિસેક્ટિંગ રૂમો, દરદોનાં કારણો જાણવાના વિદ્યાર્થિઓ અભ્યાસ કરતા હતા તે, અને બ્રીધિંગ મશીન તથા માણસોના દરેક અવયવોના બનાવેલા મીણના નમુના તે નામદારને બતાવ્યા હતા તેથી તે નામદાર ઘણા મગન થઇ ગયા હતા, અને તેપરથી તે નામદારે પોતાની તે સમયની છપાવેલી ડાયરીમાં લખ્યું હતું કે "આ વિદ્યાનો મને શોખ છે, અને હું પોતે એક વૈદક વિદ્યાનો વિદ્યાર્થિ થવાનું બહુ પસંદ કરૂં છું." આ મુજબ તે નામદારે તેમાં લખ્યું હતું, અને "વાણી બોલાવે જાણી" તેમજ બન્યું પણ ખરૂં! એટલે કે તે નામદારે જેમ લખેલું તેજ પ્રમાણે તે નામદારે કીધું હતું! અર્થાત જે પ્રમાણે પોતાનો અભ્યાસ કરવાનો શોખ પૂરો પાડયો હતો તેજ પ્રમાણે પોતાની ભવિષ્ય વાણી પણ ફળિભૂત કરી હતી એજ વર્ષમાં, એટલે તા૦ ૨૬મી ડિસેમ્બર સને ૧૮૮૬ને દિવસે નામદાર મહારાજા સાહેબના રાણી સાહેબે એક પુત્રનો જન્મ આપ્યો હતો, જેથી ગોંડળની તમામ પ્રજામાં અત્યાનંદ પ્રાપ્ત થયો હતો. વળી એજ સને ૧૮૮૬નાં વર્ષની લગભગ સમાપ્તિના સમયમાં ગોંડળનો જેલ તોડી-

ને સાત કેદિઓ ન્હાશી ગયા હતા, અને તેઓએ બે પેહેરેગિરોનાં ખૂન કીધાં હતાં, જેથી ગોંડળમાં ઘણી ધાસ્તિ ફેલાઈ હતી ! આ સાત કેદિઓ માંહેલા ચાર તો આખરે પકડાયા હતા, પરંતુ બાકીના ત્રણ જણાઓએ બાહારવટો લીધો હતો, અને તેઓ જુનાગઢ તથા જામનગરનાં તાબાનાં જંગલોમાં ભટક્યા કરતા હતા. આ લોકોના આવા બાહારવટાથી ગોંડળની પ્રજામાં એક પ્રકારની પિડા જાગી હતી ! તે કેદિઓ જાતના સિંધી હતા, અને તેઓએ જામનગર સંસ્થાનમાં કેટલીક લુટફાટ ચલાવી હતી તથા ગોંડળ સંસ્થાનના પણ ઓછામાંઓછાં નવ ગામો તે લુટારાઓનો ભોગ થઇ પડયાં હતાં ! આથી આખા કાઠિયાવાડમાં ઘણો ભય વ્યાપિ ગયો હતો, અને તેથી આખરે તેમને પકડવા તથા લોકોમાં શાંતિ ફેલાવવા માટે જામનગર, જુનાગઢ તથા ગોંડળનાં રાજ્યોએ મેજર હંફ્રિને નામદાર બ્રિટિશ સરકાર પાસેથી માંગી લીધો, જેણે એ રાજ્યોની હદમાં સારી નિઘેબાની રાખવા માંડી હતી. એટલામાં છેક બે વર્ષે ગોંડળની પોલીસના હાથથી તે લુટારાઓની ટોળીનો નાશ થયો હતો, અને તેથી એ રાજ્યની પ્રજામાં પ્રથમની માફક પુનઃ શાંતિ પસરી ગઈ હતી.

તા૦ ૧૯મી મે ૧૮૮૭ને દિવસે નામદાર મહારાજા સાહેબ શ્રી ભગવતસિંહજીએ, ઇંગ્લંડમાં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીની મુલાકાત લીધી હતી. આ મુલાકાત મહા મગ્ન મનથી થઈ હતી, અને તેમાં નામદાર મહારાણીજીએ શ્રી ભગવતસિંહજી પ્રત્યે પૂષ્કળ પ્યાર અને આવભાવ બતાવ્યો હતો, અને તે નામદારની મુલાકાત મ્હોટી ખુશીની સાથે લીધી હતી. એજ પ્રમાણે યૂરોપના બીજા ઘણાક મ્હોટા ગૃહસ્થોએ પણ નામદાર શ્રી ભગવતસિંહજીની ઘણા પ્રેમથી મુલાકાતો લીધી હતી. એજ વર્ષમાં, એટલે સને ૧૮૮૭ના જૂન માસમાં, નામદાર પરમકૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીએ પૂરાં પચાસ વર્ષ સુધી ઘણી રૂડી રીતે રાજ્યાસન ભોગવ્યું, તેની ખુશાલિમાં જે મહોત્સવિક અને મહા આનંદકારી "જુબિલી" પર્વનો મહાન્ તેહેવાર ઈંગ્લંડ ખાતે પાળવામાં આવ્યો હતો, તેની ખુશાલિમાં ભાગ લેવાને માટે નામદાર શ્રી ભગવતસિંહજી પણ ભાગ્યશાળી થયા હતા; કેમકે તે નામદાર તો ઘણોક સમય થયાં ત્યાંજ અભ્યાસાર્થે રહ્યા હતા, અને તેથી કરીને આ શુભ પ્રસંગનો લાભ તે નામદારને મનમાનતી રીતે મળ્યો હતો. "જુબિલી"નું જે જંગિ ને અવર્ણિય સુંદર શણગારિક સરઘસ તત્રે નિકળ્યું હતું, તેમાં પણ શ્રી ભગવતસિંહજીએ મહોત્સવાનંદથી ભાગ લીધો હતો, અને તે સરઘસની હારમાં તે નામદારની છઠ્ઠી ગાડી ચાલતી હતી. બીજા દેશી રાજાઓ, જેઓ આ શુભ અવસરે ત્યાં પધાર્યા હતા, તેઓની સંગે રહીને શ્રી ભગવતસિંહજીએ પણ "જુબિલી"નો મહિમા પૂરેપૂરો ભોગવ્યો હતો. વળી એ પ્રસંગપર ઈંગ્લંડના કેટલાક મ્હોટા મ્હોટા અમલદારો તથા રાજ્યદ્વારી પુરૂષોએ બીજા રાજ્યવંશિઓની સંગે નામદાર ભગવતસિંહજીને પણ ખાનાઓ આપી તે નામદારનો આનંદનીય આદરસતકાર કીધો હતો. તા૦ ૧૫મી જૂન સને ૧૮૮૭ને દિવસે પાર્લામેંટના વડા પ્રધાન નામદાર લાર્ડ સૉલ્સબરીના પત્નિએ "જુબિલી"ની ખુશાલિમાં, ત્યાંનો "ફારેન આફિસ"માં એક મિલાવડો કીધો હતો, જેમાં નામદાર શ્રી ભગતસિંહજીને પણ ખાસ આમંત્રણ કરી બોલાવવામાં આવ્યા હતા. એજ તારીખે રાત્રિ સમયે ત્યાંની "રિફૉર્મ ક્લબ"માં એક મ્હોટો "બાલ" થયો હતો, તેમાં પણ શ્રી ભગવતસિંહજીને નોતરવામાં આવ્યા હતા. વળી તા૦ ૨૯મી જૂન સને ૧૮૮૭ને દિવસે એજ યશસ્વિ મહારાણી શ્રી વિક્ટોરિયાજીએ એક "ગાર્ડન પાર્ટિ" આપી હતી, જેમાં પણ નામદાર શ્રી ભગવતસિંહજીની સ્વારી ખાશ આમંત્રણથી પધારી હતી.

તા૦ ૩૦મી જૂન સને ૧૮૮૭ ને ગુરૂવારને દિવસે નામદાર મહારાણીજીએ પોતાના "વિંડસર-કેસલ"માં એક ભવ્ય દરબાર ભરીને તેમાં હિંદી રાજ્યવંશિઓ તથા પ્રતિનિધિઓ તરફનાં સઘળાં માન-પત્રો સ્વિકારવાની ક્રિયા કરી હતી. આ દરબારમાં પણ શ્રી ભગવતસિંહજી હાજર થયા હતા, અને તેમણે તથા મોરબી અને લિમડીનાં રાજા સાહેબોનાં એક "ડેપ્યુટેશને" કાઠિયાવાડના રાજા સાહેબો તરફનું એક સુંદર માનપત્ર નામદાર મહારાણીજીને અર્પણ કીધું હતું, જે તે નામદારે મ્હોટી ખુશીથી સ્વિકારવાની સાથે "ડેપ્યુટેશન"માં ગયલા પ્રતિનિધિઓનો સારી રીતનો સત્કાર કરી તેઓને યોગ્ય માન આપ્યું હતું. વળી એજ દરબારમાં નામદાર મહારાણીજીએ ગોંડળના આ યુવાન ઠાકોર સાહેબને કે. સી. આઈ. ઇ.નો માનવંતો ખેતાબ બક્ષ્યો હતો તથા તે ઉપરાંત તેણી સાહેબે નામદાર શ્રી ભગવતસિંહજીને પોતાની એક સુંદર છબિ પણ બક્ષિસ આપી હતી. આ મુજબ ઇંગ્લંડમાં નામદાર મહારાણીજીએ તે નામદારને ઘણું માંગ્લિક માન આપ્યું હતું તથા ત્યાંનાં બીજાં લોકોએ પણ તે નામદારને સારો આવકાર આપ્યો હતો.

તા૦ ૧૨મી જુલાઇ સને ૧૮૮૭ને દિવસે શ્રી ભગવતસિંહજીએ તથા મોરબી અને લિમડીના ઠાકોર સાહેબોએ પોતાને ઉતારે એક "ઇવનિંગ પાર્ટિ" કરી હતી, જેમાં ડયૂક ઑફ કેમ્બ્રિજ, લૉર્ડ સૉલ્સબરી, લૉર્ડ રીપન આદિક મ્હોટા માનવંતા યુરોપિયનો તથા ઘણાક દેશી સજ્જનોનો મ્હોટો ને ભપકાદાર સમૂહ થયો હતો, અને તેમાં પણ શ્રી ભગવતસિંહજીને નિહાળીને સર્વનાં મન પ્રસન્નતા પામતાં હતાં. આ પ્રકારે શ્રી ભગવતસિંહજી સાહેબ બહાદૂરે પોતાના બીજીવારના યૂરોપના પ્રવાસમાં પણ ઘણું માન મેળવ્યું હતું, અને ઇંગ્લંડમાં તે નામદારને ઉપર દર્શાવ્યા કરતાં પણ અધિક મિજલસોમાં આમંત્રણો કરવામાં આવ્યાં હતાં, અને દરેક સ્થળની મિજલસમાં તે નામદારને અતોલ માન મળતું હતું. ખૂદ નામદાર મહારાણી સાહેબે તે નામદારને આવું માન આપ્યું હતુ એટલુંજ નહીં, પરંતુ તેણી નામદારે તેમની એક કરતાં વધારે વાર મુલાકાતો લીધી હતી, અને તે નામદારનો, પોતાનાં છત્ર નિચે વસનારા એક દેશી રાજ્યાધિકારી તરિકે એટલુંજ નહીં, પરંતુ પોતાના એક પ્યારા મિજબાન તરિકે પણ ઘણો સારો સત્કાર કીધો હતો. આ સર્વ સત્કાર અને આનંદ મંગળ સહિત ઇંગ્લંડમાં તે નામદારે પોતાનો દીર્ઘ સમય નિર્ગમન કીધા પછી તથા "જ્યુબિલી"નો જયકારી મહોત્સવની સમાપ્તિ થયા પછી તે નામદાર ત્યાંથી તા૦ ૨૧મી જુલાઈ સને ૧૮૮૭ ને ગુરૂવારને દિવસે સ્વદેશમાં પાછા પધારવાને ઉપડયા હતા, અને તા૦૧૪મી ઑગસ્ટ સને ૧૮૮૭ ને રવિવારની છેક રાત્રિએ તે નામદાર મુંબઇ આવી પોહોંચ્યા હતા. ત્યાં તે નામદારે બે-ચાર દિવસ નિવાસ કીધા બાદ તા૦ ૧૯મી ઑગસ્ટ ને શુક્રવારને દિવસે મુંબઈથી પોતાનાં રાજ્ય તરફ પધારવાને માટે ઉપડી ગયા હતા, અને ત્યાં પોહોંચતા પ્રથમ માર્ગમાં તે નામદારને મળવાને માટે ઘણેક સ્ટેશને સંખ્યાબંધ માણસો આવ્યા હતા, જે સર્વની મુલાકાત નામદાર ઠાકોર સાહેબ ઘણા હેતથી લેતા હતા. ધોરાજી આગળ જ્યારે તે નામદાર ઉતર્યા ત્યારે તે નામદારની તે સ્થળની મ્યુનિસિપાલિટીએ તેમના યૂરોપના બીજી વારના પ્રવાસથી સાંગોપાંગ પાછા સ્વભૂમિમાં પધારવાની ખુશાલિમાં એક તારીફ લાયક માનપત્ર આપી, તેમાં તે નામદારની અત્યંત, પણ યોગ્ય પ્રસંશા કરી હતી. તે માનપત્રનો પ્રત્યોત્તર નામદાર ઠાકોર સાહેબના પ્રાઇવેટ સેક્રેટરી સાહેબે ઘણીજ સરસ ને યોગ્ય ભાષામાં આપ્યો હતો, અને તે પછી ગોંડળથી તે નામદારને લેવાને આવેલી ખાસ ગાડીમાં બિરાજી તેઓ સાહેબ ગોંડળ પધાર્યા હતા, અને ગોંડળનાં દ્વારમાં જેવી તે નામદારની સ્વારી જઈ પોહોંચી કે તેવીજ ત્યાંની પ્ર-

જાએ "જય જય"ના જશવંતા પોકારો કરી તેવાજ જયકારી નાદ અને પુષ્પની પ્રિયકર વૃષ્ટિથી તે નામદારને વધાવી લીધા હતા. વળી આ પ્રસંગે ગોંડળની પ્રજાએ તે નામદારને એક સુંદર માનપત્ર પણ આપ્યું હતું, જેનો જુવાબ તે નામદારે સ્વમૂખે આપતાં તેમાં તેઓ સાહેબે પોતાની વિદ્વતા, વિવેક, વિચાર શક્તિ, અને એ આદિક સર્વ સરસ યોગ્યતાનો પૂરેપૂરો પ્રસંશાનીય પ્રકાશ પાડયો હતો, અને પોતાનાં મૂખવચનની વ્હાલિ વૃષ્ટિથી સર્વનાં મનને સંતોષ પમાડયો હતો. આ મુજબ તે નામદારે પોતાની પ્યારી પ્રજાને જેમ પરમાનંદ પમાડયો હતો, તેજ પ્રમાણે તે નામદારની પ્રજાએ પણ તે નામદારની પ્રત્યે પરિપૂર્ણ વફાદારી પ્રદર્શિત કરી હતી. વળી એ દિવસે રાત્રિ સમયે ગોંડળની પ્રજાએ પોતપોતાને ઘેર રોશનીની દીપમાળ ગોઠવી પોતાની ખુશાલિની એક વિશેષ નિશાની દર્શાવી હતી.

સને ૧૮૮૭ના સપ્ટેમ્બર માસની તા૦ ૧૯મીની પ્રભાતમાં તે નામદારને નાખુશ કરનારો એક નઠારો ને દુઃખદાયક બનાવ બન્યો હતો! એટલે કે એ માસમાં તે નામદારના દ્વિત્ય પુત્ર કુમાર શ્રી રણજીતસિંગજીનું અકાળ મૃત્યુ નિપજ્યું હતું. આથી ઠાકોર સાહેબને, તેમજ ગોંડળ સ્ટેટની સમગ્ર પ્રજાને અત્યંત દિલગિરી વ્યાપિ હતી. એજ વર્ષના મે માસમાં તે નામદારના એક બીજા પુત્ર શ્રી અજીતસિંગજીનું મૃત્યુ નિપજ્યું હતું, જેની મહા દિલગિરી હજી વિસરાઈ નહોતી, અને તેટલામાં વળી ઉપલી બીજી દિલગિરીનો દરિઓ ઉભો થવાથી તે નામદારનાં અંતઃકર્ણમાં અનહદ શોક વ્યાપ્યો હતો. ખરેજ તે નામદારને ટૂંક સમયમાં ઊપરાચાપરી એ આવા કારી ઘા વાગ્યા હતા!!

તા૦ ૨૧મી અક્ટોમ્બર સને ૧૮૮૭ને દિવસે તે નામદારે એક ખરેખરૂં દયા પાત્ર ને તારીફ લાયક કામ કીધું હતું. એ દિવસે તે નામદારની ત્રેવીશમાં વર્ષની વર્ષગાંઠ હોવાથી, તેની ખુશાલિમાં તે નામદારે કેટલીક માંગ્લિક રચના કરી એવી રીતનું જાહેર કીધું હતું કે 'મારાં રાજ્યની રૈયત ઊપર મારૂં આશરે ૫૬ હઝારનું લેહેણું નિકળે છે, તે માફ કીધું છે.' આ પ્રમાણે તે નામદારે ઉમદા ઉદારતા દર્શાવી હતી, અને તે ઉદારતાને લગતો ધારા પ્રમાણેનો હુકમ તે નામદારના કાબેલ કાર્યભારી સાહેબે એક જાહેર દરબારમાં પણ સર્વ જનોની સમક્ષ વાંચી સંભળાવ્યો હતો, કે જે શ્રવણ કરતાંની સાથેજ સર્વ સભા જનોનાં અંતઃકર્ણ આનંદથી ઉભરાઇ જવાની સાથે તેઓએ નામદાર યુવાન મહારાજા ધિરાજને અનહદ આશિર્વાદ આપ્યો હતો, અને "હુરરે, હુરરે"ના જયકારી નાદ કીધા હતા.

તા૦ ૨૮મી ડિસેમ્બર સને ૧૮૮૮ને દિવસે નામદાર મુંબઈના ગવરનર લોર્ડ રે સાહેબ, શ્રી ભગવતસિંહજીનાં રાજ્યના તાબામાં આવેલા ધોરાજી નગરમાં પધાર્યા હતા, અને તેથી તે નામદારને માન આપવાને માટે ધોરાજી ખાતે નામદાર ભગવતસિંહજીએ ઘણી ભારે ધામધૂમ કરી હતી, અને ધોરાજીનાં રેલ્વે સ્ટેશનને પણ સુશોભિત શણગારો સજીને સુંદર સોહામણું બનાવ્યું હતું. ધોરાજી આગળ નામદાર ગવરનર સાહેબની સ્પેશિયલ ટ્રેન જેવી આવી પોહોંચી કે તરતજ તે નામદારને સર્વ જનોએ "જયજય"ના નાદથી વધાવી લીધા હતા, અને જેવા નામદાર લોર્ડ રે સાહેબે ગાડીમાંથી ઊતરીને "પ્લેટફાર્મ" ઊપર પગ મૂકયો કે તરતજ શ્રી ભગવતસિંહજીએ તે નામદારને પ્રથમ માન આપી "સેક હેંડ" કરી હતી, અને તે પછી બીજાઓએ તેમ કીધું હતું. બાદ ધોરાજીની મ્યુનિસિપાલિટી તરફથી નામદાર ગવરનર સાહેબને એક યોગ્ય માનપત્ર આપવામાં આવ્યું હતું, જેમાં નામદાર ઠાકોર સાહેબની પણ ઘણી યોગ્ય પ્રસંશા કરવામાં આવી હતી. આ માનપત્રનો પ્રત્યોત્તર વાળતાં નામદાર ગવરનર સાહેબે એવી મતલબનું દર્શાવ્યું હતું કે 'મારૂં જ્યારે પ્રથમ રાજકોટમાં આવવું થયું હતું, ત્યારે ઠાકોર સાહેબ ગેરહાઝર હતા, પરંતુ સાંપ્રત સમયે તેઓ સાહેબ સ્વ

રાજ્યમાં છે, એ અત્યાનંદની વાત છે. વેપારરોજગાર તથા રાજ્યકાર્યમાં ઠાકોર સાહેબ ઘણું લક્ષ આપે છે.' આવી મતલબનું તે નામદારે દર્શાવ્યું હતું, અને તે પછી તે નામદાર ચાર ઘોડાની ગાડીમાં ઠાકોર સાહેબની સંગે બિરાજીને ઉતારાને બંગલે પધાર્યા હતા. બાદ નામદાર ઠાકોર સાહેબે પોતાના રશાળાના કેટલાક અમલદારો સહુ આશરે ૧૧॥ વાગતાને સમયે નામદાર ગવરનર સાહેબની મુલાકાત લીધી હતી, અને પછી તરતજ, એટલે ૧૨ વાગતાને સમયે નામદાર ગવરનર સાહેબે નામદાર ઠાકોર સાહેબને વળતી મુલાકાત આપી હતી. એ મુજબ અન્યોઅન્ય અતિ સ્નેહપૂર્વક સુંદરતામાં મુલાકાતો લેવાઇ હતી, અને તેમાં અન્યોઅન્યઅત્યાનંદ પ્રાપ્ત થયો હતો. એજ દિવસે સાંજના પાંચ વાગતાને સમયે, ગોંડળ રેલ્વેની ધોરાજી–પોરબંદરની શાખા ઉઘાડવાનું ખાત મુહૂર્ત કરવાને માટે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં નામદાર ગવરનર સાહેબ, નામદાર ઠાકોર સાહેબ આદિક કેટલાંક રાજ્યના દિવાનો, કેટલાક યુરોપિયનો, કેટલાક બીજા ગૃહસ્થો, અને તે વિગેરેનીમ્હોટી સંખ્યા એકઠી થઇ હતી. તેમાં પ્રથમ નામદાર ઠાકોર સાહેબે ઇંગ્રેજીમાં એક સંભાષણ વાંચી સંભળાવ્યું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે હતો:—

"નામદાર સાહેબ,

આપ મારા મૂલકમાં ભલે પધાર્યા, અને હું આપનો મારી તરફથી તથા પોરબંદર દરબાર તરફથી ઉપકાર માનું છું કે, આપ મારી વિનંતિ સ્વિકારી હાલ અને ધોરાજી રેલવેના ધોરાજી અને પોરબંદર તરફ થતા વધારાનું ખાત મુહૂર્ત કરવા અત્રે પધાર્યા. જોકે આપને મારાં રાજ્યમાં સન્માન આપવાનો મને તો આ પેહેલોજ લાભ મળ્યો છે, છતાં મારા મૂલકમાં આ કંઇ આપની પેહેલી મૂલાકાત નથી. આપ અને આપના બાનુએ (દલગીર છું કે તેવણ અત્રે પધાર્યા નથી) મારી ગેરહાજરીમાં મારા મૂલકમાં પધારી આપની મારા કુટુંબ અને દરબાર તરફની મેહેરબાનીને મિત્રતાની જે લાગણી દર્શાવી છે, તેથી હું આપનો અત્યંત આભારી થયો છું. રેલવે ચારે દિશાએ જે ફાયદા ફેલાવે છે તે વિષે મારે વધારે બોલવું જરૂરનું નથી. એ ફાયદા બ્રિટિશ સરકારની બાદશાહિમાં, તેમાં મૂખ્યત્વેકરીને હિંદુસ્તાનમાં પ્રજા ભોગવે છે. આપને પગલે ચાલી અમે કાઠિયાવાડમાં પણ એ લાભો ભોગવ્યા છે. મારાં રાજ્યની પૂર્ણ સત્તા મારા હાથમાં આવી ત્યારથી મારાથી બને તેમ રેલવે વધારવી એ હુ ડહાપણભરેલું ધારતો, અને તે કઇ બાજુએ વધારવાથી મારાં રાજ્યને તથા રૈઅતને લાભ થાય તેના વિચારમાંજ હુ હતો. અમારો વેપાર વધારવા ભાવનગર–ગોંડળ રેલવેથી ભાવનગરનું બંદર તો અમે સાધ્યું હતું. જેતલસરથી જુનાગઢ અને વેરાવળ તરફ રેલ નાંખવાથી દરિઓ અમને પાંસે પડે એમ હતું. આપની મ્હોટી રેલ સાથે અમારી જે શાખાઓ જોડાયલી છે, તેનો ફક્ત મારા મૂલકમાં વિસ્તારજ કરવાનો હતો, અને એમ કરવા મેં મારી રાજ્યધાની ગોંડળને કેમ પસંદ કર્યું હશે, તે આપ નામદાર સમજી શકશો. એમ કરવાથી મારી રાજ્યધાનીના રાજ્યકિય લાભો જળવાતા હતા. મારાં મનમાં એ વિષે નિર્ણય કરવાનો હતો એટલામાં પોરબંદર દરબારનાં આગ્રહી પ્રતિનિધિ મી૦ લેલી સાહેબે પોરબંદર તરફ રેલવે કરવાની દરખાસ્ત મૂકી, અને મને તેમાં ભાગ લેવા કહ્યું. આ પ્રાંતમાં ઘણાને લાભકારી આ યોજના, હું ભાગ ન લઊં તેથી નિષ્ફળ જાય, એમ મેં નહીં ઇચ્છયું. મારી પોતાની રાજ્યધાની આગળ રેલવે લાવવાની મારી વ્હાલી યોજના છોડી પોરબંદર તથા ધોરાજી, કે જે મારાં રાજ્યમાં બીજા નંબરનું નગર છે, તે વચ્ચે રેલ નાંખતાં મને જરા આનાકાની થઇ.

આ રેલ ૬૯ માઇલ્સની થશે, તેમાં ૩૦ માઇલ ગોંડળીનાં રાજ્યમાં, ૧૧॥ નવાનગરમાં, અને ૧૭॥ પોરબંદરનાં રાજ્યમાં થશે. રેલવે બાંધવાના ખર્ચનો એકંદર અડસટો ૨૪ લાખનો કહાડયો છે, જેમાં ગોંડળ અને પોરબંદર એકઠા માલિક તરિકે ભાગ લેશે.

આ સંબંધી આપ નામદારને સાંભળવાથી રસ પડશે કે, અમારાં અને પોરબંદરનાં રાજ્યો વચ્ચે સગપણ છે એટલુંજ નહિ, પણ રણસંગ્રામમાં પણ તેઓ સોબતી હતાં, અને લડાઇ વખતે દુશ્મનોની સામે જય મેળવવામાં પ-

ણુ ભાગ લેતા, અને શાંતિના વિજયમાં સારા દૈવ સંયોગે એ બંને દરબારો હાથ મેળવી ભળે છે, જે શાંતિનો વિજય, સંગ્રામના વિજય કરતાં વધારે યશ આપનારો છે. હું કહી શકતો નથી કે, અમારા વડવાઓ પોતાના જયને માટે સર્વોપરી રાજ્ય સત્તાની પ્રીતિની ઇચ્છા કરતા. અમે તો નામદાર સાહેબ, આપની શુભેચ્છાના લોભી છિએ, અને આપ અત્રે પધાર્યા છો તેથી સિદ્ધ થાય છે કે, તેનો અમને લાભ મળ્યો છે. આ નવી સડકનું ખાત મુહૂર્ત કરવા, અને આ મહાન્ કામમાં અમને યશ મળે, એવી ઇશ્વરી પ્રાર્થનામાં સામેલ થવા આપને માંગણી કરતી વખતે હું આનંદ માનું છું કે, સર્વોપરી સત્તા તરફ અમારી દૃઢ પ્રીતિ કરાવી એવા ગુણવાળા હાકમ આ વખતે હાજર છો. બાનુઓ અને સદ્‌ગૃહસ્થો, આપે પધારી આ પ્રસંગને જે શોભા આપી છે, તે માટે હું આપનો સર્વેનો ઉપકાર માનું છું."

ઉપર પ્રમાણે નામદાર ઠાકોર સાહેબનાં સંભાષણની સમાપ્તિ થયા પછી પોરબંદરના પ્રખ્યાત જોઇંટ એડમિનિસ્ટ્રેટર મી૦ લેલી સાહેબે ઇંગ્રેજીમાં એક સુંદર ભાષણ કીધું હતું, જેની ગુજરાતી મતલબ નિચે પ્રમાણે હતીઃ—

"નામદાર સાહેબ,

પોરબંદરના મહારાણાની ગેરહાજરીમાં હું તેના પ્રતિનિધિ તરિકે, ઠાકોર સાહેબે બંને દરબાર તરફથી જે કંઇ ભાષણ કર્યું, તેને ખરાં દિલથી, અને પૂર્ણ રીતે મળતો છું. જે ખાત મુહૂર્ત આપે આજે કર્યું, તે જો પોરબંદરની ભૂમિમાં થયું હતે, અને અમે અહિંઆ મુલાકાત લેવાને આવ્યા તેને બદલે આપ નામદારને અમારાં પોરબંદરના રાજ્યમાં સન્માન આપવા અમને લાભ મળ્યો હતે, તો અમે તેથી વધારે સંતોષ માનતે; પણ સ્થળ સંયોગ આગળ અમારૂં ફાવતું નથી. અમે એવું નથી ઇચ્છતા કે, આપ નામદાર ૬૦ માઇલ્સ સુધીના તૂટેલા રસ્તાની મુસાફરીનો અનૂભવ કરી, આપ રેલવેની જરૂર છે, એમ કહો; છતાં અમે એવી તો અપેક્ષા રાખીએ છિએ કે, જ્યારે આ નવી સડક પૂરી થાય, ત્યારે તે ઉપર ફરતી સૌથી પહેલી ગાડીમાં આપ નામદાર તથા ગોંડળના ઠાકોર સાહેબ જેવા નામાંકિત પરોણાઓને અમારી રાજ્યધાનિમાં લઇ જઇએ."

મી૦ લેલી સાહેબનું ઉપલી મતલબનું ટૂંક પણ સુંદર સંભાષણ સંપૂર્ણ થયા પછી નામદાર ગવરનર સાહેબે, નામદાર ઠાકોર સાહેબનાં તથા મી૦ લેલી સાહેબનાં ભાષણોનો સંયુકત પ્રત્યોત્તર વાળતાં નિચેની મતલબનું દર્શાવ્યું હતુંઃ—

"ઠાકોર સાહેબ, પોરબંદરના રાજ્ય પ્રતિનિધિ, બાનુઓ અને સદ્‌ગૃહસ્થો,

વર્તને આ સમયે આપ ઠાકોર સાહેબે આ રેલવેની સડકની જે કિમતી બક્ષિશ રૈયતને આપી છે તેના કરતાં વધારે સમય ઉચિત્ બાજુ કંઇજ આપી શકો નહિ કાઠિઆવાડના બે મ્હોટાં દરબારોના ઐક્યથી આ મ્હોટું કામ પાર ઊતરશે, અને કાઠિઆવાડનાં ભલાંને માટે જે કંઇ થયું છે, અને અત્યાર પછી થવાનું છે, તે જુદા જુદા દરબારોનાં ઐકત્રપણાથી થવું જોઇએ. આપની સગીર ઉમ્મરમાં બ્રિટિશ સરકાર તરફથી નિમાયલા અમલદારો ભાવનગરના મહારાજા સાહેબ સાથે એકત્ર થઇ આ મ્હોટા પ્રાંતમાં પહેલી અને અગત્યની રેલવે બાંધી, અને આજે પડોશના દરબાર તમારી સાથે મળી, આપનાં રાજ્યના ઘણાજ ફળવંત ભાગ, અને પોરબંદરની વચ્ચે રેલ નાંખી આપ તેવુંજ કામ કરો. હું જાણું છું કે, એમ કરવામાં "જે ન ગમે તે કરવું" એવા મુદ્દા ઉપર આપ વર્ત્યા છો મને ખબર મળી છે કે, આપ જો પોતાની મરજી મુજબ કરતે તો ધોરાજી અને ગોંડળ વચ્ચે લાઇન બાંધવા વધારે દુરસ્ત ધારતે. આ કામમાં આપની પોતાની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તિ, પોતાના માનસિક સંતોષની દરકાર ન રાખતાં, રાજ્યની જરૂરિઆત તરફ નજર રાખવામાં આપે રાજ્યકર્તા તરિકે યોગ્ય નિષ્ઠા બતાવી છે.

રેલ બાંધવાને આ ઐક્ય થયું તે શિવાય એની બીજી શાખાઓ ઉઘાડવા બંદોબસ્ત કરવામાં આવ્યો છે, એ સાંભળી હું ખુશી થયો છું, અને આશા રાખવામાં આવે છે કે, રેલવે ખાતાને ઊઘાડવામાં જે સરખા અને એકત્ર થયલી ગોઠવણની જરૂર છે, તે થશે. આ બધી શાખાને એકજ મધ્યસ્થ ઉપરીપણાં નિચે રાખી, અને એક બી-

જાના લાભને જાળવનારા પંચને, બધા સંચા કામની, બીજા સ્ટોરની અને હકુમતની સત્તા આપી, હિંદુસ્તાનની સરકારે જેવી વ્યવસ્થા કરી છે, તેવોજ પાયો આપે નાંખ્યો છે. અજાયબ જેવા સંયોગથી, એ સાથે મેં નવા ધારા સંબંધીનો નોંધ, અને એકત્ર હકુમત ચલાવવાની દરખાસ્ત વાંચી; બીજી બાબતો સાથે આવવા જવાનું ભાડું વધારવા ઘટાડવા સંબંધી, અને મેનેજમેંટની એક સ્થાઇ કમિટીએ સરકારને સલાહ આપવી, એ સંબંધી બાબતોના ઠરાવમાં સમાવેશ થયો છે. આ ઠરાવનો અર્થ ચોખ્ખો છે કે, રૈયતના લાભોનું સંરક્ષણ થશે, અને આ સંરક્ષણ આપવા આખી રેલવેની હકુમત જે મુદ્દાપર ચાલે છે, તેનું પૂર્ણ અવલોકન થવું જોઇએ. આવા પ્રાંતમાં ફેરફાર થઇ શકે, એવો ભાવ રાખવાની જરૂર છે, અને ન્હાન્હાં મ્હોટાં બંદરો વચ્ચે થતી ગેરવાજબી હરિફાઇ અટકાવવા, ભાવ એ એક કૂંચી છે.

હું ધારૂં છું કે, હિંદુસ્થાનની સરકારે કરેલા આ ઠરાવો એક કિમતી વારસા તરિકે હિંદુસ્તાનના એક ઘણા ચાલાક અમલદાર સર થીઓડર હોપ તરફથી મળ્યા છે, જે અમલદારને કાઠિઆવાડના દરબારોના ઊત્સાહની ખરી માહિતી હતી. બંને દરબારો કંઇ પણ નવા કરો અથવા વેરા એક બીજાની હદમાં આવેલાં સ્ટેશનથી ચઢતા માલપર ન નાંખવા અથવા તો ચાલુ કર યા વેરામાં વધારો ન કરવા, અને તેથી વેપારને છૂટ આપવા માથે લે છે. આવતા જતા માલપર વેરો નાંખવો, એ કેવું કમસમજ છે, તે રેલવે સમજાવી આપે છે.

ગમે એટલી રેલવે લાઇનને વધારીએ તોપણ તે પૂરતી થતી નથી, એમ આગગાડીમાં બેસીને મુશાફરી કરવા વાળાઓની સંખ્યામાં થતા વધારા ઉપરથી માલમ પડે છે. ઘણા જૂજ યુરોપિઅન ઇજનેરોની દેખરેખ નિચે દેશી લોકોને હાથે આવું તમામ કામ થાય, એ થોડું ખૂશ થવા જેવું નથી. ગઇકાલેજ મને વાતચીતમાં એક સ્ટેશન માસ્ટરે વગર આચકો ખાવે જણાવ્યું કે, તે મેટ્રિક્યુલેશનમાં નાપાસ થયો હતો. કદાચ બી. એ. રેવેન્યુ ખાતાની નોકરીની વાટ જોતો બેસે તેના કરતાં તે વધારે સુખી છે. રેલવેનાં જુદાંજુદાં કારખાનાઓમાં કામ કરવાથી આ દેશનાં લોકોને હુન્નર કળાની કેળવણી મળવાનો વધારે સંભવ છે, અને હું તો ધારૂં છું કે, દેશમાં રેલવેનો વધારો કરવો, તે હુન્નર કળાની કેળવણીમાં વધારો કર્યા જેવું છે. મહારાજા ભાવનગરના ઠાકોર સાહેબે જે ડબ્બો મને મુસાફરી કરવા આપ્યો તેમાં બેઠાં બેઠાં મને યુરોપિઅન લોકોની ચતુર દેખરેખ નિચે દેશીઓ આ વિષે શું બજાવી શકે છે, તેનો ખ્યાલ આવ્યો. આવાં કામો મી૦ વાઇલીની દેખરેખ નિચે દેશીઓને હાથે થયાં છે. હું દિલગીર છું કે, એ ગાડીનો નમુનો ઇંડિઅન અને કોલોનિઅલ એક્ઝિબિશન વખતે તૈયાર નહોતો. આપ ઠાકોર સાહેબે કહ્યું કે, પોરબંદર એ ત્રીજું બંદર વધશે. હું એમ નથી ધારતો કે, એ કંઇ કમ ઉતરશે. મને તો શક છે કે, વખત જતાં ત્રણ બંદરથી સંતોષ થશે; કારણકે શિઆલ બેટ, અને સલાયાનાં મથકો કુદરતી રીતે બંદર માટે લાયક છે. કાઠિઆવાડની રેલવે જેમ બને તેમ વેહેલી રજપુતાના માળવા જોડે જોડી દેવી જોઇએ. મને શક નથી કે, ભાવનગરથી સિદ્ધપૂર સુધી પણ રેલવે વખત જતે થશે. હું દિલગીર છું કે, મહારાજા પોરબંદરના રાણા સાહેબ અત્રે પધારી ન શકયા. પોરબંદરના રાજ્યકાર્યભારમાં મારી સલાહ પ્રમાણે જે વર્તણુંક મી૦ લેલી સાહેબે રાખી છે, તેને માટે હું તેમનો ઉપકાર માનું છું. બ્રિટિશ રાજ્યસત્તાના કાર્યભારથી રાજાની સગીર ઉમ્મરમાં રાજ્યને શા લાભ થાય છે. તેનો પ્રત્યક્ષ દાખલો ગોંડળ છે, અને પોરબંદરનો એક વધશે. આપ ઠાકોર સાહેબે જ્યારે રાજસત્તા ધારણ કરી, ત્યારે એવું ભાષણ કર્યું હતું કે, "મારાં રાજ્યમાં ઇનસાફ મળે, અને શાંતિ રહે તે માટે મારી પૂર્ણ કાળજી રેહેશે, જનનું તથા મિલકતનું સંરક્ષણ થશે, ખેડુતને તેમજ વેપારીને તેની મેહેનતનું ફળ મળશે, રસ્તા સુધરશે, અને પત્ર વ્યવહારની સઘવડ થશે, કેળવણીને ઉત્તેજન મળશે, અને ગરીબ ગુરબાની બરદાસ્ત લેવાશે." હું માનું છું કે, આપને ગાદિએ બેઠાંને ત્રણ વર્ષ થયાં, એટલામાં એ પ્રતિજ્ઞાઓ પાળી છે. રાજકીય અમલદારોએ આપની સગીર ઉમ્મરમાં જે રાજ્યની વ્યવસ્થા કરી છે, તેની આપે ખરી બૂજ જાણી છે. તેમાંના એક અમલદાર અત્રે હાજર છે, અને કર્નલ સ્કાટ સાહેબ અત્રે આવી ન શકયા તેથી હું ઘણો દિલગીર છું. નામદાર ગવર્નર જનરલ સાહેબે મને જણાવવા આજ્ઞા કરી છે, અને એ આજ્ઞા મનેજ કરી એ મારૂં સૂભાગ્ય છે કે, મલિકા મઆઝમા, કયસરે હિંદ આપનું સંસ્થાન ફર્સ્ટ કલાસમાં દાખલ કર્યું છે. મને મારી માયાળુ મહારાણી તરફથી વધુ જણાવવાની આજ્ઞા થઈ છે કે, હવે પછી ગોંડળના દરબારને ૧૧ તોપોનું માન મળશે. આપ તથા આપની રૈયતને આથી ઘણી ખુશી ઉપજશે."

ઉપલી મતલબનું નામદાર ગવરનર સાહેબે લંબાણ સંભાષણ કીધા પછી તે નામદારે રેલ્વેનાં ખાત મુહૂર્તની ક્રિયા કરી હતી, જે પ્રસંગે તે નામદાર બોલ્યા હતા કે "પોરબંદર, જામનગર તથા ગોંડળની આબાદી આ રેલ્વે વધારો." આ મુજબનાં શુભ વેણો તે નામદારે વધા પછી તે ક્રિયાની સમાપ્તિ થઇ હતી, અને તેજ દિવસે, એટલે તા૦ ૩૦મી ડિસેમ્બર સને ૧૮૮૭ને દિવસે તે નામદાર જેતલસર પધાર્યા હતા, અને ત્યાં જુનાગઢ લાઈનની પેહેલી ગાડી પ્રથમજ ચલાવવાની ક્રિયા તેઓ સાહેબે કીધા પછી ત્યાંથી તે નામદાર બપોરે પોણાબે વાગતાને સમયે પાછા ધોરાજી ખાતે પધાર્યા હતા, અને ત્યાં સાંજના પાંચ વાગતે "બાનું રે કન્યાશાળા"નું વાસ્તુ કીધા બાદ બીજે દિવસે પ્રભાતમાં તે નામદાર ત્યાંથી અમદાવાદ તરફ ઉપડી ગયા હતા. ધોરાજીમાં જેટલો સમય સુધી તે નામદારે નિવાસ કીધો હતો, તેટલો સઘળો સમય તે નામદારે સર્વ પ્રકારની સઘવડતા અને ખૂશખુશાલિમાં નિર્ગમન કીધો હતો, અને નામદાર ભગવતસિંહજીએ તેમને માટે કરેલી સર્વ ગોઠવણો જોઈને તે નામદાર ઠાકોર સાહેબપર અત્યંત પ્રસન્ન થઈ ગયા હતા.

નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યને પેહેલી પાયરીમાં દાખલ કીધાથી તે નામદારની પ્રજામાં અત્યંત હર્ષ પ્રાપ્ત થયો હતો, અને તેથી તે નામદાર ધોરાજીથી ગોંડળ પધાર્યા પછી સને ૧૮૮૮નાં નવાં વર્ષના પ્રારંભને દિવસેજ ગોંડળમાં એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જે સમયે દિવાન મી૦ બેજનજીએ તે નામદારને મુબારકબાદી આપનારૂં એક યોગ્ય માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, જેનો પ્રત્યોત્તર નામદાર ઠાકોર સાહેબે ઉચિત્ શબ્દોમાં આપ્યા પછી આ શુભ અવસરનાં સ્મર્ણાર્થે તે નામદારે કેટલાક અકારા કરો કાહાડી નાંખવાનું નિચે પ્રમાણે જાહેર કરાવ્યું હતું:—

૧ સઘળાં ગામો, જેની સઘળી માલિકી ફક્ત દરબારનીજ છે તેમાંથી, અને ગિરાસ છવાઇ, દેવસ્થાન, ધર્માદા અને ખેરાતી ગામો, જે ફક્ત દરબારનેજ ઘરવેરો આપે છે, તેમાંથી ઘરવેરો કાઢી નાખવો.

૨ ઉપર કહ્યાં પ્રમાણેનાં સઘળાં ગામોમાંથી પાણી વેરો કાઢી નાખવો.

૩ ઉપર પ્રમાણેનાં સઘળાં ગામોમાંનાં ઘરો, દુકાનો, વાડા આદિકની માલિકીનો હક્ક તેના હાલના કબજેદાર, જેની પાસેથી ઘર વેરો લેવામાં આવે છે, તેને આપવો.

૪ ભિક્ષુકોના વર્ગમાંના, જેવા કે બ્રાહ્મણો; લડવૈયાના વર્ગમાંના, જેવા કે રજપૂતો; ધર્મિષ્ટ વર્ગમાંના, જેવા કે બાવાઓ; ગામના નોકરોના વર્ગમાંના, જેવા કે ધોબિઓ; ઇત્યાદી વળી ગામના છવાઇદારો, જેઓ સઘળાને ઘર વેરામાંથી મુક્ત કર્યા છે, તેઓનાં ઉપર કહ્યાં પ્રમાણેનાં ગામનાં ઘરો, દુકાનો વાડા આદિક માલિકીનો હક્ક તેના હાલના કબજેદારને આપવો.

૫ ગોંડલ, ધોરાજી અને ઉપલેટા કસ્બાનાં એવા વર્ગનાં લોકો, જેઓને હજીસુધી ઘર વગેરેની માલિકીનો હક્ક આપવામાં આવ્યો નથી, તેઓને ઘર વગેરેની માલિકીનો હક્ક આપવો.

૬ દરબારે છોડવેલી સઘળી મિલ્કતનાં ગીરો ખતનાં રજીસ્ટરની ફીના ૧૨½ ટકા, અને વેચાણ ખતનાં રજીસ્ટરની ફીના ૨૫ ટકા વધુ હુકમ થતાં સુધી દરબારને આપવા. ભાયાવદર અને મોતીમારડ ગામની અમુક મિલ્કતનાં ખતો ઉપર ૨૮ અને ૩૩ ટકા પ્રમાણે જે ફી લેવામાં આવે છે, તે ઓછી કરીને ઉપર પ્રમાણે રાખવી.

૭ સઘળી મિલ્કત, જે દરબારે છોડવેલી છે, અને જેની માલિકીનો હક્ક તેના હાલના કબજેદારને આપવામાં આવ્યો છે, તે હવે પછી વેચાણ ગીરો અથવા બક્ષિસથી બીજાને હવાલે થઇ શકે, અને તેની ઉપર હુકમનામાંની બજાવણી માટે દિવાની અદાલતમાં કામ ચાલી શકે.

૮ જે ખેડુતો જમીન, ઘરો, વાડાઓ ઈત્યાદી વીશ વર્ષ કરતાં વધુ વખત થયાં પચાવી પડયા હોય, તેઓ ઉપર કામ ચાલી શકશે નહીં.

૯ જીઆઇદારની ઘર—ખેડ જમીનના ખેડુતો પાસેથી માંડવી લેવાતી બંધ કરવી.

૧૦ દરબારના દરેક ખાતાના નોકરને ખુશાલિ દાખલ એક માસનો પગાર બક્ષિશ તરિકે આપવો."

ઉપર પ્રમાણેનું જાહેર થતાંજ સર્વ સભાજનોનાં મુખારવિંદપર આચ્છાદન થયલા આનંદમાં વિશેષ વૃધ્ધિ થઈ હતી, અને તેવાજ આનંદસહ સર્વ સભાજનો વિસર્જન થયા હતા. નામદાર મહારાજા સાહેબે ઉપર પ્રમાણેના કરો માફ કીધાથી સઘળાં લોકોમાં તે નામદારને માટે ભારે "વાહવા" બોલાઈ હતી તથા જાહેર વર્ત્તમાનપત્રોમાં પણ તે નામદારની પ્રસંશાનાં વેણો વદાયાં હતાં.

તા૦ ૨૯મી જાનેવારીને રોજ ગોંડળમાં શ્રી ભગવતસિંહજી પુસ્તકશાળાનાં સુશોભિત મકાનમાં પુસ્તકશાળાનો ઉપયોગ લોકોમાં બોહોળો થાય, એ હેતુથી એક મ્હોટી સભા ભરવામાં આવી હતી. સભાપતિની ખુરસીએ મહારાજા ઠાકોર સાહેબ સર ભગવતસિંહજી બિરાજ્યા હતા. પુસ્તકશાળાના પેટ્રન તરિકે ત્યાં એમનું પ્રથમજ આવવું થયાથી, જનરલ સભાએ ગોંડળનું રાજ્ય પેહેલા વર્ગમાં આવ્યું, તેની મુબારકબાદીનું એક માનપત્ર આપ્યું હતું, અને એ રૂડા સમારંભના પ્રસંગમાં તમામ નોકરવર્ગ તથા સ્થાનિક સંભાવિત્ ગ્રહસ્થો ઘણા એકઠા થયા હતા. પુસ્તકશાળાનું મકાન વગર સણગારે સણગારેલાં જેવું હોવા છતાં પણ તેને વાવટા, કમાન વગેરેથી ઓર અધિક સણગાર્યું હતું. રીતસર સભાનું કામ ચાલતાં સેક્રેટરીએ જણાવ્યું કે, 'રાજ્યને મ્હોટું માન મળ્યું તેની મુબારકબાદી આપવાનો જનરલ કમિટીએ ઘણા દિવસ થયાં વિચાર કરી રાખ્યો હતો, પરંતુ ઘણાં કારણને લીધે અનુકૂળતા આવી નહોતી, તેથી આ સભાનો લાભ લઈને માનપત્ર વાંચવાનું દુરસ્ત ધાર્યું છે. આ મતલબનું દર્શાવ્યા બાદ નિચે પ્રમાણેનું એક માનપત્ર વાંચ્યું હતું:—

"નામદાર ખુદાવંદ મહારાજા ઠાકોર સાહેબ, સર ભગવતસિંહજી બહાદૂર

કે. સી. આઇ. ઈ., એલ. એલ. ડી.

ગોંડળ સંસ્થાન પહેલા વર્ગની પંક્તિમાં આવ્યું, અને તેના પ્રતાપિ રાજ્યકર્ત્તાને અગિયાર તોપનું માન મળતું થયું, એ યસસ્વિ બનાવને માટે આ પુસ્તકશાળાની જનરલ સભા આપ નામદારને ઘણીજ નમ્રતા પૂર્વક મુબારકબાદી આપવાની રજા લે છે, અને આપ સાહેબની કીર્ત્તિ અધિક અધિક વધો, એવું ઇચ્છે છે. જયનો મહિમા એજ રાજ્યકર્ત્તાનો મહિમા છે; રાજ્યકર્ત્તાનો મહિમા, એ લોકોનો મહિમા છે; ને લોકોનો મહિમા, એ લોકોપયોગી કૃત્યનો મહિમા છે. આ પુસ્તકશાળાનું લોકોપયોગી ખાતું, જે આપનાં માનવંતા નામથી ઓળખાય છે, તેને સ્થપાયાને લગભગ વીશ વર્ષ થયાં છે. સુંદર મકાનને માટે થોડીજ પુસ્તકશાળા આના જેવી ભાગ્યશાળી હશે. પુસ્તકોથી, ગુજરાતી—અંગ્રેજી વર્તમાન પત્રોથી તથા નાણાંની મદદથી આપ એને ઘણું ઉત્તેજન આપો છો તથા નિભાવો છો, તને માટે આ પ્રસંગે આપનો અત્યંત આભાર માનવાની અમારી ફરજ અદા કરીએ છિએ. આ પુસ્તકશાળા વર્ષમાં વધે છે, તેમ ધીમે ધીમે વધારે ઉપયોગી થતી જાય છે, તોપણ અમને એટલી નાઉમેદી છે કે, આ શુભ ખાતાનો લાભ લેવાની અભિરૂચી લોકોમાં પૂરતી રીતે ઠાઠામાં આવતી નથી. દિનપરદિન મેંબરોની સંખ્યામાં વધારો થાય ને પુસ્તકશાળા આપ બળથી ટકી રહેવાને શક્તિમાન થાય, તોજ લોકોની હોંસ જોઇએ તેટલી છે, એમ સિદ્ધ થાય. એ હોંસ ધાર્યા પ્રમાણે હવે વૃદ્ધિ પામશે, એમાં કાંઇજ સંદેહ નથી; કેમકે મહાન્ પુરૂષો જે રાહે જાય, એજ રાહ સારો છે; એમ પૂર્વથી મનાતું આવ્યું છે, તેમ આપ સાહેબ આ પુસ્તકશાળાને ખરાં દિલથી ઉત્તેજન આપો છો (ને તસ્દી લઇ આપ આંહીં પધાર્યા એજ તે ઉત્તેજનની ખરી સાબિતી છે) તેથી અમને સંપૂર્ણ ભરોસો છે કે, પુસ્તકશાળાનું પ્રારબ્ધ આજથી ખૂલ્યું છે, ને ઘણાં લોકો તેનો લાભ લેવાને ઉશકેરાશે.

છેવટે આપ નામદાર સાહેબે અમારૂં નમ્ર, પણ ઉમળકા ભરેલું માનપત્ર સ્વિકાર્યું, તેને સારૂ ઘણા આદર-પૂર્વકથી આપનો ઉપકાર માનીએ છિએ, ને આપ દીર્ઘાયુષ્ય ભોગવો ! ને સર્વ પ્રકારે સુખી રહો ! એવી પ્રાર્થના ઇશ્વર પાસે નિત્ય ગુજારીએ છિએ."

ઉપલાં માનપત્રનો જવાબ નામદાર મહારાજા સાહેબે નિચે પ્રમાણે આપ્યો હતોઃ—

"મી૦ પ્રેસિડંટ, વાઇસ પ્રેસિડંટ તથા મેમ્બર સાહેબો,

તમારાં માનપત્રને માટે તથા તેમાં દર્શાવેલી મુબારકબાદી તથા શુભ ઇચ્છાને માટે તમારો ઊપકાર માનું છું. આ પુસ્તકશાળા ધીમેધીમે વધારે ઉપયોગી થતી જાય છે, એ સાંભળી મને ઘણો સંતોષ ઉપજે છે. લોકો તરફથી ઉત્તેજન જોઇયે તેટલી દીઠામાં આવતી નથી એટલી કસર છે; તોપણ એમાં નાઉમેદ થવાનું ઝાઝું કારણ નથી. સારાં મ્હોટાં કામની શરૂઆત હમેશાં નાહાની હોય છે. પુસ્તકશાળાનો લાભ જેમજેમ વધારે જણાતો જશે, તેમતેમ લોકો તેમાં વધારે વધારે હોંસ લેતા થશે. આ કબાટમાં મૂકેલી ચોપડીઓની, તેના કાગળ ને પૂઠાંથી કીંમત કરવાની નથી, પણ તેમાં સમાવેલી જાતજાતના ઉમદા અનુભવથી કરવાની છે; તેમજ અહીં ગોઠવેલાં પુસ્તકો નિહાળવા આવવું એમ નથી; પરંતુ એ પુસ્તકો દ્વારાએ મહાન્ વિદ્વાનો, જેઓએ નાહાના પ્રકારનાં વિષયોનું શ્રમ વેઠીને લાંબો કાગમનન કીધેલું, તેવા અસાધારણ બુદ્ધિના પુરૂષોની મુલાકાત કરવાની છે, એમ સ્પષ્ટ રીતે કળ્યામાં આવશે, ત્યારે પુસ્તકશાળાનો ઉપયોગ બહોળો થશે, એમાં કંઇ શક નથી. ઘણાં લોકો એમ ફરિયાદ કરતા સંભળાય છે કે, નવરા બેઠા અમારો વખત જતો નથી, તેવાને માટે આ પુસ્તકશાળા જેવો બીજો સારો ઉપાય નથી; કેમકે અહિયાં થોડા શ્રમે લાંબો કાળ વિનોદમાં નિકળી જશે, ને બે વાત નવી ડહાપણની શિખાશે, એ તો જૂદું. વળી કેટલાક લોકો એવી પણ ફરિયાદ કરતા હશે કે, અમને કામથી ફુરસદ મળતી નથી, તેથી પુસ્તકશાળામાં ક્યારે જઇએ ! ! એ દલીલ ટકી શકતી નથી. ફુરસદ અમે લેતા નથી, એમ કહેવામાં આવતું હોય તો ઠીક. કુદરતના નિયમથી કામ તો જેટલું થતું હોય તેટલુંજ થાય. નકામાં ગપ્પાં મારવાં, કૂથલી કરવી, પાને સોગટે રમવું કે ઊંઘવું, એવી એવી વાતની જો કામમાં ગણના થતી હોય તો પુસ્તકશાળામાં અડધો કલાક કામવાળી ફુરસદ કહાડવી, એ ઘણી રીતે લાભકારી નિવડશે. સાધારણ લોકોની તો મ્હોટી દલીલ એજ છે કે, અહીં આવે ક્યાં બે પૈસા જડે એમ છે ! તોપણ આ વિચાર ધરાવનારને પણ એમ જાણવામાં આવે કે, અહીં બે પૈસા મળતા તો નથી, પણ પૈસા મેળવે એવી ડાહ્યા માણસની અક્કલ મળી શકે છે, તો તેઓ પણ લવાજમ આપીને ખુશીથી મેંબર થવા મન કરે; કેમકે ભેંસનું દૂધ વેચી પૈસા મળે છે. તોપણ ભેંસનાં કરતાં અક્કલ બઢી છે, એ લૌકિક મત તેમની જાણ બહાર નથી. છૂટા ફરનારા હાથીને વશ કરવાને કેળવાયલા હાથીની મદદ લેવી પડે છે, તેમ આવા વિચારના માણસોને લાઇબ્રેરીના મેંબર કરવાને માટે કેળવાયલા માણસોની સહાયતા અવશ્યની છે, એમ મને લાગે છે. અહિંના સ્થાનિક અમલદારો તથા સંભાવિત ગૃહસ્થો ઘણુંકરીને સારી કેળવણી પામેલા, ને આવા કામની અચ્છી કદર કરી શકે એવા છે. તેઓ લાઇબ્રેરીના મેંબર થાય, ને લાઇબ્રેરીને આબાદ કરવાનું દિલપર લે તો મને આશા છે કે, તેમનો દાખલો લઇને એથી દૂર રહેનારા પણ જલદી સામેલ થશે, ને એ પુસ્તકશાળાથી જે લાભ લોકોને મળવા જોઇયે, તે મળતા થશે. આ ખાતાનાં સંબંધમાં મારે માત્ર એકજ સૂચના કરવાની છે કે, એ પુસ્તકશાળાને તમારે એક વિશેષ લક્ષણ આપવાનું ધ્યાનમાં રાખવું જોઇયે. અમૂક બાબતમાં એને પૂર્ણતા આપવાની કોશિશ થાય તો વધારે સારૂં. આ શેહેરમાં વાંચવાનો શોખ હજી ઘણો નથી, તેથી જુદી જુદી ભાષાનાં પુસ્તકોમાં પૈસા વેહેંચી દેવાના કરતાં સારાં ગુજરાતી પુસ્તકોનોજ સંગ્રહ પૂર્ણ થાય, તે મારા વિચાર પ્રમાણે વધારે પસંદ કરવા જેવું છે—બીજી જાતનાં પુસ્તકો નજ લેવાં, એવો મારો આગ્રહ નથી. વાંચનારના શોખને અનુસરીને જોઇયે તેવાં પુસ્તક ઓછાં વધતાં લેવાંજ જોઇયે; પરંતુ મેં કહ્યું તે વાત લક્ષમાં રાખી હોય તો પુસ્તકશાળાની શોભામાં વધારો થશે, એમ મને લાગે છે."

ઊપલો જવાબ ઘણોજ અસરકારક હોવાથી એની અસર એટલી થઈ કે, જેઓ લાયબ્રેરીના મેંબર નહોતા ને ત્યાં હાજર હતા, તેમાંનો ઘણો મ્હોટો ભાગ લાયબ્રેરીને મદદ કરવામાં સરસાસરસી કરવા લા-

ગ્યો, મેંબરોની સંખ્યામાં સેહેજવારમાં વધારો થયો, મહારાજા સાહેબે ખુશી થઈને રૂ ૩૦૦) પુસ્તક ખરીદવા બક્ષિસ કીધા ને થોડાંક ભાષણો થયા બાદ સભા વિસર્જન થઈ.

તા૦ ૧૨મી જુલાઇ સને ૧૮૮૮ને દિવસે નામદાર શ્રીભગવતસિંહજી, પોતાના ધર્મપૂર તથા ચૂડાવાળા રાણી સાહેબો સહ વઢવાણ ઉતરી, ત્યાંથી મુંબઈની મેલ ટ્રેનમાં બિરાજી પૂના તરફ રવાના થયા હતા, અને પૂના ખાતે તે નામદાર આશરે ૨૦-૨૫ દિવસ રહ્યા બાદ, અને ત્યાં નામદાર ગવરનર સાહેબની રૂડી રીતે મુલાકાત લીધા બાદ તે નામદાર તા૦ ૭મી ઑગસ્ટ સને ૧૮૮૮ ને મંગળવારને દિવસે પુનઃ મુંબઈ ખાતે આવી પોહોંચ્યા હતા. પૂનાની પોતાની આ મુલાકાત પ્રસંગે તે નામદારે ત્યાંનાં કેટલાંક ખાતાઓને સારી રકમો બક્ષિસ કરી હતી. ત્યાંની "નેટિવ ઇન્સ્ટિટયુશન" નામની શાળાના પ્રિન્સિપાલ ઉપર તે નામદારે રૂ ૨૦૦ની એક રકમ મોકલી તેમને જણાવ્યું હતું કે, તેમાંથી દસ વર્ષ સુધી દર વર્ષે રૂ ૨૦નું ઈનામ સરકારી વાર્ષિક પરિક્ષામાં જે વિદ્યાર્થિ પેહેલે નંબરે પસાર થાય તેને આપવું. આ ઉપરાંત વળી તે નામદારે પૂનાની "વિક્ટોરિયા હાઇસ્કૂલ"ને રૂ ૨૦૦, "પૂના સાર્વજનિક સભા"ને રૂ ૩૦૦ તથા "નેટિવ ગર્લ્સ હાઇ સ્કૂલ"ને રૂ ૨૦૦ની બક્ષિસ કરી હતી. વળી મુંબઈમાં તે નામદાર પધાર્યા પછી તા૦ ૧૪મી ઑગસ્ટ સને ૧૮૮૮ ને મંગળવારને દિવસે મુંબઈની "એલેકઝાંડરા સ્કૂલ"ની મુલાકાત તે નામદારે પોતાના પ્રિય પત્નિ તથા પુત્રો સહિત લીધી હતી, જ્યાં તે નામદારને યોગ્ય આવકાર આપવામાં આવ્યો હતો. આ પ્રસંગે તે નિશાળની કન્યાઓએ કેટલીક ઇંગ્રેજી કવિતા ગાયા પછી કેટલીક છોકરીઓએ ગુજરાતીમાં પણ કવિતા ગાઈ હતી, જે શ્રવણ કરીને તે નામદાર ઘણા ખુશી થઇ ગયા હતા તથા તે શાળાની છોકરીઓનું સુંદર ભરતકામ તપાસીને તે નામદારે પોતાની પરમ ખુશાલિ પ્રદર્શિત કરી હતી, જે પછી તે નામદારે તથા તેમના પત્નિએ તે શાળાની "વિઝિટર્સ બુક"માં પોતાની મુલાકાત વિષેની પ્રસંશા ભરેલી નોંધ લખી હતી. બાદ તમામ છોકરીઓએ "નેશનલ એન્થમ"નું સંગીત ગાયા પછી તે નામદારને તથા તેમના પત્નિ આદિકને પુષ્પનાહાર, તોરા આદિક આપ્યાં હતાં, અને તે પછી તે નામદાર ત્યાંથી વિદાયે થયા હતા. આજ પ્રમાણે મુંબઈમાં ઘણાંક ખાતાંઓ તથા પ્રખ્યાત સ્થાનોની મુલાકાત લીધા પછી તે નામદાર પોતાના રશાળા સહ સ્વભૂમિમાં પધારવાને મુંબઈથી ઉપડી ગયા હતા.

નામદાર ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજીના ભાગ્યશાળી પત્નિ શ્રી નંદકુંવરબા સાહેબ પણ ઘણા વિદ્વાન તથા પ્રવિણ છે, અને તેઓએ ઈંગ્રેજીનું પણ સારૂં જ્ઞાન સંપાદન કીધું છે. વળી તેઓ એક વક્તા તરિકે પણ ઘણા હોંશિયાર છે, અને તેની સાબિતી, તેઓ સાહેબે શ્રી ગોંડળની કન્યાશાળામાં ઈનામ આપવાના મહોત્સવિક મિલાવડામાં તા૦ ૨૫મી જાનેવારી સને ૧૮૮૯ ને શુક્રવારને દિવસે એક છટાદાર, મનોહર ને મધૂર ભાષામાં સંભાષણ કીધું હતું, તેટલાપરથી પણ સેહેજ દર્શનીક થાય છે. તે સંભાષણ નિચે મુજબનું હતુંઃ—

"આ કન્યાશાળા વર્ષોવર્ષ સારી સ્થિતિમાં આવતી જાય છે, એ જાણી મને અત્યંત સંતોષ થયો છે. તમારી દેખરેખ તળે એ આટલી આબાદ થઈ છે, એટલા માટે તમને ધન્યવાદ આપું છું. કન્યાઓની આવડી મ્હોટી સંખ્યા માહારી આગળ જોઇને મને ઘણો હર્ષ થાય છે. ઈનામ આપવાને દિવસે હાઝરી દીઠામાં આવે છે, તેટલી રોજ રહે, એમ હું ઇચ્છું છું; કેમકે અનિયમિત હાઝરીથી ભણતર સારૂં આવતું નથી. છોડિઓ, આ વેળા તમારે ભણવાની છે. એમાં જેટલું થાય એટલું તમારે કરી લેવું જોઇએ. આગલા વખતમાં મૈત્રેયી, ગાર્ગિ, લિલા આદિક ઘણી વિદ્વાન સ્રિઓ થઇ ગઈ છે, તેનો દાખલો નજર આગળ રાખો. મંડનમિશ્ર અને સંકરાચાર્ય એ બે ઘણા જબરા પંડિતો વચ્ચે વાદ થયો, ત્યારે બંનેની સંમતિથી મંડનમિશ્રની વહુ લિલા મધ્યસ્થ બની હતી. તેનું જ્ઞાન એટલું હતું કે, લોકો

તેને સરસ્વતીના અવતાર માને છે. મૈત્રેયી ને ગાર્ગિની વિદ્વતા પ્રસિદ્ધ છે, ને તેમનાં ડહાપણનાં વચનો મ્હોટા મ્હોટા પંડિતો પણ આદરથી વાંચે છે. એવા બીજા ઘણા દાખલા આપણા વર્ગમાંથી મળી આવે છે. એટલો અભ્યાસ મુશ્કેલ લાગે, તોપણ સંસારના ઉપયોગમાં આવે એટલું લખવું, વાંચવું, ગાવું, હિસાબ રાખવો, શિવવું, ભરવું, રાંધવું અને બીજું ઘરકામ કરવું, એ તો અવશ્ય શિખી લેવું જોઇએ. એની જોડે સદ્ગુણ ને સુનીતિ, એ પણ એટલાજ જરૂરના છે—કદાચ વધારે જરૂરના છે; કેમકે ભણીને દુર્ગુણી થવું, તેનાં કરતાં વગર ભણે સદ્ગુણ ને નીતિમાં રેહેવું, એ વધારે સારૂં છે. જ્યાં બે વાત સાથે છે, ત્યાં સોનુ ને સુવાસ બે હોય તેના જેવું છે. માટે એ વાત પૂરતી લક્ષમાં રાખી તમારે હોંસથી અભ્યાસ કરવો જોઇએ."

શ્રી નંદકુંવરબાનું ઊપલું સંભાષણ કન્યાઓને કેટલું બોધકારક ને સત્માર્ગે દોરવતાં શિખવનારૂં છે, તે સેહેજ સમજી શકાશે, અને તેટલાપરથી તેમની વિદ્વતાનો પણ કંઈક ખ્યાલ આવશે. એક સ્ત્રી જાતિ એટલુંજ નહીં, પરંતુ વળી એક મહારાજા સાહેબના પત્નિ આવી વિદ્વતાભરેલું ને બોધકારક સંભાષણ કરવાને શક્તિ ધરાવે, એ કંઈ ઓછા આનંદની વાત નથી—અને વિશેષમાં એટલેસુધી કહી શકાશે કે, આખા કાઠિયાવાડના નૃપતિઓમાંના બીજા કોઈ પણ નૃપતિના પત્નિ આવા વિદ્વાન વક્તા ભાગ્યેજ હશે ! !

નામદાર મહારાજા સાહેબ સર ભગવતસિંગજી ઉદારતાની બાબતમાં પણ સારા ગણાય છે. તેઓ સાહેબે ઊદારતાનાં અનેક કાર્યો કીધાં છે, અને અનેક ખાતાંઓને અમૂલ્ય મદદો આપી છે. રાજકોટ-ખાતેની "રાજ્યકુંવર" કૉલેજમાં તે નામદારે કેટલાંક વર્ષો સુધી વિદ્યાભ્યાસ કરેલો, તેની યાદગિરી દાખલ તે નામદારે તે સરસ્વતી મંદિરનાં ફંડમાં રૂ ૨૫૦૦૦ની મ્હોટી રકમ બક્ષિસ આપી હતી તથા એજ સરસ્વતી મંદિરમાં કબાટો, પુસ્તકો વિગેરે કિમતી વસ્તુઓ ખરીદવા માટે રૂ ૫૦૦૦ની બીજી મ્હોટી રકમ ખર્ચ કરી હતી. વળી પાછી પણ એજ સરસ્વતી મંદિરમાં રૂ ૧૦૦ ની વાર્ષિક સ્કૉલર્શિપ સ્થાપવાને માટે રૂ ૨૫૦૦ ની રકમ બક્ષિસ દાખલ આપી હતી. આ સ્કૉલર્શિપ, જે વિદ્યાર્થિ ફસ્ટ ક્લાસમાં પસાર થાય, તેને ઈનામમાં આપવાને ઠરાવી હતી. બાદ મુંબઇની યુનિવર્સિટીમાં હાથનાં લખેલાં સંસ્કૃત પુસ્તકો વસાવવાને માટે નામદાર સર ભગવતસિંગજીએ રૂ ૬૦૦૦ ની મ્હોટી રકમ બક્ષિસ કરી હતી. ત્યાર બાદ સને ૧૮૮૭નાં વર્ષમાં, મુંબઇની હાઈકોર્ટના જડજ નામદાર સર વિલિયમ વેડરબર્નનાં સ્મર્ણાર્થે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, તેમાં શ્રી ભગવતસિંગજીએ રૂ ૫૦૦૦ની મ્હોટી રકમ ભરી તે ફંડનું નામ વધાર્યું હતું. એજ પ્રમાણે સને ૧૮૮૯નાં વર્ષમાં કાઠિયાવાડના પોલિટિકલ એજંટ મી૦ વૉટસન સાહેબ ગુજરી ગયા, તેની યાદગિરી રાખવાને માટે કાઠિયાવાડ ખાતે એક મ્હોટા પાયાપર ફંડ ઊભું કરવામાં આવ્યું હતું, જે ફંડમાં પણ નામદાર ભગવતસિંગજીએ રૂ ૧૫૦૦નો રકમ ભરી હતી. એજ પ્રમાણે તે નામદારે બીજાં ઘણાંક જાહેર, તેમજ ખાનગી ફંડોમાં સારી સારી રકમો ભરીને જેમ પોતાના સખી સ્વભાવની નિશાનીઓ દર્શાવી છે, તેજ પ્રમાણે તે ફંડોની ખુબી પણ વધારવાની સૂદૃષ્ટિ દર્શાવી છે. ઘણા ઘણા ગ્રંથકારોને, તેમજ એવાજ બીજા ઉત્તેજનને લાયક સખસોને તે નામદારે ખાસ ઉત્તેજન આપ્યાં કીધું છે, અને એ પ્રકારે વિદ્યાની વૃદ્ધિ કરવામાં પણ તેઓ સાહેબે પોતાનો ઊદાર હાથ લંબાવ્યો છે. તે નામદાર વિદ્યા વૃદ્ધિનાં કામમાં તો જન્મથી ઘણા ખંતિ હોવાથી, એવાં કંઇ પણ કાર્યો ઊત્પન્ન થાય છે તો તત્કાળ તે નામદાર તેમાં પોતાનાથી બનતી મદદ આપે છે, અને જેમ બને તેમ વિદ્યા વૃદ્ધિનાં કાર્યો પ્રકાશિત થઈ અચળ થાય, તેને માટે બનતી કાળજી રાખે છે. વળી તે નામદારે ઘણાં ઘણાં સ્થળોનાં ઘણાં ઘણાં સરસ્વતી મંદિરોને પણ ધ-

ણી ઘણી રકમો બક્ષિસ આપી છે, જે પણ તે નામદારની ઊદારતા તથા વિદ્યાવૃદ્ધિની બાબતમાં તે નામદારની અનોપમ દૃષ્ટિનીજ નિશાની છે.

નામદાર મહારાજા સર ભગવતસિંગજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી તથા રાજ્યની સ્વતંત્ર સત્તા સ્વહસ્તમાં ગૃહણ કીધાં પછી રાજ્યમાં ઘણા ઘણા કિમતી સુધારાઓ કરી રાજ્યને દિપાવી દીધું છે. તે નામદાર પોતે પ્રજાને ઇનસાફ આપે છે, અને પ્રજાની અપીલો સાંભળવાને માટે તેઓ સાહેબ જાતેજ શ્રમ લે છે. ગમે તેવો તાપ પડતો હોય અથવા તો ગમે તેવા ગરમીના દિવસ ગુજરતા હોય, તોપણ તે નામદાર પોતાની ખાસ કોર્ટમાં હંમેશા નિયમસર જાય છે, અને રૈયતને નિયમસર તથા નિસ્પક્ષપાત ન્યાય આપે છે. એમના ન્યાયમાં "રજવાડી અંધેર"નો અંશ પણ જણાતો નથી, એ સર્વથા વિશેષ આનંદની વાત છે, અને તેને માટે તો એ નામદારની પ્રજામાં ઘણું સારૂં મત છે. એજ પ્રમાણે બીજાં સર્વ કામોમાં પણ એ નામદારે પ્રજાનો પ્યાર પ્રાપ્ત કીધો છે. ગાદિપર બિરાજ્યા પછી તેઓ સાહેબે રાજ્યમાં જે જે સુધારાઓ કીધા છે તથા જે જે દીપકોનાં અજવાળાથી રાજ્યને દિપાયમાન બનાવ્યું છે, તે અત્યંત સંતોષ ઊપજાવે છે. પ્રજાપરથી કેટલાક જુલમી કરો કાહાડી નાંખવામાં પણ તે નામદારે પ્રજાનો મ્હોટો આશિર્વાદ સંપાદન કીધો છે, અને તેથી વળી એ નામદારની રાજ્યનીતિ વિશેષ કીર્તિને પાત્ર થઇ છે. વળી તે નામદારે, પોતાની ગામડાંની પ્રજાનાં સૂખને માટે પણ તેવાજ ઉપાયો યોજ્યા છે. ગામડાંઓમાં દવાખાનાંઓ તથા ડૉકટરો કે વૈદ્યોની તદન ખોટ હોવાથી ગામડાંઓની પ્રજાને મહા વેદના વેઠવી પડતી હતી, અને તેઓને દવા કરાવવા માટે છેક દૂરથી ગોંડળ સુધી આવવું પડતું હતું! આ તેમની વિપત્તિ ઘણી હતી, જે દૂર કરવાને માટે નામદાર સર ભગવતસિંહજીએ પોતાના તાબાનાં ન્હાનડાં મ્હોટાં ગામડાંઓમાં (ટ્રાવેલિંગ ડૉકટરો) ફરતા ડૉકટરો રાખ્યા છે, અને તેથી કરીને ગામડાંઓની સમગ્ર પ્રજાને ઔષદ્ધિની એક ઉમદા સઘવડતા મળી છે. એજ પ્રમાણે તે નામદારે પોતાનાં ખાનગી ખાતામાં, મેહેસૂલ ખાતામાં, ન્યાય ખાતામાં, પોલિસ ખાતામાં, જંગલ ખાતામાં તથા એ શિવાય બીજાં ન્હાનડાં ખાતાંઓમાં પણ ઘણો સારો સુધારો કીધો છે તથા તે ખાતાંઓ, નામદાર બ્રિટિશ સરકારની પાસેથી ખાસ માંગી લીધેલા કાબેલ, વિદ્વાન ને અનૂભવી અમલદારોનાં ઊપરીપણાં નિચે સોંપવાથી તે ખાતાંઓ ઘણી સારી અને ખુબી ભરેલી રીતે ચાલે છે. વળી ભાયાતો, મૂળ ગરાશિયાઓ તથા રાજ્ય વચ્ચેના "ગરાશ"નાં કામોના નિકાલ કરવાને માટે નામદાર ઠાકોર સાહેબે ભાયાતી કોર્ટ પણ સ્થાપન કરી છે. આ પ્રકારે તે નામદારે રાજ્યાસનપર બિરાજ્યા પછી ઘણા ઘણા સુધારાઓ દાખલ કરી સ્વરાજ્યને શોભાવવામાં મણાં રાખી નથી.

અગરજે નામદાર મહારાજા સર ભગવતસિંહજીનાં રાજ્યમાં ઘણાખરા અમૂલ્ય સુધારાઓ તો, નામદાર બ્રિટિશ સરકારની સત્તા નિચે જ્યારે તે રાજ્ય હતું ત્યારનાજ થયલા છે, તોપણ નામદાર સર ભગવતસિંહજી રાજ્યાસનપર બિરાજ્યા પછી તે નામદારે પોતે પણ કેટલાક સારા સુધારા કીધા છે, અને વળી વિશેષ સંતોષકારક વાત એ છે કે, તે નામદારે પોતાની રાજ્યનીતિ દિનપ્રતિદિન વિશેષ તેજસ્વીજ કરી છે. કેટલાક ભૂપતિ સાહેબો, નામદાર બ્રિટિશ સરકારની પાસેથી પોતાનાં રાજ્યની લગામ મેળવ્યા પછી કદાચ રાજ્યને બગાડવાનો આરોપ મેળવે છે, પરંતુ નામદાર સર ભગવતસિંહજીએ તો, બ્રિટિશ સત્તા નિચેથી સ્વરાજ્યની લગામ મેળવ્યા પછી રાજ્યને ઓર અધિક પ્રકાશમય કરી રાજ્યની કીર્તિમાં મ્હોટી વૃદ્ધિ કરી છે, એ તે નામદારને માટે કેટલું શોભાભરેલું છે!

મહારાજા સાહેબ શ્રી ભગવતસિંહજીએ શેહેર સુધારાનાં કામો પણ અનેક કીધાં છે, અને અનેક પ્રકારે પોતાનાં પાયતખ્ત ગોંડળને એક રંગિલા દેખાવનાં પુરનુંમા નગર સમાન બનાવી દીધું છે. શેહરમાં મુંબઇ આદિક નૌત્તમ નગરોની માફક મ્હોટી મ્હોટી સુંદર સડકો બંધાવી છે, મ્હોટા મ્હોટા નવા નવા માર્ગો કાહાડયા છે, અને એ શિવાય સારાં સારાં મકાનો આદિક બંધાવીને શેહેરની શોભામાં શ્રેષ્ઠ વધારો કીધો છે. વળી એ નામદારે ગોંડળમાં જે એક "શાકર બાગ" બનાવ્યો છે, તે તો ખરેખરો જોવા જેવોજ છે ! એ બાગ એવો તો સુંદર છે કે, તેનો જોટો ગુજરાતમાં તો શું, પણ બલકે મુંબઈ ઈલાકામાં પણ ભાગ્યેજ હોય ! એજ સુંદર બાગને માટે મુંબઈના ગવરનર સાહેબે કહ્યું હતું કે 'આવો બાગ પૂના શિવાય હિંદુસ્થાનમાં કોઈ પણ શેહેરમાં મેં કદી જોયો નથી.' આવો સુંદર, શોભાયમાન, નમુનાદાર ને પ્રખ્યાત બાગ નામદાર મહારાજા સાહેબનાં રાજ્ય નગરમાં છે. એ બાગને માટે આખા કાઠિયાવાડમાં ઘણાંજ વખાણ થાય છે, અને ગોંડળમાં સર્વથી વિશેષ વખાણવા લાયક ને પ્રખ્યાત સ્થાનક જો જોઈશું, તો માત્ર આ બાગજ છે.

વળી નામદાર મહારાજા સાહેબે પોતાનાં રાજ્યમાં કેટલીક કિમતી ઈમારતો, સુંદર મકાનો તથા સંખ્યાબંધ પ્રજાપયોગી સ્થાનો બંધાવ્યાં છે, અને તે પાછળ લાખો રૂપિયાનો ખર્ચ કીધો છે. તે નામદારના મિનાપૂરવાળા પત્નિ બાઈ સાહેબબા, જેઓ તા૦ ૩જી ઑગસ્ટ સને ૧૮૮૫ને દિવસે સ્વર્ગવાસી થયા છે, તેણીનાં નામનું એક સુંદર આશ્રમ નામદાર મહારાજા સાહેબે બંધાવ્યું છે, કે જે આશ્રમમાં અશક્ત, લંગડાં, લૂલાં આદિક માણસો, જેઓ પોતાનો નિર્વાહ કરવાને અશકત હોય છે, તેઓને રાખવામાં આવે છે, અને ત્યાં તેમને વસ્ત્રાદિક પૂરાં પાડવામાં આવે છે. આ આશ્રમખાતું દરેક નિરાશ્રિતને અત્યંત ઉપયોગી થઇપડવાથી તેખાતાને માટે સખ્યાબંધ નિરાશ્રિતોનો આશિર્વાદ પણ નામદાર મહારાજા સાહેબને સંપૂર્ણ મળે છે. આ આશ્રમ શિવાય તે નામદારે યુરોપિયનોને માટે "ગેસ્ટ હાઉસ", સંસ્કૃત પાઠશાળા, સ્ટેટ ઈજીનીયરની સુંદર ઑફિસ, કારખાનાંઓ, ફર્ગ્યુસન હૉસ્પિટલ આદિક બીજાં અનેક મકાનો બંધાવ્યાં છે, જે સઘળાં એકએકથી સરસ શોભા આપે છે. જ્યારથી ગોંડળનું રાજ્ય નામદાર બ્રિટિશ સરકારની સત્તા નિચે ચાલતું હતું, ત્યારથી તે આજ દિન સુધીમાં આશરે એક ક્રોડ રૂપિયાનો મહાભારત ખર્ચ એ રાજ્યમાં જાહેર બાંધકામ ખાતાંઓ પાછળ કરવામાં આવ્યો છે ! આ રકમ કેવડી મ્હોટી છે, અને તે ખર્ચવામાં કેવી ઉમદા ઉદારતાનો ઉપયોગ કીધો છે, તે દેખીતું છે. એજ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યમાં કેળવણીનાં કાર્યો પણ મનમાનતાં કરવામાં આવે છે, અને કેળવણીનાં ખાતાંઓની પ્રજાને જે પણ કંઈ તંગિ હતી, તે સર્વ પ્રકારે પરિપૂર્ણ કરવામાં આવી છે, એ અત્યંત આનંદદાયક છે, અને તેને માટે પણ નામદાર મહારાજા સાહેબને સર્વ જનો તરફથી સરસ સાબાશી આપવામાં આવે છે.

નામદાર મહારાજા સર ભગવતસિંહજીની, નામદાર બ્રિટિશ સરકાર સાથેની વફાદારી પણ ઉત્તમ છે. તે નામદાર દરેક પ્રકારે નામદાર મહારાણીશ્રીનાં તાજ પ્રત્યે પ્રિયકર વફાદારીની વૃષ્ટિ વરશાવે છે, અને દરેક સમયે સરકારને તે નામદાર પોતાનાથી બનતી મદદ દરેક પ્રકારે આપે છે. થોડાંક વર્ષપર રૂશિયાની સાથે જ્યારે નામદાર સરકારને ધુરકાધુરકી ચાલી હતી તથા અફગાન સરહદપર જે લશ્કરોની ધમાલ થવા માંડી હતી, તે સમયે નામદાર મહારાજા સાહેબ શ્રી ભગવતસિંહજીએ, નામદાર સરકારની ઈચ્છાનુંસારે, સરકારને કેટલાક ખચ્ચરો પૂરાં પાડયાં હતાં, અને તે શિવાય પણ પોતાનાં રાજ્ય તરફની દરેક પ્રકારની બની શકે તેવી મદદ આપવાનું દર્શાવ્યું હતું. આજ પ્રમાણે તે નામદાર

હરેક પ્રસંગે અને હરેક રીતે નામદાર બ્રિટિશ સરકાર તરફ મનમાનતી વફાદારી દર્શાવ્યાજ કરે છે, કે જેને માટે નામદાર સરકારમાં પણ તે નામદારનું ભારે માન વૃદ્ધિ પામે છે.

નામદાર સર ભગવતસિંગજી સ્વભાવે શાંત, મિલનસાર ને હિમ્મતવાન છે. એ નામદાર માત્ર કામ જેટલું થોડુંજ બોલનારા છે, અને એમનાં મુખાર્વિંદપર ગંભિરાઇનો ગુણ વિશેષ જોવામાં આવે છે. એ સઘળાની સાથે વળી તેઓ સાદા પણ ઘણા છે. જોકે તેઓ વિશેષ કરીને ઈંગ્રેજી રીતને અનુસરીને વર્ત્તનારા કેહેવાય છે, અને તેથી તેઓ પોતાના રાણી સાહેબને પરદેપોશ ન રાખતાં ઉઘાડે મુખાર્વિંદેજ પોતાની સંગે લઈને જાહેરમાં દેખાવ આપે છે, તેમ છતાં પણ તેઓમાં સાદાઇનો ગુણ તો ઉત્તમ ગણાય છે, એ ઘણી ખુશીની વાત છે.

મહારાજા સાહેબ શ્રી ભગવતસિંગજીનું રાજ્ય પેહેલા વર્ગનાં રાજ્યોમાંનું એક છે, અને તે ખાસ હાલાર પ્રાંતમાં આવેલું છે. તેની ઉત્તરમાં નવાનગર તથા રાજકોટનાં રાજ્યો, અને કોટડા—સાંગણી તાલુકા છે; દક્ષિણમાં જેતપૂર, અને કેટલાક બીજા ન્હાન્હા તાલુકા છે; પૂર્વમાં કાઠિઓના ન્હાન્હા તાલુકાઓ છે; અને પશ્ચિમમાં નવાનગરનું રાજ્ય તથા બીજા ન્હાન્હા તાલુકાઓ છે. એ સંસ્થાનના તાબામાં ૬૮૭ ચોરસ માઇલ્સ જમીન, ૧૭૯ ન્હાન્હાં—મ્હોટાં ગામો તથા આશરે ૧૩૬૦૦૦ માણસોની વસ્તી છે. વળી એ રાજ્યની વાર્ષિક ઉપજ આશરે ૧૫ લાખનીથાય છે, જે પૈકી નામદાર બ્રિટિશ સરકારને જમાબંદિના તથા જુનાગઢના નામદાર નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૧૧૦૭૨૧ આપે છે.





ધ્રાંગધ્રાના નામદાર રાજ સાહેબ

સર માનસિંગજી કે. સી. એસ. આઈ.

ARYA PRAKASH PRESS.

ધ્રાંગધ્રાના નામદાર મહારાજા

# સર માનસિંગજી સાહેબ કે. સી. એસ. આઈ.

ધ્રાંગધ્રાના મહારાજા સાહેબ સર માનસિંગજી સાહેબ બહાદૂર કે. સી. એસ. આઈ. સને ૧૮૩૭નાં વર્ષમાં જાનેવારી માસની તા૦ ૨૬મીએ બાસાહેબ શ્રી રાજબાને પેટે જન્મ્યા હતા. જન્મથીજ એઓ ઘણા ચાલાક, ચતૂર ને ચંચળ હોવાથી એ નામદારને માટે સર્વ કોઈ રૂડી આશા રાખતા હતા, અને તેજ પ્રમાણે તે રૂડી આશા, એઓ સાહેબ જેમ જેમ મ્હોટા થતા ગયા, તેમ તેમ ફળિભૂત થતી ગઇ હતી—અર્થાત જેવી રૂડી આશા એ નામદારને માટે રાખવામાં આવતી હતી, તેવા જ એ નામદાર નિવડવા લાગ્યા હતા. વિદ્યાભ્યાસ કરવામાં પણ એ નામદાર મૂળથી ઘણાજ ખંતિ, કૂશળ ને હોંશિયાર હતા. તે સમયે જોકે હિંદુસ્થાનમાં, અને તેમાં પણ વળી મૂખ્યત્વેકરીને હિંદનાં દેશી રાજયોમાં ઈંગ્રેજી વિદ્યાનો ઝાઝો પ્રસાર થયલો નહોતો, અને તેથી નામદાર માનસિંગજી ઈંગ્રેજી ભાષાનું અધ્યયન કરવાને ભાગ્યશાળિ થયા નહોતા, તદ્દપિ તે સમયે ગુજરાતી, ઉરદુ, ફારશી ને સંસ્કૃત ભાષાઓનું વિશેષ પરિબળ હોવાથી તે ભાષાઓ તે નામદાર ઘણી ત્વરાને ચંચળાઇથી એટલુંજ નહીં, પરંતુ પૂર્ણ લક્ષ આપીને તથા સપૂંર્ણ શ્રમ લઈને શિખતા હતા. તે સમયના ઘણાક નૃપતિઓ જોકે વિદ્યાભ્યાસ કરવામાં વખણાતા નહોતા, પરંતુ શ્રી માનસિંગજીની બાબતમાં તેમ નહોતું. તેઓ તો તે પ્રસંગે પણ વિદ્યાભ્યાસનાં કામમાં પ્રસંશા પામતા હતા, અને સર્વ કોઇ તે નામદારને વિદ્વાન નૃપતિ મંડળમાં ગણતા હતા. આ પ્રકારે તે નામદારે પુષ્કળ શ્રમ વેઠીને સારી રીતનો વિદ્યાભ્યાસ કરવા માંડયો હતો, અને તે પોતાની છેક પાકી વય થતાં સુધી પણ કાયમ રાખ્યો હતો, એ વળી તે નામદારનામાં અધિક ખુશાલિ ઉપજાવનારી બાબત હતી. ગુજરાતી, ફારશી, ઉરદુ તથા સંસ્કૃત ભાષાનું કેટલુંક જ્ઞાન સંપાદન કીધા પછી વળી તે નામદારે ઇંગ્રેજીનું પણ કંઈક અધ્યયન કરવા માંડયું હતું, અને ધીમે ધીમે તે ભાષામાં પણ પ્રવેશ કરવા માંડયો હતો. તે ભાષા શિખવા પાછળ તે નામદારે પોતાનો અમૂક અમૂલ્ય વખત ગાળવા માંડયો હતો, અને તેમાં તે નામદાર પોતાનું ચિત્ત ઘણી સારીતે પ્રોવતા હતા. જોકે તે નામદારે અસલી રજવાડી રીત પ્રમાણે નહાનપણથીજ લગ્ન કીધાં હતાં, અને તેથી વિદ્યાભ્યાસ કરવામાં તે નામદારનું પૂરતું લક્ષ રહે, તેવો ઘણો થોડો સંભવ હતો, તદ્દપિ તેને બદલે નામદાર શ્રી માનસિંગજી તો દિવસે દિવસે વિદ્યાભ્યાસમાં વિશેષ લક્ષ રાખવા લાગ્યા હતા, અને આ પ્રમાણે બાલ્યાવસ્થાથીજ તે નામદારને અભ્યાસ કરવા પાછળ ઘણો શોખ હોવાથી તે નામદારે કેટલીક ભાષાનું તો ઘણું સારૂં જ્ઞાન સંપાદન કીધું છે, અને તેને માટે તેઓ સાહેબ સાંપ્રત સમયે પણ પ્રખ્યાતિ પામ્યા જાય છે.

શ્રી માનસિંગજીના પિતા શ્રી રણમલસિંગજી પણ બડા બહાદૂર ને હોંશિયાર ભૂપતિ ગણાતા હતા. તેમને સને ૧૮૬૩નાં વર્ષમાં નામદાર બ્રિટિશ સરકાર તરફથી "સર" અને "સ્ટાર ઑફ ઇંડિયા"ના મહા માનવંતા ખેતાબો બક્ષવામાં આવ્યા હતા. તેઓએ હિંદુસ્થાનમાં સોમનાથ, તૂળશીશામ, ગિરનાર, નાશક, કાશી, નાથદ્વાર, પુસ્કરજી, સામળાજી, ગોકુળ, મથુરા, પ્રયાગ, શ્વેતબંદુ રામેશ્વર આદિક મ્હોટાં મ્હોટાં તીર્થોની યાત્રા કરી હતી; ઘણાં ઘણાં નમુનાદાર નગરો નિર્ખ્યાં હતાં; મ્હોટા મ્હોટા રાજાઓ, નવાબો, યુરોપિયનો, ગવરનરો આદિકની મુલાકાતો લીધી હતી; અને એ શિવાય હિંદની ભૂમિમાં તે નામદારે ઘણું નવું-જૂનું નિહાળ્યું હતું તથા પોતાનાં રાજ્યમાં તેઓ સાહેબે સડકો, પૂલ, નવાણો આદિક અનેક પ્રજાપયોગી કાર્યો કીધાં હતાં, અને અત્યંત કીર્ત્તિ પ્રાપ્ત કરી હતી, અને તેવીજ કીર્ત્તિ ભેર તે નામદાર પોતાની ૬૦ વર્ષની વયે સને ૧૮૬૯નાં વર્ષમાં સ્વર્ગવાસ પામ્યા હતા. તે નામદાર પોતાની પાછળ પાંચ પુત્રો મૂકી ગયા હતા, જેમાંના પાટવી પુત્ર નામદાર માનસિંગજી સને ૧૮૬૯નાં વર્ષમાં તા૦ ૧૬મી અક્ટોબરને દિવસે રાજ્યાસનપર બિરાજમાન થયા હતા. આ સમયે તે નામદારની વય લગભગ ૩૩ વર્ષનો હતી, તેમ છતાં પણ તે નામદાર આટલી વય સુધી વિદ્યાભ્યાસ કર્યાજ કરતા હતા, અને વળી તેની સાથે પોતાના પૂજ્ય પિતાજીની સંગે રાજ્યકાર્યભારમાં પણ અચ્છું લક્ષ રાખતા હતા તથા તેમના પિતાની પછી રાજ્યની લગામ સ્વહસ્તમાં લીધા પછી તત્કાળ તે નામદારે એક તારાની માફક રાજ્યાસનપર પ્રકાશવા માંડ્યું હતું, અને અનેક પ્રકારે પોતાની પ્રિય પ્રજાને સૂખનાં સાધનો પૂરાં પાડવાની ગોઠવણો કરવા માંડી હતી. પેહેલ પ્રથમ તો તે નામદારે રાજ્યની ખેતીની સ્થિતિ સુધારવા તથા ખેતીની વૃદ્ધિ કરવાના મનમાનતા ઉપાયો યોજીને, ખેડુતોને ગેરફાયદો કરનારો, રાજ્યની ખેતીની જમીનનો લેવામાં આવતો કર, કે જે અન્નની ઉત્પત્તિમાંથી "ભાગતાઈ"નાં નામથી લેવામાં આવતો હતો, તે કર રદ કીધો હતો, અને તેને બદલે "વીંઘોટી" અથવા "ખાતાંબંદિ"-એટલે દર સાલ દર વીંઘે અમૂક રકમ લેવાનું ઠેરવ્યું હતું. આથીકરીને ખેતીને એક પ્રકારનું ઉત્તેજન મળવાની સાથે ખેડુતોને તથા રાજ્યને-બંનેને ઘણો સારો લાભ થયો હતો.

નામદાર માનસિંગજી ગાદિએ બેઠા તેજ વર્ષે, એટલે સને ૧૮૬૯નાં વર્ષના ડિસેમ્બર માસમાં જ્યારે આપણા પરમકૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીના શાહાજાદા ડ્યૂક ઑફ એડિનબરો આપણાં હિંદુસ્થાનના પ્રવાસાર્થે પધાર્યા હતા, ત્યારે નામદાર માનસિંગજી તે નામદારની મુલાકાતાર્થે મુંબઇ ખાતે સંચર્યા હતા, જ્યાં તે નામદારે તે માનવંતા શાહાજાદાની મુલાકાત ઘણી હોંશથી લીધી હતી, અને તેમાં તેઓએ તે નામદાર પ્રત્યેનો પોતાનો પૂરોઆવભાવ દર્શાવ્યો કીધો હતો. આ માંગ્લિક-મનોહર મુલાકાતનાં સ્મર્ણાર્થે શ્રી માનસિંગજીએ રાજકોટ સિવિલ સ્ટેશનમાં એક સુંદર ધર્મશાળા બાંધવાને માટે રૂ ૧૫૦૦૦ની મ્હોટી રકમ આપી હતી, અને તે ધર્મશાળા જયારે બંધાઈ ને તૈયાર થઈ, ત્યારે તેનાં દ્વારને મસ્તકે મહારાજા સાહેબ શ્રી માનસિંગજીનું નામ સર્વની જાણને અર્થે સુંદર શબ્દોમાં કોતરાવવામાં આવ્યું હતું. એજ પ્રમાણે શ્રી માનસિંગજીએ મુંબઈ ખાતેની પોતાની મુલાકાતને પ્રસંગે ત્યાંના ગવરનર સર સીમોર ફિટ્ઝરલ્ડ આદિક ઘણાક મ્હોટા અમલદારો તથા ઘણાક યુરોપિયનો અને મ્હોટા મ્હોટા શેઠિયાઓની મુલાકાતો પણ લીધી હતી, અને તે સર્વની સંગે તે નામદારે પોતાની વિવેકશક્તિ તથા સૌજન્યતાનો સંપૂર્ણ ઉપયોગ કીધો હતો, કે જેને લીધે સર્વ મુલાકાત લેનારાઓ તે નામદારની મુલાકાતથી ખુશી થતા હતા.

સને ૧૮૭૧નાં વર્ષમાં પોતાના પાટવી કુંવર શ્રી જસવતસિંહજીનાં, રાજકોટના મહારાજાશ્રી મેહેરામણજીનાં કુંવરી બાઇ રાજબા તથા રેવાકાંઠામાં આવેલા ભાદરવાના મરહુમ ઠાકોર સાહેબ શ્રી જાલમસિંગજીના કુંવર શ્રી તખ્તસિંહજીનાં કુંવરી માજી રાજબાની સંગે લગ્ન કીધાં હતાં, અને તે પ્રસંગે તે નામદારે અનહદ ધામધૂમ કરી હતી તથા દેશ-પ્રદેશના ઘણાક મિજબાનોને ખાસ આમંત્રણ કરીને બોલાવ્યા હતા, જે સર્વની માનસિંગજીએ ઘણી રૂડી રીતે સરભરા કરી હતી. વળી એજ વર્ષમાં, એટલે સને ૧૮૭૦નાં વર્ષમાં તે નામદારે પોતાનાં સંસ્થાનમાં એક દેશી દવાખાનું સ્થાપ્યું હતું, અને તેનું ઉપરીપણું એક કાબેલ દેશી હકીમને સોંપ્યું હતું તથા તેના તાબા નિચે કેટલાક મદદનિસો પણ સોંપ્યા હતા. આ હકીમને એવી રીતની સઘવડતા પણ કરી આપી હતી કે, જંગલોમાંથી જુદી જુદી જાતના રોગોપર જુદી જુદી જાતની જડીબુટ્ટિઓ મેળવવાને પણ તેને બની આવે. આવી રીતની સઘળી સગવડતા તે હકીમને કરી આપવાથી તે દવાખાનાનું કામ ઘણું ધમધોકાર ચાલ્યું હતું, અને તેને માટે તે નામદારની પ્રજામાં સારી વાયકા વદાઈ હતી તથા પ્રજાએ તે નામદારને મ્હોટો આશિર્વાદ આપ્યો હતો.

તા૦ ૧૭મી મે સને ૧૮૭૨ ને શુક્રવારને દિવસે શ્રી માનસિંગજીએ પોતાના પાટવી પુત્ર શ્રી જસવતસિંગજીનાં ત્રિજાં લગ્ન ધરમપૂરના મહારાણાના બેહેન શ્રી કૃષ્ણકુંવરબાઈની સંગે કીધાં હતાં. આ લગ્ન પ્રસંગે પણ નામદાર માનસિંગજીએ ઘણી સુંદર ધામધૂમ કરીને ઘણો ભારે ખર્ચ કીધો હતો, અને આ શૂભ લગ્ન પ્રસંગનો લાભ લેવાને માટે પ્રદેશના સંખ્યાબંધ મિજબાનોને ખાસ આમંત્રણો કરીને બોલાવ્યા હતા. જેઓમાં દેશી રાજા સાહેબોની પણ સારી સંખ્યા એકઠી થઈ હતી, અને લગ્નની શોભાનો કંઇજ પાર રહ્યો નહોતો. આ લગ્નની સર્વ ક્રિયા ધરમપૂર સ્થળેજ થઈ હતી, અને તેથી કરીને મુંબઈ, સુરત આદિક સ્થાનોના મિજબાનોને ત્યાં પધારવાની ઘણી સુગમતા પડી હતી. સર્વ પ્રકારે સૂખશાંતિ અને આનંદ રંગથી આ લગ્નની સમાપ્તિ થઈ હતી. પણ આ લગ્ન થયાં તે પ્રસંગપર શ્રી માનસિંગજી સાહેબ તો મુંબઈ નગરીમાં પધારેલા હતા, જ્યાં તે નામદારે ઘણાક યુરોપિયન આદિકની મુલાકાતો લીધી હતી, જેમાં નામદાર ગવરનર સાહેબ સર ફિલિપ વુડહાઊસની મુલાકાત મૂખ્ય હતી, અને ઘણુંકરીને તે મુલાકાતને માટેજ નામદાર મહારાજા સાહેબ તે સ્થળે પધાર્યા હતા. પ્રથમ તે નામદારે ગવરનર સાહેબની મુલાકાત જેવી જોઈએ તેવી રીતે લીધી હતી, અને તે પછી નામદાર ગવરનર સાહેબ પોતે તા૦ ૧૭મી મે સને ૧૮૭૨ ને શુક્રવારને દિવસે શ્રી માનસિંગજીના મુંબઈમાં બ્રિચકાન્ડી ખાતેના ઊતારાપર પધાર્યા હતા, જે સમયે તે નામદારનો શ્રી માનસિંગજીએ ઘટિત આદરસત્કાર કીધો હતો, અને તે બંને વચ્ચે અન્યોઅન્ય હેત પ્રીતની વાર્ત્તા કેટલોક સમય સુધી ચાલ્યા પછી તે મુલાકાતની સમાપ્તિ થઈ હતી. આ પછી તે નામદાર ત્યાંથી ટૂંક સમયમાં પોતાનાં રાજ્યનગર તરફ પાછા પધાર્યા હતા.

શ્રી માનસિંગજી પોતે જેમ વિદ્યાભ્યાસ કરવામાં પૂર્ણ પરિશ્રમ લેતા હતા, તેજ પ્રમાણે તે નામદાર પોતાના પાટવી પુત્ર શ્રી જસવતસિંહજીને પણ વિદ્યાભ્યાસ કરાવવા પાછળ પુષ્કળ કાળજી લેતા હતા, અને તે કુંવર સાહેબને ઇંગ્રેજીનો અભ્યાસ કરાવવા માટે એક સારો વિદ્વાન એટલુંજ નહીં, પરંતુ તેની સાથે વિલાયતમાં જેણે આખાં ત્રણ વર્ષ ગુજારેલાં, એવા એક નિપૂણ શિક્ષકને ખાસ પગાર આપીને રાખ્યો હતો, કે જે શિક્ષક દ્વારાએ નામદાર શ્રી જસવતસિંગજી ઘણી ત્વરા ને ચંચળાઇથી સર-

સ્વતીનું અધ્યયન કરતા હતા, અને પોતાના પિતા શ્રીની માફક પોતે પણ વિદ્યાભ્યાસનાં કામમાં પોતાને કુશળ કહેવડાતા હતા.

તા૦ ૮મી નવેમ્બર સને ૧૮૭૨ ને શુક્રવારને દિવસે શ્રી માનસિંગજી સાહેબ, વડોદરા રેલ્વેની એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજીને મુંબઈ ખાતે જઈ પોહોંચ્યા હતા, જ્યાં તે નામદારને ધારા પ્રમાણે નામદાર બ્રિટિશ સરકાર તરફથી ૧૧ તોપોનું માન આપવામાં આવ્યું હતું. સ્ટેશનપર તે નામદારને સામા લેવાને માટે ઘણાક સંભાવિત ગૃહસ્થો પધાર્યા હતા, જે સર્વની નામદાર મહારાજા સાહેબે મુલાકાતો લીધી હતી, અને પછી પોતાને ઉતારે પધાર્યા હતા. મુંબઈ ખાતે તે નામદાર આશરે ૨૦ દિવસ રહ્યા હતા, અને તે અરસામાં તે નામદારે ત્યાંનાં ઘણાંક ખાતાંઓની, ઘણાંક પ્રખ્યાત સ્થાનોની અને ઘણાંક નામાંકિત યુરોપિયન તથા દેશી ગૃહસ્થોની મુલાકાત લીધી હતી, અને તે પછી તા૦ ૨૯મો નવેમ્બર સને ૧૮૭૨ ને શુક્રવારને દિવસે તે નામદાર પુનઃ સ્વભૂમિમાં પધારવા માટે મુંબઈથી ઉપડી ગયા હતા.

સને ૧૮૭૪નાં વર્ષમાં, મુંબઇના માજી ગવરનર સાહેબ સર સેમોર ફિટ્ઝરલ્ડ તરફ જુનાગઢના નવાબ સાહેબ, જામનગરના જામ સાહેબ, ભાવનગરના ઠાકોર સાહેબ આદિકે જે સુંદર માનપત્ર મોકલ્યું હતું, તે માનપત્ર મોકલનારાઓમાં ધ્રાંગધ્રાના મહારાજા સાહેબ શ્રી માનસિંગજી પણ મુખ્ય હતા, અને એઓ સાહેબે પણ તેમાં અગ્ર ભાગ લીધો હતો. એજ પ્રમાણે એવાં દરેક કાર્યમાં તે નામદાર બીજા સર્વ ભૂપતિઓની સંગે અગ્ર ભાગજ લેતા આવ્યા છે.

તા૦ ૮મી નવેમ્બર સને ૧૮૭૫ ને સોમવારને દિવસે નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ હિંદુસ્થાનની મુલાકાત લેવાને માટે પ્રથમ મુંબઇમાં આવી પોહોંચ્યા હતા, તે પ્રસંગે તે નામદારની મુલાકાત લેવાને ગુજરાત-કાઠિયાવાડના ઘણાખરા નૃપતિઓ મુંબઇ ખાતે પધાર્યા હતા, જેઓમાં નામદાર શ્રી માનસિંગજી પણ હતા, અને તેઓ સાહેબ, નામદાર શાહજાદાનાં આગમનના દિવસ પેહેલાં મુંબઈ ખાતે પધાર્યા હતા, જ્યાં તે નામદારે પ્રથમ તા૦ ૩જી નવેમ્બર સને ૧૮૭૫ ને બુદ્ધવારને દિવસે બપોરના બરાબર સવાબાર વાગતાને સમયે હિંદુસ્થાનના તે વેળાના ગવરનર જનરલ લાર્ડ લીટન સાહેબની મુલાકાત લીધી હતી, અને તેમાં તેઓએ અન્યોઅન્ય કેટલીક વાતચીત કીધા બાદ મુલાકાત પૂર્ણ કીધા પછી નામદાર ગવરનર જનરલ સાહેબે સ્વહસ્તે શ્રી માનસિંગજીને પુષ્પના હાર તથા ગોટા આપ્યા હતા, અને તે પછી મહારાજા સાહેબ ત્યાંથી વિદાયે થયા હતા. બાદ બીજે દિવસે, એટલે તા૦ ૪થી નવેમ્બરને દિવસે નામદાર ગવરનર જનરલ સાહેબે સેક્રેટરિયટવાળાં મકાનમાં શ્રી માનસિંગજીને પોતાની વળતી મુલાકાત આપી હતી. આ મુલાકાત પણ પ્રથમની માફકજ સ્નેહ તથા સત્કાર સહ સમાપ્ત થઈ હતી. આ પછી જ્યારે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની, ઉપર દર્શાવેલે દિવસે મુંબઇ ખાતે પધરામણી થઇ, ત્યારે તે નામદારને સામા લેવાને માટે બીજા નૃપતિઓની સંગે શ્રી માનસિંગજી પણ દરિયા કિનારાપર ગયા હતા, અને એ શિવાય તે નામદાર શાહજાદાને માટે તત્રે થયલી સર્વ પ્રકારની સુંદર ને ભપકાદાર ધામધૂમોમાં પણ શ્રી માનસિંગજીએ ઘણો ભાગ લીધો હતો. બીજે દિવસે, એટલે તા૦ ૯મી નવેમ્બરને દિવસે તે નામદારે, નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત મધ્યાન સમયે લીધી હતી; અને વળી ત્રિજે દિને, એટલે તા૦ ૧૧મી નવેમ્બર ને ગુરૂવારે, નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે શ્રી માનસિંગજીને પોતાની વળતી મુલાકાત આપી હતી. અન્યોઅન્ય થયલી આ મુલાકાતોમાં અન્યોઅન્ય અત્યંત પ્રીતિભાવ દર્શાવવામાં આવ્યો હતો, અને

આનંદ સહ મુલાકાત પૂર્ણ થઇ હતી, જે પછી થોડા દિવસમાં મહારાજા સાહેબ શ્રી માનસિંગજીની સ્વારી સ્વભૂમિમાં સૂખરૂપ અને ખુશખુશાલિમાં પુનઃ પધારી હતી.

સને ૧૮૭૭નાં વર્ષના પ્રારંભમાં નામદાર મહારાણીજી શ્રી વિક્ટોરિયા રાજ્યમાતાજીએ "કૈસરે હિન્દ"નું સૂપદ ધારણ કીધું, તે બાબતનો ઢંઢેરો વાંચી સંભળાવવા માટે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭ ને દિવસે દિલ્હી ખાતે એક સુંદર બાદશાહી દરબાર ભરાયો હતો, તે પ્રસંગે જેમ બીજા નૃપતિઓને નામદાર બ્રિટિશ સરકારે આમંત્રણો કરીને તે સ્થાને બોલાવ્યા હતા, તેજ પ્રમાણે મહારાજા સાહેબ શ્રી માનસિંગજીને પણ ખાસ આમંત્રણ કરવામાં આવ્યું હતું, પરંતુ તે અવસરપર તે નામદારની તબિયત સારી નહીં હોવાથી તત્રે પધારવાનું તે નામદારથી બની શક્યું નહોતું, તોપણ નામદાર લૉર્ડ લીટનની સરકારે તે દરબારમાં જાહેર કીધા પ્રમાણે નામદાર માનસિંગજીને સંદેશો પોહોંચાડયો હતો કે 'નામદાર બુલંદ બ્રિટિશ સરકારે તમને "સ્ટાર ઑફ ઇંડિયા" તથા "સર"ના માનવંતા ખેતાબો બક્ષવાનો તથા તમને જે ૧૧ તોપોનું માન મળે છે, તેને બદલે હવેથી ૧૫ તોપોનું માન આપવાનો ઠરાવ કીધો છે.' આ મુજબનો એક ખુશાલિ ભરેલો શૂભ સંદેશો તે નામદારપર આવ્યો હતો, જે જાણતાંજ તે નામદાર પોતે, તેમજ તે નામદારની સમગ્ર વફાદાર પ્રજા અત્યાનંદ પામી હતી, અને તે નામદારનાં આખાં રાજ્યમાં અનહદ હર્ષની હેલિઓ અને જયાનંદની ઝડિઓ ઝળકાટમાં વરસવા લાગી હતી તથા સર્વ પ્રકારે ખુશાલિનો પ્રકાશ પ્રગટયો હતો.

દિલ્હીમાં ભરાયલા ઉપર દર્શાવેલા બાદશાહી દરબાર પ્રસંગે નામદાર ઇંગ્રેજ સરકાર તરફથી જેમ કેટલાક દેશી રાજા સાહેબોને બાદશાહી વાવટાઓની બક્ષિસ આપવામાં આવી હતી, તેજ પ્રમાણે શ્રી માનસિંગજીને પણ તેવો વાવટો આપવાનો ઠરાવ થયો હતો, અને તેથી તા૦ ૧૬મી નવેમ્બર સને ૧૮૭૭ને દિવસે મુંબઈના ગવરનર સર રીચર્ડ ટેમ્પલ જ્યારે ભાવનગર ખાતે પધાર્યા હતા, ત્યારે ત્યાં આગળ તે નામદારે એ વાવટો શ્રી માનસિંગજીને આપ્યો હતો, અને એજ ખાસ કારણને માટે આ પ્રસંગે શ્રી માનસિંગજીનું ભાવનગર ખાતે પધારવાનું થયું હતું. નામદાર ગવરનર સાહેબનાં તત્રે પધારવા પ્રથમ ત્રણ દિવસ આગમચથી, એટલે તા૦ ૧૩મી નવેમ્બર ને મંગળવારે શ્રી માનસિંગજી ત્યાં પધાર્યા હતા. બાદ તા૦ ૧૭મી નવેમ્બર ને શનિવારને દિવસે મધ્યાન સમયે ભાવનગરના "મોતીબાગ"માં નામદાર ગવરનર સાહેબે એક ભવ્ય દરબાર ભર્યું હતું, અને તે દરબારની સમક્ષ તે નામદારે શ્રી માનસિંગજીને બાદશાહી વાવટો આપ્યો હતો, અને ત્યાંજ તે નામદારની મુલાકાત પણ લીધી હતી. આ દરબાર બરખાસ્ત થયાં પછી બપોરના આશરે અઢી વાગતાને સમયે નામદાર ગવરનર સાહેબ પોતાની સંગે પોતાના પ્રાઇવેટ સેક્રેટરી, પોતાના એડીકાંપ તથા ભાવનગરના જોઇંટ એડમિનિસ્ટ્રેટર મી૦ પાર સાહેબને લઈને શ્રી માનસિંગજીની વળતી મુલાકાત લેવાને તેમને ઉતારે પધાર્યા હતા, જ્યાં નિયમાનુંસાર મુલાકાત થયા પછી ત્યાંથી નામદાર ગવરનર સાહેબ વિદાયે થયા હતા, અને પછી શ્રી માનસિંગજી ત્યાં કેટલોક સમય સુધી રહીને ધ્રાંગધ્રા ખાતે પાછા ફર્યા હતા. ભાવનગર ખાતે તે નામદારનો આ પ્રસંગે ભાવનગરના મહારાજા સાહેબે પણ ઘણો યોગ્ય સત્કાર કરી તે નામદારને યોગ્ય માન આપ્યું હતું.

તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૮ ને મંગળવારને દિવસે, નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીએ "કૈસરે હિન્દ" પદ ધારણ કર્યાની પેહેલી શાલગિરીની ખુશાલિમાં, તથા કેટલાકોને દિલ્હીના શેહેનશાહી મિલાવડા વખતે બક્ષેલા ખેતાબો, તેમને વિધિ પૂર્વક જાહેરમાં બક્ષવાને માટે હિંદમાં અનેક સ્થળે

જેમ જાહેર દરબારો ભરાયાં હતાં, તેજ પ્રમાણે રાજકોટ ખાતે પણ કાઠિયાવાડના પોલિટિકલ એજંટ મી૦ પીલ સાહેબે પણ એક ભવ્ય દરબાર ભર્યું હતું, જેમાં જામનગરના જામ સાહેબ શ્રી વિભાજી તથા ભાવનગરના જોઈંટ કાર્યભારી મી૦ ગવરીશંકર ઉદયશંકરની સંગે શ્રી માનસિંગજીને પણ, તેમને મળેલા "સર" તથા "સ્ટાર ઑફ્ ઇંડિયા"ના ખેતાબો તેમના કંઠમાં પેહેરાવ્યા હતા. આ પ્રસંગે મી૦ પીલે શ્રી માનસિંગજીની રૂડી રાજ્યનીતિની ઘણી પ્રસંશા કરી હતી, અને તે બાબે પોતાનો પૂર્ણ સંતોષ પ્રદર્શિત કીધો હતો. આ પ્રમાણે આ મંગળમય ક્રિયાની તમામ ધામધૂમની સમાપ્તિ થયા બાદ નામદાર મહારાજા સર માનસિંગજી પોતાનાં રાજ્યમાં પાછા પધાર્યા હતા. પોતાના પ્યારા ભૂપતિને આવા માનવંતા ખેતાબોનાં મેળવેલાં માન સહિત પોતાની દષ્ટિ સન્મૂખ પધારેલા નિર્ખિને ધ્રાંગધ્રાની પ્રજાએ શ્રી માનસિંગજીને અત્યંત માનઅકરામથી વંધાવી લીધા હતા, અને તેની ખુશાલિમાં તેઓએ એક આખો દિવસ એક માંગ્લિક તેહેવાર તરિકે પાળ્યો હતો. આખાં નગરમાં જ્યાં ને ત્યાં આનંદના ઉભરાઓ નિકળતા હતા! હર્ષનાદની ગર્જનાઓ ગાજતી હતી! ખુશાલિની ખુબી ફેલાઈ ગઇ હતી! અને સર્વ પ્રકારે અત્યંત આનંદ રંગ ઝામ્યો હતો! વળી આ ખુશાલિને માટે શ્રી માનસિંગજીએ પોતાના સર્વ નોકરોને કિમતી પોશાકો તથા સરપાવો બક્ષીને તે સર્વને પણ ઘણા ખુશી કીધા હતા.

તા૦ ૨જી ડિસેમ્બર સને ૧૮૭૮ ને સોમવારને દિવસે ધ્રાંગધ્રા ખાતે એક સુંદર હૉસ્પિટલનો પાયો નાંખવાની શૂભ ક્રિયા ઝાલાવાડ પ્રાંતના મદદનિસ પોલિટિકલ એજંટ કેપ્ટન સ્ટેશ સાહેબને સ્વહસ્તે કરાવવામાં આવી હતી. આ ક્રિયા પ્રસંગે નામદાર સર માનસિંગજીએ મ્હોટો મિલાવડો કીધો હતો, જે મિલાવડામાં તે નામદારના પાટવી કુંવર શ્રી જસવતસિંહજીએ પોતાના પિતાની તરફથી એક સુંદર માનપત્ર ઘણીજ મનોહર છટામાં વાંચી સંભળાવ્યું હતું, જેનો પ્રત્યોત્તર વાળતાં કેપ્ટન સ્ટેશ સાહેબે સર માનસિંગજીનાં તથા શ્રી જસવતસિંગજીનાં બહુ બહુ વખાણ કીધાં હતાં. આ હૉસ્પિટલ, નામદાર મહારાણી શ્રીના પાટવીપુત્ર નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સે હિંદુસ્થાનની મુલાકાત લીધી હતી તેની યાદગિરી દાખલ બાંધવામાં આવી હતી, અને તેથી તેનું નામ પણ "પ્રિન્સ ઑફ્ વેલ્સ હૉસ્પિટલ" રાખવામાં આવ્યું હતું. એજ વર્ષમાં નામદાર સર માનસિંગજીએ પોતાના કુંવરી રાજકુંવરબાનાં લગ્ન રતલામના મહારાજા શ્રી રણજીતસિંગજીની સંગે મ્હોટી ધામધૂમથી રજવાડી રીતપ્રમાણે કીધાં હતાં, અને તે પાછળ ઘણો ખર્ચ કીધો હતો.

તા૦ ૧૬મી જાનેવારી સને ૧૮૭૯ ને મંગળવારને દિવસે ધ્રાંગધ્રામાં એક અત્યંત માઠો બનાવ બન્યો હતો! એ દિવસે શ્રી માનસિંગજીના પાટવી કુંવર સાહેબ શ્રી જસવતસિંહજીનું આશરે ૨૬ વર્ષની ભર જુવાનીએ અકાળ મૃત્યુ નિપજ્યું હતું, અને તેથી કરીને મહારાજા સર માનસિંગજીને, તે નામદારનાં આખાં કુટુંબ કબિલાને, તે નામદારની તમામ પ્રજાને તે નામદારના સર્વ મિત્રમંડળને અને તે શિવાય બીજા સર્વ જનોને અનહદ શોક ઊપજ્યો હતો તથા તે સર્વનાં મૂખપર અત્યંત ગ્લાનિ આચ્છાદન થઈ હતી. આશરે બે માશપર શ્રી માનસિંગજીના એક પ્રિય બંધૂનું મૃત્યુ નિપજવાથી, તેની દિલગિરીમાં તો તે નામદાર રાત ને દિવસ જંપતા નહોતા, અને એટલામાં વળી આ યુવાન કુંવર સાહેબે તે નામદારને એક કારી ઘા કીધો હતો, જેનો શોક રૂપી જખમ ઝટ કેમ રૂઝાઈ શકે?! શ્રી જસવતસિંહજીનો મંદવાડ ઘણાક દિવસનો હતો, પરંતુ તે નામદારને વારાફરતી ઘણા ઘણા કાબેલ વૈદ્યોનું ઔષદ્ધ કરવામાં આવતું હતું, અને તેથી સર્વ કોઈએ તે નામદારના સાજા થવાની ઘણી આશા બાંધી હતી. વળી જામનગરના જામ શ્રી વિભાજી સાહેબની સંગે શ્રી માનસિંગજીને સારો નાતો હોવાથી, જા-

મ સાહેબે જ્યારે શ્રી જસવતસિંહજીના ભારે મંદવાડની વાત સાંભળી, ત્યારે તેઓએ ગોંડળના પ્રખ્યાત ને કાબેલ કેહેવાતા રાજ્યવૈદ્ય રા. રા. બાવાભાઈ અચળજીને એકદમ ધ્રાંગધ્રાખાતે રવાના કીધાહતા, પરંતુ તેઓ ત્યાં આવી પોહોંચે તે પ્રથમ તો શ્રી જસવતસિંહજીએ સ્વપ્રાણ ત્યાગ કીધો હતો ! મરનાર કુંવર સાહેબ શ્રી જસવતસિંહજી જાતે ઘણાજ બહાદુર, ચંચળ ને નિપૂણ હતા, અને રાજ્યના દિવાન તથા ન્યાયાધિસોની પાસે રહીને રાજ્યવહિવટનું અધ્યયન કરતા હતા, જેથી તે નામદાર ભવિષ્યમાં એક ઉમદા ભૂપતિ નિવડશે, એવી સર્વને આશા હતી, પરંતુ તે આશા ફળિભૂત થવાનો અવસર આવે તે પેહેલાં તો તે નામદાર ગત થયા હતા, એ અત્યંત ખેદકારક બનાવ બન્યો હતો. મરનાર પોતાની પાછળ પોતાના રાજકોટવાળા રાણીના પાટવી પુત્ર શ્રી અજીતસિંગજી તથા ભાદરવાવાળા રાણીના પુત્ર શ્રી દોલતસિંહજી, એ મુજબના બે કુંવર સાહેબો મૂકી ગયા છે.

તા૦ ૨જી ડિસેમ્બર સને ૧૮૮૧ ને શુક્રવારનેદિવસે સર માનસિંગજીએ પોતાના બીજા કુંવરીશ્રી બાકુંવરબાનાં શૂભ લગ્ન જેપૂરના મહારાજા સવાઇ માધવસિંગજીની સંગે કીધા હતા. પ્રથમ જેપૂરના મહારાજા પોતાના સંખ્યાબંધ રશાળાના માણસો સહિત તા૦ ૨૮મી નવેમ્બરે અમદાવાદ આવી પોહોંચ્યા હતા, જ્યાંથી બીજે દિવસે તેઓ સાહેબ વઢવાણ જઈ પોહોંચ્યા હતા, અને ત્યાંથી પછી તેઓ ધ્રાંગધ્રા ખાતે જવાને નિકળ્યા હતા. ધ્રાંગધ્રાના મહારાજા સાહેબ તે નામદારને લેવાને માટે ૧૪ માઈલ્સ સુધી સામા ગયા હતા, અને તેમને પોતાની સંગે લઈને શ્રી માનસિંગજી ઘણી ધામધૂમથી ધ્રાંગધ્રે પધાર્યા હતા, જે પછી ઊપલે દિવસે લગ્નની મંગળમય ક્રિયા કરવામાં આવી હતી, અને તેજ દિવસે એક ઘણો મ્હોટો ને ભારે ઠાઠમાઠવાળો વરઘોડો કાહાડવામાં આવ્યો હતો, અને ભારે ધામધૂમ કરી હતી. ધ્રાંગધ્રાના મહારાજા સાહેબે પોતાના જમાઈ (જેપૂરના મહારાજા)ને રૂપિયા એક લાખની પેહેરામણી આપી હતી, જેમાં ૩ હાથી, ૨૧ ઘોડા, ૧૨ ભેંસો, ૨૫ ગાયો, ૧ રથ, ૨ શીગરામ, ૧ મદોલ, ૧ પાલખી અને બે સોનાનાં તથા ચાંદીનાં બિછાનાં આપ્યાં હતાં. વળી આ લગ્નને શૂભ અવસરે નામદાર સર માનસિંગજીએ દેશ-પ્રદેશના ઘણા પરોણાઓને ખાસ આમંત્રણો કરીને બોલાવ્યા હતા, જેથી ધ્રાંગધ્રા ખાતે પ્રદેશિઓની પણ પુષ્કળ સંખ્યા આ પ્રસંગે એકઠી થઇ હતી. જેપૂરના મહારાજા સાહેબ પણ પોતાની સાથે લગભગ ૬૦૦ માણસોની મ્હોટી સંખ્યા લાવ્યા હતા, જે સર્વના ઊતારા આદિકની ગોઠવણ નામદાર માનસિંગજી તરફથી ઘણી રૂડી રીતે કરવામાં આવી હતી, અને તેથી કરીને આ લગ્નમાં શ્રી માનસિંગજીને મહા યશ મળ્યો હતો. લગ્નની સર્વ ક્રિયા તથા ધામધૂમની સમાપ્તિ થયા બાદ જેપૂરના મહારાજા સાહેબ સ્વભૂમિમાં પધારવા માટે ત્યાંથી ખૂશખુશાલિમાં ઉપડી ગયા હતા.

તા૦ ૧૪મી નવેમ્બર સને ૧૮૮૨ ને મંગળવારે ધ્રાંગધ્રા તાબાના સીતા નામે ગામમાં "બાઈ રાજબા દવાખાનું" ઉઘાડવાની ક્રિયા કરવામાં આવી હતી. એ સમયે નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંગજી પોતાના રશાળાના સંખ્યાબંધ માણસો સહિત તે ગામમાં પધાર્યા હતા તથા આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મેજર સ્ટેસ સાહેબ તથા તે નામદારના પત્નિ પણ ત્યાં ગયા હતા. આ સઘળાઓનું તે સ્થળે એક દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં પ્રથમ નામદાર મહારાજા સાહેબના ડાકટર દોરાબશા હોરમશજી બારિયાએ તે નામદાર તરફથી એક સુંદર ભાષણ વાંચી સંભળાવ્યું હતું, અને ત્યાર પછી મેજર સ્ટેસના મડમ સાહેબે તે ધર્મખાતું ઉઘાડવાની ક્રિયા ઘણા આનંદ સહ અને જનમંડળની હર્ષની તાળિઓ વચ્ચે કરી હતી. બાદ નામદાર મહારાજા સાહેબની પ્રસંશાનાં કેટલાંક સંભાષણો થયાં પછી

દરબાર બરખારત થયું હતું, અને નામદાર મહારાજા સાહેબ આદિક સર્વ ધ્રાંગધ્રા ખાતે પાછા ફર્યા હતા. એજ પ્રમાણે બીજાં બે ગામોમાં બીજાં બે દવાખાનાંઓના પાયા નાંખવાની ક્રિયા કરવામાં આવનાર હતી, પરંતુ નામદાર મહારાજા સાહેબના એક કુંવરીનું મૃત્યુ નિપજવાથી તે ક્રિયાનું કામ તે સમયે અટકાવવું પડયું હતું.

સને ૧૮૮૩નાં વર્ષમાં ધ્રાંગધ્રાખાતે કેટલીક ગડમથલ થઈ ગઇ હતી! એવું બન્યું હતું કે, તા૦ ૩૧મી માર્ચે ત્યાંના વેહોરાઓએ સરઘસ કાહાડવા માટે નામદાર મહારાજાની પરવાનગી માંગી હતી. આપરથી મહારાજા સાહેબે એક મજબૂત કામ એ કરી લીધું હતું કે-તે નામદારે હિંદુ લોકો પાસે એવું લખાવી લીધું હતું કે, જો વેહોરાઓ પોતાનું સરઘસ કાહાડશે તો અમે કંઈ પણ તોફાન કરીશું નહીં. આ મુજબની કબુલાત હિંદુઓની પાસેથી લખાવી લીધા પછી તે નામદારે વેહોરાઓને સરઘસ કાહાડવાની પરવાનગી આપી હતી. આથી કરીને વેહોરાઓએ ફુલેકું કાહાડીને તેને હિંદુઓના મોહોલ્લાઓમાં ફેરવ્યું હતુ; પણ તેની સંગે કેહે છે કે, તેઓએ મુખમાંથી અપશબ્દો પણ બોલવા માંડયા, જેથી કેટલાક બ્રાહ્મણોએ તેમને તેમ બોલતાં અટકાવ્યા, પરંતુ તેઓ અટક્યા નહીં, અને તેવીજ રીતમાં બોલતા બોલતા તેઓ બીજા જીલ્લામાં ગયા, જ્યાંના લોકોની સાથે તેમને કંઇક મારામારી થઇ, જેપરથી નામદાર મહારાજા સાહેબે બીજે દિવસે કેટલાક હિંદુઓને બોલાવી મંગાવ્યા, તેટલાપરથી હિંદુઓનાં મન દુખાઈ ગયાં, અને તેઓમાંના ઘણાખરા ધ્રાંગધ્રા છોડીને તથા ત્યાં હડતાલ પાડીને સાયલા તાબાના ભાયાતિ ગામ નારિચાણા ખાતે જઈ પડયા, કે જે ગામ ધ્રાંગધ્રાથી માત્ર પાંચ ગાઉને અંતરે આવેલું છે. આ મુજબની ગડમથલ પ્રજાએ કરી મૂકી હતી, અને વળી પોતાનો તરફથી લડવાને માટે તેઓએ એક બારિસ્ટરને પણ બોલાવ્યો હતો! આથી વાત વધી પડી હતી! અને દ્વેષની વિશેષ વૃધ્ધિ થઈ હતી! પણ સારે ભાગ્યે પ્રજાને પાછળથી સારા સલાહકારો મળવાથી રાજા-પ્રજા બંને વચ્ચે પુનઃ સમજુતી થઇ ગઈ હતી, અને બહાર ગયલાં તમામ લોકો પાછા ધ્રાંગધ્રામાં આવ્યા હતા તથા સર્વપ્રકારે સમાધાની કરી નાંખી હતી. આ મુજબનો એક ગડમથલિઓ બનાવ ઉપલાં વર્ષમાં બન્યો હતો, જે કદાચ મ્હોટું રૂપ પકડતે, પરંતુ નામદાર મહારાજા સાહેબ પોતે ઘણા ઠરેલ ને વિચારવંત હોવાથી તે નામદારે સર્વનાપર ક્ષમા રાખીને તથા મેહેરબાની બતાવીને સર્વ પ્રકારે શાંતિ પ્રવર્ત્તાવી હતી. આજ વર્ષમાં નામદાર સર માનસિંગજીએ પોતાના દિવાન તરિકે, રાજકોટની રેસિડન્સિના વકીલ મી૦ કુંવરજી કાશાજીને રૂ-૧૨૦૦ના પગારથી નિમ્યા હતા.

તા૦ ૨૫મી સપ્ટેમ્બર સને ૧૮૮૩ ને મંગળવારને દિવસે સર માનસિંગજીના એક પત્નિનો સ્વર્ગવાસ થયો હતો. તેમનાં મરણ પામવાના માઠા સમાચાર સઘળે ફેલાતાં સર્વમાં ઘણો શોક વ્યાપ્યો હતો. મરનાર રાણી સાહેબને ત્રણ મણ સૂખડ તથા બશેર સૂવર્ણથી બાળવામાં આવ્યા હતા, અને ગરીબ ગુરબાંઓને તથા બ્રાહ્મણોને દાન આપવાને માટે નામદાર મહારાજા સાહેબે રૂ ૫૦૦૦ની મ્હોટી રકમ ધર્માદા દાખલ કાહાડી હતી. મરનાર રાણી સ્વભાવે ઘણા સારા ને દયાવંત ગણાતા હતા તથા ધર્મપર પણ તેમની સારી આસ્તા કેહેવાતી હતી.

સને ૧૮૮૫નાં વર્ષમાં ધ્રાંગધ્રાના દિવાન મી૦ કુંવરજી કાશાજીએ રાજીનામું આપ્યાથી તેમને સ્થળે નામદાર મહારાજા સાહેબે રા૦ બા૦ પોપટ વેલજી નામના પ્રખ્યાત ને અનુભવી પુરૂષને પોતાના દિવાન દાખલ નિમ્યા હતા.

સને ૧૮૮૭ના ફેબ્રુઆરી માસમાં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતાજીને બ્રિટિશ તખ્તપર રાજ્ય ભોગવ્યાને પૂરાં પચાસ વર્ષ થયાં, તેની "જુબિલી"ની ખુશાલિમાં આખાં ભરતખંડની ભૂમિપર ભવ્ય ભપકાદાર ધામધૂમો થઈ હતી, અને જેમ સર્વ દેશી રાજા સાહેબોએ એ "જુબિલી" પર્વ મહા મંગળમય રચના ને ઠાઠમાઠથી ઉજવ્યો હતો, તેજ પ્રમાણે નામદાર મહારાજાધિરાજ સર માનસિંગજીએ પણ એ તેહેવાર મહાન્ ધામધૂમથી પાળ્યો હતો. તા૦ ૧૬મી તથા તા૦ ૧૭મી ફેબ્રુવારીના બંને દિવસોએ તે નામદારે પોતાનાં પાયતખ્ત નગરમાં અત્યંત આનંદકારી રચના કરી હતી. વળી આ શુભ અવસરનો લાભ લેવાને ઝાલાવાડ પ્રાંતના મદદનિસ પોલિટિકલ એજંટ મો૦ યંગહસબંડ, મિસ્ટર અને મિસિસ બીડલ તથા વીરમગામથી મિસ લૉટન ધ્રાંગધ્રા ખાતે પધારેલા હતા, અને એ શિવાય બીજા પણ સદ્‌ગૃહસ્થોની મ્હોટી સંખ્યા ત્યાં આવી હતી. આ પ્રિયકર પ્રસંગની ધ્રાંગધ્રાની રચના ઘણીજ સુંદર શોભા આપતી હતી. રંગબેરંગિ વાવટાઓ, ધજાઓ અને ભપકાદાર કમાનોથી આખું શેહેર શણગારવામાં આવ્યું હતું. તા૦ ૧૬મી ફેબ્રુવારી સને ૧૮૮૭ની પ્રભાતમાં, નવ વાગતાને સમયે ત્યાંના રાજ મેહેલના ચોકમાં નાંખેલા કચેરીના મ્હોટા તંબુમાં એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું. આ દરબારમાં પ્રથમ મી૦ યંગહસબંડે, નામદાર ગવરનર સાહેબ તરફથી આવેલો ખરીતો વાંચી સંભળાવી, તે ખરીતો નામદાર મહારાજા સાહેબને સ્વાધિન કીધા પછી, નામદાર રાજા સાહેબના પૌત્ર અને પાટવી કુંવર સાહેબ શ્રી અજીતસિંગજીએ એક સુંદર ભાષણ ઈંગ્રેજી ભાષામાં વાંચી સંભળાવ્યું હતું. આ ભાષણ ઘણુંજ પ્રસંશાપાત્ર, અસરકારક તથા ખુબી ભરેલું હતું, અને તેની સાથે વળી લંબાણ પણ હતું. એ ભાષણના પશ્ચાત ભાગમાં તે નામદારે એવી મતલબનું દર્શાવ્યું હતું કે 'નામદાર મહારાણી સાહેબ તખ્તનશીન થયાના આ મહોત્સવાનંદની રાજા સાહેબ તરફની મુબારકબાદી, અને તે શાહાનશાહબાનું પ્રત્યે તેમની, તેમનાં કુટુંબની તથા તેમની તમામ પ્રજાની રાજ્યભક્તિ અને વફાદારી નામદાર માલિકા મોઆઝ્ઝમાના પ્રતિનિધિ તે નામદારને યોગ્ય દ્વારાએ રોશન કરે.' આ મુજબની વિનંતિ તે નામદારનાં સંભાષણમાં કરવામાં આવી હતી, જેના પ્રત્યોત્તરમાં મી૦ યંગહસબંડે નામદાર મહારાજા સાહેબની રાજ્યનીતિ, રાજ્યભક્તિ તથા વફાદારીનાં વખાણ કરીને તે નામદારની ઊપર પ્રમાણેની વિનંતિ ઘણી ખુશીની સાથે સ્વિકારી હતી, અને તે પ્રમાણે કરવાનું કબૂલ કીધું હતું. બાદ રાજ્ય કુંવર સાહેબો શ્રી ભવાનીસિંહજી તથા શ્રી ભભૂતસિંહજી, જેઓ રાજકોટની "રાજ્ય કુંવર કૉલેજ"માં વિદ્યાભ્યાસ કરે છે તથા જેઓ પાટવી કુંવર સાહેબ શ્રી અજીતસિંગજીનાં શુભ લગ્નના સમારંભપર તે સમયે તત્રે પધાર્યા હતા, તેઓએ "રાજ્ય સંગીત"ની આકૃતિમાં નામદાર મહારાણીજીની સ્તુતિની કવિતા ઘણીજ સુંદરતામાં ગાઇ સંભળાવી સર્વ શ્રોતાજનોનાં મન રંજિત કીધાં હતાં. આ સમયે ૧૦૧ તોપોના અવાજો કરવામાં આવ્યા હતા, અને નામદાર મહારાજા સાહેબે ભર દરબારમાં ૧૧ કેદિઓને કેદખાનામાંથી બંધન મુક્ત કીધા હતા તથા જેલમાં જે બે સ્ત્રી બંધવિઓ હતી, તેણીઓને પણ મુક્તિ આપી હતી. આ બે બંધવિઓને છોડી દેવાને માટે દરબારમાં બિરાજેલી યુરોપિયન બાનુઓએ નામદાર મહારાજા સાહેબને ખાસ ફરમાસ કરવાથી તેણીઓને તત્કાળ છોડી મૂકી હતી. છેલ્લે અત્તર, પાન, ગુલાબ, હાર, કલગી આદિક અર્પિને સર્વ સાહેબો પોતપોતાને ઊતારે પધાર્યા હતા, અને દરબાર બરખાસ્ત થયું હતું. બાદ બરાબર ૧૦ વાગતાને સમયે ગુજરાતી તથા ગામઠી નિશાળોમાં ભણતા તમામ છોકરાઓને, કન્યાશાળામાં ભણતી તમામ કુંવારિકાઓને, શેહેરનાં બીજાં છોકરાંઓને અને એ શિવાય તમામ ગરીબગુરબાંઓને, નામદાર મહારાજા સાહેબ તરફથી

મિઠાઈનું ભોજન કરાવવામાં આવ્યું હતું, તેમજ નાચાર તથા નિરાધાર–નિરાશ્રિતોને વસ્ત્રો વેહેંચવામાં આવ્યાં હતાં. વળી એજ દિવસે સાંજના પાંચ વાગતાને સમયે કન્યાશાળાનાં મકાનનો પાયો નાંખવાનું ખાસ મુહૂર્ત કરવામાં આવ્યું હતું, અને તે શાળાનું નામ, "વિક્ટોરિયા જુબિલી કન્યાશાળા" રાખવામાં આવ્યું હતું. આ શાળાનો પાયો નાંખવાની ક્રિયા પણ ઘણીજ ધામધૂમથી કરવામાં આવી હતી, અને નામદાર મહારાજા સાહેબે તે સ્થળે પધારીને સર્વની મુલાકાત મહા આનંદથી લીધી હતી. સાયંકાળે દિવસ અસ્ત પામ્યા પછી રાત્રિ સમયે નદિ કિનારાપર આતશબાજી છોડવામાં આવી હતી, જે સમયે ત્યાં જોવા પધારેલા ગૃહસ્થોની ઘણી મ્હોટી સંખ્યા હતી, જેઓમાં નામદાર મહારાજા સાહેબ તથા કેટલાક યુરોપિયન સાહેબો મુખ્ય હતા. આતશબાજી પૂર્ણ થયા પછી એજ રાત્રિએ સઘળા યુરોપિયનભાઈઓને નામદાર મહારાજા સાહેબે એક સુંદર ને સ્વાદિષ્ટ ખાનું આપ્યું હતું, જે પ્રસંગે અન્યોઅન્ય થયલાં સંભાષણોમાં નામદાર મહારાણી સાહેબની, નામદાર મહારાજા સાહેબની તથા સર્વ યુરોપિયનભાઈઓ વિગેરેની સલામતી ચાહવામાં આવી હતી. એજ રાત્રિએ મી૦ યંગહસબંડને કામ હોવાથી તેઓ સાહેબ ત્યાંથી વિદાએ થયા હતા. આજ પ્રમાણે તા૦ ૧૬મી તથા ૧૭મી ફેબ્રુવારીના બંને દિવસોએ નામદાર મહારાજા સાહેબે શેહેરમાં ઘણી ધામધૂમો કરી હતી, અને હજારો રૂપિયાનો ખર્ચ કીધો હતો. વળી તે નામદારનાં સંસ્થાનોના જુદા જુદા મહાલોમાં પણ એ મહા પર્વની માંગલિક રચના ને ધામધૂમ કરવામાં આવી હતી. ખરેજ નામદાર મહારાજા સાહેબે "જુબિલી" પર્વ ઘણીજ સંતોષ ભરેલી રીતે ખુશખુશાલિમાં ઊજવ્યો હતો, અને સર્વ પ્રકારે પોતાની વફાદારી તથા રાજ્યભક્તિ પ્રસંશાપાત્ર રીતે પ્રદર્શિત કરી હતી.

તા૦ ૨૬મી જાનેવારી સને ૧૮૮૮ ને ગુરૂવારને દિવસે, નામદાર મહારાજા સાહેબ સર માનસિંગજીના પાટવી પુત્ર નામદાર જસવતસિંગજી, જેઓ સને ૧૮૮૦નાં વર્ષમાં આ ક્ષણભંગુર દુનિયાનો ત્યાગ કરી ગયા છે, તે સ્વર્ગવાસી પાટવી કુંવર સાહેબના પાટવી પુત્ર નામદાર અજીતસિંગજી, કે જેઓ ધ્રાંગધ્રા સંસ્થાનનાં ભવિષ્યના વારસ તરિકે છે, તેમના રાણીને પેટે એક પુત્રની પ્રાપ્તિ થઈ હતી, આ ખુશાલિ ભરેલા સમાચાર સર્વમાં જણાતાંજ આખાં ધ્રાંગધ્રા સંસ્થાનમાં અત્યાનંદ ઉપજ્યો હતો, અને સર્વ જનોએ મીઠાં મોં કરી આ નવા અવતરેલા કુંવર સાહેબને માટે શૂભ સૂકન કીધા હતા. નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંગજી પોતે પણ આ ખુશાલિ ભરેલી ઈશ્વરી કૃપાદષ્ટિ અને મેહેરથી ઘણોજ હર્ષ પામ્યા હતા, અને એજ ખુશાલિને માટે ધ્રાંગધ્રા ખાતે બીજે દિવસે, એટલે તા૦ ૨૭મી માર્ચે નામદાર મહારાજા સાહેબે પોતાના મેહેલમાં એક ભવ્ય દરબાર ભર્યું હતું, જેમાં સર્વ સરદારો, ભાયાતો તથા નગરજનો વિગેરે સંખ્યાબંધ સદ્દગૃહસ્થોની મ્હોટી મેદની મળી હતી. આ દરબારમાં નવા કુંવર સાહેબના જન્મને માટે મનમાનતી ખુશાલિ દર્શાવવામાં આવી હતી, અને સર્વ કોઇએ તે કુંવરનું દીર્ઘાયુષ્ય ઈચ્છી આશિશ વચનો વધાં હતાં, જે પછી દરબાર બરખાસ્ત થયું હતું. નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંગજીની ખુશાલિનો તો કંઈ પારજ રહ્યો નહોતો. તે નામદારે તો અનહદ ખુશાલિ જાહેર કરી હતી, અને આખાં રાજયમાં તે ખુશાલિ બદલ શાકર વેહેંચાવી હતી. પોતાના છોકરા ને ઘેર છોકરા, અને વળી તેને ઘેર પણ છોકરા થવાથી કયા વૃદ્ધ વડીલને ખુશાલિ નહીં ઉપજે ! ! એવું સૂખ સ્વદષ્ટિએ નિર્ખવાને જે સખસ ભાગ્યશાળી થાય છે, તે સખસ આ સંસારિક સૃષ્ટિમાં ઘણો ભાગ્યવાન ગણાય છે, અને તેજ પ્રમાણે શ્રી માનસિંગજી પણ ભાગ્યવાન ગણાય, એમાં સંદેહ નથી. પણ તે નામદારને એ સર્વ પ્રકારનું સૂખ હોવા છતાં તથા એ સર્વ તરફનો સંતોષ હોવા છતાં, માત્ર અસૂખ

અને અસંતોષ એટલોજ રેહે છે કે, એ નામદારના પાટવી પુત્ર નામદાર જસવતસિંહજીનું અકાળ મૃત્યુ નિપજવાથી તેનો કારી ઘા પોતાને લાગ્યો છે ! આટલુંજ માત્ર તે નામદારને અસૂખ અને અસંતોષ ઉપજાવનારૂં બન્યું છે. એ શિવાય સર્વ પ્રકારે તે નામદારની જિંદગી આનંદ મંગળમાં સદા મશગૂલ રહે છે; પણ પરમેશ્વરની કૃપાથી સ્વર્ગવાસી કુંવર સાહેબ શ્રી જસવતસિંગજીના પુત્રને ત્યાં પુત્ર પ્રાપ્તિ થવાથી નામદાર જસવતસિંગજીનાં મૃત્યુની દિલગિરી કંઇક દૂર થઈ શકે છે.

તા૦ ૧૧મી માર્ચ સને ૧૮૮૮ ને રવિવારને દિવસે પ્રભાતના ૯ાા વાગતાને સમયે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઉસ સાહેબ સી. આઈ. ઈ. વઢવાણથી ધ્રાંગધ્રા ખાતે પધાર્યા હતા. જો કે કાઠિયાવાડના પોલિટિકલ એજંટો વારમવાર ત્યાં જા આવ કર્યા કરે છે, અને તેમનાં માનાર્થે નામદાર મહારાજા સાહેબ કેટલીક ધામધૂમ કરે છે, પરંતુ આ સમયની ધામધૂમ કંઇ જુદીજ તરેહની ને ભપકાદાર હતી. ઉપલે દિવસે ને ઉપલે સમયે એજંટ સાહેબની સ્વારી પોતાનાં રાજ્યમાં પધારનાર છે, એવી ચોકસ ખબર નામદાર મહારાજા સાહેબને મળવાથી તે નામદાર પોતે, ત્રણ કુંવર સાહેબો, રશાળાના સ્વારો, ડંકા, નિશાન, ઘોડા, ગાડિઓ આદિક સહિત પોલિટિકલ એજંટ સાહેબને સામા લેવાને પધાર્યા હતા, ને તે સમયે વળી તેમના અનુભવી દિવાન રા૦ બા૦ પોપટ વેલજી પણ તે નામદારની સંગેજ હતા. પોલિટિકલ એજંટ સાહેબ જેવા નામદાર મહારાજા સાહેબને મળ્યા કે તેવાજ તે નામદારનાં માનને માટે ૧૧ તોપોના આનંદકારી તથા સલામતી આપનારા અવાજો કરવામાં આવ્યા હતા. બાદ તે નામદારને પોતાની સંગે નામદાર મહારાજા સાહેબ નગ્રમાં લાવ્યા હતા, જ્યાં તેમને મા સાહેબવાળા બંગલામાં ઊતારો આપ્યો હતો. એ દિવસે તે નામદારનાં માનને માટે તમામ રસ્તાઓ તથા સડકોપર રંગ બેરંગિ વાવટાઓ લટકાવીને તેમને સુશોભિત બનાવ્યા હતા તથા બે સુંદર કમાનો પણ ગોઠવવામાં આવી હતી, અને એ શિવાય પણ કેટલીક બીજી પણ ધામધૂમો નામદાર રાજા સાહેબે કરી હતી. એજ દિવસે સાંજના નામદાર એજંટ સાહેબનાં કચેરી મંડળ તથા સંસ્થાનોના વકીલો આદિકની મુલાકાતો લેવાને માટે નામદાર મહારાજા સાહેબે પોતાના દિવાનખાનામાં કચેરી ભરી હતી, જ્યાં આશરે એક કલાક સુધી નાયકાઓનો નાચ રંગ તથા ગાન તાન ચાલ્યા બાદ સર્વની મુલાકાતો થઇ હતી, અને તે પછી પાન ગુલાબ તથા અત્તર લઇને સર્વ જનો પોતપોતાને ઉતારે પધાર્યા હતા. બાદ બીજે દિવસે સવારના નવ વાગતાને સમયે નામદાર મહારાજા સર માનસિંગજી, નામદાર પોલિટિકલ એજંટ સાહેબની મુલાકાતાર્થે તે નામદારને ઊતારે પધાર્યા હતા, જ્યાં તે નામદારની નિયમાનુસાર મુલાકાત થયા પછી તે નામદાર પોતાની ચાર ઘોડાની ગાડીમાં બિરાજીને પુનઃ પોતાને સ્થાને પધાર્યા હતા. આ મુલાકાતમાં નામદાર વુડહાઊસ સાહેબે મહારાજા સાહેબ ઉપર ઘણો પ્યાર દર્શાવ્યો હતો, અને તે નામદારને સારૂં માન આપ્યું હતું. આ પછી તા૦ ૧૩મી માર્ચ ને મંગળવારની પ્રભાતમાં નામદાર મહારાજા સાહેબ, પોલિટિકલ એજંટ સાહેબને સંગે લઈને પોતાની ચાર અશ્વની ગાડીમાં બિરાજી હાસ્પિટલ તથા જેલ જોવાને ગયા હતા, જે જોઈને એજંટ સાહેબ ઘણાજ ખુશી થઈ ગયા હતા. જેલ જોઇને તો તે નામદાર એટલે સુધી બોલ્યા હતા કે 'આવી જેલ મેં આખા કાઠિયાવાડમાં જોઈ નથી !' આ મુજબ ઘણો સારો અભિપ્રાય આપ્યો હતો. વળી ત્યાંથી તે નામદાર ત્યાંની ઈંગ્રેજી સ્કૂલ જોવાને પધાર્યા હતા, જ્યાં વિદ્યાર્થિઓએ ઈંગ્રેજી તથા ગુજરાતી કવિતાઓ વાંચી તથા ગાઈ હતી, જે શ્રવણ કરીને પણ તે નામદાર ઘણા હર્ષિત થયા હતા. આ સ્થળે નામદાર મહારાજા સાહેબે દર્શાવ્યું હતું કે 'આ ઈંગ્રેજી સ્કૂલમાં સાંપ્રત સમયે ચોથાં ધોરણ સુધી શિખવવામાં આવે છે, પરંતુ હવે પાંચમું ધોરણ દાખલ કરવાને,

વિચાર છે.' નામદાર મહારાજાના આ શબ્દ શ્રવણ કરતાંની સાથેજ એજંટ સાહેબે તે બાબે પોતાની પ્રસન્નતા પ્રદર્શિત કરી હતી. એ પછી ત્યાંથી તે નામદાર વિદાયે થયા હતા. એજ દિવસે સાંજના નામદાર એજંટ સાહેબે, નામદાર મહારાજા સાહેબની "રીટર્ન વિઝિટ" લીધી હતી. આ મુલાકાતમાં નામદાર મહારાજા સાહેબે તે નામદારનો ઘણો યોગ્ય સત્કાર કીધો હતો, અને ત્યાં પછી તે નામદાર તથા મહારાજા સાહેબ "સર જેઈમ્સ ફર્ગ્યુસન પૂલ" ઉપર પધાર્યા હતા, જ્યાં આતશબાજીના ગગને ગાજતા ધડાકા ને ભડાકા ફોડવામાં આવ્યા હતા, જે જોઈને સર્વનાં મન રંજન બન્યાં હતાં. આ સ્થળે નામદાર એજંટ સાહેબની સ્વારીની સાથે રેહેનારા સર્વ સંસ્થાનોના વકીલો પણ પધાર્યા હતા, જેમની ઓળખાણ, એજંટ સાહેબે પોતે નામદાર મહારાજા સાહેબ સાથે કરાવી હતી. બાદ ત્યાંથી મિલાવડો ખુશખુશાલિમાં બરખાસ્ત થયો હતો.

તા૦ ૧૪મી માર્ચ સને ૧૮૮૮ ને બુદ્ધવારને દિવસે સાંજના છ વાગતાને સમયે નામદાર એજંટ સાહેબે "જ્યુબિલી ગર્લ સ્કૂલ" ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી. આ પ્રસંગે તે શાળામાં ઘણો મ્હોટો મિલાવડો મળ્યો હતો. તેમાં પ્રથમ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મી૦ કૃષ્ણલાલભાઈએ ઘણીજ છટામાં ઇંગ્રેજીમાં શાળાનો રીપોર્ટ વાંચ્યા પછી, તેનું ગુજરાતી ભાષાન્તર એક આસિસ્ટંટ માસ્ટરે વાંચ્યું હતું. બાદ મહારાજા સાહેબના કુંવર સાહેબોએ ઘણાજ સુંદર સ્વરમાં સુંદર કવિતાઓ ગાયા પછી કેટલીક કન્યાઓએ પણ કવિતાઓ ગાઇ હતી, અને તે પછી નામદાર એજંટ સાહેબે સ્વહસ્તે કન્યાઓને તથા શાળા બાંધનારા મિસ્ત્રી વિગેરેને શાલ, પાઘડી, આરણિઓ આદિક ઈનામ બક્ષ્યાં હતાં તથા શાળા ઉઘાડવાની માંગ્લિક ક્રિયા કીધા પછી તે નામદારે વળી એક સંભાષણ કરી તેમાં નામદાર મહારાજા સાહેબની પ્રસંશા કરી હતી તથા તે શાળાની ઘણીજ સુંદર ને ઇંગ્રેજી રીત પ્રમાણેની ઘણીજ ભપકાદાર તથા સોહામણી બાંધણીને માટે પણ પોતાનો ઘણોજ સારો ને યોગ્ય સંતોષ દર્શાવ્યોહતો, અને તે પછી પાન ગુલાબ લઈને સર્વ સભાજનો સ્વસ્થાને પધાર્યા હતા. આ કન્યાશાળાનો દેખાવ ઘણોજ સુંદર ને શોભાયમાન થયો છે, અને તેની પાછળ નામદાર મહારાજા સાહેબે લગભગ ૧૩ હજાર રૂપિયાનો મ્હોટો ખર્ચ કીધો છે. વળી એ કન્યાશાળા શેહેરના એવા સારા ભાગમાં બંધાઈ છે કે, જેથી શેહેરનો જાણે એ એક નવીન શણગાર વધ્યો છે.

તા૦ ૧૫મી માર્ચ ને ગુરૂવારને દિવસે મધ્યાનના બે વાગતાને સમય નામદાર પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઉસ સાહેબ સી. આઈ. ઈ. ધ્રાંગધ્રા ખાતેથી (જેવી ધામધૂમમાં ત્યાં આવ્યા હતા, તેવીજ ધામધૂમથી) પાછા વિદાયે થયા હતા. ધ્રાંગધ્રા ખાતે જેટલા દિવસ સુધી તે નામદારની સ્વારી રહી હતી, તેટલા દિવસ ત્યાંની દરબારી સરભરા તથા નામદાર મહારાજા સાહેબ સર માનસિંહજીના આવભાવ અને સરસ સત્કારથી નામદાર એજંટ સાહેબને, તેમજ તે નામદારનાં સમગ્ર કચેરી મંડળને અત્યાનંદ પ્રાપ્ત થયો હતો.

તા૦ ૧૬મી તથા ૧૭મી માર્ચને દિવસે ધ્રાંગધ્રા ખાતે ઘોડાં આદિક જાનવરોનું એક મ્હોટું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, જે પ્રસંગે વઢવાણ, સાયલા આદિક રાજ્યોના ઠાકોર સાહેબો આદિકનો મ્હોટો સમૂહ ધ્રાંગધ્રા ખાતે એકઠો થયો હતો, જે સર્વની નામદાર મહારાજા સાહેબે ઉતારા આદિકની ઘણીજ સરસ બરદાસ્ત રાખી હતી. એ પ્રદર્શનના સંબંધમાં નામદાર મહારાજા સાહેબે એ ખાતાના આનરરી સેક્રેટરી મી૦ નારાયણ બી.ની સહીથી એક પ્રસિદ્ધી પત્ર અગાઉથીજ પ્રગટ કીધું હતું, જે નિચે પ્રમાણેનું હતું:—

"પ્રસિધ્ધી પત્ર.

ધ્રાંગધ્રા સ્વસ્થાનમાં ઘોડા તથા બીજાં જાનવરોનો મેળો.

તળ ધ્રાંગધ્રામાં તારીખ ૧૬ તથા ૧૭ માર્ચ સને ૧૮૮૮ના રોજે ભરવાનો છે તેનું

વર્ણન.

| | ઇનામનો નંબર અને કીંમત. | | | |
|---|---|---|---|---|
| | ૧ | ૨ | ૩ | ૪ |
| **વર્ગ ૧ લો.** | | | | |
| **ઘોડા.** | | | | |
| વાળી ઘોડા... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧૦ | ૫ | ૦ | ૦ |
| ઘોડીઓ ઊંચાઇમાં ચઉદ મુઠ અને એક તસુ ઉપરની અને ત્રણ વરસ ઉપરાંત અને ૭ વરસ અંદરની...... ... ... ... ... ... ... ... ... | ૧૫ | ૧૦ | ૫ | ૨ |
| ઘોડાઓ ઉંચાઇમાં ચઉદ મુઠ અને એક તસુ ઉપરના અને ત્રણ વરસ ઉપરાંત અને ૭ વરસ અંદરના...... ... ... ... ... ... ... ... ... | ૧૫ | ૧૦ | ૫ | ૨ |
| વછેરીઓ ઉમરમાં ત્રણ વરસની અંદરની અને એક વરસ ઉપરાંતની... ... ... | ૧૦ | ૮ | ૫ | ૨ |
| વછેરા ઉમરમાં ત્રણ વરસની અંદરના અને એક વરસ ઉપરાંતના... ... ... | ૧૦ | ૮ | ૫ | ૨ |
| ઉપરની વીગતમાં સમાવેશ નહીં થનારા ઘોડા... ... ... ... ... ... | ૧૦ | ૫ | ૪ | ૩ |
| સદર ઘોડીઓ... ... ... ... ... ... ... ... ... ... ... | ૧૦ | ૫ | ૪ | ૩ |
| ટટ્ટુ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૫ | ૪ | ૩ | ૨ |
| ખચ્ચર... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૨ | ૧ | ૦ | ૦ |
| **વર્ગ ૨ નો.** | | | | |
| **ઢોર.** | | | | |
| સાંઢ... ... ... ... ... ... ... ... ... ... ... ... | ૮ | ૬ | ૫ | ૪ |
| દુઝણી ગાયો સરસ દુધ દેનારી... ... ... ... ... ... ... | ૮ | ૬ | ૫ | ૪ |
| પાંખડી ગાયો... ... ... ... ... ... ... ... ... ... | ૭ | ૫ | ૪ | ૩ |
| વાછડીઓ... ... ... ... ... ... ... ... ... ... ... | ૪ | ૩ | ૨ | ૧ |
| વોડકીઓ... ... ... ... ... ... ... ... ... ... ... | ૪ | ૩ | ૨ | ૧ |
| દુઝણી ભેંસો સરસ દુધ દેનારી... ... ... ... ... ... ... | ૮ | ૬ | ૫ | ૪ |
| ખડેલી... ... ... ... ... ... ... ... ... ... ... | ૭ | ૫ | ૪ | ૩ |
| પાડીઓ... ... ... ... ... ... ... ... ... ... ... | ૪ | ૩ | ૨ | ૧ |
| પાડા ત્રણ વરસ ઉપરાંત ઉમરના... ... ... ... ... ... | ૫ | ૪ | ૩ | ૨ |
| પાડા ત્રણ વરસ અંદરની ઉમરના... ... ... ... ... ... | ૩ | ૨ | ૧ | ૦ |
| સીગરામ લાયક બળદની જોડા... ... ... ... ... ... | ૧૦ | ૫ | ૦ | ૦ |
| ખેતીવાડી લાયક બળદની જોડા... ... ... ... ... ... | ૧૦ | ૮ | ૭ | ૫ |
| સઉથી સરસ બળદ... ... ... ... ... ... ... ... | ૧૦ | ૦ | ૦ | ૦ |

### વર્ગ ૩ જો.
### ઘેટાં તથા બકરાં.

| | | | | |
|---|---|---|---|---|
| દશી ઘેટા... | ૨ | ૧ | ૦ | ૦ |
| દશી ઘેટીઓ... | ૨ | ૧ | ૦ | ૦ |
| પરદેશી ઘેટા તથા ઘેટીઓ... | ૨ | ૧ | ૦ | ૦ |
| દશી બકરીઓ... | ૩ | ૨ | ૧ | ૦ |
| દશી બકરા... | ૩ | ૨ | ૧ | ૦ |
| સરસ દુઝાણી બકરીઓ... | ૩ | ૨ | ૧ | ૦ |

### વર્ગ ૪ થો.
### સાંઢીયા.

| | | | | |
|---|---|---|---|---|
| સ્વારી કરવા લાયક ઊંટ... | ૬ | ૪ | ૩ | ૦ |
| બોજો લાવવાનાં ઊંટ... | ૪ | ૩ | ૨ | ૦ |

### વર્ગ ૫ મો.
### ગધેડાં.

| | | | | |
|---|---|---|---|---|
| ગધેડાં... | ૩ | ૨ | ૧ | ૦ |
| ગધેડીઓ... | ૩ | ૨ | ૧ | ૦ |

### વર્ગ ૬ ઠો.
### ખેતીવાડી સંબંધી.

| | | | | |
|---|---|---|---|---|
| ખેતીવાડીનાં સરસ ઓજારનો જથો, એક શખસની મીલકત... | ૫ | ૪ | ૩ | ૨ |
| સરસ ખાતર આ મુલકમાં ખેડુ લોકો હમેશાં વાપરે છે તે... | ૩ | ૨ | ૧ | ૦ |
| રશાયણ શાસ્ત્રની કૃતીથી બનાવેલું... | ૩ | ૨ | ૧ | ૦ |

૧. જાનવરોને ઘાંસ મફત આપવામાં આવશે.

૨. જાનવરો સાથે જરૂર જેટલાં માણસો આવશે તેઓને સીધું અથવા ખાવાનું આપવામાં આવશે.

૩. ઉપર જણાવેલા વર્ગમાં જણાવેલ જાનવરો તથા પદાર્થો તારીખ ૧૫ માર્ચ ચૈત્ર શુદ ૩ ના રોજ સવારમાં ધ્રાંગધ્રામાં મેળાની જગો દરબારી જીનમાં ઠરાવેલ છે તેમાં દાખલ થવાં જોઇએ.

૪. ખેતીવાડી તથા જાનવરોનો સુધારો કરવા વિશે વખત પ્રમાણે તારીખ ૧૬ અને ૧૭ ના રોજ બપોર પછી ઉપરની જગામાં ભાષણો પણ આપવામાં આવશે.

૫. બક્ષીસ આપવા લાયક કયાં જાનવરો તથા પદાર્થો દાખલ થયાં છે તેનો નિર્ણય કરવા માટે તે વખતે એક કમિટી નિમવામાં આવશે, અને ઇનામ આપવા લાયક જે જાનવર તથા પદાર્થ કમિટીને જણાશે તેનેજ ઇનામ આપવામાં આવશે.

૬. અહીંના દરબાર શ્રી તરફથી તેમજ બીજા દરબારો તરફથી જે દરબારી જાનવરો આ મેળામાં દાખલ કરવામાં આવશે તેમાંથી કમીટી જે પસન્ન કરશે તે બાબત પઇસાનું ઇનામ નહીં આપતાં તે જાનવરોની તારીફી વિશે સરટીફીકેટો આપવામાં આવશે.

૭. ઝાલાવાડ બાહારના પ્રાંતનાં ઘોડા જાનવરો આ મેળામાં દાખલ કરવામાં નહીં આવે.

૮. આ મેળા સંબંધી હકીગત કોઇને જોઇતી હશે તો ઑનરરી સેક્રેટરી આઝમ નારાયણ બાળકૃષ્ણ તરફથી ઘણી ખુશીની શાથે આપવામાં આવશે.

તા૦ ૧૦–૨–સને ૧૮૮૮.

NARAYAN B.
ઑનરરી સેક્રેટરી"

ઉપર પ્રમાણેનો પ્રસિદ્ધી પત્ર પ્રગટ થયા પછી નિર્માણ કરેલા દિવસોએ તે મેળો ભરવામાં આવ્યો હતો, જેમાં નામદાર મહારાજા સાહેબે અતિ હર્ષથી ઘણા રૂપિયાનો ખર્ચ કીધો હતો. આ પ્રસંગે કેટલાક યુરોપિયનો પણ તત્રે પધાર્યા હતા, જે સઘળા આ મેળો જોઈને ઘણા ખુશી થયા હતા.

સને ૧૮૮૮ના માર્ચ માસની આખરે નામદાર મહારાજા સાહેબે ડુમાણાના ગરાશિયા ઊપર એક મ્હોટી મેહેરબાની દર્શાવી હતી. ડુમાણા ગામ ધ્રાંગધ્રા સંસ્થાનના તાબામાં આવેલું છે, અને તેના ગરાશિયા તથા ધ્રાંગધ્રાના દરબારની વચ્ચે ઘણો સમય થયાં તકરાર ચાલ્યા કરતી હતી, અને તે તકરાર એટલે સુધી વધી ગઈ હતી કે, તે કામ નામદાર મુંબઈ સરકાર સુધી પોહોંચ્યું હતું; પણ નામદાર મુંબઈ સરકારે તે કામનો ફેંસલો નામદાર ધ્રાંગધ્રાના મહારાજા સાહેબના લાભમાં આપ્યો હતો, અને એવું ઠરાવ્યું હતું કે, ગરાશિયાઓએ જીવાઇદાર દાખલ બાર ઘોડાથી નોકરી કરવી. આ મુજબનો ઠરાવ કરવામાં આવ્યો હતો, તેમ છતાં પણ ઊપલા મહિનાની આખરે નામદાર મહારાજા સાહેબ સર માનસિંગજી કે. સી. એસ. આઈ.એ ઊદારતા તથા દયા વાપરીને, તે જીવાઈદારોની પાસેથી તે ગામમાંથી માત્ર ૩૦ સાતિની જમીન લઇ બાકીની તમામ જમીન ઊપર તેમને ભાયાતના દરજાની બરાબરના હક્કદાર ઠરાવી એક લેખ કરી આપ્યો હતો. આથી તે જીવાઈદારો ઘણાજ રાજી થયા હતા.

સને ૧૮૮૮નાં વર્ષમાં વર્ષાદની વિશેષ તાણ હોવાથી ગુજરાત-કાઠિયાવાડમાં દુકાળની ઘણી ધાસ્તિ ફેલાઇ હતી તથા કેટલાક લોકો ધાસ્તિને લીધે સ્વભૂમિ તજીને અન્ય ભૂમિમાં જતાં રહ્યાં હતાં. આથી કરીને ગુજરાતના ઘણાખરા દેશી રાજા સાહેબોએ પોતપોતાની પ્રજાનું દુકાળથી સંરક્ષણ કરવાને માટે અગ્રિમ ઉપાયો યોજ્યા હતા, અને તેજ પ્રમાણે ધ્રાંગધ્રાના નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંહજીએ પણ પોતાની પ્રજાનાં રક્ષણાર્થે અનેક ઉપાયો યોજ્યા હતા. તે નામદારે પોતાના તમામ ખેડુતોને પીતમોલ નિપજાવવાને માટે મ્હોટી મદદ આપી હતી, અને તેમનાં અંતઃકર્ણમાં શાંતિ પમાડીને તેમને પોતાને ધંધે લગાડયા હતા. વળી નામદાર મહારાજા સાહેબે બીજાં ઘણાંખરાં ગરીબ લોકોને રોજી આપી તેમનું દુકાળનું સંકટ દૂર કરવાને માટે જુદાં જુદાં "રીલીફ વર્ક્સ" ઉઘાડયાં હતાં. આ "રીલીફ વર્ક્સ" ઊઘાડતાં પેહેલાં તે નામદારે, પોતાનાં રાજ્યમાં કયે સ્થળે કેટલાં લોકો ભૂખે મરે છે, તેની તાબડતોબ ગણત્રિ કરાવી હતી, અને તે પછી તે નામદારે "રીલીફ વર્ક્સ" ઉઘાડવાનું જાહેર કીધું હતું. એ બાબતને લગતી એક જાહેર ખબર પોતાના અનુભવી દિવાન રા૦ બા૦ પોપટ વેલજીની સહી સાથે નિચે મુજબ પ્રગટ કરી હતીઃ—

"જાહેર ખબર.

ધ્રાંગધરા સ્વસ્થાનની રૈયતને જાહેર કરવામાં આવે છે કે દુકાળનાં કારણથી નીચે લખી જગોએ રીલીફ ફંડ કાઢવામાં આવ્યો છે.

તળ ધ્રાંગધરામાં.
હળવદ અને ધ્રાંગધરા રસ્તાની સડક.
,, સોલડી અને ધ્રાંગધરા વચ્ચે.
,, સોલડી અને ચુલી વચ્ચે.
,, સુખપર અને ચુલી વચ્ચે.
,, હળવદ અને સુખપર વચ્ચે.
હળવદ તળપદમાં.
સીથામાં.

મેથાણ તથા સરવાળમાં.

ટીકરમાં.

ઉમરડા તાબે સરલામાં.

ઉપર લખી જગોએ રીલીફનું કામ કાઢવામાં આવ્યું છે અને તે કામની મજુરી બદલ તેને અનાજ આપવામાં આવશે. માટે ધ્રાંગધ્રાની રૈયતમાંથી દુકાળને લીધે જે ભુખ્યે રેહેતાં હશે તે લોકોએ નીભાવ વાસ્તે આ રાજ્યની હદ બાહાર ક્યાંહાં પણ નહીં જતાં ઉપર જણાવેલ કામોપર મજુરી કરવા તાબડતોબ હાજર થવું એટલે તેઓને કામમાં દાખલ કરવામાં આવશે. તારીખ ૧૨ નવેમ્બર સને ૧૮૮૮.

પોપટ વેલજી

દીવાન સ્વ. ધ્રાંગધ્રા."

ઉપર પ્રમાણેની જાહેરખબર પ્રગટ થયાં પછી "રીલીફ વર્ક્સ" ને લગતું એક "પ્રોગ્રામ" પણ તે નામદારે પ્રગટ કીધું હતું, જે નિચે પ્રમાણે હતું:—

"પ્રોગ્રામ.

યાદી ધ્રાંગધ્રા સ્વસ્થાનમાં વરશાદની કમીને લીધે ગરીબ લોકોના નીભાવને માટે પબ્લીક વર્કસ ખાતું ખોલવા નામદાર માહારાજા રાજ સાહેબને જરૂર જણાતાં તેમનાં ફરમાનથી પ્રોગ્રામ કરવામાં આવે છે.

૧ આ નીભાવની ખાતર પબ્લીક વર્કસ ખાતાનાં ક્યાં ક્યાં કામો નવાં કરવાં તેની વાખ્યા નીચે પ્રમાણે બતાવવામાં આવે છે :—

૨ ખુદ ધ્રાંગધ્રા શેહેરમાં :—

,, માનમેહેલાત નવી કરવી તે.

,, માનશાગર તળાવનું કામ મટી ખોદી બંધનુ કામ કરવું તે.

,, ઇંગ્રેજી સ્કુલ નવી કરવી.

,, હાથીખાનું અધુરૂં તે પુરૂં કરવું.

૩ હલવદ ધ્રાંગધ્રા વચે :—

" સડકની મટી મોરમ કામથી કંપલીટ.

" પુલ અને નાળાંકામ.

૪ હલવદ શેહેરમાં :—

,, નવી ઇસ્પિતાલ કરવી.

,, શેહેરનો ગઢ પડી ગયો છે તે દુરસ્ત કરવો તથા તેને ચુનાના વાટા દેવા.

૫ શરળાદીગરને સીમાડે પાણીના નીકાશની નેળ કરવી.

૬ ટીકરમાં :—

,, ગામથી આથમણી તરફ વસ્તીનાં મકાનો કરવાં, મટીનું પુરાણ કરવું તથા વંડી હાલ છે તે કાઢી નાંખી આથમણી તરફ કરવી.

૭ સીથામાં :—

,, દરવાજાની બે બાજુએ મટીનું પુરાણ કરવું.

,, રાતુડીને બંધ બાંધવો—પાણી રોકવા માટે.

,, રાતુડીના કીનારા ઉપર ૪ નવા કુવા કરાવવા.

,, દરબારમાં મેહલાત કરવી.

૮ શરવાળમાં:—

,, નિશાળ કરવી.

,, ઉતારો કરવો.

૯ મેથાણમાંઃ—
„ પાણીનાં બંધનું કામ કરવું.
૧૦ થલામાંઃ—
" નિશાળ તથા ઊતારાનું કામ કરવું.

ઉપરના મુજબ કામ કરવાનું છે. તેનાં બાંધકામોમાં શું ખરચ થશે તથા દરેક કારખાને કેટલા મજુરોનો સમાવેશ થશે, તેની ગણત્રી તથા ખરચનું એસ્ટીમેટ કયાં કામ ખાતે કેટલા રૂપૈયાનું ખર્ચ કરવું, તે પોતાના અભીપ્રાય સાથે ઇજનીયરનો રીપોર્ટ આવ્યા બાદ સ્ટેટ ઇજનીયર પાસે કરાવવાની જરૂર છે, અને એ એસ્ટીમેટ ગમે તેટલું થાએ, પણ હાલ કયાં કામમાં કેટલા રૂપૈયાનો ખરચ કરવો, તે કામ વાર આરડર આપવામાં આવશે. તા૦ ૨૩ નવેંબર શને ૧૮૮૮.

પોપટ વેલજી.
દીવાન, સ્વ. ધ્રાં."

ઉપર શિવાય વળી નામદાર મહારાજા સાહેબે, જે દુઃખિ જનો આંધળાં, અપંગ, વૃદ્ધ તથા કામ કરવાને અશક્ત હોય, તેઓને માટે એવો ઠરાવ કીધો હતો કે, તેમને તળ ધ્રાંગધ્રા ખાતે બીજે હુકમ થતાં સુધી દરરોજ બે વખત રાંધેલું ધાન ખાવાને આપવું. આ શિવાય પણ તેઓ સાહેબે આવાં સંકટના સમયમાં પોતાની વહાલિ પ્રજાનું રક્ષણ કરવાને માટે ઘણા યોગ્ય ઊપાયો યોજ્યા હતા તથા તે પાછળ તે નામદારે હઝારો રૂપિયા ખર્ચવાની ઉદારતા વાપરી હતી.

નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંગજીની રાજ્યનીતિને માટે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબ તથા નામદાર મુંબઇ સરકાર પોતે પણ વારમવાર વખાણનાં વેણો વદે છે. નામદાર મુંબઈ સરકાર પોતાના સને ૧૮૭૨-૭૩નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"The administration of the Ráj-Saheb of Drángadrá is praised by the Political Assistant in Jháláwár."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"ધ્રાંગધ્રાના રાજા સાહેબના રાજ્યકાર્યભારના ઝાલાવાડના પોલિટિકલ મદદનિસે વખાણ કીધાં છે."

ઉપલાં વર્ષમાં ઊપર પ્રમાણે લખ્યા પછી નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૭૩-૭૪નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"The administration of Dràngadrà continues to be favourably noticed. In all branches there are wholesome signs of progress."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"ધ્રાંગધ્રાના રાજ્યકાર્યભાર વિષે થતાં સારાં લખાણો જારીજ છે. સઘળા ભાગોમાં સુધારાનાં ફાયદાકારક ચિન્હો છે."

તે પછી નામદાર સરકાર પોતાના સને ૧૮૭૪-૭૫ ના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"His Highness Mànsingji's rule again merits commendation. The State is small, but every branch of Government is respectable. The interest taken by the Ráj Sáheb in education is specially satisfactory, and Government have signified their approval of his efforts to reclaim the lawless portion of his subjects. Between Rs. 80,000 and Rs. 90,000 were alloted to works of public benefits. Sugar-cane culture and improved cotton cultivation are also receiving His Highness's attention."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"નામદાર માનસિંગજીનો રાજ્યકાર્યભાર વળી પ્રસંશા પાત્ર છે. રાજ્ય તો ન્હાનું છે, પણ રાજ્યની દરેક શાખા પ્રતિષ્ઠિત છે. કેળવણી પાછળ રાજા સાહેબે જે કાળજી દખાડી છે તે ખાસ સંતોષકારક છે, અને પોતાની પ્રજા-

માંના, પોતાના કાયદાનો અનાદર કરનાર ભાગને સુધારવા પાછળ જે યત્નો કીધાં છે, તેને માટે સરકાર પોતાની પસંદગી જાંહેર કરે છે. સાર્વજનીક ફાયદા માટે ૮૦૦૦૦થી ૯૦૦૦૦ રૂપિયાની વચ્ચેની રકમ જુદી કાહાડવામાં આવી હતી. શેરડી તથા કપાસનાં ખેડાણના સુધારા ઉપર પણ તે નામદારનું ધ્યાન ખેંચાય છે."

એજ પ્રમાણે નામદાર મુંબઇ સરકાર પોતાના ૧૮૭૫-૭૬નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છે:—

"Ràj Sàheb of Dràngadrà has the credit of ruling well * * * * * *

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"ધ્રાંગધ્રાના રાજા સાહેબને સારી રીતે રાજ્ય ચલાવવા માટે શાબાશી ઘટે છે."

વળી નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૭૬-૭૭નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છે:—

"His Highness the Ràj Sàheb of Drángadrà has engaged a trained engineer and a graduate of the Grant medical college, and has continued his liberal gifts to the head-quarters station by a contribution of Rs. 10,000 to improve the matter-supply."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"નામદાર ધ્રાંગધ્રાના રાજા સાહેબે પોતાની નોકરીમાં એક કેળવણી પામેલો ઇજનેર તથા "ગ્રાંટ મેડિકલ કાલેજ"નો એક ગ્રેજ્યુએટ રાખ્યો છે, અને હેડક્વાર્ટર્સ સ્ટેશનમાં પાણી પૂરું પાડવાના સુધારા માટે રૂપિયા દસ હઝાર ભરી પોતાની ઉદાર બક્ષિસ ચાલુ રાખી છે."

ઉપર પ્રમાણે લખ્યા પછી નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૭૯-૮૦નાં વર્ષના રીપોર્ટમાં વળી નિચે પ્રમાણે લખે છે:—

"The Chief of Drángadrà had the misfortune to lose his son and heir-apparent in December last : the latter's eldest son is now about 8 years old. Great attention has of late been paid in this state to public works. A handsome hospital and a commodious Anglo-Vernacular school have, amongst other works, been opened during the year."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે મુજબ થાય છે:—

"ગયા ડિસેમ્બર માસમાં કમનશીબે ધ્રાંગધ્રાના રાજાના એક પુત્ર અને પાટવી કુંવર મરણ પામ્યા હતા. મરનારનો વડો પુત્ર આઠ વર્ષનો છે. આ રાજ્યમાં હાલ સાર્વજનીક કામ પાછળ પુષ્કળ ધ્યાન આપવામાં આવે છે. આ વર્ષમાં જે નવાં મકાનો ખોલવામાં આવ્યાં છે, તેમાં એક સુંદર હૉસ્પિટલ તથા એક મ્હોટી એંગ્લો વર્નાક્યુલર નિશાળ પણ છે."

એજ પ્રમાણે નામદાર સરકાર સને ૧૮૮૦-૮૧ના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છે:—

"His Excellency the Governor paid a visit to the Chief of Drángadrà in December, and opened there the newly-erected hospital, and laid the foundation of a bridge it is proposed to build across the river Phalku. Unlike last year little progress has been made in public works; but about Rs 9,600 have been spent in raced-making and tree-planting, and a travellers' bungalow has been finished at the capital. The system of levying the revenue in the form of a 'Vighoti' or fixed rent payable in cash, which had been tried for two years, and the 'Chokha—B'ag' system, under which a third of the grain and a fixed amount in cash was taken from the cultivator, and which was tried for one year, have this year been superseded by the system of levying half the produce in kind. This system finds most favour with cultivators; but is dis-advantageous, in as much as it affords full scope for fraud on the part of the collectors of the revenue."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"નામદાર ગવર્નર સાહેબે ધ્રાંગધ્રાના રાજાની મુલાકાત ગયા ડિસેમ્બર માસમાં લીધી હતી, અને એક નવી બંધાયલી હૉસ્પિટલ ઉઘાડવા તથા ફાલકુ નદિ ઉપર પૂલ બાંધવાનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી. ગયાં વર્ષથી ઉલટા સાર્વજનીક કામમાં થોડોજ વધારો થયો હતો, પણ રસ્તા બાંધવા તથા ઝાડો રોપવા પાછળ રૂપિયા ૯૬૦૦ ખર્ચવામાં આવ્યા હતા. વળી રાજ્યધાનિમાં મુસાફરોને માટેનો બંગલો પણ પુરો થયો છે. "વિઘોટી" અથવા તો રોકડ નાણાંથી દર આપવાની રીતિ, જે બે વર્ષ સુધી અજમાવવામાં આવી હતી, અને "ચોખા-ભાગ" કે જેથી ખેડુતો પાસેથી ⅓ ભાગ અનાજ, અને અમૂક રોકડ નાણાંની રકમ લેવામાં આવે છે, અને જે એક વર્ષ સુધી અજમાવી જોવામાં આવી હતી, તેને બદલે અડધી પેદાશનો કર લેવાની રીતિ આ વર્ષથી દાખલ કરવામાં આવી છે. આ રીતિ ખેડુઓને ઘણીજ લાભકારક છે, પણ મેહેસૂલ એકઠી કરનારા દગો કરે, એમ હોવાથી તે નુકસાનકારક છે."

ઉપર જણાવેલા નામદાર મુંબઈ સરકારના રીપોર્ટોના ઉતારા ઉપરથી જણાશે કે, નામદાર સરકારે સર માનસિંગજીની રાજ્યનીતિની વારમવાર પ્રસંશા કર્યા કરી છે, અને તે તદન યોગ્યજ છે. શ્રી માનસિંગજી જાતે ઘણાજ બહાદૂર, કુશળ ને કાબેલ નૃપતિ છે, અને તેથીજ તે નામદારની રાજ્યનીતિનાં વખાણ થયાં કરે છે, જેની સાબિતીમાં માત્ર સરકારના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટોજ બશ છે.

નામદાર મહારાજા સર માનસિંગજી સાહેબ બહાદૂર ઊદારતાની બાબતમાં પણ ઘણા સારા કેહેવાય છે. તે નામદાર જેમ કંજૂસ કે કૃપણ નથી, તેજ પ્રમાણે ઊડાઊ પણ નથી; પણ જ્યાં જેવી ઘટે તેવી ઉદારતા વાપરે છે, એ ઘણું સંતોષ ભરેલું છે. "ફાલકુ" નદિપર તે નામદારે પથ્થરનો એક જબરો પૂલ બંધાવીને તેની પાછળ રૂ ૭૫૦૦૦નો મ્હોટો ખર્ચ કીધો છે. આ પૂલનું નામ "ફર્ગ્યુસન પૂલ" રાખવામાં આવ્યું છે, અને તે ઘણો ભપકાદાર બન્યો છે. વળી તે નામદારે સને ૧૮૭૦નાં વર્ષમાં મુંબઈ ખાતેની "જીવરાજ બાલુ કન્યાશાળા"ને રૂ ૧૦૦૦ની મ્હોટી રકમ બક્ષિસ આપી હતી તથા કાઠિયાવાડનાં કેળવણી ખાતાનાં ફંડમાં રૂ ૫૦૦ ભર્યા હતા. બાદ સને ૧૮૭૧નાં વર્ષમાં કાઠિયાવાડની "રાજ્ય કુંવર કૉલેજ"નાં ફંડમાં રૂ ૧૪૨૫૦ની મ્હોટા રકમ ભરી હતી. વળી સને ૧૮૭૨નાં વર્ષમાં તે નામદારે મુંબઈની "એંગ્લો વર્નાક્યૂલર લાઇબ્રેરી"ને રૂ ૫૦ની મદદ આપી હતી તથા મુંબઈનાં "જીમનૅસ્ટિક ઈન્સ્ટિટયૂટ"નાં ફંડમાં રૂ ૨૦૦ની રકમ ભરી હતી. તે પછી સને ૧૮૭૩નાં વર્ષમાં નામદાર સર માનસિંગજીએ "ઈસ્ટ ઈંડિયા એસોસિએશન"ને રૂ૪૦૦૦ની મ્હોટી રકમ બક્ષિસ કરી હતી, જેને માટે તે નામદારને ઘણી શાબાશી મળી હતી. વળી સને ૧૮૭૫નાં વર્ષમાં જ્યારે નામદાર મહારાણી સાહેબના પાટવી કુંવર સાહેબ નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ હિંદુસ્થાનના પ્રવાસાર્થે હિંદની ભૂમિમાં પધાર્યા હતા, ત્યારે તે નામદારની યાદગિરી રાખવાને, નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંગજીએ, સરકાર જે કામ બતાવે એવું એક કાયમનું કામ કરવા માટે રૂ૩૦૦૦૦ની મ્હોટી રકમ ખર્ચવાને જૂદી કાહાડી હતી તથા સને ૧૮૮૭નાં વર્ષમાં લંડનના "ધી ઈમ્પીરિયલ ઇન્સ્ટિટયૂટ"નાં ફંડમાં રૂ ૫૦૦૦૦ની ઘણી મ્હેટી રકમ બક્ષિસ આપી હતી. બાદ સને ૧૮૮૯નાં વર્ષમાં કાઠિયાવાડના પોલિટિકલ એજંટ નામદાર કર્નલ વૉટસન સાહેબ મરણ પામ્યાથી, તેમની યાદગિરી કાયમ રાખવાને માટે કાઠિયાવાડ ખાતે એક મ્હોટું ફંડ ઊભું કરવામાં આવ્યું હતું, જે ફંડમાં નામદાર મહારાજા સર માનસિંગજી સાહેબ બહાદૂરે પણ રૂ ૨૫૦૦ની મ્હોટી રકમ ભરી હતી. એજ પ્રમાણે તે નામદાર દરેક જાહેર તથા ખાનગી ખાતાંઓ તથા ફંડોને અને વિદ્વાનોને ઘણી સારી રીતનું ઊત્તેજન આપી ઘણી ઘણી મદદો આપે છે.

નામદાર મહારાજા સાહેબ સર માનસિંગજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી રાજ્યમાં સુધારાનાં સુકૃત્યો પણ ઘણાં કીધાં છે. શેહેરમાં પુસ્તકખાનું, દવાખાનું, સરસ્વતી મંદિરો, મુસાફરોને માટે ધર્મશાળાઓ તથા બંગલાઓ વિગેરે ઘણાં ઘણાં મકાનો બંધાવી શેહેરની શોભામાં સારો વધારો કીધો છે. શેહેરમાં સારી સારી સડકો તથા મ્હોટા મ્હોટા માર્ગો બંધાવ્યા છે, અને શેહેરમાં સુધરાઇખાતું સ્થાપીને શેહેરનું એક પ્રકારનું માન વધાર્યું છે. વળી પોતે ગાદિપર બિરાજ્યા પછી શેહેરમાં દિવાની, ફોજદારી તથા ભાયાતી કોર્ટો સ્થાપીને તેની અપીલો પોતે સાંભળવા માટે હજુર કોર્ટ પણ સ્થાપન કરી છે, કે જેથી પ્રજાને ચોખ્ખો ન્યાય પણ મળવામાં વાંધો રેહેતો નથી. એજ પ્રમાણે તે નામદારે રાજ્યમાં ઘણા ઘણા સુધારાઓ કરી અનેક રીતે રાજ્યની શોભા વધારી છે. શીતળાખાતું પણ તે નામદારેજ પોતાનાં આખાં સંસ્થાનમાં સ્થાપ્યું છે. વળી હરિપૂર, મેરૂપૂર, માનપૂર ને મંગળપૂર નામે ચાર ગામો તે નામદારે પોતે વસાવ્યાં છે.

નામદાર સર માનસિંગજી સ્વભાવે શાંત, ઠરેલ, શ્યાણા ને બોલવેચાલવે ચાલાક તથા વિવેકી છે, અને એક ભૂપતિ સાહેબને શોભે તેવા સર્વ ગુણો તે નામદારનામાં છે, જેથી તે નામદારની કીર્ત્તિ ઘણી પ્રશસ્થ છે. વળી તેઓ વિદ્વાન પણ ઘણા છે, અને તે નામદારે હિંદુસ્થાની ભાષામાં "રસ કવિતા સંગ્રહ" તથા "જ્ઞાનસાર" અને ઉરદુ ભાષામાં "દિવાન સમસુખુબા" આદિક કેટલાક ગ્રંથો રચ્યા છે, જેમાં તે નામદારે પોતાની વિદ્વતાનો રૂડો પ્રકાશ પાડયો છે. વળી એ ઉપરાંત વિશેષ ખુશીની વાત એ છે કે, તે નામદાર એક અચ્છા કવિ પણ છે. તેઓની કાવ્ય શક્તિ સરસ ગણાય છે, અને તે નામદાર જુદે જુદે પ્રસંગે સંખ્યાબંધ કવિતાઓ રચી તે કવિતા પોતાના કુંવર સાહેબો આદિક પાસે ગવરાવે છે. તે નામદારની કવિતાની ઝમક, સરળતા તથા જોડણીની ઢબ-છબ ઘણી મનોહર તથા મધૂર લાગે છે. આ મુજબ તેઓ એક કવિરાજ તરિકે પણ વિખ્યાત છે.

ઝાલાવાડ પ્રાંતના ઝાલા રાજા સાહેબો, ધ્રાંગધ્રાના રાજા સાહેબને પોતાનાં કુટુંબના મુખ્યપણાનું માન આપે છે. અર્થાત ઝાલા રાજા સાહેબોમાં ધ્રાંગધ્રાના રાજા સાહેબ સર્વથી શ્રેષ્ઠ પદ્વિપર બિરાજમાન તરિકે ગણાય છે.

ધ્રાંગધ્રાનું રાજ્ય કાઠિયાવાડ ઈલાકાનાં પેહેલા વર્ગનાં રાજ્યોમાં ચોથે નંબરે છે, અને એ સંસ્થાનના રાજ્યકર્તાઓ "રાજ સાહેબ"નાં ઉપનામથી ઓળખાય છે. એ રાજ્ય ખાસ ઝાલાવાડ પ્રાંતમાં આવેલું છે, અને એની ઉત્તરે કચ્છનું રણ; પૂર્વે બજાણા અને લખતર તાલુકા; દક્ષિણે વાંકાનેરનું રાજ્ય અને મૂળી તાલુકો; તથા પશ્ચિમે મોરબીનું રાજ્ય અને માળિયા તાલુકો છે. એ સંસ્થાનના તાબામાં ૧૧૫૬ ચોરસ માઈલ્સ જમીન, ૧૨૫ ગામ, અને આશરે ૧૦૦૦૦૦ માણસની વસ્તી છે. એ રાજ્યની વાર્ષિક ઉપજ આશરે સાત લાખ રૂપિયાની થાય છે, જે પૈકી નામદાર ઇંગ્રેજ સરકારને જમાબંદિના તથા જુનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૪૪૬૭૭ આપે છે.





મોરબીના નામદાર ઠાકોર સાહેબ

સર વાઘજી કે. સી. આઈ. ઈ.

ARYA PRAKASH PRESS.

## મોરબીના નામદાર ઠાકોર સાહેબ

# સર વાઘજી સાહેબ બહાદૂર કે. સી. આઈ. ઈ.

મોરબીના નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી સાહેબ બહાદૂર કે. સી. આઈ. ઈ. નો જન્મ સંવત ૧૯૧૪ના વૈશાખ શુદ ૪, યાને તા૦ ૧૭મી એપ્રિલ સને ૧૮૫૮ ને ગુરૂવારને દિવસે શ્રી માજીરાજબાને પેટ થયો હતો. એમના પિતા શ્રી રવાજી સાહેબ અસલથી શ્રી વાઘજીને વિદ્યાભ્યાસ કરાવવા માટે અચ્છો શ્રમ લેતા હતા તથા પોતાના એ પુત્ર સારા વિદ્વાન થાય, એવી તે નામદારને અત્યંત હોંશ હતી, જે હોંશ પરમેશ્વરે દિવસે દિવસે પૂરી પાડવા માંડી હતી, અને શ્રી વાઘજી પોતે પણ વિદ્યાભ્યાસ કરવામાં અચ્છી ખંત રાખતા હતા. એ પ્રમાણે તેઓ સાહેબ પોતાની છેક બાલ્યાવસ્થાથીજ વિદ્યાભ્યાસમાં ઘણું લક્ષ દોરવતા હોવાથી તેમને નિર્ખિને, તે નામદારના પિતાજી સાહેબ શ્રી રવાજીનું અંતઃકર્ણ અત્યાનંદ પામતું હતું. એટલામાં દૈવયોગે એવું બન્યું કે, શ્રી રવાજી સાહેબ સને ૧૮૭૦નાં વર્ષમાં પોતાની પાછળ શ્રી વાઘજી તથા શ્રી હરભમજી નામના બે કુંવર સાહેબો મૂકીને દેવલોક પામ્યા હતા. આ બે કુંવર સાહેબો બાલ્યાવસ્થામાં હતા, અને તેઓમાં શ્રી વાઘજી સાહેબ બહાદૂર પાટવી પુત્ર હોવાથી તેમના પિતાની પાછળ ગાદિવારસ દાખલ પણ તે નામદારનોજ હક્ક હતો, અને તે પ્રમાણે તેઓ સાહેબ સંવત ૧૯૨૬ના મહા વદ ૧, અને તા૦ ૧૭મી ફેબ્રુવારી સને ૧૮૭૦ને દિવસે તખ્તનશીન થયા હતા. આ સમયે તે નામદારની વય આશરે ૧૩ વર્ષની લગભગ હતી. આવી બાલ્યાવસ્થામાં તે નામદાર હોવાથી, નામદાર બ્રિટિશ સરકારે મોરબીનાં રાજ્યનો વહિવટ એજન્સિની દેખરેખ નિચે લીધો હતો, અને રા૦ બા૦ શંભૂપ્રસાદ લક્ષ્મિલાલ તથા જુંઝા સખીદાશને, નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી લાયક ઊંમરના થાય ત્યાં સુધીને માટે જોઈંટ એડમિનિસ્ટ્રેટર તરિકે ઠરાવ્યા હતા. આ જોઈંટ ખાતું આશરે નવ વર્ષ સુધી રહ્યું હતું, અને તે દરમ્યાન નામદાર ઠાકોર સાહેબ રાજકોટની "રાજ્ય કુંવર કૉલેજ"માં વિદ્યાભ્યાસ કરતા હતા. કૉલેજમાં તે નામદાર ઘણી ખંત તથા કાળજીથી બનતો શ્રમ લઈને બનતો વિદ્યાભ્યાસ કરવામાં અચ્છું મન પોરવતા હતા, અને કૉલેજમાં તે નામદારે પોતાના શિક્ષાગુરૂઓનો પણ પૂર્ણ પ્યાર સંપાદન કીધો હતો તથા પોતાના સર્વ સાથી—રાજ્ય કુંવર વિદ્યાર્થિઓની સંગે હળી મળીને તથા સ્નેહે યુક્ત વર્ત્તતા હતા, જેથી તે સર્વનો પ્યાર પણ નામદાર ઠાકોર સાહેબે સંપાદન કીધો હતો. કૉલેજમાં શિખવવામાં આવતા દરેક વિષયોમાં તે નામદાર અચ્છા નિવડતા હતા, અને દરેક પરીક્ષામાં તે નામદાર સારી રીતે, અને ઊંચે નંબરે પસાર થતા હતા. આ સઘળું તે નામદારની સમજ શક્તિ, ચાલાકી અને ખંતનુંજ પરિણામ હતું. વળી કૉલેજમાં દર વર્ષ થતી અંગ કશરતોની રમતોમાં પણ નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી અચ્છો દેખાવ આપતા હતા તથા ત્યાં જોવા આવનારા તમામ યુરોપિયનો આદિકને અચ્છો આનંદ ને સંતોષ આપતા હતા. એક

દાખલા તરિકે, તા૦ ૧૭મી સપ્ટેમ્બર સને ૧૮૭૪ ને ગુરૂવારને દિવસે કૉલેજમાં અંગ કશરતની થયલી રમતોમાં નામદાર શ્રી વાઘજી સાહેબે કેવો સારો દેખાવ આપ્યો હતો, તે નિચેની ટૂંક વિગતપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવશે:—

(૧) લાંબો કૂદકો—આ કૂદકો મારવામાં બે કુંવર સાહેબો હતા, જેમાંના નામદાર શ્રી વાઘજીએ ૧૫ ફીટ ને ૩ ઇંચ જેટલો કૂદકો માર્યો હતો.

(૨) સોયાર્ડની શરત—આ શરતમાં પણ બે કુંવર સાહેબો હતા, જેમાં ઠાકોર સાહેબ સર વાઘજી પેહેલા નંબરમાં આવ્યા હતા.

(૩) ઊંચો કૂદકો—આ રમતમાં પણ બે કુંવર સાહેબો હતા, જેમાંથી સર વાઘજીનો ૪ ફીટ ને ૪ ઇંચ જેટલો ઊંચો કૂદકો ગણાયો હતો.

(૪) ટટીઓ કૂદવાની શરત—આ શરતમાં પણ બે કુંવર સાહેબો હતા, જેમાંથી સર વાઘજી પેહેલે નંબરે આવ્યા હતા.

(૫) હેંડિકેપ સ્ટીપલચેસ—આમાં ત્રણ કુંવર સાહેબો હતા, જેઓમાં સર વાઘજી પેહેલે નંબરે આવ્યા હતા.

ઊપર પ્રમાણે નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી વારમવાર પેહેલે નંબરે આવતા હતા, અને તેથી તે નામદારની અંગ કશરત નિર્ખિને સર્વ કોઈ ઘણા ખુશ ખુશ થઈ જતા હતા. એજ પ્રમાણે વિદ્યાભ્યાસનાં કામમાં પણ સર્વને ખુશાલિ ઉપજાવતા હતા, અને તેમાં પણ તે નામદારની ખુબી ગણાતી હતી.

સને ૧૮૭૭નાં વર્ષમાંજ નામદાર ઠાકોર સાહેબે કૉલેજ પણ છોડી દીધી હતી, અને તે પછી તે નામદાર કેપ્ટન હંફ્રી સાહેબની સંગે હિંદુસ્થાનના પ્રવાસાર્થે નિકળ્યા હતા. આ પ્રવાસમાં તે નામદારે ઘણાં ઘણાં નામાંક્તિ નગરો તથા સ્થાનો જોયાં હતાં, અને તે સર્વનું તેઓ સાહેબે સરસ જ્ઞાન સંપાદન કીધું હતું તથા દરેક સ્થળનાં લોકોની રીતભાત અને આચારવિચાર બહુ સારી રીતે નિહાળ્યા હતા. આ મુજબ પોતાના પ્રવાસનું સુંદર સાર્થક કીધા પછી તે નામદાર પુનઃ પોતાનાં પાયતખ્ત નગર મોરબીમાં પધાર્યા હતા. આ વખતે તે નામદાર હોંશિયારી, કાબેલિયાત તથા કૂષળતામાં સારા કેહેવાતા હોવાથી તથા રાજ્યકાર્યભારની રીતભાત વિષે તે નામદારને પૂરતા વાકેફ કરવાના વિચારથી નામદાર બ્રિટિશ સરકારે તે નામદારને રા૦ બા૦ શંભૂપ્રસાદ લક્ષ્મિલાલની સંગે તા૦ ૨૫મી સપ્ટેમ્બર સને ૧૮૭૭થી જોઇંટ એડમિનિસ્ટ્રેટર તરિકે નિમ્યા હતા, જે દરમ્યાન તેઓ સાહેબે એવી તો સરસ ચાલાકીથી અને એવી તો ખંતથી રાજ્યવહિવટમાં કૂષળતા મેળવવા માંડી હતી કે, નામદાર બ્રિટિશ સરકારે તેઓ સાહેબને તેમનાં રાજ્યની તમામ સત્તા તેઓની એકવીસ વર્ષની વયે, એટલે તા૦ ૫મી મે સને ૧૮૭૯ને દિવસે સોંપવાનો જે નિર્ણય કીધો હતો, તે ફેરવીને તેને બદલે ચાર માસ અગાઉ, એટલે તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૯, અને સંવત ૧૯૩૫ના પોશ શુદ ૮ ને બુધ્ધવારને દિવસે તે નામદારને રાજ્યની કુલ્લ સત્તા સોંપી હતી. કેહે છે કે, નામદાર ઠાકોર સાહેબે રાજ્ય મેળવવાને માટે નામદાર સરકાર પાસે ખાસ માંગણી કરવાથી તથા નામદાર સરકારે પણ તેઓ સાહેબને સર્વ વાતે કૂષળ, પૂરા લાયક, ને ચતુર જોયા તેથી તે નામદારને તેમની મુદત પેહેલાં રાજ્યની સર્વ સત્તા સોંપવામાં આવી હતી. આ પ્રસંગે નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યમાં ઘણીજ સુંદર ને શોભાયમાન ધામધૂમ કરવામાં આવી હતી તથા ભવ્ય દરબારો ભરી ભવ્ય રચના કરી મૂકી

હતી. પ્રજામાં પણ પોતાના આ યુવાન ભૂપતિ સાહેબને રાજ્યાસનપર બિરાજતાં જોઈ અત્યાનંદ પ્રાપ્ત થયો હતો, અને આંગણે આંગણે આ ખુશાલિ દર્શાવવાને જાણે મોતીના ચોક પૂર્યા હોય, તેવો દેખાવ થઈ રહ્યો હતો. અર્થાત તે નામદારની પ્રજાએ આ પ્રસંગે સર્વ પ્રકારે અત્યંત હર્ષ દર્શાવ્યો હતો, અને તે પણ વળી નામનો ને માત્ર ઉપલેક નહોતો, પરંતુ ખરાં અંતઃકર્ણનો તથા ખરેખરા ભાવ સહિતનોજ હતો; અને પ્રજા તરફથી એવો ખરો આવભાવ વાળો પ્યાર તથા લાગણી તે નામદાર પ્રત્યે દર્શાવવામાં આવે તેનું મૂખ્ય કારણ એ હતું કે, નામદાર ઠાકોર સાહેબે રા૦ બા૦ શંભૂપ્રસાદની સંગે રહીને પૂરા ૧૫ માસ સુધી જોઇંટ એડમિનિસ્ટ્રેટર તરિકે જે વહિવટ ચલાવ્યો હતો, તે અરસામાં તે નામદારે પોતાની પ્યારી પ્રજાને અનેક સૂખનાં સાધનો પૂરાં પાડયાં હતાં, અને તેથીજ તે નામદારની પ્રજા તે નામદારને રાજ્યનો કુલ્લ સત્તા મળેલી જોવાને ઘણીજ આતૂર હતી. જોઇંટ એડમિનિસ્ટ્રેટર દાખલ તે નામદારની નિમણુંક થતાંજ તેઓ સાહેબે રાજ્યપર એટલું બધું લક્ષ આપવા માંડયું હતું કે, તેથી રાજ્યની મેહેસૂલ વધી હતી. વળી એ ઉપરાંત તે નામદારે એ અરસામાં શેહેરમાં નવા નવા રસ્તાઓ બનાવ્યા હતા; તળાવ તથા કૂવાઓ ખોદાવ્યાં હતાં; જીલ્લાની દરબારી ઈમારતો, કોર્ટો, તુરંગ, પોલિસ લાઇન, સરસ્વતી મંદિરો વિગેરે બંધાવ્યાં હતાં; અને વળી તે નામદારે પોતાનાં નામનું એક "વાઘપરૂ" પણ વસાવ્યું હતું, જે ઘણું સુંદર ને ભપકાદાર સ્થાન છે; અને એ શિવાય પણ કેટલાંક પ્રજાપયોગી કાર્યો કીધાં હતાં, જેથી તે નામદારની પ્રજાપર તે નામદારનો પૂર્ણ પ્યાર બંધાયો હતો, અને તેથીજ તે નામદારે જ્યારે રાજ્યની કુલ્લ સત્તા લીધી, ત્યારે તે નામદારની સમગ્ર પ્રજામાં આનંદનાં અખાતો ઊભરાયાં હતાં! હર્ષની હેલિઓ ચાલી રહી હતી! અને સર્વ પ્રકારે ખુશખુશાલિ પથરાઈ ગઇ હતી!

તા૦ ૨૦મી ફેબ્રુવારી શને ૧૮૭૯, યાને સંવત ૧૯૩૫ના મહા વદ ૧૪ ને ગુરૂવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે, મોરબીમાં આવેલી મહાન્ મચ્છુ નદિપર બાંધેલા પૂલનો પાયો મુંબઇના નામદાર ગવરનર સાહેબ સર રીચર્ડ ટ્રેમ્પલને હાથે નંખાવ્યો હતો. આ પ્રસંગે મોરબી ખાતે ઘણી મ્હોટી ધામધૂમ કરી હતી, અને નામદાર ગવરનર સાહેબને પણ તે નામદારે ઘણો યોગ્ય આદરસતકાર કીધો હતો. નામદાર ગવરનર સાહેબે ઉપલા પૂલનો પાયો નાંખવાની ક્રિયા ઘણીજ ખુશીથી કરી હતી તથા તે પ્રસંગે તે નામદારે એક સંભાષણ કરીને નામદાર ઠાકોર સાહેબનાં આવાં સ્તુત્ય કામોની પુષ્કળ પ્રસંશા કરી હતી, જેથી સર્વમાં ખુશાલિ પ્રાપ્ત થઈ હતી. આ મ્હોટા પૂલ પાછળ નામદાર ઠાકોર સાહેબે એકંદર રૂ ૩૫૦૦૦૦ (સાડાત્રણ લાખ)નો મહાભારત ખર્ચ કીધો છે. આવો મહાભારત ખર્ચ જે પૂલ પાછળ થયો છે, તે પૂલ પણ કેવો મહાભારત હશે, તે વિષે વાંચનાર સાહેબોને સેહેજ વિચાર આવશે. જે પ્રમાણે નામદાર ઠાકોર સાહેબે આ પૂલ પાછળ જબરી રકમ ખર્ચ કરી છે, તેજ પ્રમાણે તે પૂલની બાંધણી પણ જબરીજ છે, અને તેની સાથે તે પૂલનો દેખાવ પણ વળી ભપકાદાર ને ઘણોજ મનપસંદ થતા રમણિક છે.

તા૦ ૨૮મી ફેબ્રુવારી સને ૧૮૮૦, યાને સંવત ૧૯૩૬ના મહા શુદ ૩ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે મોરબી ખાતે એક સુંદર શણગારિક બજાર બાંધવાનો પાયો નાંખવાની ક્રિયા કરી હતી, અને તે પ્રસંગે પણ શેહેરમાં સરસ ભપકા કરવામાં આવ્યો હતો. આ બજારની બાંધણીના તો જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાંજ સમજવાં! એનો બાંધણી ઘણીજ સુંદર ને એક સરખી દેખાવ વાળી રમણિક છે. એક નાકાથી તે બીજા નાકા સુધીનો આખો બજાર એકસરખીજ શોભા આ-

પે છે. બજારની બંને બાજુપર તમામ દુકાનો એકસરખા દેખાવની, એકસરખી બાંધણીની, એકસરખી ઊંચાઈની તથા એકસરખી લાઇનબંધજ બાંધવામાં આવી છે, અને બજારના મધ્ય ભાગમાં ગોળાકૃતિનો કુંડાળા મુજબનો દેખાવ બનાવ્યો છે, જે વળી બજારની શોભામાં વિશેષ વૃદ્ધિ કરે છે. ખરેજ, આ બજાર ઘણોજ સુંદર, જોવાલાયક ને નમુનાદાર છે એટલુંજ નહીં, પરંતુ જો સત્યતાપૂર્વક કહીએ તો આખા કાઠિયાવાડ ઈલાકામાં એવો ભપકાદાર, એવી સુંદર રચના વાળો, એવો શણગારિક દેખાવ આપનારો તથા એવી રમણિય કાન્તિવાળો બજાર કોઈ પણ રાજ્યમાં છેજ નહીં ! આવો નમુનાદાર એ બજાર બનાવ્યો છે, જેને માટે નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજીને અત્યંત સાબાશી ઘટે છે, કે જેઓએ અનહદ શ્રમ વેઠીને, પુષ્કળ કાળજી રાખીને તથા પોતાના અમૂલ્ય વખતનો ભોગ આપીને આવો શોભાયમાન બજાર બનાવવા પાછળ ઘણું લક્ષ આપ્યું છે, અને પોતાનાં પાયતખ્ત નગરની રચના તથા શોભામાં નૂતનની સાથે ઉત્તમ વધારો કરી શેહેરને એક મ્હોટો ને પ્રસંશાપાત્ર અમૂલ્ય શણગાર સજ્યો છે. ખચીત આ બજાર જોવા જેવોજ છે, અને તે જોઈને સર્વ લોકો ઘણા ખુશી થાય છે.

તા૦ ૨૨મી મે સને ૧૮૮૦, યાને સંવત ૧૯૩૬ના વૈશાખ શુદ ૧૩ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે પોતાના ઉપયોગને માટે ખાસ બંધાવેલા એક મ્હોટા મેહેલનું વાસ્તુ કીધું હતું. આ પ્રસંગને માટે નામદાર ઠાકોર સાહેબે જુદાં જુદાં ગામોથી ઘણાક વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા હતા. વળી કેટલાકોને તો છેક ઘણે દૂરથી બોલાવવામાં આવ્યા હતા, જેઓએ વેદિક મંત્રોથી વાસ્તાને લગતી તમામ ક્રિયા કરી હતી. એ દિવસે નામદાર ઠાકોર સાહેબે ઘણી ધામધૂમ કરી હતી. વળી એજ દિવસે નામદાર ઠાકોર સાહેબ તરફથી મોરબીની તમામ પ્રજાને—દરેક જ્ઞાતિનાં લોકોને જમાડવામાં આવ્યા હતાં, અને તેથી એ દિવસ મોરબીમાં એક મોહોત્સવ અથવા તેહેવાર તરિકે પાળવામાં આવ્યો હતો. આખી વસ્તીનાં લોકો તે દિવસે પોતાનાં શેહેરમાં આમતેમ અમનચમન કરી પોતાના રંગતાનમાં ઈંદર તીંદર મઝા મારતા હતા. આ પ્રસંગને માટે મોરબીના વૃદ્ધ પુરૂષો એવું કેહેતા હતા કે, આવો સુંદર દેખાવ છેલ્લાં વીશ વર્ષમાં એક પણ વાર બન્યો નથી ! આ મુજબની ધામધૂમ તે દિવસે ત્યાં થઈ હતી, અને જે પ્રમાણે તે ધામધૂમ મ્હોટી કરવામાં આવી હતી, તેજ પ્રમાણે તે મેહેલ પણ ભારી ભપકાવાળોજ બન્યો છે. એ મેહેલની મનપસંદ બાંધણી તથા તેની વિશાળ જગા અને તેની ઊંચાઈ પણ જેવી જોઈએ તેવી ને શોભાયમાનજ છે, અને એ મેહેલ પણ આખા કાઠિયાવાડ ઇલાકામાં પેહેલે નંબરે ગણાય છે. એ મેહેલમાં નામદાર ઠાકોર સાહેબે જે ચિત્રકામ કરાવ્યું છે, તે એવું તો જોવા લાયક તથા કિસબી કારિગિરી વાળું છે કે, તે જોવાને કાઠિયાવાડી લોકોનાં મન તલપી રહે છે ! એજ પ્રમાણે એ મેહેલમાં ગોઠવેલો "ફરનીચર" પણ ઘણોજ સુંદર, નમુનાદાર તથા કિમતી છે, અને તે સઘળો વિલાયતથી ખાસ મંગાવવામાં આવ્યો છે, જેની પાછળ નામદાર ઠાકોર સાહેબને ભારી ખર્ચ થયો છે.

તા૦ ૨૮મી ઑગસ્ટ સને ૧૮૮૦, યાને સંવત ૧૯૩૭ના શ્રાવણ વદ ૮ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે એક "નજરબાગ" બનાવીને તેની અંદર શ્રી નંદેશ્વરની સ્થાપના કરી હતી. આ સ્થાપના કરવાની ક્રિયા પ્રસંગે પણ તે નામદારે ત્યાં આગળ સારી ધામધૂમ કરી હતી, અને તેની પાછળ પૈસા પણ સારા ખર્ચ્યા હતા, જે જોઇ સુજ્ઞ જનોમાં તે નામદારની વાહવા બોલાઈ હતી.

તા૦ ૨૫મી ડિસેમ્બર સને ૧૮૮૦, યાને સંવત ૧૯૩૭ના માગશર વદ ૯ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે એક સારા પાયા ઊપર મોરબીમાં છાપખાનું લાવીને તેનો પ્રારંભ કીધો હતો.

આ છાપખાનું ઘણા મ્હોટા પાયા ઊપર તે નામદારે વસાવ્યું છે, અને તેમાં પુષ્કળ સરસામાન વસાવી તે પાછળ હઝારો રૂપિયાનો ખર્ચ તે નામદારે કીધો છે. એ છાપખાનામાં હાલ "સ્ટીમ પ્રેસ" ચાલે છે, જેથી છાપવાનું કામ ઘણીજ ઝડપથી પુરૂં પાડવામાં આવે છે. જોકે કાઠિયાવાડના ઘણાંખરાં મ્હોટાં રાજ્યોમાં છાપખાનાઓ છે, પરંતુ મોરબીનાં જેવાં મ્હોટા પાયાપર કાહાડેલાં છાપખાનાં ઘણાજ જૂજ છે. આ છાપખાનામાં તે નામદારે કેટલોક સામાન તો ખાસ ઇંગ્લંડથી આણ્યો છે, કે જેનો જોટો હિંદનાં ઘણાજ થોડાં છાપખાનામાંથી મળી શકે! આ પ્રકારના મ્હોટા પાયાપર તે નામદારે છાપખાનું કાહાડયું છે, જેમાં રાજ્યનું દરેક છાપવાનું કામ છપાય છે.

સને ૧૮૮૧નાં વર્ષમાં નામદાર ઠાકોર સાહેબે પોતાનાં રાજ્યમાં ખાતાબંદી "વિંઘોટી"નું કામ શરૂ કીધું હતું. આ કામ તેઓ સાહેબે પુષ્કળ ત્વરાથી, અને યોગ્ય રીતમાં શરૂ કીધું હતું, અને એ કામ પાછળ તે નામદારે ઘણાં માણસો રોકયાં હતાં. આ "વિંઘોટી"નું કામ ધમધોકાર અને સારી રીતે ચાલ્યું હતું, અને તેની પાછળ નામદાર ઠાકોર સાહેબે ખૂદ ઘણી કાળજી રાખી હતી. આ કામ સને ૧૮૮૭માં સમાપ્ત થયું હતું.

તા૦ ૧લી એપ્રિલ સને ૧૮૮૩, યાને સંવત ૧૯૩૯ના ફાગણ વદ ૯ ને રવિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી સાહેબ બહાદૂર યૂરોપના પ્રવાસાર્થે પધાર્યા હતા, અને પોતાનાં રાજ્યનો તમામ અખત્યાર આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મી૦ ફરનાન્ડિસને તેઓ સાહેબ સોંપી ગયા હતા. યૂરોપમાં તે નામદાર ઘણાં ઘણાં સ્થાનોની મુલાકાતો લેતા હતા, અને તે નામદાર ત્યાં પ્રવાસ કરતા હતા, એટલામાં એ નામદારનાં રાજ્યમાં એક અત્યંત આનંદકારી બનાવ બન્યો હતો. એટલે કે તા૦ ૧૯મી સપ્ટેમ્બર સને ૧૮૮૩, યાને સંવત ૧૯૩૯ના ભાદરવા વદ ૩ ને વાર બુધેને દિવસે તે નામદારની રાણી સાહેબને પેટે એક કુંવરની પ્રાપ્તિ પરમેશ્વરે આપી હતી. આ માંગ્લિક ખબર રાજ્યની તમામ પ્રજામાં ફેલાતાં સર્વમાં અત્યાનંદ પ્રાપ્ત થયો હતો, અને દરબારમાં પણ ઘણી ખુશાલિ ભરેલી ધામધૂમ કરવામાં આવી હતી. દરબારમાં નોબત, નગારાં તથા બેન્ડ વાજાં વગડાવ્યાં હતાં. વળી તોપોના મનમાનતા બાહારો કરીને તે દ્વારાએ ખુશાલિ દર્શાવવા ઊપરાંત મચ્છુ કાંઠાની તમામ પ્રજાને આ ખૂશ ખબરની વધામણીના સમાચાર પોહોંચાડવામાં આવ્યા હતા. દરબારમાં એક ભવ્ય કચેરી પણ ભરવામાં આવી હતી, જેમાં સિંહાસન ઊપર નામદાર ઠાકોર સાહેબની એક સુંદર છબિ બિરાજમાન કરી હતી; કેમકે નામદાર ઠાકોર સાહેબ પોતે તો આ પ્રસંગપર યૂરોપનો પ્રવાસ કરતા હતા. આ કચેરીમાં ગાવણાં તથા રાગરંગ ચાલ્યા પછી પાન, ગુલાબ તથા અત્તર વેહેંચાયાં બાદ કચેરી ખુશખુશાલિના નાદ સહિત બરખાસ્ત થઇ હતી. વળી આખાં ગામમાં આશરે ૧૦૦ મણ જેટલી શાકર વેહેંચાઈ હતી, અને ઘેરેઘેર આનંદ પ્રકાશિત થયલો દેખાતો હતો. પોતાનીપર રાજ્ય કરનારા ભૂપતિ સાહેબને ત્યાં પરમેશ્વરની પરમ કૃપાથી પુત્ર પ્રાપ્તિ થાય, એ જોઈને કઈ નીમકહલાલ તથા વફાદાર પ્રજાને હર્ષ નહીં ઊપજે ? ! જે પ્રજા પોતાના રાજા પ્રત્યે વફાદારી ધરાવે છે, તેને તો હર્ષ ઊપજેજ.

તા૦ ૨જી ડિસેમ્બર સને ૧૮૮૩, યાને સંવત ૧૯૪૦ના માગશર શુદ ૩ ને રવિવારને દિવસે નામદાર મહારાજા સાહેબ શ્રી વાઘજી યૂરોપનો પ્રવાસ કરીને પુનઃ પોતાનાં નગરમાં સૂખરૂપ પધાર્યા હતા, જે પ્રસંગે તે નામદારની પ્યારી પ્રજાએ તેઓ સાહેબને ઘણુંજ માન આપી તે નામદાર પ્રત્યેની પોતાની પરિપૂર્ણ વફાદારીના કુંભ ખાલી કીધા હતા, અને તે નામદારનાં ઘણે દિવસે સહીસલામત દર્શન થવાથી સમગ્ર પ્રજામાં ઘણોજ હર્ષ ઊભરાયો હતો. યૂરોપમાં નામદાર ઠાકોર સાહેબે ભિન્ન ભિન્ન ભૂમિનાં,

ભિન્ન ભિન્ન સ્થાનો તથા તે સ્થાનોની ભિન્ન ભિન્ન રંગીલી રચનાઓ સ્વદૃષ્ટિએ નિર્ખવાથી તેઓ સાહેબે તે ભૂમિનું જ્ઞાન ટૂંક સમયમાં સારૂં સંપાદન કીધું હતું તથા તેનો લાભ પણ તે નામદારે બહુ સારો મેળવ્યો હતો એટલુંજ નહીં, પણ વળી તેની સાથે તેનો ઉપયોગ પણ તે નામદારે પોતાનાં રાજ્યમાં પુનઃ પધાર્યા પછી રાજ્યમાં કેટલાક સારા સુધારા-વધારા દાખલ કરીને તે દ્વારાએ કીધો હતો, કે જેને માટે તે નામદારના પ્રવાસનું એક યોગ્ય સાર્થક થયલું ગણાયું હતું. વિલાયતથી-ઈંગ્લંડથી પોતાની આ મુસાફરીમાં નામદાર ઠાકોર સાહેબ કેટલીક કિમતી સરંજામ તથા કેટલાંક ઉપયોગી યંત્રો પણ લેતા આવ્યા હતા તથા વળી તેઓ સાહેબ પોતાની વપરાશને માટે ચાર મજબૂત ને મ્હોટા ઘોડાઓ પણ લાવ્યા હતા, કે જે ઘોડાનો જોટો આખા કાઠિયાવાડમાંથી મળવો મુશ્કેલ હતો. તે ચાર ઘોડામાં પણ વળી એક ઘોડો એવો તો સુંદર, જબરો તથા દેખાવડો હતો કે, જેનો નમુનો તો આખાં હિંદુસ્થાનમાં ભાગ્યેજ હોય ! તેનો દેખાવ ખરેખરો રાક્ષસ જેવો લાગતો હતો તથા તે ઊંચાઇમાં પણ ઘણોજ મ્હોટો હતો. કહે છે કે, આવી જાતનો ઘોડો હિંદુસ્થાનમાં તો આ પેહેલવેહેલોજ આવ્યો હતો ! ! આ વિગેરે બીજી ઘણીક નમુનાદાર તથા ખુબીભરેલી વસ્તુઓ તે નામદાર લઈ આવ્યા હતા, અને તે સઘળી એકએકથી સરસ હતી, એમાં તો કંઇજ શક નહીં,

તા૦ ૧લી જાનેવારી સને ૧૮૮૪, યાને સંવત ૧૯૪૦ના પોશ શુદ ૩ ને વાર ભોમેથી નામદાર ઠાકોર સાહેબે પોતાનાં છાપખાનામાંથી પોતાનાં રાજ્યને લગતું એક દરબારી ગેઝિટ ચાલતું કીધું છે. આ દરબારી ગેઝિટમાં રાજ્યના અમલદારોની થતી ફેરબદલી, તેમના સંબંધમાં થતા ઠરાવો તથા રાજ્યને લગતી બીજી કેટલીક બાબતો છાપવામાં આવે છે, જેથી તે નામદારની પ્રજાને રાજ્યને લગતી તથા રાજ્યના અમલદારોને લગતી મુખ્ય બાબતો જાણવાની જોગવાઈ મળે છે, અને તેથી પ્રજામાં એ દરબારી ગેઝિટનો જન્મ થવાથી આનંદ પેદા થયો છે.

તા૦ ૧૬મી નવેમ્બર સને ૧૮૮૪, યાને સંવત ૧૯૪૧ના કાર્તિક વદ ૧૪ ને રવિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે મોરબીથી વઢવાણ સુધીની રેલ્વે લાઈન બાંધવાનું કામ શરૂ કીધું હતું. આ રેલ્વેને લગતો તમામ સરસામાન તે નામદાર પોતેજ ઈંગ્લંડથી લેતા આવ્યા હતા, અને ત્યાંની રેલ્વેઓના નમુના જોઈને તે નામદારે ન્હાન્હા પાયાપર આ રેલ્વે લાઈનની શરૂઆત કરી હતી. આ રેલ્વે મી૦ વ્હાઇટ એનજીનીયરનાં ઉપરીપણાં નિચે બાંધવા માંડી હતી, અને તેનું કામ મી૦ વ્હાઈટે ઘણી ત્વરાથી ચલાવવા માંડયું હતું. મી૦ વ્હાઈટ એક ઘણોજ ચાલાક, કાબેલ ને ઉદ્યોગિ તથા મેહેનતુ માણસ છે, અને તેથીજ નામદાર ઠાકોર સાહેબે રેલ્વેનું ઉપરીપણું એમને સોંપ્યું હતું, જે અદ્યાપિ સુધી પણ કાયમજ છે.

સને ૧૮૮૫નાં વર્ષમાં નામદાર જામ સાહેબ તથા મોરબીના નામદાર ઠાકોર સાહેબની વચ્ચે અન્યોઅન્ય મિત્રતાની ગાંઠ સંધાઈ હતી. મોરબી તથા જામનગરની વચ્ચે કેટલાંએ વર્ષ થયાં ઘણી તકરારો ચાલ્યા કરતી હતી, પરંતુ તે સઘળાનો નિકાલ આ વર્ષમાં આવી ગયો હતો. મૂળ જે તકરાર પડી હતી, તેને લગતી બિના એવી કેહેવાય છે કે, મોરબી તથા નવાનગરના નૃપતિઓ જાડેજા વંશના છે, અને તે સર્વનું મથક જામનગર કેહેવાય છે. આ બંને રાજ્યો વચ્ચે આટલાં વર્ષ સુધી "આપિઓ" એટલે એક બીજાની હદમાં એકબીજાએ જવું નહીં, એવો શકત પ્રતિબંધ હતો. એમાં નવાનગરના રાજ્ય કર્તાઓ મોરબીની હદનું પાણી પીતા નહીં, તેનું કારણ એવું બોલાય છે કે, દીર્ઘ સમય પેહેલાં નવાનગરનું ગામ પડધરિ આદિક ઉપર મોરબી તરફથી હલ્લો થઇ બજાર ખેડીને મીઠું વાવ્યું, અને

દરવાજાનાં બારણાં મોરબી વાળા લઇ ગયા. આનું વેર લેવાને માટે તે સમયના નવાનગરના રાજ્ય કર્ત્તાઓએ ઉપલો પ્રતિબંધ બાંધ્યો હતો, જે આ વર્ષ સુધી જેમ ને તેમ ચાલ્યાજ કરતો હતો; પરંતુ મુંબઈના નામદાર ગવરનર સાહેબ ઊપલા વર્ષ (સને ૧૮૮૫)માં રાજકોટમાં પધાર્યા હતા, તે સમયે તેઓ સાહેબ આગળ ઊપલો તકરારની વાત નિકળવાથી તેઓએ મોરબી તથા નવાનગરના નૃપતિ સાહેબોને સમજાવીને બન્ને વચ્ચે ઐક્યતા ભરેલી મિત્રતા કરાવી હતી, અને તેઓ સાહેબની સલાહને માન્ય આપીને પ્રથમ નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી પોતાના રશાળાના આશરે ૩૦૦ માણસો સહિત જામનગર ખાતે પધાર્યા હતા, જે સમયે નામદાર જામ સાહેબે તે નામદારને ઘણું સારૂં માનઅકરામ આપ્યું હતું તથા તેમનો યોગ્ય સત્કાર કીધો હતો. આ પછી નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યમાં જામ સાહેબ પધાર્યા હતા, ત્યારે નામદાર ઠાકોર સાહેબે પણ તે નામદારનો યોગ્ય સત્કાર કીધામાં કિંચિત્ પણ કશર રાખી નહોતી, અને તેથી જામ સાહેબ ખૂશ ખૂશ થઈ ગયા હતા. આ કામમાં મોરબીના ઠાકોર સાહેબની પણ ઘણી સારી વાયકા વદાઈ હતી, અને નામદાર ગવરનર સાહેબની સલાહને તે નામદારે સ્વિકાર્યાથી ગવરનર સાહેબ પણ નામદાર ઠાકોર સાહેબપર ખૂશ થયા હતા.

તા૦ ૧લી એપ્રિલ સને ૧૮૮૬, યાને સંવત ૧૯૪૨ના ફાગણ વદ ૧૨ ને ગુરૂવારને દિવસે મોરબી અને વઢવાણ વચ્ચેની રેલ્વે લાઈન ચલાવવાનું ખાસ શૂભ મુહૂર્ત કરવામાં આવ્યું હતું. આ શૂભ મુહૂર્ત કરવાની ક્રિયા ઘણા હર્ષ તથા હુમળકાથી નામદાર ઠાકોર સાહેબે કરાવી હતી. આ રેલ્વે જોકે બી. બી. એન્ડ. સી. આઇ. તથા જી. આઈ. પી. રેલ્વેઓનાં કરતાં ન્હાન્હા પાયાપર કરવામાં આવી છે, તદપિ તે દેખાવમાં સુંદર ને સરસ લાગે છે. આ રેલ્વેમાં નામદાર ઠાકોર સાહેબે મૂખ્યત્વેકરીને પોતાનાં રાજયની પ્રજા માંહેલા લોકોમાંથીજ નોકરો રાખ્યા છે, એ તે નામદારે ઘણુંજ ઊત્તમ કીધું છે; કેમકે એથી તે નામદારની પ્રજાને એક પ્રકારે તે નામદાર મ્હોટું ઉત્તેજન આપે છે. એજ પ્રમાણે જો દરેક રાજા સાહેબ પોતાની પ્યારી પ્રજાને માટે એવુંજ અભિમાન રાખે કે, પોતપોતાની પ્રજા માંહેલા માણસોનેજ જેમ બને તેમ પોતપોતાનાં રાજયમાં કામે લગાડવા, તો જરૂર દરેક રાજયની પ્રજાને ઘણું સારૂં ઉત્તેજન મળવાની સાથે પોતાના ભૂપતિ સાહેબ પ્રત્યે પોતાના પ્યારની પણ વિશેષ વૃદ્ધિ થાય. ખચોત આ બાબતમાં દરેક દેશી રાજા સાહેબે નામદાર મોરબીના ઠાકોર સાહેબનો આવો સારો દાખલો ગ્રહણ કરવો જોઇએ, કે જેથી વળી દરેક રાજયની પ્રજામાં પણ સંતોષ પ્રાપ્ત થાય.

એજ વર્ષમાં, એટલે સને ૧૮૮૬નાં વર્ષમાં નામદાર ઠાકોર સાહેબના બેહેન શ્રી વખ્તુબા સાહેબનો સ્વર્ગવાસ થયો હતો. તેઓએ પ્રથમ એક કુંવરીનો જન્મ આપ્યા પછી તરતજ બીજે દિવસે દેવલોક પામવાથી નામદાર ઠાકોર સાહેબને ઘણીજ દિલગિરી ઉપજી હતી. વળી તેમની ઉમ્મર પણ માત્ર ૧૯ વર્ષની યુવાવસ્થાની હોવાથી નામદાર ઠાકોર સાહેબને તો ઘણોજ શોક ઉપજયો હતો. પોતાના વહાલા અને યુવાન બેહેનનાં મૃત્યુ પામવાના મહા શોકનાં ચિન્હો તે નામદારે પોતાના દરબારી ગેઝિટમાં દર્શાવ્યાં હતાં, અને તેમાં તે સ્વર્ગવાસી બેહેનશ્રીની પરોપકાર બુદ્ધિ, સુજ્ઞતા, માયાળુ સ્વભાવ તથા શાંતિકપણાની સંપૂર્ણ પ્રસંશા કરી હતી. વળી આ શોક બદલ તે નામદારે પોતાનાં રાજયની તમામ કચેરિઓ વિગેરે ત્રણ દિવસ સુધી બંધ રાખવા જણાવ્યું હતું. એજ શોક બદલ મોરબી ખાતે એક આખો દિવસ હડતાલ પાડવામાં આવી હતી. આ સ્વર્ગવાસી બેહેન શ્રી વખ્તુબાનાં સ્મર્ણાર્થે નામદાર ઠાકોર સાહેબે "વખ્તુબા ચેરિટેબલ સ્કૂલ" સ્થાપવાનું જાહેર કીધું હતું, અને તે પ્રમાણે તા૦ ૧લી જુલાઈ સને ૧૮૮૬, યાને સંવત ૧૯૪૨ના જેઠ વદ ૧૪ ને ગુરૂવારને દિવસે તે નામદારે પોતાનાં પાયતખ્ત રમણિય

નગરમાં "શ્રી વખતુબા ચેરિટેબલ સ્કૂલ" સ્થાપન કરી હતી. વળી એજ વર્ષમાં, એટલે તા૦ ૨૨મી અકટોબર સને ૧૮૮૬, યાને સંવત ૧૯૪૩ના આશો વદ ૯ ને શુક્રવારને દિવસે મી૦ દલપતરામ ભગવાનજી નામના એક સૂકલને નામદાર ઠાકોર સાહેબે બારિસ્ટરનો અભ્યાસ કરવાને માટે ખાસ વિલાયત મોકલ્યા હતા. આ સૂકલને લગતો તમામ ખર્ચ નામદાર ઠાકોર સાહેબે પોતે આપવાનું જણાવ્યું હતું, જેથી તે નામદારની ઘણી પ્રસંશા બોલાઇ હતી. નામદાર ઠાકોર સાહેબ વિદ્યોત્તેજક કાર્યને સદા આવીજ રીતે ઉત્તેજન આપતા આવ્યા છે, અને તે નામદારને વિદ્યા દેવીપર વિશેષ પ્યાર છે. વળી તેઓ સાહેબ પોતે પણ વિદ્વાન હોવાથી વિદ્યાની ખરી ખુબી યોગ્ય રીતે સમજે છે, અને તેથીજ તેઓ સાહેબ સરસ્વતીનાં કાર્યને એટલુંજ નહીં, પરંતુ સરસ્વતીના કોઈ પણ સેવકને સર્વદા સારૂં ઉત્તેજન આપવાની ઉદારતા વાપરતા આવ્યા છે. કહે છે કે ઉપલા વિદ્યાર્થિને તો નામદાર ઠાકોર સાહેબે અભ્યાસ કરવાને માટે રૂ ૧૨ હજારની મ્હોટી રકમ બક્ષિસ કરી હતી.

તા૦ ૧૬-૧૭મી ફેબ્રુવારી સને ૧૮૮૭, યાને સંવત ૧૯૪૩ના મહા વદ ૧૦ ને ગુરૂવારના દિવસો, નામદાર મહારાણી સાહેબ શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીએ બ્રિટિશ તખ્તપર પૂરાં પચાસ વર્ષ સુધી નિર્વિઘ્ને અને પ્રસંશા પાત્ર રાજ્ય કીધું, તેના "જુબિલી"ના તેહેવાર તરિકે પાળવામાં આવ્યા હતા, અને તેની ખુશાલિમાં નામદાર બ્રિટિશ સરકારે મોરબીનાં રાજ્યને બીજા વર્ગમાંથી પેહેલા વર્ગમાં મૂકયું હતું. આથી નામદાર ઠાકોર સાહેબને એક મ્હોટું માન મળ્યું હતું. તે નામદારે પોતાની રાજ્યનીતિ વખણાવ્યાથીજ નામદાર સરકારે તેમનાં રાજ્યને પેહેલા વર્ગમાં દાખલ કીધું હતું. આ ખુશાલિના સમાચાર સાંભળીને ત્યાંની પ્રજા અત્યંત હર્ષ પામી હતી. વળી નામદાર ઠાકોર સાહેબે "જુબિલી"નાં સ્મર્ણાર્થે શેહેરના મધ્ય ભાગમાં "ડ્રિંકિંગ ફાઉન્ટન"નો પાયો નાંખવાની, શેહેર બાહાર દરવાજા પાસે "ગ્રેન માર્કિટ"નો પાયો નાંખવાની તથા વવાણિયા બંદરપરથી સડકે ધુતારીના પૂલનો પાયો નાંખવાની શૂભ ક્રિયાઓ ઉપલેજ દિવસે કરી હતી તથા એ શિવાય તે નામદારે "જુબિલી" પ્રસંગે સ્વરાજ્યમાં મહા મંગળમય ધામધૂમ કરીને તે દ્વારાએ નામદાર મહારાણીજી પ્રત્યેનો પોતાનો વફાદાર પ્યાર પ્રદર્શિત કીધો હતો. આ સઘળાં તે નામદારનાં મહદ કાર્યોથી તે નામદારની પ્રજામાં ઘણી ખુશાલિ ઉપજી હતી, અને તેમાં પણ તે નામદારનું રાજ્ય પેહેલા વર્ગમાં દાખલ થયું, તેથીકરીને તે નામદારની પ્રજાને વળી વિશેષમાં વિશેષ આનંદ ઉપજ્યો હતો. આ સઘળા આનંદની નિશાની દર્શાવવા માટે પ્રજાએ પોતાના પ્રસંશનીય ભૂપતિ સાહેબને નિચે પ્રમાણેનું એક માનપત્ર આપ્યું હતું:—

"નેક નામદાર શ્રીમન્મહારાજાધિરાજ ઠાકોર સાહેબ શ્રી ૭ વાઘજી

બહાદૂરની હજૂરમાં.

**માનવંતા સાહેબ,**

અમો નિચે સહી કરનાર આપ નામદારની પ્રજા વેપારીના માણસો આ અનૂપમ અને હર્ષજનક પ્રસંગે આપનાં પવિત્ર કદમ આગળ આ માનપત્ર ઘણીજ નમ્રતાપૂર્વક અર્પણ કરતાં શ્રી જગદીશ્વરનો મહદ આભાર માનીએ છિએ કે જ્યારથી આપ માયાળુ મહારાજનાં નેક ન્યાયી રાજ્ય તથા પવિત્ર કારકિર્દીનો મોરબીનાં પાયતખ્તપર બિરાજતાં પ્રારંભ થયો ત્યારથી તે આજ ૮ વર્ષની ટૂંક મુદતમાં જે સુખશાંતિ અમો પ્રજાએ ભોગવી છે અને વર્તમાનમાં ભોગવીએ છિએ તેનું આ અલ્પ માનપત્રમાં વર્ણન કરવાને અગરજો કે અશક્ય છિએ તોપણ સંક્ષેપમાં નિવેદન કરીએ છીએ કે આપે આપની પ્રજાનું સદા કલ્યાણ ઇચ્છીને તે સંપાદન કરવાનાં સાધનોમાં જાતિ શ્રમ લેવામાં કાંઇ પણ અપૂર્ણતા રાખી નથી. આપની પ્યારી પ્રજાને માટે પબ્લિક વર્કસનાં કામોની વૃદ્ધિ કરવામાં ખજાનો કમીં થવા-

ની પણ દરકાર રાખી નથી; આપની રાજધાનીને યૂરોપનાં પ્રખ્યાત શેહેરોનો એક અપૂર્વ નમુનો કાઠિયાવાડ બલકે આખા ગુજરાતમાં પણ બનાવી દેવાને અદ્ભૂત સામર્થ્ય, કળા તથા યોજના કામે લગાડવામાં હોંસ, હિમ્મત અને શૌર્ય પ્રગટ કરતાં કસર રાખી નથી; તથા તેવી આગેવાનીમાં પણ ન્યૂનતા રાખી નથી; આપની પ્રજાના સૂખ સાધનને માટે સર્વ સૃષ્ટિની સારભૂત વસ્તુઓનો રાજ્યમાં સંગ્રહ કરતાં સીમા રાખી નથી; અને મહારાજાનાં કરેલાં લોકહિતકારક કામો આજ સુધીનાં થોડાં તે પણ ઘણાં અને ઊંચા પ્રકારનાં છે.

વળી એ થોડી અચંબાની વાત નથી કે કાઠિયાવાડ ઇલાકાના મોરબી શેહેરમાં પ્રખ્યાત જેપૂરની બજારને ઝાંખી પાડે એવી એક સુંદર બજાર બે તરફ ભવ્ય દુકાનોની હારોથી બની રહી છે, મચ્છુ નદીપર એક તરફ ગંજાવર પૂલ અને બીજી તરફ ઝોલાપૂલ ઝબુકી રહ્યા છે, વીજળીની રોશની હરેક પ્રસંગે પુર્ણિમાના ચંદ્ર જેવો પ્રકાશ આખાં શેહેરમાં ઉજ્વળતા આપે છે, અને સડકના રસ્તા તથા જાહેર બાગ બગિચા સદા સુધારવાની ઉત્તમ યોજનાઓ ચાલીજ જાય છે. શું! એ થોડા વખતમાં ઓછી હિંમતનું આપે પગલું ભર્યું છે કે મોરબીને તત્કાળ આખા મુલક સાથે સરળપણે જોડી દેવાનો વખત આવ્યો—આનો ભાવાર્થ આપ નામદારના ખ્યાલમાં સ્પષ્ટ આવ્યો હશે કે તે મોરબી અને વઢવાણ વચ્ચેની રેલવે લાઇન, જેમાં પ્રજાને દેશની અંદર દેશાવરનો માલ લાવવા તથા અહીંથી પરદેશ લઇ જવા વેપાર વિગેરેની સગવડતાના ફાયદા જે આપના દૂરંદેશી વિચારમાં હતા તે આજ નજર પ્રત્યક્ષ સિદ્ધ થતા જાય છે. આવાં આવાં ઉત્તમ અને લોકહિતકારક કામ તથા તેથી પ્રજાના આશિર્વાદની વર્ષાનો બદલો અમારા રાજાને સર્વપર સમદૃષ્ટિ માયાળુ વડી સરકાર આપ્યા વગર કેમ રહેશે? એવી રાહ અમે જોતા હતા—અને કહેતાં અતિ હર્ષ ઉપજે છે કે તે બદલો આખાં ભરતખંડમાં પ્રખ્યાત મહારાણીજીની જ્યુબિલીનો મહોત્સવનો પ્રસંગ, કે જેમાં સામેલ થઇ સર્વ પ્રજાને રાજ્યભક્તિ દર્શાવવા સભા કરી ઉત્તમ વખત આપે આપ્યો હતો તેનીજ અંદર આખી પ્રજાના હર્ષના સાગરને છલકાવી દેનાર એવો એક તારનો વધામણી રૂપ સંદેશો મુંબઇના ગવરનર સાહેબ નામદાર લૉર્ડ રેની સરકાર તરફથી આવી પોહોંચ્યો કે અમારા મહારાજાને આજથી ફર્સ્ટ કલાસનો અધિકાર આપવામાં આવ્યો છે. આ હૃદય આલ્હાદક શુભ સમાચાર સાંભળી અમને જે આનંદનો ઉભરો આવ્યો તે લખાણથી પ્રદર્શિત કરવો એ અશક્ય છે, તોપણ તેની મતલબ દર્શાવવા આ એક દોહરો માત્ર બસ છે.

(દોહરો.)

તાર બહુ ઉપકાર તુજ, અમ તારક તું તાર,
તારા વેગે તાર તેં, હર્ષ કર્યો એક તાર.

જે હર્ષ તથા આનંદ ઉત્સવથી આપ મહારાજાએ મહારાણી સાહેબની જ્યુબિલીનો પ્રસંગ ભજવ્યો છે તથા જેની યાદગીરી માટે ત્રણ મ્હોટાં લોકહિતનાં કામ–ડ્રિંકિંગ ફાઉન્ટન, ગ્રેન માર્કેટ અને ધૂતારીના પૂલના ફાઉન્ડેશન સ્ટોન નાંખ્યા છે તે હર્ષમાં અમારા સામેલપણાની સાથે આપ નામદારને મળેલા આ અધિકારનો મહદ્ અને અપૂર્વ ઉત્સવ સદા સ્મરણીય રહેવાનો છે, અને મોરબીના ગાદિપતિઓનાં વૃત્તાંતમાં આવો પ્રજાને ઉલ્લાસ આપનારો પ્રસંગ પેહેલોજ છે એમ અમે સમજીએ છિએ.

હવે અમો આ માનપત્ર પુરૂં કરતાં શ્રી વિશ્વાધિપતિ જગદીશ્વર પાસે એવી અંતઃકરણ પૂર્વક પ્રાર્થનાની સાથે સદા માગીએ છિએ કે અમારા મહારાજા ઠાકોર સાહેબ શ્રી વાઘજી બહાદૂર સદા ચીરંજીવી રહો, તેમનો નેક ન્યાયી અમલ સદા વૃદ્ધિ પામો, તેમનું સરકારમાં ઉત્તરોત્તર અધિક અધિક માન ઝામો અને શ્રી મોરબીના શુભ પાયતખ્તપર બિરાજી અમો તેમની પ્રજાપર તેઓ સૂખશાંતિમાં શતાયુષી થઇ આરોગ્યતા, રાજ્ય લક્ષ્મી તથા જય વૃદ્ધિની સાથે અવિચળ રાજ્ય ભોગવો. તથાસ્તુ."

તા૦ ૨૫મી ફેબ્રુવારી સને ૧૮૮૭, યાને સંવત ૧૯૪૩ના ફાગણ શુદ ૩ ને શુક્રવારને દિવસે મી૦ પ્રાણજીવન જગજીવનદાસ મેહેતા નામના મોરબીના વતની એક દશા શ્રિમાળી શ્રાવકને ઇંગ્લંડમાં વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવાને માટે નામદાર ઠાકોર સાહેબે મોકલ્યા હતા, અને તેની પાછળ પણ તે નામદારે ૩૧૨ હજારનો ખર્ચ કરવાનો નિશ્ચય કીધો હતો. આ મુજબ માત્ર એકજ વર્ષમાં તે નામદારે

બે સખસોને વિદ્યાભ્યાસાર્થે વિલાત મોકલ્યા હતા, અને તેમની પાછળ કુલ્લે રૂ ૨૪ હજારનો મહાભારત ખર્ચ કરવાની સખી દષ્ટિ વાપરી હતી, અને તે દ્વારાએ વિદ્યા વૃદ્ધિને પણ તે નામદારે એક પ્રકારનું મ્હોટું ઉત્તેજન આપ્યું હતું.

"જુબિલી" પ્રસંગે ઈંગ્લંડમાં જે મનોહર મહાભારત ધામધૂમ થનાર હતી, તે ધામધૂમમાં ભાગ લેવાને નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી તા૦ ૩૦મી એપ્રિલ સને ૧૮૮૭, યાને સંવત ૧૯૪૩ના વૈશાક શુદ ૭ ને શનિવારને દિવસે મુંબઇથી આગબોટમાં બિરાજીને ઇંગ્લંડ તરફ જવાને ઉપડી ગયા હતા. કાઠિયાવાડના દેશી રાજા સાહેબો તરફનું જે માનપત્ર નામદાર મહારાણી સાહેબને આપવાનું નિર્માણ કીધું હતું, તે માનપત્ર લઈને શ્રી વાઘજી તથા લીમડીના ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજી તે આંગલ ભૂમિમાં પધાર્યા હતા. ત્યાં તે નામદારને અતોલ માનપાન મળ્યું હતું તથા તેમનો ત્યાં સારો સત્કાર થયો હતો. તા૦ ૧લી જુનને દિવસે તે નામદારે, નામદાર પ્રિન્સ આફ્ વેલ્સની મુલાકાત લીધી હતી, જે પ્રસંગે તે મહારાણી શ્રીના શાહાજાદા સાહેબે નામદાર ઠાકોર સાહેબપર ઘણો આવભાવ દર્શાવ્યો હતો. બાદ તા૦ ૧૫મી જુનને દિવસે ઈંગ્લંડના વડા પ્રધાન લૉર્ડ સૉલ્સબરીએ "જુબિલી"ની ખુશાલિમાં એક મ્હોટો મિલાવડો કીધો હતો, જેમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજીને પણ ખાસ આમંત્રણ કરી બોલાવ્યા હતા. વળી એજ તારીખે રાત્રિને સમયે ત્યાંની "રોફાર્મ કલબ"માં એક સુંદર "બૉલ" થયો હતો, જેમાં શ્રી વાઘજીને ખાસ નોતરવામાં આવ્યા હતા. એ પછી તા૦ ૩૦મી જુનને દિવસે નામદાર મહારાણીજી સાહેબની મુલાકાત ઠાકોર સાહેબે લીધી હતી. આ પ્રસંગે નામદાર મહારાણી સાહેબે પોતાના પ્રખ્યાત "વિંડસર કેસલ"માં એક ભવ્ય દરબાર ભર્યું હતું, અને તેમાં જુદા જુદા રાજ્યવંશિઓ તરફનાં માનપત્રો તે નામદારે સ્વિકાર્યાં હતાં, અને તેજ પ્રમાણે લીમડી તથા મોરબીના ઠાકોર સાહેબે પણ કાઠિયાવાડી રાજ્યવંશિઓ તરફનું એક સુંદર માનપત્ર તે નામદારને આપ્યું હતું, જે સ્વિકારતાં તે નામદારે ઉપકાર થયલો દર્શાવ્યો હતો. બાદ નામદાર મહારાણી સાહેબે બીજાઓની સંગે નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજીને પણ કે. સી. આઈ. ઇ. નો મહા માનવંતો ઇલ્કાબ સ્વહસ્તે બક્ષિસ કીધો હતો તથા તે નામદારને પોતાની એક સુંદર છબિ પણ ભેટ દાખલ મહા આનંદથી આપી હતી. આ મુજબ તે દરબારમાં નામદાર મહારાણી સાહેબે સર્વ ક્રિયા સમાપ્ત કીધા પછી છેલ્લે જ્યારે નામદાર મહારાણી સાહેબ દિવાનખાનામાંથી ઉઠયા ત્યારે મોરબીના ઠાકોર સાહેબે તે નામદારને એક સુંદર ઘોડો ભેટ તરિકે આપ્યો હતો, અને તે પછી સર્વ મંડળ વિસર્જન થયું હતું. વળી તા૦ ૧૫મી જુલાઇને દિવસે નામદાર મહારાણી સાહેબના "બકિંગહામ મેહેલ"માં એક મનોહર બાદશાહી જલસો થયો હતો, જેમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી પણ ખાસ આમંત્રણથી પધાર્યા હતા. બીજે દિવસે, એટલે તા૦ ૧૬મી જુલાઈને દિવસે નામદાર સર વાઘજી, પોતાની સંગના બીજા રાજયવંશિઓની સંગે નામદાર મહારાણી સાહેબના "વિંડસર કેસલ"માં પધાર્યા હતા, જયાં તેજ રાત્રિએ નામદાર મહારાણીજીએ તે નામદારને એક "ઈવનિંગ પાર્ટી" આપી હતી. આ મુજબ તે નામદારે ઈંગ્લંડમાં અનહદ માનઅકરામ મેળવ્યા પછી તા૦ ૨૬ ઑગસ્ટ સને ૧૮૮૭, યાને સંવત ૧૯૪૪ના ભાદરવા શુદ ૮ ને શુક્રવારને દિવસે તે નામદાર ત્યાંથી અમેરિકા તથા યૂરોપનાં બીજાં સ્થાનોમાં પ્રવાસ કરવાને ઉપડી ગયા હતા, અને તે નામદારે દરેક સ્થળોમાં અમૂક સમય ગુજારીને તે દરેક સ્થળની નવી નવાઈઓ નિર્ખિ હતી તથા તે દરેક સ્થળની રીતભાત આદિકનું પણ તે નામદારે ઉમદા જ્ઞાન સંપાદન કીધું હતું. બાદ તા૦ ૫મી

ડિસેમ્બર સને ૧૮૮૭ ને સોમવારને દિવસે પોતાના પ્રવાસની સમાપ્તિ કરીને તે નામદાર મુંબઇ ખાતે એપોલો બંદરપર આવ્યા હતા. આ સમયે તે નામદારને સામા માન આપવાને માટે ઘણાક સરકારી અમલદારો તથા ગ્રહસ્થો, અને એ શિવાય તે નામદારના પોતાના અમલદારોમાં દિવાન મી૦ મહાદેવભાઇ, નાયબ દિવાન મી૦ અમરચંદ, સર ન્યાયાધિસ મી૦ દુલ્લભજીભાઈ, પોલિસ કમિશ્નર મી૦ વિશ્વનાથ, તેમજ તે નામદારની પ્રજા માંહેલા પણ કેટલાક અગ્ર પુરૂષો બંદરપર હાજર હતા, જે સઘળાઓએ નામદાર ઠાકોર સાહેબની મુલાકાત લીધા પછી ત્યાંથી તે નામદાર પોતાને માટે ખાસ તૈયાર રાખેલે ઉતારે પધાર્યા હતા. બાદ બીજે દિવસે તે નામદારને, તેમની મુંબઈમાં નિવાસ કરતી પ્રજા તરફનું એક માનપત્ર ઈંગ્રેજીમાં આપવામાં આવ્યું હતું. તે માનપત્રનો ભાવાર્થ નિચે પ્રમાણે હતોઃ—

**નામદાર શ્રી વાઘજી બહાદૂર કે. સી. આઇ. ઇ., મોરબીના ઠાકોર સાહેબ.**

**આપ નામદારને આનંદ પ્રાપ્ત થાઓ.**

અમો આપ નામદારની મુંબઇમાં વસનારી નમ્ર આજ્ઞાંકિત, અને વફાદાર પ્રજા આપ યુરોપ અને અમેરિકાને પ્રવાસે ફરીને હિંદ ભૂમિમાં સહિસલામત પધારવાથી આપને ઘણીજ અંતઃકરણપૂર્વકની મુબારકબાદી આપવાની રજા લઇએ છિયે, અને આ કિનારાપર આપ નામદાર પધારતાં આપને આવકાર આપતાં અમારાં હૃદયમાં જે ખુશાલિ ઉત્પન્ન થાય છે તે પ્રદર્શિત કરવાની અમે આ તક હાથમાં ધરીએ છિયે. આપ નામદારની ઈંગ્લાંડ અને અમેરિકાની મુસાફરી વિષેના જે જે આનંદ ઉપજાવનારા વર્ત્તમાન અમે અત્યંત કાળજીથી વાંચતા હતા તે વિષે વર્ણન કરવાની અગત્યજ રહેતી નથી, અને મલિકા માઆઝમા મહારાણી શ્રીએ આપ નામદારને 'નાઇટ કમાન્ડર ઑફ ધી મોસ્ટ એમિનન્ટ ઑર્ડર ઑફ ધી ઇન્ડિયન એમ્પાયર'નો માનવંતો અને અતિ લલચાવનારો ખેતાબ બક્ષ્યા વિષેના સંતોષ ઉપજાવનારા સમાચાર મળ્યા ત્યારે અમને અત્યંત મગરૂબી અને ખુશાલિ ઉત્પન્ન થઈ હતી. આપ નામદારને આ ખેતાબ મળ્યો તે, તેમજ ગયા ફેબ્રુઆરી માસમાં હિંદ મધ્યે નામદાર મહારાણી શ્રીના ઉજવાયલા જ્યુબિલી અવસરે આપ નામદારનાં રાજ્યને કાઠિયાવાડ મધ્યે પેહેલા વર્ગોની પંક્તિમાં મૂકવામાં આવ્યું તે દર્શાવે છે કે એક રાજ્યકર્ત્તા તરિકેના આપ નામદારના ઉમદા ગુણોથી આપ મલિકા માઆઝમા મહારાણી શ્રીનાં વખાણ અને કદર સંપાદન કરવાને નિષ્ફળ થયા નથી, અને મલિકા માઆઝમા મહારાણી શેહેનશાહ બાનુને હસ્તે આપ નામદારને મળેલા ખેતાબ માટે આપને અત્યંત દિલોજાનીથી મુબારકબાદી આપવાને અમે રજા લઇએ છિયે. આપ નામદાર દીર્ઘાયુષ ભોગવો તથા આપની પ્રજાની આબાદાની અને સંતોષ મેળવવા અર્થે આપ નામદાર લાંબો વખત સુધી રાજ્યપદપર રહો એવી ઇશ્વરને અમે પ્રાર્થના કરીએ છિયે.

આપ નામદારનાં રાજ્ય અને તેની પ્રજાની સ્થિતિ સુધારવાને આપ નામદારે હમણાં જે જે કીધું છે તેનો વિચાર કર્યાથી અમને જણાવવાની રજા આપશો કે એક રાજ્યકર્ત્તા, જે પોતાની પ્રજાનું ભલું કરવામાં અતિ કાળજી રાખતા તથા પ્રકાશિત થયલા વિચારો ધરાવતા એકદમ જાહેર થયા છે, તે આપ નામદારજ હોવાથી અમને દરેક યોગ્ય અપેક્ષા રહે છે કે આગળ કરતાં ભવિષ્ય પ્રકાશિત છે. આ વિષેની કિમતી સાબિતી આપ નામદારે હમણાંજ મોરબી રાજ્યમાં વિધ વિધ સુધારા કરીને બતાવી આપી છે. આપ નામદારનો અમલ રાજ્યનું ભલું કરવામાં ફતેહ પામ્યો છે તેનો ઉમદા પુરાવો આપ નામદારે કરેલાં નીચલાં કાર્યો છેઃ—મોરબી રેલ્વે, મ્હોટા મ્હોટા પુલો, મોરબી લાયબ્રેરી, જીનિંગ ફેકટરી, દરબારગઢની નવી નવી બિલ્ડિંગો, શોભાયમાન બજાર, ઇલેક્ટ્રિક લાઇટ, અને ટેલિફોન વગેરે; અને હમણા આપ નામદાર દુનિયા મધ્યેના અત્યંત સુધરેલા અને આગળ વધેલા દેશોની મુલાકાત લઇને કિમતી અનુભવ અને અસર મેળવી પાછા ફરો છો તેથી આપ નામદારનું રાજ્ય હાલ કરતાં વધારે ફાયદાઓ સંપાદન કરવાને શક્તિમાન થશે, એમ માનવાને અમે આપ નામદારની બીજી પ્રજા સાથે શક ધરાવતા નથી.

વળી અમને જણાવતાં અત્યંત ખુશાલિ ઉત્પન્ન થાય છે કે આપ નામદાર કેળવણીના પરમ મિત્ર છો. આપ નામદારે સ્વદેશમાં કેળવણીની શાળાઓની વૃદ્ધિ કરી છે એટલુજ નહિ, પરંતુ હમણાં આપ નામદારે કેળવણીમાં

આગળ વધેલા મેસર્સ દલપતરામ અને પ્રાણજીવનને ઈંગ્લાંડ અભ્યાસ કરવા માટે મોકલીને જાણીતી ઉમદા ઉદારતા કરી છે તેથી અમારાં અંતઃકરણ સંતોષથી ઉભરાઈ ગયાં છે.

છેવટે અત્રે પુનઃ આપ નામદારને આ કિનારાપર સહિસલામત પાછા ફરવા માટે અત્યંત વફાદારીથી આવકાર આપવાની રજા લઈએ છિયે. આપ નામદાર પૂર્ણ તનદુરસ્તી અને કૌવત સહ આપ નામદારની પ્રજામાં પધારવાથી અમને મ્હોટામાં મ્હોટો આનંદ થયો છે. ઈશ્વર પ્રત્યે હમેશાં અમારી એવી પ્રાર્થના છે કે તે પોતાની સરસમાં સરસ કૃપાની દૃષ્ટિ આપ નામદારપર કરે.

મુંબઈ તા૦ ૬ઠી
ડિસેમ્બર ૧૮૮૭.

અમે છિયે.
આપ નામદારની અત્યંત વફાદાર
અને આજ્ઞાકિત **પ્રજા**"

ઊપર મુજબનું માનપત્ર વંચાઈ રહ્યા પછી તે માનપત્રને એક હાથીદાંતના સુંદર દાબડામાં મૂકીને નામદાર ઠાકોર સાહેબને તે અર્પણ કરવામાં આવ્યું હતું. બાદ તે માનપત્રનો પ્રત્યોત્તર નામદાર ઠાકોર સાહેબે પોતે ઈંગ્રેજી ભાષામાં આપ્યો હતો, જેનો ગુજરાતી ભાવાર્થ મોરબીના ચંચળ ને કાબેલ સરન્યાયાધિસ મી૦ દુલ્લભજીભાઇએ નિચે પ્રમાણેનો વાંચી સંભળાવ્યો હતોઃ—

**"ગ્રહસ્થો,**—હમણાં તમોએ જે માનપત્ર મને આપ્યું તે સારૂ તેમજ તેની અંદર મોરબીનાં રાજ્યના તમો વતની છો તેને માટે જે સ્નેહ ને વફાદારી બતાવ્યાં છે તે સારૂ હું તમારો સઘળાનો ઉપકાર માનું છું. કયસરે હિંદ મહારાણી શ્રીના જ્યુબિલીના માંગલિક અવસર ઉપર મારૂં વિલાયત જવું થયું તે બિના મને અત્યંત ખુશી અને સંતોષનું કારણ નિવડ્યું છે. કહેવાને મને મ્હોટી ખુશી ઉત્પન્ન થાય છે કે મહારાણી સાહેબની મુલાકાત મેં જ્યારે લીધી ત્યારે તેઓ મારી સાથે ઘણા પ્રેમથી વર્ત્યાં અને મારી સાથે મેહેરબાનીભરેલી રીતે વાતચીત કરી. બીજી વાતોની સાથે મને મહારાણી શ્રીએ કહ્યું કે હું હિંદુસ્તાની ભાષાનું અધ્યયન કરૂં છું. આ ઉપરથી જણાઇ આવે છે કે આપણો દેશ, જે તેમનાં મહાન્ રાજ્યનો એક અગત્યનો ભાગ છે, તેના ઉપર તેમનાં કેટલાં પ્યાર ને કાળજી છે, ને તેને મહારાણી શ્રી કેવો કિંમતી ગણે છે. મારાં રાજ્યમાં સુધારાનાં તથા બીજાં પ્રજાહિતનાં કામો થયાનું તમો કહો છો, પરંતુ તમે સારી રીતે જાણો છો કે રાજ્યકર્ત્તા તરિકે તે મારી ફરજ છે; ને એમ હું ન કરૂં તો મારી ખામી કહેવાય. મારી પ્યારી રૈયત માટે હજી પણ વધારે કરવાને મને પરમેશ્વર શક્તિવાન કરો. મારી રૈયત કલ્યાણની આબાદાની મારાં અંતઃકરણની મ્હોટી ઇચ્છાઓ છે. તમે આટલો જાહેર જુસ્સો, હિમ્મત ને ઉદ્યોગીપણું ધરાવો છો તે તથા આ અગત્યનાં અને વેપારનાં મથકના મ્હોટા ટાપુમાં રહી આબાદાની ભોગવો છો તે જોઈ હું ઘણો રાજી થાઉં છું. તમને સારી સ્થિતિમાં જોઇને, તેમજ આ પ્રસંગે હું ઈંગ્લાંડ અને અમેરિકાથી પાછો આવતાં માનપત્ર આપવા તમો આવ્યા છો તેથી મને બેહદ હર્ષ ઉત્પન્ન થાય છે. ગૃહસ્થો, જે શુભ ઇચ્છાઓ તમે તમારા માનપત્રમાં મારે માટે બતાવો છો તે માટે હું તમારો પુનઃ ઉપકાર માનું છું."

ઉપર પ્રમાણેનું ભાષણ સમાપ્ત થયા પછી સર્વને પાનગુલાબ આપી મિલાવડો બરખાસ્ત થયો હતો. બાદ તા૦ ૮મી ડિસેમ્બર સને ૧૮૮૭ ને ગુરૂવારની મેલ ટ્રેનમાં બિરાજી તે નામદાર પોતાના તમામ રશાળા સહિત મુંબઈથી રવાના થયા હતા, અને તા૦ ૧૦મીએ તે નામદાર પોતાનાં પાયતખ્ત નગર શ્રી મોરબી ખાતે પધાર્યા હતા. મોરબીમાં આ વખતે તે નામદારનાં માન્યાર્થે મહા ધામધૂમ કરવામાં આવી હતો તથા સ્ટેશનપર તે નામદારને સામા લેવા માટે અસંખ્ય જનોની મ્હોટી મેદની મળી હતી. જેવી ઠાકોર સાહેબની સ્વારી પધારી કે તરતજ તોપોના ખુશકારી અવાજો કરવામાં આવ્યા હતા. વળી મચ્છુ નદિના પૂલપર તથા આજુબાજુ બજારમાં ઘણીજ ભપકાદાર રોશની પણ કરવામાં આવી હતી. આ સઘળી રચનામાં થઈને તે નામદાર પોતાના મેહેલમાં પધાર્યા હતા. માર્ગમાં તે નામદાર તર-

ફ વારમવાર પ્રજા તરફથી પુષ્પની પ્રિયકર વૃષ્ટિ થતી હતી, અને સર્વ કોઈ તે નામદારનાં દર્શનથી ખૂશ ખૂશ થઈ ગયા હતા. બાદ તા૦ ૧૩મી ડિસેમ્બર સને ૧૮૮૭ ને મંગળવારને દિવસે બપોરના તે નામદારને તેમની પ્રજાએ એક સુંદર માનપત્ર આપ્યું હતું, જે નિચે પ્રમાણે હતું:—

"શ્રીમંત મહારાજા ધિરાજ ખુદાવિંદ ઠાકોર સાહેબ શ્રી ૭ સર વાઘજી બહાદૂર

કે૦ સી૦ આઈ૦ ઈ૦ની પવિત્ર સેવામાં.

**માનવંતા મહારાજા સાહેબ,**

અમો નિચે સહી કરનાર આપની હંમેશની વફાદાર પ્રજા આપને ઘણા હર્ષ અને માનની સાથે જાણાવવાની રજા લઈએ છિયે કે, આપ નામદાર સાહેબ ઈંગ્લાંડ અને અમેરિકા જેવા સુધરેલા પ્રદેશોની વિકટ મહા યાત્રા કરી ત્યાંથી સંપાદન કરેલી મ્હોટી કીર્ત્તિ, ઇલકાબ અને આરોગ્યતાની સાથે લાંબી મુદતે સ્વભૂમિમાં પધાર્યા તેથી અમોને જે અપૂર્વ આનંદ થાય છે તે દર્શાવવાને અમારી પાસે પુરતા શબ્દો નથી.

આપે જ્યારથી આ રાજ્યની સ્વતંત્ર લગામ આપના હાથમાં લીધી ત્યારથી જોકે આપે આપના સ્વાભાવિક ઉમદા વિચારથી પ્રજા હિતનાં કામો કરવા તરફ આપનું દીલ પુરેપુરૂં લગાડયું હતું, તોપણ આપના ઈંગ્લાંડના પેહેલવેહેલા પ્રવાસમાં આપ એ ચઢિઆતા દેશના રાજ્યકાર્યભારનો તથા ત્યાંની સુધરેલી સ્વતંત્ર પ્રજાની ચઢતી સ્થિતિનો અચ્છી રીતે અનુભવ કરી આવ્યા પછી આપે એવી તો સરસ રાજ્યનીતિ ચલાવાને એવા તો પ્રજા ઉપયોગી કામો કીધાં (રેલવે વગેરે આપણી નજર સમક્ષ છે) કે જેથી માયાળુ બ્રિટિશ સરકારે આપના સદ્ગુણની કદર કરીને જે સ્વભૂમિને માટે અમો હંમેશાં મગરૂબ છિયે તેને, એટલે આ સ્વસ્થાનને ફર્સ્ટ ક્લાસના ચઢતા દરજ્જામાં મૂકયું એ ખુશ પ્રસંગે અમોને રાજ્યભક્તિ બતાવવાને માટે માનપત્રના આકારમાં એક અમુલ્ય તક આપી હતી, જેને લાંબી મુદત નહીં થયલી હોવાથી અમારી યાદદાસ્તમાં હજી તે તાજીજ છે તેટલામાં આપ ફરી કૃપાળુ મહારાણીશ્રીના જ્યુબિલી મહોત્સવ ઉપર ઈંગ્લાંડ પધાર્યા તથા ત્યાં આપે આપની ચપળ બુદ્ધિ અને ઉત્તમ પ્રકારની શક્તિ બતાવી, જેની બૂજમાં તેઓ નામદાર સાહેબે આપને કે૦ સી૦ આઇ૦ ઇ૦નો માનવંતો ઇલકાબ આપી અમોને બીજી વખત માનપત્ર આપવાની આ ભાગ્યશાળી તક બક્ષી છે, અને તેથી અમારાં અંતકરણમાં થતા અપાર આનંદનું વર્ણન કરવાને અમો અશક્ત છિયે.

આ પ્રસંગે અમો આપને જાણાવવાને રજા લઈએ છિયે કે કાઠિયાવાડમાં બીજાં સ્વસ્થાનોની પ્રજાનો રાજ્ય સાથેનો સંબંધ અમારા આ રાજ્ય સાથેના સંબંધ સાથે સરખાવતાં અમોને જાણાવવાનું વ્યાજબી અભિમાન થાય છે કે અમારો આ રાજ્ય સાથેનો સંબંધ બીજા સઘળા કરતાં અમોને પરમ સંતોષ પેદા કરનારો છે. અમારા ઘણી લાંબી મુદતના અનુભવ વડે કહેવાને શક્તિવાન થઈએ છિયે કે કોઈ પણ રાજ્ય પોતાની પ્રજાને બચ્ચાં તુલ્ય ગણી લાડ લડાવતું હોય ને પોતે પિતા તરિકે શોભા પામતું હોય તો આ રાજ્ય તેનો એક અપૂર્વ નમુનો છે, એમ કહેવાને અમને કોઇ પણ પ્રકારે હરકત નથી.

આપના મહત્ પૂર્વજોના વખતથી આ રાજ્ય સાથેનો અહીંની પ્રજાનો એવો અવિચ્છિન્ન સ્નેહ વાળો સંબંધ ચાલ્યો આવે છે કે જેને લીધે રાજ્ય તથા પ્રજા ચઢતી આબાદી ભોગવતાં આવ્યાં છે. રાજ્યની તથા પ્રજાની ચઢતીનો ખરો આધાર રાજ્યકર્ત્તાના ચોખ્ખા ઇનસાફ અને વ્યાપાર વૃદ્ધિ કરવા તરફનાં લક્ષ, એ બંને ગુણો ઉપર રહેલો છે, જે સર્વોત્તમ ગુણો કુદરતી રીતે આપનામાં રહેલા હોવાથી આપે પણ આપની રૂડી રાજ્યનીતિ તથા કાબેલિયતથી એ બંને બાબતની વૃદ્ધિ કીધી છે. રાજા પ્રજા વચ્ચેનો એકસંપ એ ઉભય પક્ષને ફાયદાકારક અને પરસ્પર મજબુતી આપનારો છે, જે રાજ્યનીતિજ્ઞ મહાન્ પુરૂષોનો ઉત્કૃષ્ટ અભિપ્રાય આપે ગયે પ્રસંગે પ્રજાએ આપેલા માનપત્રના જવાબમાં સ્વમૂખથી સૂચવન કર્યો હતો એ આપના કસાયલા મગજથી કોઇ રીતે અજાણ્યું નથી; એથી આપ રાજ્યકર્તા તરિકેની આપની પ્રજા તરફની પ્યારી ફરજ બિલકુલ વિસારતા નથી એટલુંજ નહિ, પણ પ્રજા હિત વર્ધક કામો કરવાની યોજનામાં દિન પ્રતિદિન આપ આપનું મન અતિ ઉમંગથી જોડતા આવ્યા છો, એ આપનો અમારા ઊપર આ-

છો ઉપકાર નથી. તે સર્વ શક્તિમાન ઈશ્વર પાસે અમારી હંમેશની એવી પ્રાર્થના છે કે આપ સાહેબ દીર્ઘ આયુષ ભોગવો અને ઘણાં વર્ષ રાજ્ય કરો તથા આપનાં રાજ્યની હંમેશ ચઢતી કળા થાઓ.

આપે અમારા હિત માટે જે જે લાભકારી પગલાં ભર્યા છે અને જેને લીધે અમો હાલ સૂખ, શાન્તિ અને આબાદી ભોગવીએ છિયે તે અમોએ અમારા પેહેલા માનપત્રમાં રોશન કર્યાં છે જેથી તે પુનઃ દારવવા દુરસ્ત ધારતા નથી, પરંતુ તેથી અમારા ઉપર થયેલા આપના અગણિત ઊપકારો પ્રદર્શીત કરવા આ ખૂશ અને ઉમદા પ્રસંગે આ માનપત્ર અમારાં અંતઃકરણના આનંદના ઉમળકાથી આપ નામદાર સાહેબને અર્પણ કરીએ છિયે તથા આ શુભ તકનો લાભ લઈ જણાવવાની રજા લઈએ છિયે કે આપની ગેરહાજરીમાં આ રાજ્યની લગામ આપે દિવાન સાહેબ મેહેરબાન માહાદેવભાઈને સૂપરદ કરેલી હોવાથી તેઓ સાહેબે અમારા ઉપર સમદૃષ્ટિ રાખી જે રાજ્યનીતિ ચલાવી છે તેથી અમોને સંતોષ થયો છે ને તેને માટે અમો તેઓ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છિયે."

ઉપર પ્રમાણેના યોગ્ય માનપત્રનો પ્રત્યોત્તર પણ નામદાર ઠાકોર સાહેબે યોગ્ય રીતિમાંજ આપ્યો હતો, જે શ્રવણ કરીને સર્વ સર્જનો અત્યાનંદ પામ્યા હતા, અને તે પછી પાન ગુલાબ લઈ દરબાર બરખાસ્ત થયું હતું.

તા૦ ૨૦મી માર્ચ સને ૧૮૮૮ ને મંગળવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી સાહેબે પોતાના રમણિય બજારને વિશેષ રમણિય બનાવવાને માટે તે બજારમાં એક સુંદર મિનારો બાંધવા માટેનો પાયો નાંખવાની ક્રિયા કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઉસની પાસે કરાવી હતી. આ ક્રિયા પ્રસંગે તેજ બજારમાં એક મ્હોટી સભા મળી હતી, અને તે સભામાં પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઉસ સાહેબ, નામદાર ઠાકોર સાહેબ, મી૦ ઉન્હાઇટ ઈજનેર, રા૦ બા૦ મહાદેવભાઈ, દિવાન, રા૦ બા૦ સવાઇલાલ ગોવિંદરામ દફતરદાર, રા૦ સા૦ ઘેલાભાઈ ઠાકોરદાશ હેડ ક્લાર્ક, મી૦ દુલ્લભજીભાઈ સર ન્યાયાધિસ તથા બીજાં સ્ટેટોનાં એજન્સિ ખાતાના વકીલો, કે જેઓ નામદાર પોલિટિકલ એજંટ સાહેબની સંગે ડિસ્ટ્રિકટમાં પણ ફરે છે, તે સર્વ સ્ટેટ વકીલો આદિક બીજા ઘણાક સંભાવિત્ ગૃહસ્થો બિરાજ્યા હતા તથા મોરબીનાં અસંખ્ય જનોની મ્હોટી ઠઠ તે સ્થળે આજુબાજુ એકઠી થઈ હતી, જે સર્વની સમક્ષ નામદાર ઠાકોર સાહેબે એક સુંદર સંભાષણ ઇંગ્રેજી ભાષામાં વાંચ્યું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ સરન્યાયાધિસ મી૦ દુલ્લભજીભાઈએ નિચે પ્રમાણે વાંચી સંભળાવ્યો હતોઃ—

"**ગ્રહસ્થો,**—કર્નલ વુડહાઉસ સાહેબે આજથી લગભગ આઠ વર્ષ પેહેલાં મને ગાદિનસીન કર્યો, તે પ્રથમના સંબંધ જોડે આજ બીજા સંબંધથી જોડાવાને તેઓ સાહેબ અહીં હાજર છે, તેથી મને ખાસ ખુશાલિ ઉત્પન્ન થાય છે.

તે વખતથી મારાં રાજ્ય તથા રૈયતને સુધારવા, અને તેમનાં હિતનાં કાર્યો કરવા માટે મેં બનતો પ્રયત્ન કર્યો છે. આઠ વર્ષ પેહેલાં મને રાજ્ય કારોબારમાં તેમણે દાખલ કર્યો ત્યારથી આગળ વધતો સુધારો—તે પણ ખરી રીતનો સુધારો કર્નલ વુડહાઉસ સાહેબ જોઈ શકશે, એમ હું ધારૂં છું. પોલિટિકલ એજંટ તરિકે તેઓ સાહેબની કારકિર્દિના દરમ્યાન કાઠિયાવાડે સુધારાનો મ્હોટો પ્રચાર તથા આગેવાની કર્યાં છે. રેલ્વેઓ બાંધવાનાં કામ ઉઠાવવામાં આવ્યાં છે. કેટલીક રેલ્વેઓ તો બંધાઇ ચૂકી છે, અને ખુલ્લી પણ થઈ છે. કેટલીએક બંધાય છે, અને કેટલીએક તો વળી બાંધવાની મંજુરી માટે રાહા જોઇ રહેલી છે, જેવી કે રાજકોટ સુધી મોરબી લાઇન વધારવાને સરકારની મંજુરીનીજ માત્ર હું રાહા જોઊં છું. આ સઘળો સુધારાનો ઘણે દરજ્જે ખરો રસ્તો છે, એમ ખુશીની સાથે હું માનું છું. તેઓ સાહેબનો વખત સુધારાના પ્રચાર રૂપજ છે, એમ રૂડી રીતે કહી શકાય; ને હુ પણ જમાનાના પ્રચાર સાથે આગળ વધવા પ્રયત્ન કરતો આવ્યો છું. મારી રૈયત અને રાજ્યને સુધારવાં, એમ મારી ઇચ્છા તથા ઉદ્દેશ હોતો આવેલો છે, ને હજી પણ છે. એ બંનેને માટે હું મગરૂર છું, અને હિંદુસ્થાનના બીજા ભાગના લોકો ચાલતા જમાનાની સાથે સુધરતા જાય છે, તેમ મારી રૈયત કેમ આગળ વધતી ન જાય, તેનું કંઈ કારણ હું જોતો નથી.

નવા વિચાર અને નવાં કામના લાભ લેતાં તેઓ શિખે, અને જે શક્તિ ઇશ્વરે તેમને આપી છે, તે પોતાના લાભને અર્થે, અને દેશની એકંદર ઉન્નતિને અર્થે કામે લગાડવા તેઓ જાગૃત થાય, એમ હું ચાહું છું.

સલાહ, શાંતિ, સુધારો અને આબાદી, એ આપણાં સૂત્ર હોવાં જોઇયે. તેમાં સલાહ તથા શાંતિ, પ્રજાને કેળવવાથી અને તેમને સુધારાના લાભ આપવાથી ઉત્કૃષ્ટ રીતે સંપાદન થઈ શકે છે. સુધારો તો તેઓએ જાતેજ કરવો જોઇયે, ને પરિણામ રૂપે આબાદી તો પછી થાયજ. જાહેર બાંધકામોથી રાજ્ય સુશોભિત થાય છે, ને તેવાં કામો હું મોરબીમાં યથા શક્તિએ કરૂં છું. આઠ વર્ષ પેહેલાં આ બજાર જે સ્થિતિમાં હતો, તેનાં કરતાં હાલની તેની સ્થિતિ તદન જુદીજ છે, ને હવે તેને પરિપૂર્ણ કરવા આજે આપણે અત્રે એક ઘડીયાળના મિનારાનું ખાત મુહૂર્ત કરવા એકઠા થયા છિયે. અત્રે ફક્ત ઘડીયાળ રાખવાનો મિનારો બનશે એટલુંજ નહીં, પણ શેહેરના માજીસ્ટ્રેટ અને પોલીશની આફિસ પણ થશે, જેથી તેમને શેહેરની અને કામની મધ્યમાં રેહેવાનું બનશે. (ને હવે) કર્નલ વુડહાઊસ સાહેબ, આપેજ મને મારી ગાદિનશીન કર્યો, આપે મને લાંબી મુદત થયાં ઇચ્છેલો એલકાબ મળતાં, અને આ રાજ્યને પેહેલા કલાસમાં ચઢતા જોયા. આપ મારી સાથે વિલાયત પધાર્યા, અને મહારાણી કયસરેહિંદ સાહેબે જ્યારે મારી મુલાકાત લીધી, ત્યારે મારી સાથે રહ્યા. જે જે મેં કર્યું છે તે પણ આપે જોયું છે, ને મારા ગૂણ અવગૂણ સૌ જાણો છો, તો કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબ તરિકેજ માત્ર નહીં, પણ મારી જાતના ખાશ મિત્ર તરિકે આ ઘડીયાળના મિનારાનાં ખાત મુહૂર્તની આજે ક્રિયા કરવાની હું હવે આપને વિનંતિ કરવાનો છું, અને ઇચ્છું છું કે, જેમ આજ પર્યંત આપની કારકીર્દિ ફતેહમંદ નિવડી છે, તેમ ભવિષ્યમાં પણ નિવડે. ઘડીયાળના મિનારાનાં ખાત મુહૂર્તની ક્રિયા કરવાની હું હવે આપને વિનંતી કરૂં છું."

ઊપર મુજબનું નામદાર ઠાકોર સાહેબનું સંભાષણ સમાપ્ત થયાં પછી નામદાર કર્નલ વુડહાઊસ સાહેબે તેનો પ્રત્યોત્તર આપ્યો હતો, જેનો ગુજરાતી ભાવાર્થ દફતરદાર રા૦ બા૦ સવઈલાલ ગોવિંદરામે કહી સંભળાવ્યો હતો, જે નિચે મુજબ હતોઃ—

"નામદાર ઠાકોર સાહેબ,

જેમ તમે કહ્યું તેમ એક પોલિટિકલ અમલદાર તરિકે તમો નામદાર સાથે મને ઘણું કામ પડયું છે; કેમકે તમારી જિંદગીમાં એક કરતાં અધિક અગત્યનાં, તેમજ શૂભ કામમાં મારે હાજર રેહેવું પડયુ હતું. આજનાં મોરબીમાં, અને આઠ વર્ષનાં મોરબીમાં મને મ્હોટો ફેરફાર માલમ પડે છે. તે સમયે મારે તમારી બાલ્યાવસ્થામાં બચાવેલી સારી રોકડ સીલક સોંપવાની હતી, અને એવી આશા બતાવી હતી કે, તમે એનો સારો ઉપયોગ કરશો, અને કાઠિયાવાડથી પાછા આવતા મને માલમ પડે છે કે, મારી આશા પાર પડી છે, અને રાજ્યની મેહેસૂલપર પુખ્ત ધ્યાન આપી તમે ઘણું કરવાને શક્તિવાન થયા છો, જેને માટે મગરૂર થવાનાં તમને વાજબી કારણો છે. પેહેલાં તો વઢવાણથી તે તમારી રાજ્યધાની સુધી તમે એક ન્હાન્હો રેલ્વે બાંધ્યો છે, અને તેને રાજકોટ સુધી વધારવાને જોઇતાં નાણાં બચાવ્યાં છે. વળી તમે કુવી ખુબી ભરેલા શ્રમથી તમારે પોતાનેજ દાખલે, અને મ્હોટા ખર્ચથી કળા કૌશલ્ય તથા કેળવણીને ઉત્તેજન આપો છો અને આપતા આવ્યા છો, એ જોઈને હું ઘણો ખુશી થયો છું. તારનું કામ શિખવવાને તમે એક નિશાળ સ્થાપિ છે, જે શિખવાને વિદ્યાર્થિઓ ભેગા તમે પણ ભાગ લેતા હતા. વળી તમે તમારાં રાજ્યમાંનાઓને છાપવાનું કામ શિખવ્યું છે, અને તેને માટે છેલ્લામાં છેલ્લા શુધારા પ્રમાણેનાં છાપવાનાં યંત્રો ઇંગ્લાંડથી તમે લાવ્યા હતા. વળી તમારાં રેલ્વેનાં કારખાનાંઓ એટલાં તો સંપૂર્ણ છે કે, તેમાં ગાડીઓ તથા ડબ્બાઓ બનાવવામાં આવે છે. તમારાં લોઢુ ઓતવાનાં કારખાનામાં મ્હોટા પાયાપર ઓતવાનું કામ ચાલે છે, અને એ સઘળું યુરોપિયનની દેખરેખ હેઠળ છે. ઉપર કહેલા સુધારાથી, તેમજ તમારા મેહેલની વિજળિક રોશનીથી તથા "નાપથા લોંચ" (બોટ) જે તમો નામદાર અમેરિકામાંથી લાવ્યા છો તેથી તમારી રૈયતને દેશમાંજ રહીને વિદ્યા શાસ્ત્રમાં છેલ્લામાં છેલ્લો કેટલો વધારો થયો છે, તે જોવાની તક મળે છે, અને જેઓની મનોવૃત્તિ તે તરફ હોય, તેઓ કારકુનોનો સાધારણ ધંધો કરવા કરતાં તેઓના હાથ તે તરફ વાળી શકે. જ્યારે પ્રજા જૂએ છે કે, અમારો રાજા તરેહ તરેહના સુધારાથી જાણીતો થવાને તસ્દી લે છે,

અને પોતે જાતે યંત્ર ચલાવી શકે છે—અને વારે ઘડીએ ચલાવે છે તથા વિદ્યાર્થિઓના અભ્યાસ પાછળ જાતે કાળજી દેખાડે છે, ત્યારે એ પ્રમાણે બેસાડેલા દાખલાથી રાજ્યનાં ભલાંને માટે મ્હોટો સુધારો થવો જોઇએ.

તમો નામદાર મને એક સુંદર મકાન, કે જેથી કરીને શેહેરનો મુખ્ય માર્ગ, જે રફતે રફતે સુધરતો જાય છે, તેની યોજના પૂર્ણ થવાની વકી રાખવામાં આવે છે, તેનો પેહેલો પથ્થર મૂકવાને કહો છો, જે નકશા પ્રમાણે અમલ કરવામાં આવશે. તો તે એક ઉપયોગી અને લાયક શણગાર થઈ પડશે, અને હું ધારૂં છું કે, મી૦ ગોકળદાસ રાજપાળ જે એના ઇન્જિનેર છે, તેઓ જો રૂપિયા ૧૭૦૦૦ની ધારેલી રકમમાં નકશા પ્રમાણે તે પૂરૂં કરશે તો તે સારૂં કીધેલું ગણાશે. મારી ખાત્રિ છે કે, જ્યારે એ કામ હાથમાં લીધું છે, ત્યારે તમો નામદાર મારા મિત્ર મી૦ ઊલ્હાટની મદદથી તે જલદીથી આગળ વધારશો, અને હું આશા રાખું છું કે, જ્યારે એ બંધાઇ રહેશે ત્યારે એની છબિ મારાપર મોકલશો.

મોરબી ખાતેની મારી મુલાકાતથી હું ઘણો ખુશી થયો છું, અને સુધારાની બીજી નિશાનિઓ મેં ઘણા ભાવથી જોઇ છે, જેને માટે હું હમણાજ બોલું છું. આ તમારાં ઘોડા ઊત્પન્ન કરનારાં ખાતાં તથા તમારા તબેલાઓ જેમાં "જુબિલી" પ્રસંગે આપણે ઈંગ્લંડ ગયા હતા, અને જે જાતના ઈંગ્લિશ ઘોડા ઉપર હું લંડનમાં બેઠો હતો, તે જાતના ઈંગલિશ ઘોડાઓ છે. વળી ઈંગ્રેજી ગાડીને માટેના ૧૭ કરતાં પણ વધારે હાથ ઊંચા ઘોડાઓ સઘળા સારી અને ઊછરતી સ્થિતિમાં છે; તમારા મૂલકનાં દરેક ગામમાં બાવળની રોપાણી, સુંદર નદિ ઉપરનો ઝુલતો પૂલ અને છેલ્લે નદિની સામેની બાજૂ, જે સુંદર રીતથી શણગારવામાં આવી છે તે, અને હવા તથા વિશાળ ઓરડાવાળાં સુંદર મકાનો પણ છે.

સુધારાનાં આ સઘળાં કામ માટે મુબારકબાદી આપતાં મને ઘણી ખુશી પ્રાપ્ત થાય છે, અને મોરબીનો હંમેશાનો લાભ સીધી રીતે જાળવવાને માટે તમારી સાથે એકત્ર થઇશ. હું આશા રાખું છું તેમ જો પરમેશ્વર તમને લાંબી જિંદગી બક્ષે તો, જેમ મોરબી હમણા છે તેમ, ત્યારે પણ કાઠિયાવાડના આ મનોરંજક પ્રાંતમાં એક ઘણીજ સરસ જોવા લાયક જગ્યા થાય, એમાં કશો સંદેહ નથી. ગત વર્ષે અતિ નામાંકિત મહારાણીજીએ તમને અને તમારાં રાજ્યને મ્હોટું માન બક્ષ્યું છે. તમને ઈંડિયન એમ્પાયરના નાઇટ કમાન્ડર કીધા છે, અને તમારાં રાજ્યને પેહેલી પંક્તિમાં ચઢાવ્યું છે. તમારી યુવાવસ્થા સાથે મુકાબલો કરતાં આ મળેલાં માન કાંઇ ન્હાનાં નથી, પણ તે એવાં છે કે જેથી કરીને તમને પોતાને, તમારી પ્રજાને, અને તમારા ઘણાક યુરોપિયન મિત્રો, જે ભેગા તમે મને પણ ગણો છો, તે મને ઘણોજ સંતોષ પમાડનારાં છે.

હવે તમો નામદારની રજાથી હું આ નવીન મકાનનો પ્રથમ પથ્થર મૂકું છું."

ઊપર પ્રમાણે કર્નલ વુડહાઊસ સાહેબનાં ભાષણની સમાપ્તિ થયાં પછી કર્નલ વુડહાઊસ સાહેબે સ્વસ્થળેથી ઊઠીને પાયો નાંખવાની ક્રિયા કરી હતી, જે ક્રિયા "હુરરે હુરરે"ના જયકારી સ્વરો સહિત સંપૂર્ણ થયા બાદ પાન ગુલાબ લઇને સઘળો મિલાવડો વિસર્જન થયો હતો, અને નામદાર ઠાકોર સાહેબ, કર્નલ વુડહાઊસ સાહેબને લઇને અશ્વ વાહનમાં બિરાજી ફરવા ગયા હતા. નામદાર ઠાકોર સાહેબે, કર્નલ વુડહાઊસ સાહેબની પોતાનાં નગરમાં થયલી પધરામણીને માટે પોતાનો ઘણો હર્ષ દર્શાવ્યો હતો તથા તેઓ સાહેબની તે નામદારે ઘણી યોગ્યતાપૂર્વક પરોણા ચાકરી કરી હતી, અને સર્વ પ્રકારે તે નામદાર પ્રત્યેના પોતાનો પરમ પ્રીતિભાવ પણ પ્રદર્શીત કીધો હતો. કર્નલ વુડહાઊસ સાહેબની સંગે, નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજીને બીજાના કરતાં વિશેષ સ્નેહ સંબંધ બંધાયલો હોવાથી ઠાકોર સાહેબે તેઓ સાહેબને વળી વિશેષ પ્રેમ પૂર્વક સત્કાર કીધો હતો.

ઉપલાંજ વર્ષમાં, એટલે સને ૧૮૮૮માં નામદાર ઠાકોર સાહેબે, મી૦ વેનરાઈથ નામના એક પ્રખ્યાત કારીગરની ખુબીદાર કલમથી ચીતરેલી બે તશવીરો "રાજકોટ જુબિલી મ્યુઝિયમ"ને બ-

ક્ષિસ દાખલ પોહોંચાડી હતી. આ છબિઓ ઘણી સુંદર ને ભપકાદાર છે, એમ કેહેવામાં આવે છે.

નામદાર ઠાંકોર સાહેબ શ્રી વાઘજીની રાજ્યનીત પણ સારી વખણાય છે, અને તેઓ સાહેબ જાતેજ ઘણાંખરાં કામોના નિકાલ કરે છે. નામદાર બ્રિટિશ સરકારને તે નામદારને માટે ઘણો સારો વિચાર છે, અને તે નામદારને રાજ્યની સ્વતંત્ર લગામ સોંપી, ત્યારથીજ તે નામદારને માટે નામદાર સરકારે સારી આશા રાખી હતી. એ બાબતમાં નામદાર મુંબઈ સરકાર પોતાના સને ૧૮૭૭–૭૮ના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં લખે છે કેઃ—

"The Chief of Morvi was admitted to a share in the joint administration of his state during the year and gives promise of becoming a good ruler."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"આ વર્ષે મોરબીના રાજાને પોતાનાં રાજ્યના જાઇંટ એડમિનિસ્ટ્રેશનમાં ભાગ લેવા દીધો હતો, અને તેઓ આગળ જતાં સારા રાજ્યકર્ત્તા નિવડશે, એવું જણાય છે."

વળી નામદાર મુંબઇ સરકાર પોતાના સને ૧૮૭૯–૮૦નાં વર્ષનાં એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખે છેઃ—

"The young Thâkur of Morvi is reported to take a great interest in public works and forest plantations, and manages his state generally in a fairly satisfactory way."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે મુજબ થાય છેઃ—

"મોરબીના તરૂણ ઠાકોર સાહેબ વિષે એવો રીપોર્ટ કરવામાં આવ્યો છે કે, તેઓ સાર્વજનીક કામ અને જંગલ ખાતામાં ભારે કાળજી દેખાડે છે, અને સાધારણ રીતે પોતાનું રાજ્ય સંતોષકારક રીતે ચલાવે છે."

એજ પ્રમાણે નામદાર મુંબઈ સરકાર પોતાના સને ૧૮૮૦–૮૧નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં પણ નિચે પ્રમાણે લખે છેઃ—

"The young Chief of Morvi has maintained his excellent reputation as an intelligent and painstaking ruler. He takes great interest in public works. The handsome bridge across the Machhu River near the town is in progress, and the capital has been adorned with a new Darbár and court buildings. The principle streets have been improved by setting back the houses, and the electric light has been introduced into the Chief's palace."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"મોરબીના તરૂણ ઠાકોર સાહેબે ચાલાક અને મેહનતુ રાજ્યકર્ત્તા તરિકેની પોતાની સુંદર પ્રતિષ્ઠા જાળવી રાખી છે. સાર્વજનીક કામમાં તેઓ ઘણુંજ હિત બતાવે છે. કસ્બા આગળની મચ્છુ નદિપર સુંદર પુલ બાંધવાનું કામ ચાલું છે, અને દરબાર તથા કોર્ટ માટે મકાનો બાંધી રાજ્યધાનીને શણગારી છે. ઘરો ખસેડાવીને મુખ્ય રસ્તાઓમાં સુધારા કર્યા છે તથા રાજાના મેહેલમાં વીજળિક રોશની દાખલ કરવામાં આવી છે."

એજ પ્રમાણે નામદાર મુંબઈ સરકાર પોતાનાં ઘણાંખરા રીપોર્ટોમાં, નામદાર ઠાંકોર સાહેબની રાજ્યનીતિને માટે સારા વિચાર દર્શાવ્યા કરે છે, અને તે સઘળા નામદાર ઠાકોર સાહેબની કાબેલિયાત, ચંચળાઈ તથા ખંતનાંજ પરિણામો છે, એમાં તો કંઇજ શક નથી. પોતાનાં રાજ્યને માટે તથા

પોતાની પ્યારી પ્રજાને માટે નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી એટલી તો કાળજી રાખે છે ને એટલો તો શ્રમ વેઠે છે કે, એમના જેવા બીજા નૃપતિઓ કાઠિયાવાડ ઇલાકામાં માત્ર જૂજ જોવામાં આવે છે. તે નામદાર જાતે હમેશાં દરેક ખાતાની તપાસ લે છે, દરેક કોર્ટપર નિરીક્ષાની રાખે છે અને દરેક અમલદાર હમેશાં કેટલું કામ કરે છે, અને તે કામ તે કેવી રીતે કરે છે, એ આદિક સર્વ બાબતોપર તે નામદાર ઘણીજ ખંતથી નિરીક્ષાની રાખે છે, અને તેમ કરતાં જો કોઈ ખાતામાં કંઈ ખામી નજર આવે છે અથવા તો જો કોઈ અમલદાર પોતાના કામમાં ગાફલ જણાય છે તો નામદાર ઠાકોર સાહેબ તેની એકદમ "નોટિસ" લેવામાં ચુકતા નથી. તે નામદારની આવી રૂડી નિરીક્ષાની તથા પોતાની રાજ્ય રીતિમાં આવી કુશળતા ને કાળજી હોવાથીજ સંખ્યાબંધ યુરોપિયનો, તેમજ ઘણાખરા દેશિઓ તે નામદારનાં ભારે વખાણ કરે છે, અને તે વખાણ માત્ર ખાનગીમાંજ નહીં, પરંતુ જાહેર મિલાવડાઓમાં, જાહેર દરબારોમાં તથા જાહેર સભાઓમાં પણ છે, જે તે નામદારની કીર્ત્તિમાં કિમતી વધારો કરે છે, એમાં કંઈજ સંદેહ જેવું નથી.

નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી ઉદારતાની બાબતમાં પણ વિચારવંત ગણાય છે. તેઓ સાહેબ જો કે ઉડાઉ ને લખલૂટ ખર્ચ કરનારા તથા ફોકટ પૈસા ઉરાડનારા નથી, પરંતુ જ્યાં જેમ ઘટે ત્યાં તે પ્રમાણેની ઉદારતા વાપરે છે. એટલે કે, દરેક બાબતમાં નિયમિતપણેજ વર્ત્તે છે, એ ઘણું ખુબી ભરેલું છે સને ૧૮૭૭નાં વર્ષમાં જ્યારે ઘણો ભારે દુકાળ પડયો હતો, ત્યારે પૂના ખાતે તે નામદારે બરાબર ત્રણ અઠવાડિયાં સુધી દરરોજ ૩૦૦૦ નાચારોને જમાડ્યા હતા. વળી બે વર્ષ પછી, એટલે સને ૧૮૭૯નાં વર્ષમાં જ્યારે ગુજરાત—કાઠિયાવાડમાં ભયંકર દુકાળ પડયો હતો, ત્યારે તે નામદારે પોતાની પ્રિય પ્રજામાંહેલા ભૂખે મરતા રંક જનોને કામે લગાડવાને માટે રૂ ૮૦૦૦નાં જાહેર બાંધકામો ઉઘાડયાં હતાં, કે જે કામો પાછળ દરરોજ ૪૦૦૦ ગરીબો કામે લાગતા હતા, અને તેમની ખરેખરી રોજી ચાલતી થઇ હતી. બાદ સને ૧૮૮૪નાં વર્ષમાં હિંદુસ્થાનના લોકપ્રિય વાઈસરૉય નામદાર લૉર્ડ રીપન સાહેબનાં સ્મરણાર્થે એક મ્હોટું ફંડ સ્થાપન થયું હતું, તેમાં નામદાર ઠાકોર સાહેબે રૂ ૧૦૦૦ની મ્હોટી રકમ ભરી હતી. વળી સને ૧૮૮૮નાં વર્ષમાં તે નામદારે રાજકોટ ખાતેની "રાજકુંવર કૉલેજ"માં એક "સ્વીમિંગબાથ" બંધાવી આપવાનું જણાવ્યું હતું, કે જેની પાછળ લગભગ દોઢ—બે હજારનો ખર્ચ થશે, એમ જણાવવામાં આવ્યું હતું. આ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી રાજ્યાસનપર બિરાજ્યા પછી ઉદારતાનાં બીજાં પણ અનેક કામો કરતા આવ્યા છે, પરંતુ તેમાંનાં થોડાંજ કામોની નોંધ ઉપર દર્શાવી છે; કેમકે જો તમામની નોંધ લેવા જઇએ તો ઘણું લંબાણ થઈ જાય. પણ ટૂંકમાં દર્શાવવાનું માત્ર એટલુંજ કે, નામદાર ઠાકોર સાહેબ ઉદારતાની બાબતમાં સારા છે, અને તેમાં પણ તે નામદાર વિદ્યોત્તેજક બાબતોમાં તો અત્યંત ઉદારતા બતાવતા આવ્યા છે. તે નામદારે પોતાનાં રાજ્યમાંથી બે વિદ્યાર્થિઓને ઇંગ્લંડ વિદ્યાભ્યાસ કરવાને મોકલ્યા વિષેની નોંધ ઉપર લઈ ચૂક્યા છિએ, જે ઉપરથી જણાશે કે, તે નામદારે માત્ર બેજ વિદ્યાર્થિઓ પાછળ રૂ ૨૪૦૦૦નો મ્હોટો ખર્ચ કરી મ્હોટી ઉદારતા વાપરીને વિદ્યાને મ્હોટું ઉત્તેજન આપ્યું હતું. આ ઉત્તેજન કંઈ જેવું તેવું ગણાય નહીં, અને એવુંજ ઉત્તેજન તે નામદાર વિદ્યાનાં કાર્યમાં તો વારમવાર આપતા આવ્યા છે. વળી જો તે નામદારનાં રાજ્યમાં કોઈ પણ સારો ને યોગ્યતા વાળો વિદ્વાન આવે છે તો તેની પણ તે નામદાર પૂરતી સંભાવના કરી તે વિદ્વાનને પોતાથી બનતું ઉત્તેજન આપે છે. આવી રીતે તે નામદાર પોતાની ઉદારતાનો

સારો ઉપયોગ કરે છે, પરંતુ કોઇ કૂકૃત્યમાં કે કૂફેલમાં એવી ઉદારતા વાપરતા નથી, એજ ઘણું સંતોષકારક છે, અને એજ તે નામદારની શોભામાં સરસ વૃદ્ધિ કરે છે.

નામદાર ઠાકોર સાહેબ રાજ્યાસનપર બિરાજ્યા પછી રાજ્યને તો સર્વ પ્રકારે દિપાયમાન બનાવ્યું છે, તથા રાજ્યની રચના પણ રંગિલી કરી મૂકી છે. તે નામદારે મોરબીમાં ઘણાજ સારા જાહેર રસ્તાઓ બનાવ્યા છે; સુંદર બાગ બનાવ્યો છે; સારાં સારાં મકાનો કરાવ્યાં છે; સરસ્વતી મંદિરો બંધાવ્યાં છે; વિજળીના દીવા દાખલ કીધા છે; ટેલીફોન પણ લાવ્યા છે; અને એ શિવાય અનેક સુંદર કામોથી શેહેરને સોભાવી દીધું છે, જેથી તે નામદારનું નગર કાઠિયાવાડમાં એક નવીન નમુના તરિકે ગણાતું થયું છે! કાઠિયાવાડનાં જે લોકોએ મોરબી જોયું નથી, અને જેઓ તેની ખુબી, તેની ખુબસુરતી તથા રંગિલી રચનાને માટે બીજાઓને મોઢેથી ઘણાં વખાણો સાંભળે છે, તેઓ મોરબી જોવાને ઘણા તલપી રહે છે, અને જો તેમને કોઈ પણ પ્રસંગ મળે છે તો મોરબીનાં દર્શન કરવા જવાને તેઓ ઘણી ઊલટ રાખે છે. આવા સુંદર દેખાવ વાળું શેહેર નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજીએ બનાવ્યું છે! તે નામદારે યૂરોપમાં જે જે નમુનાદાર નગરો નિર્ખ્યાં છે, તેથી તે નામદારનું મન પોતાનાં પાયતખ્ત નગરને વિશેષ ને વિશેષ દિપાયમાન કરવાને દોરાયા કરે છે, અને જેમ બને છે તેમ તે નામદાર સ્વનગરને દિન પ્રતિદિન અધિક શણુગારથી શણુગારવા લાગ્યા છે.

નામદાર ઠાકોર સાહેબે પોતાના મેહેલની સામા એક "ઝોલા પૂલ" બંધાવ્યો છે, તે પણ ઘણોજ સુંદર ને ખુબી ભરેલો છે. આ પૂલને લગતો ઘણો ખરો સામાન તે નામદારે ઈંગ્લંડથી ખાસ મંગાવ્યો હતો, અને તેની પાછળ ઘણો મ્હોટો ખર્ચ કીધો હતો. આ પૂલ નદિ ઉપર તદન લટકતો–થાંભલા મૂકયા વગરજ બાંધેલો છે, અને તે એક નાકાથી તે બીજાં નાકા સુધી અધર લટકતો છે. માત્ર બંને નાકેથી તેને સજડ કરી લીધો છે, પરંતુ તેનો દેખાવ તો એવોજ છે કે, જાણે તે પૂલ નદિનાં મસ્તકપર આધાર વિના એમનો એમજ ઊભો હોયની! આ મુજબનો વિસ્મયતા પમાડનારો તેનો દેખાવ છે, અને તેથી તે જોવાને માટે કાઠિયાવાડના તેમજ બીજાં સ્થાનોના સંખ્યાબંધ લોકો ત્યાં જાય છે. આવો વિસ્મયતા પમાડનારો પૂલ આખા કાઠિયાવાડમાં કે મુંબઇ ઈલાકામાં પણ નથી! અને તેથીજ તેની ખુબી વળી વિશેષ ગણાય છે!

નામદાર ઠાકોર સાહેબે મોરબીથી વઢવાણ સુધીની જે રેલવે બાંધી છે, તે પાછળ પણ ઘણો ખર્ચ કીધો છે. એજ પ્રમાણે તે નામદારે વાંકાનેરથી રાજકોટ સુધીની રેલ્વે સડક સને ૧૮૮૮નાં વર્ષમાં બાંધવા માંડી છે, જે પણ ઘણી ઉપયોગી થઈ પડશે, અને તેની પાછળ તે નામદારને આશરે રૂ ૨૦ લાખનો મહાભારત ખર્ચ થશે એમ અડસટ્ટો કાહાડવામાં આવ્યો છે. એજ પ્રમાણે તે નામદારે પોતાનાં રાજ્યમાં ઘણાં ઘણાં જાહેર કામો કીધાં છે, જે સર્વની નોંધ લેતાં અત્યંત લંબાણ થઇ જાય, તેથી તે તમામ અત્રે દર્શાવ્યાં નથી.

નામદાર ઠાકોર સાહેબ શ્રી વાઘજી સ્વભાવે સારા ને સાદા છે, અને ખુશામતની રીતિથી હંમેશા દૂર રહે છે. તેઓને ખોટી ખુશામત કરવી ગમતી નથી, પરંતુ પોતાના દરજાને શોભતી રીતિ પ્રમાણેજ વર્ત્તવાને સર્વદા પસંદ કરે છે. વળી તેઓ ઈંગ્રેજી રીતભાતને કંઈક વિશેષ અનુસરીને વર્ત્તે છે, અને દરેક કામ નિયમસર કરવાને ઘણા ખંતિ છે. તેઓ જાતે ઈનસાફની કોર્ટમાં બિરાજે છે, અને પ્રજાનાં સૂખદુઃખ સ્વકાને સાંભળવામાં આળસ કરતા નથી, એ વળી વિશેષ ખુબી ભરેલું કેહેવાય છે.

મોરબીનું રાજ્ય આબાદિમાં પણ સારૂં ગણાય છે. એ રાજ્યની ઊત્તરે કચ્છનું રણ, પૂર્વે ધ્રાંગધ્રા તથા વાંકાનેરનાં રાજ્યો; દક્ષિણે નવાનગર તથા રાજકોટનાં રાજ્યો; અને પશ્ચિમે નવાનગર તથા ધ્રોળનાં રાજ્યો આવેલાં છે. એ રાજયના તાબામાં ૭૪૦ ચોરસ માઇલ્સ જમીન, ૧૨૫ ગામ અને આશરે ૯૦૦૦૦ માણસોની વસ્તી છે. એની વાર્સિક ઉપજ આશરે ૮૦૦૦૦૦ (આઠ લાખ) રૂપિયાની થાય છે, જે પૈકી શ્રીમંત ગાયકવાડ સરકાર તથા નામદાર બ્રિટિશ સરકારને જમાબંદિના મળીને કુલ્લે ૨૬૧૫૫૯ દર વર્ષે આપે છે.





પાલિતાણાના નામદાર ઠાકોર સાહેબ

શ્રી માનસિંહજી.

ARYA PRAKASH PRESS.

### પાલિતાણાના ઠાકોર સાહેબ

## નામદાર શ્રી માનસિંહજી સાહેબ બહાદૂર.

પાલિતાણાના ઠાકોર સાહેબ નામદાર શ્રી માનસિંહજી સાહેબ બહાદૂર સંવત ૧૯૧૭ના જેઠ શુદ ૭ને દિવસે જન્મ્યા હતા. એમના મરહુમ પિતા શ્રી સૂરસિંહજીએ બાલ્યાવસ્થાથી જોકે એ નામદારને ઝાઝો વિદ્યાભ્યાસ કરાવવા પાછળ પૂરતું લક્ષ આપ્યું નહોતું, તદપિ નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીએ પોતેજ પોતાના પરિશ્રમથી તથા સ્વબુદ્ધિ અને ચાલાકિપણાથી ધીમે ધીમે પોતાનો ગુજરાતી વિદ્યાભ્યાસ ખાનગી રીતે શરૂ કીધો હતો તથા તે પછી ઇંગ્રેજી અભ્યાસ પણ ખાનગી રીતેજ કરવા માંડ્યો હતો. આને માટે તે નામદારે ખાસ શિક્ષકો રાખ્યા હતા. તે ખાનગી શિક્ષકોમાં પ્રથમ તો મો૦ અમૃતલાલ ભોળાનાથ હતા. ત્યારપછી રા. રા. લાલાજી હરિદાશે કેટલોક સમય સુધી તે નામદારને વિદ્યાભ્યાસ કરાવ્યો હતો, અને તે બાદ રા. રા. છોટાલાલ દુર્ગારામ તેઓ સાહેબના શિક્ષક દાખલ નિમાયા હતા. આ શિક્ષકોએ તે નામદારને, ઘણો સારો શ્રમ લઈ અભ્યાસ કરાવ્યા કીધો હતો. એક તરફથી શિક્ષકોની અભ્યાસ કરાવવા તરફ પૂર્ણ કાળજી હોવાથી, અને બીજી તરફથી નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીને પોતાને પણ વિદ્યાભ્યાસ કરવા તરફ અત્યંત ઉત્સાહ હોવાથી તે નામદારના વિદ્યાભ્યાસનું વહાણ સરસ્વતીના સુંદર સોહામણા સાગરમાં સડસડાટ ને સરસ રીતે ચાલવા માંડ્યું હતું. પ્રભાતમાં ઊઠતાંથી તે છેક રાત્રિ સમયે સયન કરતાં સુધીમાં તે નામદાર બીજી હાસ્ય ક્રિડા કરવામાં તથા રમતગમત કરવામાં કે એવીજ અન્ય કૃતિમાં ઝાઝો સમય નહીં ગુજરતાં ઘણોખરો સમય તે નામદાર વિદ્યાભ્યાસ કરવામાંજ નિર્ગમન કરતા હતા, અને જે તે પ્રકારે એવીજ ખંત રાખતા હતા કે, જેમ બને તેમ ત્વરાથી અને પ્રસંશાપાત્ર રીતે વિદ્યાભ્યાસ કરી વિદ્વાન થવું. આવી તે નામદારની ઉત્તમ ખંત હોવાથી તે નામદારે ઘણી ઝડપથી વિદ્યાભ્યાસમાં વૃદ્ધિ કરી હતી, અને પ્રથમ ગુજરાતીનું કેટલુંક જ્ઞાન સંપાદન કીધા પછી તે નામદારે ઇંગ્રેજી ભાષાનું અધ્યયન આરંભ્યું હતું. આંગલભૂમિની આ ભડવીર થઈ પડેલી ભપકાદાર ભાષા પણ તે નામદારે ત્વરા ને ચપળતાથીજ શિખવા માંડી હતી. પ્રથમ તે નામદારે કેટલીક ખાસ ચોપડિઓનો અભ્યાસ કીધા પછી ભાષાન્તર પાઠમાળા, કે જેમાં વ્યાકરણનું મૂખ્ય જ્ઞાન સમાયલું છે, તે ભાષાન્તર પાઠમાળા તે નામદારે શિખવા માંડી હતી, અને તેમાંથી વ્યાકરણનું કેટલુંક જરૂરનું જ્ઞાન સંપાદન કીધા પછી તે નામદારે પોતાનાં શિક્ષકની સંગે ઇંગ્રેજીમાંજ ઘણીખરી વાતચીત ચલાવવાનું શરૂ કીધું હતું, અને એ પ્રકારે દિનપ્રતિદિન પોતાનો અભ્યાસ વધારતાં વધારતાં તે નામદારે ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ સારૂં સંપાદન કીધું હતું. પણ આ બધું જ્ઞાન તે નામદારે માત્ર પોતાનીજ કાળજી ને પોતાનાજ પરિશ્રમથી પ્રાપ્ત કીધું હતું, પરંતુ તેમના પિતાજી શ્રી સૂરસિંહજીની તે બાબતમાં એટલીબધી કાળજી કહેવાતી નહોતી.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીને રાજકોટની "રાજ્ય કુંવર કૉલેજ"માં વિદ્યાભ્યાસ કરાવવા માટે મોકલવાને કાઠિયાવાડના તે સમયના પોલિટિકલ એજંટે તથા અન્ય યુરોપિયનોએ, તેમજ કેટલાક કેળવણી પામેલા દેશિઓએ તે નામદારના પિતાને ઘણુંએ સમજાવ્યું હતું, પરંતુ તે બાજી ઠાકોર સાહેબે તે સલાહને કાનપર ધરીજ નહોતી, અને તેથીજ શ્રી માનસિંહજીને ખાનગી શિક્ષકો પાસે અભ્યાસ કરવાની જરૂર પડી હતી. એજ પ્રમાણે શ્રી સૂરસિંહજીના બીજા પુત્ર, યાને શ્રી માનસિંહજીના ન્હાનાભાઈ શ્રી સામતસિંહજીને પણ કૉલેજમાં નહીં મોકલતાં, માત્ર ખાનગીમાંજ કંઈક અભ્યાસ કરાવ્યો હતો, અને તેથી તે સામતસિંહજી પણ "રાજ્ય કુંવર કૉલેજ"નો લાભ મેળવવાને ભાગ્યશાળી થયા નથી— તેજ પ્રમાણે ખાનગીપણે પણ તે નામદાર એટલુંબધું ઊંચું ઇંગ્રેજી જ્ઞાન મેળવવાને ભાગ્યવાન થયા નથી. કહે છે કે, શ્રી માનસિંહજીનું ઇંગ્રેજી તથા ગુજરાતી જ્ઞાન વિશેષ સારૂં, ને વિશેષ વખાણવા યોગ્ય છે, અને જો તે નામદારને તેમના મરહુમ પિતાએ "રાજ્ય કુંવર કૉલેજ"માં અભ્યાસ કરવાને માટે મોકલ્યા હોત તો વળી તે નામદારનું જ્ઞાન કંઇક વિશેષ તેજોમય થઈ પડત. પણ તે નામદારના પિતાએ તે પ્રમાણે કીધું નહીં, તેમાં કશૂર માત્ર તેમના પિતાનીજ હતી; કેમકે શ્રી માનસિંહજીની તો કહે છે કે, કૉલેજમાં જવાની પરમ ખુશી હતી. એ બાબતમાં ગમે તેમ બન્યું હોય, પરંતુ એટલું તો નક્કીજ હતું કે, તે નામદારના પિતા શ્રી સૂરસિંહજીએ પોતાના કુંવરોને કૉલેજમાં નહીં મોકલવામાં પોતાની જબરી હઠજ વાપરી હતી. એ બાબતમાં કાઠિયાવાડના પોલિટિકલ એજંટે નામદાર મુંબઇ સરકારને પોતાના એજન્સિના વાર્ષિક રીપોર્ટમાં પણ કેટલુંક લખ્યું હતું, અને તે ઉપરથી નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૭૩-૭૪નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"It is a matter of regret that the Thákur cannot be persuaded to send his sons to the college. Every argument has been used to induce him, but without avail. He by no means neglects the education of the boys, having a special tutor of good attainments for them; but it is to be feared they will lack that tone and manly bearing which is visible in all the boys who attend the college."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"દલગિરીની વાત છે કે, ઠાકોરને પોતાના છોકરાઓને કૉલેજમાં મોકલવાને સમજાવ્યા છતાં તેઓ સમજતાજ નથી. એને માટે તેઓને દરેક રીતે લલચાવવામાં આવ્યા છે, પણ ફોગટ. તેઓ કોઇ પણ પ્રકારે પોતાના છોકરાઓની કેળવણી પાછળ બેદરકાર નથી, કેમકે તેઓને માટે તેવાણું એક સંલક્ષણિક ખાસ શિક્ષક રાખ્યો છે; પણ એવી ધાસ્તિ રાખવામાં આવે છે કે, કૉલેજમાં જતાં છોકરાઓમાં જે જુસ્સો ને ઉમદા કેળવણી જોવામાં આવે છે, તેમાં તેઓની ન્યૂનતા જણાશે.

ઉપર પ્રમાણે નામદાર મુંબઇ સરકારે પોતાના રીપોર્ટમાં લખ્યું છે, જે ઉપરથી જણાશે કે, કૉલેજમાં નહીં મોકલવા માટે નામદાર શ્રી માનસિંહજીના પિતાએજ પોતાની જબરી હઠ પકડી રાખી હતી, અને તે નામદારે એ બાબતમાં સારા સલાહકારોની સલાહ પણ માની નહોતી. આ પ્રમાણે બનવાથી નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીને કૉલેજમાં જવાનું બની શકયું નહોતું, પરંતુ એટલું તો સંતોષકારક ને ખુશાલિ ભરેલું છે કે, તે નામદારે કૉલેજનું મૂખ જોયાં શિવાય પણ સારો અભ્યાસ કરી ગુજરાતી તથા ઇંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કીધું છે, અને પોતાનાં પ્યારા મગજમાં સરસ્વતીનાં સુંદર મૂળો રોપ્યાં છે, એ વળી તે નામદારને વિશેષ શોભાવે છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીને અસલથી ઘોડાઓનો ઘણો શોખ છે, અને અસલથી તે નામદાર ઘોડાઓને ઊછેરવામાં ઘણીજ ખંત રાખી તે નામદાર પોતે અશ્વશાળાપર ઘણીજ દેખરેખ

રાખતા હતા. તે નામદારના પિતા શ્રી સૂરસિંહજી પણ એ બાબતના ઘણાજ શોખીન હતા, અને તેમને માટે એટલે સુધી કહેવાતું હતું કે, તે ઠાકોર સાહેબના જેવા ઘોડાના શોખીન ઘણાજ થોડા હતા એટલુંજ નહીં, પરંતુ તે ઘોડાઓને ફતેહમંદિથી ઉછેરવામાં શ્રી સૂરસિંહજીના જેવા કાઠિયાવાડમાં ભાગ્યેજ હશે. આવી તે નામદારને માટે વાણી બોલાતી હતી, અને તેવીજ વાણીથી શ્રી માનસિંહજીને માટે પણ બોલાવા લાગી હતી, જે અદ્યાપિ સુધી કાયમજ છે. તે નામદારે પોતાના પિતાની માફક–બલકે તેમનાં કરતાં પણ કંઈક વિશેષ ખંત રાખીને અશ્વશાળામાં ઊમદા અશ્વની સારી સંખ્યા એકઠી કરી છે, અને તે સઘળાઓપર તે નામદાર પોતે દેખરેખ રાખે છે. તે નામદારના પિતાની હયાતિમાં એ બાબતમાં લખતાં નામદાર મુંબઇ સરકારે પોતાના સને ૧૮૭૯-૮૦નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The Thákor Sáheb of Palitáná is exceedingly fond of horse-breeding and is more successful in his method than any other Chief in Káthiáwár. His son and heir seems to have inherited the taste."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"પાલિતાણાના ઠાકોર સાહેબ, ઘોડા ઉછેરવાની બાબતમાં અત્યંત શોખીન છે, અને એ બાબતમાં કાઠિયાવાડના બીજા કોઇ પણ રાજા કરતાં એઓ વધારે ફતેહમંદ છે. તેમના પુત્ર, અને વારસે પણ એજ શોખ ગ્રહણ કીધેલો જણાય છે."

ઉપલા નામદાર મુંબઈ સરકારનાં લખાણ ઉપરથી પણ જણાશે કે, નામદાર માનસિંહજી, પોતાના પિતાની માફકજ અશ્વના ઘણા શોખીન છે તથા તે નામદાર અશ્વ ઊછેરવાનાં કામમાં ઘણી ખંત રાખે છે. તે નામદારે પોતાનાં દરબારમાં એજ શોખ પૂરો પાડવાને માટે કિમતી, સુંદર ને નમુનાદાર નૌત્તમ અશ્વ રાખ્યા છે, જે માત્ર એક બે નહીં પણ સંખ્યાબંધ છે. એક સપાટે સામટી દોડ કરવામાં તથા વિરામ પામ્યા વિના લાંબી મજલ સુધી સડસડાટ નાહાશવામાં પાલિતાણાના ઘોડા પેહેલા નંબરના ગણાય છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીને સને ૧૮૮૪ના સપ્ટેમ્બર માસમાં પોતાના પિતાથી રિસાઈને પાલિતાણા છોડી જવાની જરૂર પડી હતી. તેમના પિતા શ્રી સૂરસિંહજી પોતાના બીજા પુત્ર સામતસિંહજીનાં કરતાં શ્રી માનસિંહજીપર ઘણોજ ઓછો ભાવ રાખતા હોવાથી તથા શ્રી માનસિંહજીને તેમના તરફથી કેટલીક અડચણો નડવાથી શ્રી માનસિંહજીને મ્હોટી દિલગિરીથી પાલિતાણા છોડી જવું પડ્યું હતું! ત્યાંથી જોકે તે નામદાર કંઇક ગુપ્તપણાથી તથા પોતાના પિતાને કહ્યા વિના નિકળ્યા હતા, તોપણ જ્યારે તેમના પિતાને એ બાબતની ખબર થઈ ત્યારે તેઓ લગાર ગભરાયા હતા, અને લોક લાજે કે પછી ગમે તે ઈરાદાથી પણ તેઓએ શ્રી માનસિંહજીને પાછા પાલિતાણામાં લાવવા માટે કેટલાક સ્વારો આજુબાજુ દોડાવ્યા હતા, પરંતુ શ્રી માનસિંહજી ત્યાં પાછા પધાર્યાજ નહોતા–પ્રથમ તેઓ પાલિતાણેથી એકદમ વિરપૂરના ઠાકોર સાહેબને ત્યાં ગયા હતા, અને ત્યાંથી તે ઠાકોરને પોતાની સંગે રાખીને તે નામદાર રાજકોટ ખાતે પોલિટિકલ એજંટ કર્નલ વેસ્ટ આગળ પોતાની પિડાની સવિસ્તર બિના દર્શાવવા માટે પધાર્યા હતા. તે સ્થળે તે નામદાર થોડાક દિવસ રહ્યા પછી ત્યાંથી તે નામદાર વિરપૂરના ઠાકોરની સંગેજ પુનઃ વિરપૂર પધાર્યા હતા, અને ત્યાંજ તે નામદાર દીર્ઘ સમય સુધી રહ્યા હતા. વિરપૂરના ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીના મામા થાય છે,

અને તેથી શ્રી માનસિંહજીપર તેમનો પ્રીતિભાવ હોય, એ કુદરતીજ છે. વિરપૂરના ઠાકોર સાહેબે શ્રી માનસિંહજીને ખરેખરો આશ્રય આપી તે નામદારનું દુઃખ શાંત પાડી તેમને ઘણી ધીરજ આપી હતી તથા તે નામદારની મનમાનતી બરદાસ્ત કરવામાં પણ કશર કરી નહોતી. શ્રી માનસિંહજી પાલિતાણેથી પોતાના પિતાથી વિખૂટા પડયા તેથી તે નામદારના પિતાનાં મનમાં જોકે એટલી બધી લાગણી થઈ નહોતી, તોપણ તેમને એવો ભય પેઠો હતો કે, રખેને શ્રી માનસિંહજી કંઈ આગળ પગલાં ભરીને મને સતાવશે. આવો ભારી ભય તેમનાં મનમાં પ્રવેશ થયો હતો, પરંતુ શ્રી માનસિંહજી જાતે સદ્પુત્ર, શ્યાણા, શાંત સ્વભાવના, નમ્ર અને સર્વ પ્રકારે સુજ્ઞ હોવાથી તે નામદારે પોતાના પિતાને પજવવાના અથવા તો તેમને કષ્ટના સાગરમાં ડુબાડવાના કંઈ પણ ઉપાયો નહીં યોજતાં તેઓ માત્ર સત્યતાપર આધાર રાખી તથા પરમેશ્વરપરજ વિશ્વાસ રાખીને વિરપૂર ખાતે પોતાના દિવસ નિર્ગમન કરતા હતા. આ દરમ્યાનમાં કહે છે કે તેમના પિતા શ્રી સૂરસિંહજીએ, શ્રી માનસિંહજીને બદલે પોતાના દ્વિત્ય પુત્ર શ્રી સામતસિંહજીને પોતાના ગાદિવારસ તરિકે ઠેરવવા માટે ઘણોજ પ્રયાસ કીધો હતો, પરંતુ તે સર્વ આખરે મિથ્યા રૂપ થઈ પડયો હતો. વળી અસલથીજ શ્રી સૂરસિંહજીને શ્રી માનસિંહજી કરતાં શ્રી સામતસિંહજીપર ઘણોજ વિશેષ પ્યાર હતો, અને તેથી શ્રી માનસિંહજીની સંગે તેઓ ખરા પ્રેમ સહ નહીં વર્તતાં તેમનાપર પોતાની કટાક્ષ દૃષ્ટિ દર્શાવતા હતા તથા તેમને રાજ્યકાર્યમાં પણ બિલકુલ માથું ઘાલવા દેતા નહોતા. કહે છે કે તેમને એવો પણ ભય હતો કે, શ્રી માનસિંહજી જાતે ચંચળ, ચતુર, સમજુ, શ્યાણા, ઠરેલ અને સર્વ પ્રકારે યોગ્યતા વાળા હોવાથી તેમને જો રાજ્યકાર્યમાં પળોટવામાં આવશે તો તેઓ આગળ જતાં વિશેષ વિખ્યાતિ પામી શ્રી સામતસિંહજી કરતાં અધિક યોગ્યતા પામેલા ગણાશે. આવા વિચારથી તેઓ શ્રી માનસિંહજીને રાજ્યકાર્યમાં પ્રવેશ કરવા દેતા નહોતા, પરંતુ શ્રી સામતસિંહજીનેજ સર્વદા પોતાની પાસે રાખી તેમનેજ રાજ્યનાં ઘણાંખરાં કામોમાં પળોટવા માંડયા હતા. આવી શ્રી સૂરસિંહજીએ "વહાલા અળખામણી" કરવાથી શ્રી માનસિંજીને અનેક પ્રકારે માઠું લાગે તથા પોતાના પિતા તરફનું ઓછું આવે, એ તદન સ્વાભાવિકજ હતું, અને તેથી તે નામદારે ન છૂટકે પાલિતાણાનો ત્યાગ કરીને અને પોતાના પિતાના વિયોગિ થઈને વિરપૂરમાં જઈ રહેવાનું યોગ્ય વિચાર્યું હતું. આ બનાવને આશરે એકાદ વર્ષ વિત્યું એટલામાં દૈવયોગે એવો બનાવ બન્યો કે, શ્રી સૂરસિંહજીનું મૃત્યુ નિપજ્યું ! અગરજો તેઓ ઘણોક સમય થયાં મંદવાડ ભોગવતા હતા, તોપણ તેમનાં મૃત્યુ પામવાનો સમય આટલો નઝદીક આવી લાગ્યો છે, એમ કોઈએ ધાર્યું નહોતું, પરંતુ ડૉક્ટરો તરફથી તો એવી આશા આપવામાં આવી હતી કે, તેમને આરામ થઈ જશે. આ મુજબનો ડૉક્ટરોનો અભિપ્રાય હોવાથી તથા ડૉક્ટરોએ તેમને હવાફેર જવાની ખાસ ભલામણ કરવાથી તેઓ સાહેબ શ્રી મહાબ્લેશ્વરની હવાફેર કરવા ગયા હતા, પરંતુ કર્મ સંયોગે ત્યાં આગળ તેમનો હાંફનો રોગ એકદમ અતિશય જોરમાં વૃદ્ધિ પામવાથી તમામ ડૉક્ટરોએ મહાબ્લેશ્વર ખાતેથી તત્કાળ ઊપડી જવાને તેમને ભલામણ કરી હતી. આપરથી શ્રી સૂરસિંહજી તરતજ મહાબ્લેશ્વર છોડીને તા૦ ૨૫મી નવેમ્બર સને ૧૮૮૫ ને બુદ્ધવારને દિવસે પૂના ખાતે આવતા હતા, એટલામાં માર્ગમાં હવેલી તાલુકાના શિવારપૂર ખાતે તેઓ એકદમ ગભરાઈ ગયા, અને તેજ દિવસે ને તેજ સ્થળે સાયંકાળે તેમનું મૃત્યુ નિપજ્યું હતું. પણ તે સ્થળે તેમને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો નહોતો, પરંતુ ત્યાંથી તેમના સબને પૂના ખાતે લઇ જવામાં આવ્યું હતું, જ્યાંના સિટી માજીસ્ટ્રેટ મી૦ પલનકેટે તે સબની મનમાનતી રીતે તપાસ કરીને એવો અભિપ્રાય આપ્યો હતો

કે, મરનારનું મૃત્યુ કોઈ પણ પ્રકારે શક ઉપજાવવા યોગ્ય નથી, પરંતુ તે સ્વભાવિકજ થયું છે. આ મુજબનો તે માજીસ્ટ્રેટે પોતાનો નિર્મળ અભિપ્રાય આપ્યા બાદ તે સબને પૂના ખાતેજ અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યું હતું.

ઉપર પ્રમાણેના બનાવની ખબર શ્રી માનસિંહજીને (જે કે અદ્યાપિ સુધી વિરપૂરમાંજ નિવાસ કરતા હતા) થતાંજ તે નામદાર તત્કાળ પાલિતાણા ખાતે આવીને પોતાનું રાજ્યાસન લેવાની ગોઠવણ તે નામદારે કરવા માંડી હતી; પરંતુ તે નામદારના કેટલાક સામાવાળા, કે જેઓ શ્રી સામતસિંહજીના ખાસ પક્ષદાર ગણાતા હતા, તેઓ આ સમયે સામા પડયા હતા, અને શ્રી માનસિંહજીને રાજ્યાસન નહીં લેવા દેવું, એવી અયોગ્ય નિષ્ટા રાખી તેઓ અનેક ઉપાયો યોજતા હતા. પણ અંતે "સત્યનોજ જય" થયો હતો. એટલે કે તે દુશ્મનોની ગમે તેટલી આડાઈ ને અવળી બુદ્ધિ છતાં આખરે શ્રી માનસિંહજી, જે કે રાજ્યગાદિના ખરેખરા ને પૂરેપૂરા હક્કદાર હતા, તે નામદારેજ રાજ્યાસનપર બિરાજમાન થઇ સઘળા શત્રુઓને ઝાંખા પાડી નાંખ્યા હતા. તે નામદારને ગાદિએ બેસાડવાની ક્રિયા તા૦ ૭મી ડિસેમ્બર સને ૧૮૮૫, યાને સંવત ૧૯૪૨ના માગશર શુદ ૧ ને શનિવારને દિવસે પોલિટિકલ એજંટ કર્નલ નટ સાહેબે કરી હતી, અને તે સમયે પાલિતાણા ખાતે અગરજો ઝાઝી ધામધૂમ કરવામાં આવી નહોતી, તોપણ શ્રી માનસિંહજીનાં રાજ્યાસનપર દર્શન થવાથી સર્વ પ્રજામાં પુષ્કળ આનંદની વૃષ્ટિ થઇ રહી હતી તથા શ્રી સૂરસિંહજીનાં મૃત્યુથી નિપજેલી ગ્લાનિ ઘણેખરે પ્રકારે, શ્રી માનસિંહજીની મૂર્ત્તિ નિર્ખવાથી ભૂલીજ જવામાં આવી હતી. વળી ઘણાંખરાં રાજ્યો તરફથી શ્રી માનસિંહજીને આ પ્રસંગે કિમતી સરપાવ કરવામાં આવનાર હતો, પરંતુ તેમના પિતાનાં મરણના શોકને લીધે તેમ બન્યું નહોતું; તોપણ ગાદિનશીન થયા બાદ જસદણ દરબાર સાહેબે માત્ર ચાંલ્લા દાખલ તે નામદારને એક સુંદર સોનેરી ઝૂલ સહિતનો એક અમૂલ્ય હાથી આપ્યો હતો. આ શિવાય પણ બીજા ઘણાકોએ પોતપોતાની ધરવટ મુજબ ચાંલ્લા કીધા હતા. આ શૂભ સમયનો લાભ લેવાને માટે કાઠિયાવાડ તથા ગુજરાતમાંથી ઘણાક જનો પાલિતાણા ખાતે પધાર્યા હતા, જેઓમાં અમદાવાદના નગરશેઠના કુટુંબના શેઠ મણીભાઈ તથા શેઠ જેશંગભાઈ અને શેઠ ચમનલાલ, તેમજ નામદાર ઠાકોર સાહેબના મામા–વિરપૂરના ઠાકોર સાહેબ મૂખ્ય હતા. આ મુજબની મંડળી તે શૂભ સમયે તે સ્થળે એકઠી થઈ હતી, જે સર્વની સંગે નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી ઘણીજ સાદાઈ તથા વિવેકથી વાતચીતો કરી સર્વની મુલાકાતો લેતા હતા. આથી ત્યાં પધારેલા સર્વ જનો, તે નામદારનું મિલનસારપણું, હોંશિયારી અને વિવેકતા નિહાળીને ઘણાજ આનંદ પામતા હતા.

નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંહજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી ટૂંક સમયમાં એક એવું સરસ કામ બજાવ્યું હતું કે, જે કામ તેમના મરનાર પિતા પણ બજાવી શક્યા નહોતા! આ કામ તે, શ્રાવકો વચ્ચે પાલિતાણાના દરબારને દીર્ઘ સમય થયાં ચાલતા આવેલા કજીયાની કરેલી પતાવટને લગતું હતું. આ કજીયો ગમે તેટલો જૂનો, વાંધા ભરેલો, દુઃખ ઉપજાવનારો અને અઘરો હોવા છતાં નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીએ તે જોતજોતામાં પતાવી નાંખ્યો હતો. આ કજીઓ પતાવવામાં તે સમયના કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ વૉટસન સાહેબ પણ વચ્ચે પડયા હતા, અને એવો નિકાલ આણ્યો હતો કે, શ્રાવક લોકોએ મુંડી વેરાને બદલે દર વર્ષે રૂ ૧૫૦૦૦ નામદાર પાલિતાણાના ઠાકોર સાહેબને સર્વ માંગણીના બદલામાં આપવા. આ મુજબની પતાવટ કરોને તે બાબેનો ૪૦ વર્ષની

મુદત સુધીનો એક પાકો દસ્તાવેજ કરવામાં આવ્યો હતો, જે ઉપર એક તરફ નામદાર ઠાકોર સાહેબ-ની સહી કરાવવામાં આવી હતી તથા બીજી તરફ શ્રાવક કોમના પ્રતિનિધિઓ તરિકે રાય બદ્રિદાશ બહાદુર, શા૦ તલકચંદ માણેકચંદ, શા૦ દલપતભાઇ ભગુભાઈ, શા૦ મનસૂખભાઈ ભગુભાઇ તથા શા૦ પરશોતમદાશ પુંજાભાઈની સહીઓ કરાવવામાં આવી હતી. આ સર્વ સહીઓ કર્નલ વૉટસન સાહેબની સમક્ષ થઇ હતી, અને તે અત્યંત મિત્રતા ભરેલી રીતિમાં થઇ હતી, જેથી સર્વ આનંદ પામ્યા હતા. આ પ્રમાણે પતાવટ થવાથી નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીનું માન ઘણું વધ્યું હતું તથા તે નામદારની સર્વત્ર "વાહવા" બોલાઈ હતી. જૈન લોકોની વસ્તી હિંદમાં પુષ્કળ હોવાથી ઘણી ખરી આખા હિંદુસ્થાનમાં આ પતાવટથી નામદાર ઠાકોર સાહેબની "બોલબોલા" બોલાઇ રહી હતી તથા તે નામદાર પ્રત્યે હિંદનાં શ્રાવક લોકોનો અત્યંત પ્રેમ પ્રકાશ્યો હતો. કેટલાંએ વર્ષ થયાં પાલિતાણાના દરબાર તથા શ્રાવકો વચ્ચે એ બાબેની જબરી ભાંજઘડ ચાલ્યાજ કરતી હતી, જે એકદમ ગાદિપર બિરાજ્યા પછી ટૂંક સમયમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીએ ઘણી રૂડી ને શોભા ભરેલી રીતે પતાવી દઇ શ્રાવકોપર મ્હોટી મેહેરબાની કરી, એ કંઈ ઓછા આનંદની વાત નથી. એ બાબતમાં મૂળ જે ભાંજઘડ ઉઠી હતી, અને જેણે કરીને પાલિતાણાના દરબાર તથા શ્રાવકો વચ્ચે કજીયાનાં મૂળ રોપાયાં હતાં, તે ભાંજઘડને લગતી બિના એવી કહેવામાં આવે છે કે, શ્રી માનસિંહજીના વડવાઓના વખતમાં રાજ્યને માથે મ્હોટું કર્જ થઈ જવાથી અમદાવાદ ખાતે જૈન લોકોના નગરશેઠ વખતચંદ ખુશાલચંદની પાસેથી તેમને ઘણા રૂપિયા લેવાની જરૂર પડી હતી, અને તેજ નગરશેઠને પોતાના એક વડવા ઝવેરી શાંતિદાસ સાથે શેત્રુંજાના પવિત્ર ડુંગર ઉપર વંશપરંપરાનો સંબંધ હતો. સને ૧૮૨૧નાં વર્ષમાં વખતચંદની પાસે પાલિતાણાના ડુંગરની મિલ્કત, દરબારનો પાસે માંગતા રૂપિયાને પટે ગીરવી દાખલ હતી, અને એજ પ્રમાણે વખતચંદની પછી તેમના પુત્ર હેમચંદની પાસે પણ ગીરવી દાખલ તે મિલ્કત સને ૧૮૪૩ સુધી રહી હતી. આ મિલ્કતના સંબંધમાં સરકારની જામિનગિરી પણ હતી. બાદ પાલિતાણાની ગાદિ ઉપર નોંધાણજી નામના નૃપતિ આવ્યા, પરંતુ તેમના વખતમાં તો કર્જ ઓછું થવાને બદલે ઓર વધતું ગયું ! આથી ગીરવી મૂકેલી મિલ્કત પણ છોડવી શકાઈ નહીં ! પરંતુ સને ૧૮૪૪માં તે નોંધાણજીના કુંવર પ્રતાપસિંગે કર્જ પતાવવાની ભારે મેહેનત કીધાથી તથા ઘણાખરા ખર્ચો કમી કરી નાંખવાથી રાજ્યની ત્રિજોરી તરવા માંડી, અને પછી તે કુંવરે ઘણાજ સપાટામાં તમામ કર્જ અદા કરી દઈ રાજ્યને તરતું કીધું તથા નગરશેઠની પાસે ગીરવી મૂકેલી મિલ્કત પણ છોડવી લીધી. આ સમયથી શ્રાવકો તથા પાલિતાણાના દરબારની વચ્ચે અન્યોઅન્ય તકરાર ઝામવા લાગી, અને પ્રતાપસિંગજીની પછી તેમના પુત્ર શ્રી સુરસિંહજી (હાલના મહારાજાના પિતા) રાજ્યાસનપર આવ્યા, ત્યારથી તે તકરાર વળી વિશેષ જોરપર આવતી ગઇ, અને બિનાકશી વૃદ્ધિ પામતો ગયો ! પાલિતાણામાં આવેલો શેત્રૂંજાનો ડુંગર, જે ગુજરાતમાં સર્વથી વિખ્યાત છે, અને જે જૈન લોકોના ધર્મના પવિત્ર સ્થાન દાખલ પ્રખ્યાત છે. તે ડુંગર ઉપર દર વર્ષ હજારો જૈન લોકો યાત્રાર્થે જાય છે, અને તેજ પ્રમાણે શ્રી સુરસિંહજીના વખતમાં પણ તેઓ ત્યાં જતા હતા, જેમના ઉપર તે ઠાકોર સાહેબે આડકતરી આપદાઓ નાંખવાથી જૈન લોકો અને તે ઠાકોર સાહેબ વચ્ચે ઘણો અણબનાવ ચાલવા માંડયો હતો, અને તે બાબેની વાત એટલીબધી વધી ગઇ હતી કે, ઠેઠ બ્રિટિશ સરકાર સુધી પણ તેઓ લડતા લડતા જઈ પોહોંચ્યા હતા ! પણ આ પછી તો વળી શ્રાવકોનો પિડા વિશેષ વધી ગઇ હતી, અને તેમનાપર ઠાકોર સાહેબ શ્રી સૂરસિંહજી ઘણી આપખુદી ચલાવે છે તથા તેમને કેટલાક પ્રકારનું દુઃખ દે

છે, એવી ફરિયાદો ઉઠવા લાગી હતી. આ ઉપરથી શ્રાવકો તથા દરબાર વચ્ચે એક મ્હોટો મુકરદમો ઉભો થયો હતો, અને શ્રાવકોમાં તે બાબેની અનહદ લાગણી ઉશ્કેરાવાથી તે લોકો તરફથી કેટલાક સંભાવિત ગૃહસ્થોનું એક ખાસ ડેપ્યુટેશન મુંબઈના નામદાર ગવરનર સાહેબ સન્મૂખ ગયું હતું, પરંતુ તે પછી પણ તેમની પિડા કંઇ ઓછી થઈ નહોતી. આથી હિંદુસ્થાનની તમામ શ્રાવક વસ્તીમાં ભારે વસવસો વ્યાપ્યો હતો, અને એટલામાં વળી એવું બન્યું હતું કે શેત્રુંજા ખાતેના શેઠ આણંદજી કલ્યાણજીની પેહેડીના નોકરોની ધરપકડ ઠાકોરે કરવા માંડી ! આથી કરીને વળી શ્રાવકોમાં વિશેષ ઉશ્કેરણી ફેલાઈ, અને તે તમામ પ્રજા જાણે તલપાપડ બની ગઈ ! એટલામાં શ્રી સુરસિંહજીનું મરણ નિપજ્યું હતું, પરંતુ તેમનાં મરણ પછી શ્રાવકોને એવી આશા હતી કે, શ્રી માનસિંહજી ગાદિપર આવ્યા પછી પોતાના વાંધાનો નિકાલ અવશ્ય આણશે, અને શ્રાવકોને ખુશી કરશે; કેમકે શ્રી માનસિંહજી જાતે ભલા, દયાળુ ને વિચારવંત છે. આવી આશા શ્રાવકોએ રાખી હતી, અને તેજ પ્રમાણે બન્યું પણ હતું. આથી તમામ શ્રાવકોમાં આનંદ આનંદ વર્ત્તિ રહ્યો હતો, અને સર્વ કોઈએ શ્રી માનસિંહજીના જશ સ્વમૂખે ગાઈને "તે નામદારનું ભલું થાઓ, ભલું થાઓ" એવા શબ્દોચ્ચાર કર્યા હતા. ખરેજ નામદાર માનસિંહજીએ શ્રાવકોની સંગે કરેલી ઘણીજ પ્રસંશાપાત્ર પતાવટથી તે નામદારની શોભામાં શ્રેષ્ઠ વધારો થઇ તે નામદારની કીર્તિનાં કિમતી કીરણો અધિક તેજ મારતાં થયાં હતાં. તે નામદારના પિતાના સમયમાં હિંદના જે સર્વ શ્રાવકો નિંદા ભરેલી વાણી વદતાં હતાં તથા જે શ્રાવકો તે નામદારના પિતાનું વગોણું કરતાં હતાં, તેજ સર્વ શ્રાવકો શ્રી માનસિંહજીનાં ઉપલા અનોપમ કાર્યથી શ્રી માનસિંહજીને માટે સૂલાણો વદવા લાગ્યાં હતાં તથા તે નામદારની ભારે હર્ષભાવથી પ્રસંશા કરવા મંડી પડયાં હતાં. ગાદિપર બિરાજતાની સાથે શ્રી માનસિંહજીએ આ પ્રમાણે સર્વ જૈનોનો મ્હોટો આશિર્વાદ સંપાદન કીધાની સાથે બીજી પ્રજામાં પણ પોતાની અમૂલ્ય શોભામાં વૃદ્ધિ કરી હતી, અને તેમના પિતાનાં કરતાં પોતે વિશેષ દયાળુ, વિચારવંત ને સમજૂ છે, એમ એક રીતે નહીં, પણ અનેક રીતે સિદ્ધ કરી આપ્યું હતું.

વળી જે દિવસે શ્રાવકોની સાથે ઉપર પ્રમાણે સમજુતી કરી નામદાર ઠાકોર સાહેબે મહા યશ મેળવ્યો હતો તેજ દિવસે, એટલે તા૦ ૮મી માર્ચ સને ૧૮૮૬ ને સોમવારને દિવસે તે નામદારે પોતાનાં પાયતખ્ત નગર પાલિતાણા ખાતે એક ભપકાદાર મિલાવડો કીધો હતો. આ મિલાવડામાં કર્નલ વૉટસન સાહેબ, તેમના પત્નિ, તેમજ બીજા ઘણાક સંભાવિત ગ્રહસ્થો પધાર્યા હતા. પ્રથમ તે મિલાવડામાં ત્યાંની કન્યાશાળાની બાળાઓને મિસિસ વૉટસન સાહેબને હાથે નામદાર ઠાકોર સાહેબે ઇનામો અપાવ્યાં હતાં, અને તે પછી તમામ કન્યાઓએ કર્નલ વૉટસન સાહેબની, તે નામદારના પત્નિની તથા નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીનાં પ્રસંશાનાં સંગીતો ઘણાજ મધૂર સ્વરથી ગાયાં હતાં. બાદ નામદાર ઠાકોર સાહેબે ઘણીજ સુંદર છટાથી યોગ્ય શબ્દોમાં ઇંગ્રેજી ભાષામાં કેટલુંક સંભાષણ કીધું હતું, જેનો પ્રત્યોત્તર કર્નલ વૉટસન સાહેબે આપતાં તેમાં તેઓએ શ્રી ઠાકોર સાહેબની પુષ્કળ પ્રસંશા કરી હતી તથા તે નામદારની કાબેલિયતને માટે ઉત્તમ વિચારો આપ્યા હતા. એ પછી તેઓ સાહેબે કન્યાશાળા ઉઘાડવાની ક્રિયા કરી હતી, અને તે ક્રિયાની સમાપ્તિ થયા બાદ તમામ કન્યાઓને આ શૂભ સૂકનમાં ઓઢણિઓ, ચોપડિઓ, સ્લેટો વિગેરેનાં ઈનામો આપવામાં આવ્યાં હતાં, જે પછી મિલાવડો બરખાસ્ત થયો હતો.

ઊપલાજ વર્ષમાં, એટલે સને ૧૮૮૬નાં વર્ષમાં શ્રી માનસિંહજીને પોતાના બંધૂ સામતસિંગજીની સાથે ઝગડો ઊભો થયો હતો. આ ઝગડો જોકે ઘણા દિવસનો હતો, તદપિ તેનો પ્રકાશ એ વર્ષમાં જાહેરમાં આવ્યો હતો, અને એ વર્ષના એપ્રિલ માસની તા૦ ૧લીએ શ્રી માનસિંહજીની વતી તે નામદારના નાયબ દિવાન સામે મી૦ દાયાસ વકીલે સોનગઢ સ્થળે જુડિશિયલ મદદનિસ પોલિટિકલ એજંટની કોર્ટમાં સામતસિંગજી ઊપર એવી ફરિયાદ માંડી હતી કે, મરનાર સુરસિંગજીએ સામતસિંહજીને જેટલાં નાણાં આપ્યાં છે, તેના કરતાં પણ તેણે તો વિશેષ નાણાં ને મિલ્કતનો કબજો લીધો છે, માટે તે શ્રી માનસિંહજીને પાછો મળવો જોઈએ. આવી મતલબની ફરિયાદી માંડયાથી પોલિટિકલ એજંટે સામતસિંહજી ઉપર સમન કાહાડયો હતો, અને તે પછી તે કેસનો ઠરાવ પાડવામાં આવ્યો હતો.

તા૦ ૨૧મી એપ્રિલ સને ૧૮૮૬ ને બુદ્ધવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી પોતાના વાંસદા વાળા પ્રિય પત્નિ તથા રશાળાના ઘણાક માણસો સહિત પાલિતાણાથી નિકળી, ભાવનગર–ગોંડળ રેલ્વેનાં સોનગઢ સ્ટેશનપર આવી, ત્યાંથી એક ખાસ ટ્રેનમાં બિરાજી વઢવાણ જઈ, ત્યાંથી એજ રાત્રિના ૧૧ વાગતાને સમયે બીજી ખાસ ટ્રેનમાં બિરાજી બિલ્લીમોરાનાં સ્ટેશનપર પધાર્યા હતા, જ્યાં આગળ તે નામદારના પ્રિય પત્નિ ઊતર્યા હતા, અને ત્યાંથી તેણી પોતાને પીયેર વાંસદા ખાતે સંચર્યા હતા. બિલ્લીમોરાનાં સ્ટેશનપર નામદાર ઠાકોર સાહેબને ગાયકવાડના સૂબા તથા વાંસદાના કામદારો તરફથી ઘણું સારૂં માન આપવામાં આવ્યું હતું. આ સ્ટેશનેથી નામદાર ઠાકોર સાહેબની સ્વારી શુક્રવારની રાત્રે ચાર વાગતે એક ખાસ ટ્રેનમાં બિરાજીને શનિવારે સહવારે પોણા નવ વાગતાને સમયે મુંબઈનાં ગ્રાંટરોડ સ્ટેશનપર આવી પોહોંચી હતી. આ સમયે સ્ટેશન ઉપર તે નામદારનાં માનને માટે શ્રાવકોએ અચ્છી ને રમણીય ધામધૂમ કરી હતી, અને સ્ટેશન ઊપર જેવો તે નામદારનો અગ્નિરથ આવી પોહોંચ્યો કે તત્કાળ રેલ્વેના પાટા ઊપર ગોઠવેલી "ફૉગ સિગ્નલ"ના બંદુક જેવા ધડાકાથી આખું સ્ટેશન આનંદમાં ગાજી રહ્યું હતું, અને જેવી તે નામદારની ગાડી સ્થિરતા પામી કે તેવાજ સર્વ શ્રાવકોએ "શ્રી માનસિંહજીની જય" એવા હર્ષાતૂર શબ્દ નાદ કીધા હતા. તે પછી તે નામદાર પ્લેટફોર્મપર ઉતરતાંની સાથેજ કેટલાક આબરૂદાર જૈન, તેમજ બીજા ગૃહસ્થોએ તે નામદારને ઘણા પ્રેમથી આવકાર આપ્યો હતો તથા પુષ્પની વૃષ્ટીથી તે નામદારને સર્વ કોઈએ વધાવી લીધા હતા. બાદ તે નામદાર ત્યાંજ એક સુશોભિત ખુરશીપર બિરાજમાન થયા હતા, જે સમયે તે નામદારને શ્રાવકો તરફથી એક માનપત્ર આપવામાં આવનાર હતું, પરંતુ તે સ્થળે લોકોની અનહદ ભીડ હોવાથી તથા નામદાર ઠાકોર સાહેબે તે માનપત્ર પોતાને ઉતારે સ્વિકારવાનું દર્શાવ્યાથી તે માનપત્ર વાંચવાનું અટકાવીને નામદાર ઠાકોર સાહેબને ચાર ઘોડાની સુંદર ને ભપકાદાર ગાડીમાં બેસાડી તે નામદારને શેહેરના ઘણાક પ્રખ્યાત ભાગોમાં ફેરવ્યા પછી ચોપાટી ખાતે તે નામદારને માટે રાખેલા ખાસ બંગલામાં લઇ જવામાં આવ્યા હતા. આ સમયે માર્ગમાં જ્યાં જ્યાં તે નામદારની સ્વારી ફરી હતી, ત્યાં ત્યાં દરેક શ્રાવકે "શ્રી માનસિંહજીની જય" એવા સુંદર શબ્દોચ્ચાર કીધા હતા. બંગલામાં પધાર્યા પછી ત્યાં તે નામદારની સન્મૂખ શ્રાવકો તરફથી એક સુંદર ને યોગ્ય માનપત્ર મી૦ પનાલાલ પૂનેમચંદે વાંચી સંભળાવ્યું હતું, જે નિચે પ્રમાણે હતું:—

**"નામદાર મહારાજા ગોહેલ શ્રી માનસિંહજી, તે પાલિતાણાના ઠાકોર સાહેબ.**

પાલિતાણાની ગાદિ ઉપર તમો નામદારના ગાદિનશીન થયા બાદ તમો નામદારની આ શેહેરની પેહેલી મુલાકાત વખતે અમો નિચે સહી કરનારા મુંબાઇના શ્રાવક રેહેવાસીઓ તમો નામદારની હજૂરમાં આવવાની રજા લઇએ

છિએ. એમ કરતાં તમો નામદારનાં થોડુંક ઉપર ગાદિનશીન થવા માટે અમારી નમ્રતા ભરેલી, પણ ઘણીજ અંતઃકર્ણની મુબારકબાદીઓ આપવાની તક અમો ઘણીજ આતૂરતાથી લેવાને ખાહેશમંદ છિએ. વળી પાલિતાણાની દરબાર અને શ્રાવકો વચ્ચે સારો અને દિલોજાની ભરેલો એખલાશ તમો નામદારે સ્થાપિ હિંદુસ્થાનની શ્રાવક વસ્તી, જે આશરે વીસ લાખ માણસોની છે, તે ઊપર અતિ મ્હોટું હેશાન કીધું છે, જે આ પ્રસંગે દિલોજાનીથી સ્વિકારવાને પણ અમો બંધાયલા સમજીએ છિએ. જ્યારે અમો યાદ કરીએ છિએ કે, ઘણાં વર્ષો થયાં બન્ને વચ્ચેનો સંબંધ ઘણોજ અસંતોષકારક રીતનો હતો, કે જે બંનેને ફીકર, અસંતોષ અને ગુંચવાડાનું મૂળ હતું, ત્યારે તમો નામદારે ગાદિનશીન થયા પછી તરતજ જે ચાલાકિથી આ સ્વાલ ઊંચકી લીધો, અને બંને વચ્ચેનો સંબંધ વધારે સંતોષકારક પાયા ઉપર મૂકયો હતો, તે જોઈ અમારો અંતઃકર્ણનો આભાર બતાવ્યા વગર ચાલતું નથી. તમો નામદારની ખાત્રિ કરવાની જરૂર નથી કે, આ સ્વાલનો જે ચાલાકિથી તમો નામદારે ફડચો કરી નાંખ્યો હતો, તેમ કરવાની તમો નામદારની મતલબની ઘણીજ દિલોજાનીથી અમો કીમત બૂજીએ છિએ, જે મતલબ ઇનસાફ આપવાની, અને તમો નામદારનાં અપક્ષપાતપણાં, ઇનસાફ, ડહાપણ અને સખાવતનો અંતઃકર્ણની લાગણીથી કામ કરવાને માટે સઘળાને તમો નામદારે ખાત્રિ આપવા શિવાય બીજી કશી હતી નહીં. અમોને, એટલા માટે દરબાર અને શ્રાવકો વચ્ચે ઘરમેળે સમજૂતી કરાવવાની તમારી કોશિશને જે ફતેહ મળી છે, તેને માટે તમો નામદારને મુબારકબાદી આપવા દેવી તથા આશા રાખિએ છિએ કે, તમો નામદારે જે સંતોષકારક સંબંધ સ્થાપ્યો છે, તે કદી બંધ પડશે નહીં, પરંતુ બીજા હાથ ઉપર તે સંબંધ હંમેશ સુધી રહેશે. તમો નામદારનાં રાજ્ય નિચે જે સંતોષ અને ખાત્રિ મળે છે, તે જોતાં અમોને આ સંબંધ તૂટવાની ધાસ્તિનું થોડુંજ કારણ છે; કારણકે, જે તમો નામદાર એક કુળવાયલા અને સુધરેલા રાજ્યકર્ત્તા છો, અને કોણ નથી જાણતું કે, આવો એક રાજ્યકર્ત્તા જાથૂક અથવા હંમેશ સુધી, જેઓ સઘળા તેની સત્તા નિચે રહે છે, તેઓનો તે જાહેર ઇનસાફ અને સખાવતનો મિનારો છે ? અત્રે લંબાણથી દર્શાવવું ફોગટ છે કે, શ્રાવકોની આબાદી અને સંતોષ પાલિતાણાનાં રાજ્યની આબાદી કીધા વિના રેહેનાર નથી. શ્રાવક યાત્રાળુઓનાં સંખ્યાબંધ ટોળાંઓ, જેઓ દર વર્ષે શેત્રુંજા ડુંગરનો મુલાકાત લે છે, તેઓમાંથી એક પણ એવો નથી કે, તે દરબારની ત્રિજોરીમાં નાણું આપતો નહીં હોય. તમો નામદાર આ બિનાથી સારી રીતે વાકેફગાર છો, તે તમો નામદારે થોડુંક થયાં ડુંગર અને તેના યાત્રાળુઓ વિષેના કંટાળા ભરેલા સ્વાલનો કરેલો ફડચો દેખાડી આપ્યો છે. શેત્રુંજાના ડુંગર ઉપર જતાં શ્રાવક યાત્રાળુઓને ચોક્સ નાહાને દરજેની અડચણો ખમવી પડે છે, પણ તે તમો નામદાર આગળ રજૂ કરવાને આ યોગ્ય વખત અથવા સ્થાન છે, એવું અમો ધારતા નથી. જે અપક્ષપાતપણાં અને ઇનસાફની લાગણીથી ઘણી ગંભીર બાબતોની ફરિયાદનું સઘળું કારણ દૂર કીધું છે, તેજ પ્રમાણે તમો નામદાર આ ફરિયાદ પણ દૂર કરશો. છેવટે અમો એટલુંજ કહિએ છિએ કે, તમો નામદારની આ મુલાકાતે અમને સર્વથી મ્હોટી ખુશાલિ આપી છે—મૂખ્યત્વેકરીને તમો નામદારે શ્રાવકોની ફરિયાદોનો તરત ઉપાય લેવા માટે અમારા આભારની લાગણી તમો નામદારની સમક્ષ દર્શાવવાની તક મળી છે. ખરેખર આવી રીતે કરેલી શરૂઆત, તમો નામદારનાં રાજ્ય તથા પ્રજાને માટે સારા સૂકન છે, અને અમો આશા રાખીએ છિએ કે, તમો નામદારની સંભાળ નિચે જે છે અથવા જેઓને સોંપવામાં આવે, તેઓનું સારૂં કરવા માટેની તમો નામદારની કોશિશો ફતેહ પામે. પાલિતાણાની ગાદિ ઊપરની તમો નામદારની કારકીર્દિ લાંબી અને આબાદ નિવડે, એવી પરમેશ્વર પાસે દુવા માંગીએ છિએ, અને તેવીજ હવે પછી પણ માંગીશું."

ઊપલા ભાવાર્થનું એક માનપત્ર વાંચ્યા પછી તે માનપત્રને એક હાથીદાંતના સુંદર દાબડામાં મૂકીને તે નામદારને તે અર્પણ કરવામાં આવ્યું હતું. આ માનપત્ર સાટીન ઊપર છાપવામાં આવ્યું હતું, અને તેની પાછળ શ્રાવકોએ મ્હોટો ખર્ચ કીધો હતો. વળી આ માનપત્ર નામદાર ઠાકોર સાહેબને અર્પણ કરતી વેળાએ પણ "શ્રીમાનસિંહજીની જ્ય—એમની જીંદગી લાંબી રહે" એ વિગેરે આશિશ વચનો સર્વે શ્રાવકોએ મ્હોટી ખુશાલિ સહ વધાં હતાં. ત્યાર બાદ નામદાર ઠાકોર સાહેબે તે માનપત્રના પ્રત્યોત્તરમાં ટૂંક પણ સરસ શબ્દોમાં યોગ્યતા ભરેલું દર્શાવ્યું હતું, જેની મતલબ નિચે મુજબની હતીઃ—

"ગ્રહસ્થો—હું આ શેહેરમાં આવી પોહોંચ્યો કે તરતજ તમોએ મને જે દિલોજાન ભરેલો આવકાર આપ્યો છે, તેને માટે હું તમારો ખરાં અંતકર્ણથી ઉપકાર માનું છું. તમે મને જે માન આપ્યું છે તેથી, અને મુખ્યકરીને તમે મને હમણાંજ અર્પણ કરેલાં માનપત્રમાં જે માયાળુ શબ્દો વાપરવામાં આવ્યા છે, તેથી મને મ્હોટું માન મળેલું હું સમજું છું. મારી દરબાર તથા શ્રાવકો વચ્ચેની તકરાર સલાહસંપથી નિવેડો લાવવાને મારી તરફથી કરવામાં આવેલી કોશિશો, તમારાં જાણાવ્યા પ્રમાણે ફતેહ પામી છે, અને જે મેં કીધું છે તેથી તમો આટલાબધા સંતોષ પામ્યા છો, એવું જાણીને મને ઘણોજ સંતોષ ઉપજે છે. તમારી કોમ તથા મારી વચ્ચે દાખલ થયલા સંતોષકારક સંબંધો એમનેએમ ચાલ્યા કરશે, એવી તમોને બતાવેલી આશામાં હું પૂરેપૂરી રીતે ભાગ લઉં છું, અને મારી તરફથી હું તમને ખાત્રિ આપું છું કે, મારી દરબાર તથા શ્રાવકો વચ્ચેનો સારી સમજુતીમાં વધારો કરવા મારાથી બને તેટલું કરવાની, અને તેમ કરીને તમારા જેવી આટલી સાહાશિક કોમ તરફનો સારો ભાવ સંપાદન કરવાની મારી ફરજ છે. હું આશા રાખું છું કે, આપણે હાલમાં જે પ્રમાણે મિત્રતા ધરાવીએ છિએ, તેવી સર્વદા કાયમ રહે, અને ઇચ્છું છું કે, એવું કોઇ પણ બાજુથી નહીં બનશે, કે જેથી આપણી મિત્રતામાં ખલલ પડે. વળી હું હવે પછી જ્યારે પણ મુંબઇમાં આવું, ત્યારે તમો મારા પ્રત્યે એવોજ ભાવ બતાવશો, અને જેવી મિત્રાચારી હાલ દર્શાવી છે, તેવીજ તે સમયે પણ દર્શાવશો, એવી મને આશા છે. છેલ્લે તમારી મમતા માટે હું તમારો પુનઃ ઉપકાર માનું છું."

ઊપર પ્રમાણેની મતલબનો નામદાર ઠાકોર સાહેબે પ્રત્યોત્તર આપ્યા પછી પાનગુલાબ લઇને સર્વ જનો ત્યાંથી વિદાયે થયાં હતાં, પરંતુ તે પછી નામદાર ઠાકોર સાહેબની મુલાકાત લેવાને મુંબઈના બીજા કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો ત્યાં આવ્યા હતા, જે સર્વની સંગે તે નામદારે વિવેકતા પૂર્વક મુલાકાત લીધી હતી.

તા૦ ૨૯મી એપ્રિલ સને ૧૮૮૬ ને ગુરૂવારને દિવસે નામદાર ઠાકોર સાહેબને ભાયખાલા ખાતે મી૦ પ્રેમચંદ રાયચંદના બંગલામાં ખાસ આમંત્રણ કરીને તે સ્થળે તે નામદારને "જઈન એસોસિએશન" તરફથી પણ એક સુંદર માનપત્ર આપવામાં આવ્યું હતું. આ સમયે તે બંગલામાં રમણીય રચના તથા સારી ધામધુમ કરવામાં આવી હતી તથા તે બંગલાને ઘણા ભપકામાં શણગારવામાં આવ્યો હતો. નામદાર ઠાકોર સાહેબ તે બંગલામાં પધાર્યા પછી તથા તે નામદાર પોતાને સ્થાનકે બિરાજ્યા પછી મી૦ વીરચંદ દીપચંદે તે માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, જેની મતલબ નિચે પ્રમાણે હતીઃ—

"કેળવણી પામેલો એક હાકેમ પ્રજાને ફાયદો કરી શકે છે, અને તેનાં પરિણામ તરિકેજ પાલિતાણાના દરબાર અને શ્રાવકો વચ્ચેના લાંબા વખતના ઝઘડાનું ગનમાનતું છેવટ નામદાર ઠાકોર સાહેબની દીર્ઘ દૃષ્ટિથી આવ્યું છે. જે સલાહ શાંતિ શ્રાવકોને સાંપ્રત સમયે મળી છે, તેવી સર્વદા મળશે, એવી આશા શ્રાવક કોમને, નામદાર ઠાકોર સાહેબની સારી વૃત્તિથી મળી છે. રેલ્વે લાઇનનો વધારો કરવાની જે પરવાનગી તેમના તરફથી મળી છે, તે કામ તરફ શ્રાવકો ભારે પસંદગી બતાવે છે શ્રાવકો એવી ભલામણ કરે છે કે, પાલિતાણામાંથી જે હઝારો યાત્રાળુઓ આવજા કરતા રહે છે, તેમનાં સૂખનાં સાધનો ઉપર ઠાકોર સાહેબ લક્ષ આપશે, અને સ્થળે સ્થળે ધર્મશાળાઓ વિગેરે બંધાવશે. કેળવણીનો વધારો કરવા માટે તો નામદાર ઠાકોર સાહેબ જેવા કેળવણી પામેલા ને વિદ્વાન રાજ્ય કર્ત્તાને કશું કહેવાની, આ માનપત્ર આપનારને જરૂર નથી."

ઊપલી ટૂંક મતલબનું માનપત્ર વંચાઈ રહ્યા બાદ નામદાર ઠાકોર સાહેબે તેના જુવાબમાં ઘણાજ યોગ્ય ને પ્રસંશાપાત્ર શબ્દો ઓચર્યા હતા, જેની માત્ર ટૂંક મતલબ નિચે પ્રમાણે હતીઃ—

"મને જે માનપત્ર મળ્યું છે, તેના પ્રત્યોત્તરમાં પ્રથમ તો મારે તમારો એ બાબે આભાર માનવો જોઇએ. શ્રાવકોને મેં જે ન્યાય આપ્યો છે, તે બાબે હું પ્રથમનાં માનપત્રના પ્રત્યોત્તરમાં દર્શાવી ગયો છું, જેથી આ પ્રસંગે તેજ બાબતપર વિશેષ કહેવાની જરૂર નથી, તોપણ હું આશા રાખું છું કે, દરબાર અને શ્રાવકો વચ્ચેના સંબંધ હવે અહોનિશ મિત્રતા પૂર્વક કાયમ રેહેશે. શ્રાવકોને જે કંઇ અડચણો હશે, તે વિષે જો મને જાહેર કરવામાં આવશે તો

તે ઉપર હું યોગ્ય લક્ષ આપીશ. જે બંદોબસ્ત શેત્રુંજાનાં તીર્થના સંબંધમાં કરવામાં આવ્યો છે, તેથી મને ઘણીક નુકશાની ખમવી પડી છે, તોપણ મારી ખાત્રિ છે કે, એનું પરિણામ અંત્ય જતાં બહુ સંતોષકારક આવશે."

ઊપલી મતલબનું નામદાર ઠાકોર સાહેબે દર્શાવ્યા પછી એક હિંદુએ ખાસ જોડેલી કવિતા તે સમયે ગાઈ બતાવી હતી તથા મીo તલકચંદે ઠાકોર સાહેબનાં કંઠમાં પુષ્પનો હાર પેહેરાવ્યો હતો, અને તે પછી તે નામદારની "જય"પોકરાઈ હતી. બાદ મીo પનાલાલ પૂનમચંદે તે નામદારને હીરાની એક કિમતી વીંટી ભેટ કરી હતી, અને તે પછી હર્ષનાદની ગર્જના વચ્ચે ઠાકોર સાહેબ ત્યાંથી વિદાયે થયા હતા.

તાo ૧લી મે સને ૧૮૮૬ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે "નેટિવ ક્રિકેટ કલબ"તથા "એલફિન્સ્ટન ક્રિકેટ કલબ" વચ્ચેની મેચમાં હાઝરી આપી હતી. તેજ દિવસે સાંજે ખારાકુવા આગળનાં મીo તલકચંદ માણેકચંદનાં ઘરની મુલાકાત લીધી હતી, જે સમયે મીo તલકચંદે તેમને મ્હોટી કીમતનો મોતીનો એક છેડો ભેટ આપ્યો હતો. રવિવારને દિવસે મીo ખીમચંદ મોતીશાહે તે નામદારને એક રાત્રિ મંડળમાં નોતર્યા હતા. તેમનાં દર્શનાર્થે શ્રાવકોની મ્હોટી સંખ્યા ત્યાં હાઝર થઈ હતી, જે સમયે "જૈન એસોસિએશન"ના સેક્રેટરી મીo વીરચંદે ઘણાંક જનોની તે નામદાર સંગે મુલાકાત કરાવી હતી તથા મીo ખીમચંદના જમાઇ મીo દયાળચંદ મલૂકચંદે ઠાકોર સાહેબને કિમતી શાલ ભેટ આપી હતી. ત્યાંથી પાછા ફર્યા પછી, તે નામદાર કોટમાંની કેટલીક ઑફિસો જોવાને પધાર્યા હતા. મંગળવારે રાત્રે તે નામદારને તેમના મુંબઈના એજંટ મીo ઊમર જમાલે એક રાત્રિ મંડળમાં નોતર્યા હતા. એજ દિવસે સાંજે પાંચ વાગતાને સમયે મીo પનાલાલ પૂનમચંદની મુલાકાતે નામદાર ઠાકોર સાહેબ પધાર્યા હતા. મીo પનાલાલે તે નામદારને આશરે પાંચ હઝાર રૂપિયાનો હીરા મોતીની કારીગરી વાળો એક કિમતી કોટ ભેટ આપ્યો હતો. વળી બુદ્ધવારની પ્રભાતમાં "જૈન એસોસિએશને" પાયધોની ખાતે એક મ્હોટી સભા બોલાવીને તેમાં નામદાર ઠાકોર સાહેબને હીરાનો એક હાર તથા સવાપાંચસો રૂપિયા રોકડા ભેટ આપ્યા હતા. બાદ એજ દિવસે રાત્રે સાડાનવ વાગતાને સમયે તે નામદાર એક સ્પેશિયલ ટ્રેનમાં અમદાવાદ ખાતે રવાના થયા હતા, જે વેળાએ મુંબઈનાં ગ્રાંટરોડનાં સ્ટેશનપર તે નામદારને માન આપવાને શ્રાવક વિગેરેનો મ્હોટો મિલાવડો થયો હતો, અને તે સર્વના "જય જય"ના પોકારો તથા પુષ્પની પ્રિયકર વૃષ્ટિની વચ્ચે નામદાર ઠાકોર સાહેબનો અગ્નિરથ ત્યાંથી ગતિ કરી ગયો હતો. અમદાવાદ ખાતે પણ તે નામદારને શ્રાવકોએ ઘણું માન આપ્યું હતું તથા તે લોકો તરફથી તે નામદારને એક સુંદર માનપત્ર આપી આશરે રૂ ૫૬૦નો સરપાવ કરવામાં આવ્યો હતો. આ વિગેરે ત્યાંનાં લોકો તરફથી તે નામદારને ઘણું માન મળ્યું હતું, અને તે પછી તે નામદાર ત્યાંથી ઊપડીને પોતાનાં પાયતખ્ત નગર પાલિતાણા ખાતે સંચર્યા હતા. તે નામદાર મહાબ્લેશ્વરની શેહેલગાહે જવાને માટે મુંબઈ પધાર્યા હતા, અને મુંબઈથી ત્યાં તે નામદાર જવાના પણ હતા, પરંતુ એટલામાં તેમના માતુશ્રીની માંદગી સાંભળવાથી તે નામદાર ત્યાંથી ત્વરિત્ ઊપડી ગયા હતા. એજ વર્ષમાં, એટલે સને ૧૮૮૬નાં વર્ષમાં તે નામદારને મુંબઈની "નેટિવ ક્રિકેટ કલબ"ના મુરબ્બિ તરિકે નિર્માણ કરવામાં આવ્યા હતા તથા એજ વર્ષમાં તે નામદારે પોતાનાં રાજ્યના દિવાન તરિકે મીo નારાયણરાવ ખારકરની નિમણુંક કરી હતી.

તાo ૧૬મી ફેબ્રુવારી સને ૧૮૮૭ ને દિવસે આખા હિંદની ભૂમિપર, નામદાર પરમ કૃપાળુ મહારાણીજી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીને રાજ્ય કીધાંને પૂરાં પચાસ વર્ષ થયાં તેની ખુશાલિમાં

"જુબિલી"નો મહોત્સવ પાળવામાં આવ્યો હતો, અને તેજ પ્રમાણે પાલિતાણા ખાતે પણ નામદાર શ્રી માનસિંહજીએ એ દિવસે મહોત્સવ મહાન્ માંગ્લિક રીતે ઉજવ્યો હતો. એ દિવસની ખુશાલિમાં તે નામદારે પોતાના મહેલમાં એક ભવ્ય દરબાર ભર્યો હતો તથા શેહેરમાં વિવિદ્ધ પ્રકારનો સુંદર સુશોભિત શૃંગાર કરવામાં તે નામદારે કંઈ પણ મણા રાખી નહોતી. આખાં શેહેરમાં એ દિવસે એક અચ્છી શોભા બની રહી હતી, અને રાત્રિ સમયે એ ખુશાલિને માટે નગરમાં દીપકની રોશની કરવામાં આવી હતી તથા આતશબાજીના આનંદકારી ધડાકા ને ભડાકા પણ કરવામાં આવ્યા હતા. વળી એ ઉપરાંત શેહેરના તમામ છોકરાઓને નામદાર ઠાકોર સાહેબે મિઠાઇ ખવાડી હતી તથા એ માંગ્લિક મહોત્સવનાં સ્મર્ણાર્થે પોતાનાં રાજ્યમાં તે નામદારે "ધી વિક્ટોરિયા જુબિલી પબ્લિક પાર્ક", "શ્રી માનસિંહજી કન્યાશાળા" તથા "જુબિલી ઇંગ્લિશ સ્કૂલ" બંધાવવાને માટે ઠરાવ કીધો હતો. આ પ્રમાણે એ મ્હોત્સવિક તેહેવાર તે નામદારે અનહદ આનંદ સહ મ્હોટો ખર્ચ કરીને ઊજવ્યો હતો, અને એમ કરીને તે નામદારે, નામદાર મહારાણીજી પ્રત્યેની પોતાની પરિપૂર્ણ વફાદારી દર્શાવવામાં કિંચિત્ પણ કશર રાખી નહોતી—અર્થાત્ સર્વ પ્રકારે તે નામદારે બ્રિટિશ તાજ પ્રત્યે પોતાની મનમાનતી વફાદારી પ્રદર્શિત કરી હતી.

ઉપલાજ "જુબિલી" વર્ષમાં, નામદાર ઠાકોર સાહેબે પોતાના ભાઈ સામતસિંગજી ઉપર રૂ ૧૧ લાખની માંડેલી ફરિયાદનો ચુકાદો મી૦ જી. સી. વ્હીટવર્થે આપ્યો હતો. આ ચુકાદો નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંગજીના ગેરલાભમાં આપ્યો હતો; તોપણ મી૦ વ્હીટવર્થે એ કેસનો ચુકાદો આપતાં કેટલીક ટીકા કરી હતી. તે ટીકા વર્તમાન પત્રોમાં એવી મતલબની પ્રગટ થઈ હતી કે, મી૦ વ્હીટવર્થે એવી રીતનું દર્શાવ્યું હતું કે, સામતસિંગજીએ એજન્સિ તથા શ્રી માનસિંગજી પ્રત્યે ઘણી માઠી વર્તણુંક ચલાવી હતી. આ મતલબની સ્પષ્ટ ટીકા મી૦ વ્હીટવર્થે કરેલી પ્રગટ થઇ હતી, પણ શ્રી માનસિંહજીએ આ ચુકાદાથી નારાજ થઇને ઊપલી કોર્ટમાં અપીલ કરી હતી.

તા૦ ૨૧મી ઑગસ્ટ સને ૧૮૮૭ને રવિવારને દિવસે નામદાર શ્રી માનસિંગજી પોતાના રશાળાના આશરે ૧૦૦ માણસો સહિત પાલિતાણેથી નિકળી બીજે દિવસે, એટલે તા૦ ૨૨મી ને સોમવારે મુંબઇ ખાતે આવી પોહોંચ્યા હતા, જ્યાં તે નામદારને યોગ્ય માન મળ્યું હતું. ત્યાંથી તા૦ ૨૬મી આગસ્ટ ને શુક્રવારને દિવસે તે નામદાર પૂના તરફ રવાના થયા હતા, જ્યાં કેટલાક દિવસ નિર્ગમન કીધા પછી તે નામદાર પોતાનાં પાયતખ્ત નગર તરફ પાછા પધાર્યા હતા. આજ વર્ષમાં તે નામદારે વઢવાણના ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીને મિત્રભાવે એક સુંદર ગાડી તથા અરબિ અશ્વની એક કિમતી જોડ ભેટ મોકલાવી હતી, અને એ પ્રકારે તે ઠાકોર સાહેબ પ્રત્યે વિવેક સહ પોતાનો સ્નેહ વિશેષ પ્રફુલ્લિત કીધો હતો.

તા૦ ૨૧મી એપ્રિલ સને ૧૮૮૮ ને શનિવારને દિવસે પ્રાતઃકાળે ૭ વાગતાને સમયે નામદાર ઠાકોર સાહેબના વાંસદા વાળા રાણીશ્રીને પેટે એક પુત્ર પ્રાપ્તિ થઈ હતી. આ આનંદદાયક ખબર નામદાર ઠાકોર સાહેબને થતાંજ તે નામદારે પોતાની બુલંદ કેળવણી, ઉત્તમ બુદ્ધિ તથા અમીરી ભરેલી ઉદારતાનો ઊપયોગ કરી યોગ્ય ખેરાત કરવામાં પોતાનો ઊદાર હાથ લંબાવ્યો હતો. વળી તે નામદારે પોતાના કેદિઓના બંધ પણ આ ખુશાલિમાં છોડાવવાનો હુકમ કીધો હતો તથા લૂલાં, આંધળાં, નિરાશ્રિત અને અપંગ અનાથોને ઘણેક પ્રકારે ભેટસોગાદ આપી તેમનાં દુઃખ નિવારણ કીધાં હતાં. એજ પ્રમાણે પાલિતાણા તથા ગારિયાધારનાં સરસ્વતી મંદિરોમાં વિદ્યાભ્યાસ કરનારા વિદ્યાર્થિઓને તે નામદારે

ઈનામો વેહેંચ્યાં હતાં તથા કેટલાક રંક વિદ્યાર્થિઓને બીજી પણ સારી મદદ કરી હતી. ગારિયાધારમાં તો નિશાળનું નવીન મકાન બંધાવવાની સાથે રોગિષ્ટોની સારવાર લેવાને માટે તત્રે એક ઔષદ્ધાલય બાંધવાનો પણ ઠરાવ કીધો હતો. વળી દેશી રીત પ્રમાણે તે નામદારે આ પ્રસંગે કેટલાક બ્રાહ્મણ, સાધુ, આદિક શાસ્ત્રવેત્તાઓને મનમાનતાં દાન આપી તેમનો મહા આશિર્વાદ મેળવ્યો હતો તથા દર વર્ષ તે નામદારે કેટલાકોને એવાંજ દાન આપવાનો ઠરાવ કીધો હતો. આ પ્રમાણે તે નામદારે, પોતાને ત્યાં થયલી પુત્ર પ્રાપ્તિની ખુશાલિમાં ઘણો સારો ને યોગ્ય ધર્મ કીધો હતો.

કાઠિયાવાડના પ્રખ્યાત પોલિટિકલ એજંટ કર્નલ વૉટસન સાહેબ, જેઓ "ફરલો" ઉપર વિલાયત પધાર્યા હતા, તેઓનું ત્યાંથી જૂન માસમાં આ દેશમાં પાછું પધારવું થયલું, અને આ દેશમાં પાછા પધાર્યા પછી તા૦ ૨૪મી જૂન સને ૧૮૮૮ને દિવસે કર્નલ વુડહાઊસ પાસેથી વઢવાણ મુકામે તેઓએ ચાર્જ તપાસી લીધો હતો, અને ત્યાંથી બીજે દિવસે સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી તેઓ ભાવનગર ખાતે પધાર્યા હતા. આ ઊપરથી તે નામદારને મળવાને માટે નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંગજી આશરે ૩૦ માણસો સહિત તા૦ ૨૪મી જૂન સને ૧૮૮૮ ને રવિવારને દિવસે મેલ ટ્રેનમાં બિરાજીને ભાવનગર ખાતે પધાર્યા હતા. આ સમયે તે નામદારને ભાવનગર ખાતે સ્ટેશનપર ઘણું માન મળ્યું હતું. ખૂદ મહારાજા સાહેબ સર તખ્તસિંહજી જી. સી. એસ. આઇ. પોતાના સંખ્યાબંધ અમલદારો સહ સ્ટેશન ઊપર નામદાર માનસિંહજીને સામા લેવાને પધાર્યા હતા. જેવા શ્રી માનસિંહજી સ્ટેશનપર ટ્રેનમાંથી ઉતર્યા કે તેવાજ સર તખ્તસિંહજી તે નામદારને ઘણાજ આદરભાવ તથા પ્યારથી મળ્યા હતા, અને તે પછી તે નામદારનાં માનને માટે તોપોના બાહારો થવા માંડયા હતા. બાદ શ્રી તખ્તસિંહજી, શ્રી માનસિંગજીને પોતાની સંગે ગાડીમાં બેસાડીને શેહેરમાં કેટલાક માર્ગોપર ફર્યા બાદ તેમને માટે "નાકુબાગ" માં રાખેલા ખાસ ઉતારે તે નામદારને લઇ ગયા હતા,અને ત્યાંથી પછી શ્રી તખ્તસિંહજી વિદાયે થયા હતા. બાદ શ્રી માનસિંહજીએ ભાવનગર ખાતે કર્નલ વૉટસન આદિકની મુલાકાતો લીધી હતી, અને તે પછી બીજે દિવસે, એટલે તા૦ ૨૫મી જૂન ને સોમવારે રાત્રે કલાક ૧૨-૩૦ મિનિટે એક સ્પેશિયલ ટ્રેનમાં બિરાજી નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંગજી પોતાનાં નગર તરફ પાછા ફર્યા હતા. પણ એ પ્રથમ એજ દિવસે તે નામદારને, સર તખ્તસિંહજીએ પોતાના "મોતીબાગ" મેહેલમાં બોલાવીને રાજ્યાધિકારીને છાજતી યોગ્ય પેહેરામણી આપી હતી તથા શ્રી માનસિંહજીના સંગના બીજા માણસોને પણ તેમના દરજ્જા પ્રમાણેની પેહેરામણી આપી હતી. આ પ્રકારે ભાવનગર ખાતે ત્યાંના લાયક મહારાજા સાહેબે શ્રી માનસિંહજીની યોગ્ય પરોણાગત કરી હતી. પાલિતાણા તથા ભાવનગરનાં રાજ્યો વચ્ચે પ્રથમ તો ઘણો મિનાકશી ચાલ્યા કરતો હતો, પરંતુ આ પ્રસંગે તે સર્વ ભૂલી જઇ બંને રાજ્યાધિકારિઓ ઘણાજ પ્રેમ સહ એક બીજાને મળ્યા ભેટયા હતા તથા અન્યોઅન્ય દરેક પ્રકારે સ્નેહ દર્શાવવામાં આવ્યો હતો.

સને ૧૮૮૮ના ડિસેમ્બર માસમાં શ્રી માનસિંહજીની સ્વારી મુંબઈ ખાતે પધારી હતી, જ્યાં તે નામદારે ઘણાક પ્રખ્યાત પુરૂષોની મુલાકાતો લીધા પછી તથા ઘણાંક જોવા લાયક સ્થાનો જોયાં પછી તા૦ ૧૪મી જાનેવારી સને ૧૮૮૯ ને સોમવારને દિવસે તે નામદારે મુંબઈના ગવરનર લૉર્ડ રે સાહેબની મુલાકાત લીધી હતી. આ પ્રસંગે તે નામદારને ખાસ લેવાને માટે તે દિવસે પ્રભાતના કલાક ૯ ને ૪૦ મિનિટે સરકારની ચાર ઘોડાની ગાડી, ગવરનર સાહેબના બૉડીગાર્ડ, એડીકાંપ, કેપ્ટન હેમિલ્ટન વિગેરે લઈને નામદાર ઠાકોર સાહેબના ચોપાટી ખાતેના બંગલે ગયા હતા, જે ગાડીમાં ઠાકોર સાહેબ

બિરાજીને બરાબર ૧૦ વાગતાને સમયે ગવરનર સાહેબને બંગલે તેઓ પધાર્યા હતા, અને નામદાર ગવરનર સાહેબની મુલાકાત કેટલોક સમય સુધી ઘણા સ્નેહપૂર્વક લીધી હતી. આ સમયે ઠાકોર સાહેબે, ગવરનર સાહેબ આગળ ૩૧ મોહોરોનું નજરાણું મુક્યું હતું તથા ઠાકોર સાહેબના બીજા માણસોએ પણ પોતપોતાની યોગ્યતા પ્રમાણેનાં નજરાણાં મુક્યાં હતાં, જે સર્વને તે નામદારે હાથ લગાડી પાછાં વાળ્યાં હતાં. એ પછી ગવરનર સાહેબે સ્વહસ્તે, ઠાકોર સાહેબને પાનગુલાબ આપ્યાં હતાં, જે લઇને નામદાર ઠાકોર સાહેબ ત્યાંથી પોતાને ઉતારે પાછા પધાર્યા હતા. એ દિવસે પાછલા પોહોરના ૪॥ વાગતાને સમયે નામદાર ગવરનર સાહેબ, ઠાકોર સાહેબને બંગલે વળતી મુલાકાત આપવાને પધાર્યા હતા, જે સમયે પણ પ્રથમની માફકજ ખુશખુશાલિમાં મુલાકાત થઈ હતી, અને પછી પાનગુલાબ લઇને નામદાર ગવરનર સાહેબ ત્યાંથી પાછા પોતાને બંગલે પધાર્યા હતા. આ પછી માત્ર થોડાક દિવસ તત્રે નિર્ગમન કીધાં પછી નામદાર ઠાકોર સાહેબ પુનઃ પાલિતાણા ખાતે પધાર્યા હતા.

તા૦ ૧૪મી ફેબ્રુવારી સને ૧૮૮૯ ને ગુરૂવારને દિવસે નામદાર શ્રી માનસિંહજીએ પોતાના દિવાન મી૦ નારાયણરાવ ખારકરને સ્થળે ઈડરના દિવાન મી૦ ચુનીલાલ સારાભાઈની નિમણુંક કરી હતી, અને તે દિવસે એક દરબાર ભરીને નામદાર ઠાકોર સાહેબે તેમાં પ્રથમ ઇંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કીધાં પછી તે નામદારે સ્વહસ્તે પોતાના નવા દિવાનને કેટલોક સરપાવ ભેટ કીધો હતો. આ દિવાન સાહેબે બીજાં રાજ્યોમાં દિવાનગિરીનો ઘણો અનુભવ સંપાદન કીધાથી, ઠાકોર સાહેબે તેમને માટે સારી આશા રાખી હતી, અને તેવાંજ વચનો તે નામદારે પોતાનાં સંભાષણમાં દર્શાવ્યાં હતાં. મી૦ ચુનીલાલે દિવાનપદ લીધા પછી રાજ્યમાં સારૂં લક્ષ આપી રાજ્યનાં કેટલાક ખર્ચોમાં કેટલોક યોગ્ય ઘટાડો કરી રાજ્યને તારવાના ઉપાયો પોતાની કારકીર્દિના પ્રારંભથીજ યોજવા માંડયા હતા, જેને માટે સર્વ તરફથી સારી પ્રસન્નતા પ્રદર્શિત કરવામાં આવી હતી.

તા૦ ૭મી જુલાઈ સને ૧૮૮૯ ને રવિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબને મહા શોક ઉપજાવનારો એક અત્યંત માઠો બનાવ બન્યો હતો! એ દિવસે તે નામદારના કુંવર સાહેબ, જેઓ તા૦ ૨૧મી એપ્રિલ સને ૧૮૮૮ને દિવસે જન્મ્યા હતા, તેમનું અકાળ મૃત્યુ નિપજ્યું હતું! આવો મ્હોટો માઠો બનાવ બનવાથી તે નામદારને તથા તે નામદારના તમામ અમલદારો અને તે નામદારની સમગ્ર પ્રજાને પુષ્કળ શોક વ્યાપ્યો હતો! આ કુંવર સાહેબના જન્મવાથી સર્વમાં જેટલો હર્ષ પ્રાપ્ત થયો હતો, તેટલીજ દિલગિરી કુંવર સાહેબનાં મૃત્યુથી નિપજી હતી! બેશક આ બનાવ ઘણોજ માઠો બન્યો હતો, અને સર્વ કોઈએ એ બાબે પોતાની સંપૂર્ણ દિલગિરી દર્શાવી હતી.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી, ઊદારતાની બાબતાં પણ ઉત્તમ છે. તે નામદારે ગાદિપર બિરાજ્યા પછી ઊદારતાનાં અનેક ઉત્તમ કાર્યો કીધાં છે, અને મનમાનતો પૈસો ઊદારપણે ધર્મદાન કરવામાં તથા બીજાં સાર્વજનિક કાર્યોમાં વાપર્યો છે, અને તેમ કરવામાં તે નામદારે મ્હોટો આશિર્વાદ સંપાદન કીધો છે. રાજ્યાસનપર એ નામદાર નહોતા, તે પ્રથમ પણ એ નામદારને માટે અસલથી એવીજ વાણી વદાતી આવી છે કે, શ્રી માનસિંહજી ઘણાજ ભલા ને ઉમદા ઉદાર વૃત્તિવાન પુરૂષ છે. તે નામદારને માટે બોલાતી આ શુભ વાણી આખરે જ્યારે તે નામદાર રાજ્યાસનપર આવ્યા ત્યારે ખરીજ ઠરી ચૂકી હતી, અને એવી ઊમદા ઉદાર મનોવૃત્તિનાં પરિબળના પ્રતાપથીજ તે નામદારે શ્રાવકોની સાથે દીર્ઘ સમય થયાં શેત્રુંજાના ડુંગર બાબેનો મહા જબરજસ્ત વાંધો સપાટાબંધ પતાવી દીધો હતો. આમ કરવાથી જોકે તે નામદારને દર વર્ષ મ્હોટું નુકશાન વેઠવું પડે છે, તોપણ પોતાના ઉદાર ગૂણને

લીધે તે નામદાર તે જોખમ પણ વેઠે છે. એજ પ્રમાણે બીજાં અનેક ઔદાર્યતાનાં આનંદકારી ઉજ્વળ કાર્યો તે નામદારે કીધાં છે, જે સર્વની નોંધ આ સ્થળે લેવા જતાં ઘણું લાંબું થઇ જાય! તોપણ દાખલા તરિકે દર્શાવવું જોઈએ કે, સને ૧૮૮૯નાં વર્ષમાં કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ વૉટસન સાહેબનું જ્યારે મરણ થયું, ત્યારે તે નામદારની યાદગિરી રાખવાને માટે કાઠિયાવાડમાં એક મ્હોટું ફંડ ઊભું થયું હતું, જે ફંડમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીએ રૂ ૧૦૦૦ની મ્હોટી રકમ ભરી હતી. એજ પ્રમાણે એજ વર્ષમાં સુરત ખાતે ભયંકર અગ્નિ કોપ થવાથી હઝારો લોકો ઘરબાર વગરનાં થઇ ગયાં હતાં! હઝારો લોકો નિરાધાર બની ગયાં હતાં! અને હઝારો લોકો નિરાશ્રિતપણે રખડતા થઇ ગયાં હતાં! આવાં સંકટમાં આવી પડેલાં બિચારાં દુઃખિજનોને બનતી મદદ કરવાને માટે હિંદુસ્થાનનાં સંખ્યાબંધ સ્થળોમાં સંખ્યાબંધ ફંડ એકદમ સ્થાપન કરવામાં આવ્યાં હતાં, જેમાં મુંબઈ ખાતે સ્થાપન થયલું ફંડ સર્વથી વિશેષ મ્હોટું થયું હતું, અને એજ ફંડમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીએ રૂ ૧૦૦૦ની મ્હોટી રકમ મોકલાવી હતી. આ તો માત્ર બેજ દાખલા દર્શાવ્યા છે, પરંતુ એ શિવાય પણ બીજા અનેક દાખલા છે, કે જેમાં નામદાર શ્રી માનસિંહજીની ઊદારતા ઉત્તમ દર્શન દે છે. કાઠિયાવાડમાં જે જે જાહેર ફંડો થયાં છે, તે સર્વમાં ઘણુંખરૂં નામદાર ઠાકોર સાહેબે અત્યંત ઉદારતા વાપરીને સારી સારી રકમો ભરી છે. વળી જેમ તેઓ સાહેબ જાહેર ફંડોમાં મ્હોટી મ્હોટી રકમો ભરતા આવ્યા છે, તેજ પ્રમાણે કેટલાંક ખાનગી ફંડોમાં પણ તે નામદારે ઘણી સારી રકમો ભરીને તે ફંડોની શક્તિમાં મ્હોટો વધારો કરી આપવાની શોભા મેળવી છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી વિદ્યાવૃદ્ધિની બાબતમાં પણ ઘણું યોગ્ય લક્ષ આપવા માંડયું છે. તે નામદારે પોતાનાં રાજ્યમાં શ્રી સરસ્વતીની સ્થાપના ઘણા સારા પાયાપર કરવા માંડી છે તથા તે પાછળ પણ દર વર્ષ ઘણો ભારે ખર્ચ કરવામાં આવે છે. તે નામદાર પોતે વિદ્વાન ને કેળવણી પામેલા હોવાથી વિદ્યાદેવીની તે નામદારને પૂરતી કીમત છે, અને તેથીજ તેઓ સાહેબ વિદ્યાદેવીના ભક્તો (વિદ્યા શિખનારા) તરફ યોગ્ય લક્ષ રાખી તેઓને અહોનિશ ઊત્તેજન આપવાની અત્યંત ઊતકંઠા ધરાવે છે. ઘણાક રંકાવસ્થાના વિદ્યાર્થિઓને તે નામદાર ખાસ મદદ કરીને ભણાવે છે તથા તેઓને પુસ્તકાદિક સર્વ તંગિઓ પોતાના ખર્ચથી તેઓ સાહેબ પૂરી પાડે છે, જેથી તે નામદારને સંખ્યાબંધ વિદ્યાર્થિઓનો સર્વદા મ્હોટો આશિર્વાદ મળે છે. એજ પ્રમાણે જો કોઇ વિદ્વાન પોતાને સમીપે આવે છે, તો તેનો નામદાર ઠાકોર સાહેબ યોગ્ય સત્કાર કરવામાં તથા તેની વિદ્યાની કિમ્મત પિછાનવામાં કંઇજ કશર રાખતા નથી. વળી ગ્રંથકર્ત્તાઓની બાબતમાં પણ તેમજ છે. જે કોઈ ગ્રંથકર્ત્તા નામદાર ઠાકોર સાહેબ પાસે જાય છે, તો તે નામદાર તેને પોતાનાથી બનતી મદદ આપી તેને રાજી કરે છે તથા એ પ્રકારે તે નામદાર વિદ્યાને પણ એક રીતે ઊત્તેજન આપે છે. અર્થાત તે નામદાર વિદ્યાને તથા વિદ્યાદેવીના ભક્તને વારમવાર યોગ્ય ઊત્તેજન આપ્યાજ કરે છે.

વળી નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી એક હિંદુ નૃપતિ તરિકે હિંદુ ધર્મપર પણ આસ્તા રાખતા હોવાથી બ્રાહ્મણાદિક ભિક્ષુકોને ધર્મદાન કરવામાં પણ સારા છે. કેટલાક નૃપતિઓ બ્રાહ્મણોને માનવામાં સાંપ્રત સમયે આનાકાની કરે છે તથા તેમને પોષવાનું તેઓ યોગ્ય ધારતા નથી, પરંતુ શ્રી માનસિંહજીની રીતિ તેવી નથી. તે નામદાર તો બ્રાહ્મણોને યોગ્ય ધર્મદાન કરવામાં તથા તેમને પોષવામાં પૂરતું લક્ષ રાખે છે તથા પોતાની સન્મૂખ આવનાર કોઈ પણ બ્રાહ્મણને પોતાનાથી બનતું દાન આપી તેને મનમાનતી રીતે ખુશી કરે છે. એજ પ્રમાણે દેવાલયો આદિક ધર્મસ્થાનોને પણ નામદાર

ઠાકોર સાહેબ સારી રીતની મદદ આપે છે તથા તે સર્વને અમર રાખવાને માટે તે નામદારની સારી કાળજી છે, અને તેથી સ્વધર્મનિષ્ઠ ભક્તો તરફથી પણ તેઓ સાહેબનો ઘણો સારો ને શુભ આશિર્વાદ મળે છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી રાજ્યમાં કેટલાક સુધારાઓ પણ સારા કીધા છે તથા કેટલાંક પ્રજાપયોગી કાર્યો કરી પ્રજાની કેટલીક તંગિઓ પૂરી પાડી છે. કેટલીક સારી સડકો, કેટલાક જળસ્થળો, સરસ્વતિનાં સ્થાનો, દેવાલયો વિગેરે ઘણાંક સારાં ને લોકોપયોગી કાર્યો તે નામદારે કીધાં છે તથા હજી પણ તે તરફ ઘણું યોગ્ય લક્ષ આપતાં રહે છે. સીહોર ને પાલિતાણાની વચ્ચે લોકોને પગ રસ્તે આવતાં જતાં ઘણીક વિટમણા ખમવી પડે છે, જે દૂર કરવાનો વિચાર નામદાર ઠાકોર સાહેબનાં મનમાં પ્રવેશ થયો છે, અને તેથી એમ કહેવાય છે કે, તે નામદારે સીહોરથી પાલિતાણા સુધીની રેલ્વે લાઈન બનાવવાની ઈચ્છા જણાવી છે. આ કામને માટે એ માર્ગની "સરવે" માપણી પણ થઈ ગઈ છે, પરંતુ કેટલાક વાંધાને લીધે એ કામ એકદમ તૈયાર થઈ શકતું નથી; તોપણ એવી આશા રાખવામાં આવે છે કે, એ રેલ્વે લાઈન મોડી કે વેહેલી તૈયાર થશે ખરી; અને તેમ જો થશે તો શ્રાવક યાત્રાળુઓને તથા નામદાર ઠાકોર સાહેબની સમગ્ર પ્રજાને સીહોરથી પાલિતાણા ખાતે આવ જા કરવાની ઘણી સૂગમતા થઇ પડશે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી રાજ્ય ગાદિપર બિરાજમાન થયાં પછી તે નામદારે ન્યાયના સંબંધમાં પણ અચ્છું લક્ષ આપવા માંડયું છે. તે નામદાર દરેક ખાતાં તરફ પોતે ઘણીજ તકેદારી રાખે છે તથા દરેક કામની અપીલો પોતે ઘણાજ નિષ્પક્ષપાતપણાથી સાંભળી તેનો ચુકાદો પણ તેવાજ નિષ્પક્ષપાતપણાથી આપી સર્વને સંતોષ પમાડે છે. આથી તે નામદાર ન્યાય આપવામાં નિપૂણ ને સંપૂર્ણ યોગ્યતા વાળા ગણાય છે, અને તેને માટે તે નામદારની પ્રજામાં ઘણીજ પ્રસંશા થાય છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી સ્વભાવે શાંત, નમ્ર, માયાળું, દયાળુ ને સત્યવાદી નૃપતિ છે. વળી વિવેક વિચારમાં તો તે નામદાર એક ઉમદા ગણાય છે, અને એ શિવાય પણ સુજ્ઞતાના સર્વ સદ્દગુણો તે નામદારનામાં સમાયલા છે, જેથી તે નામદારની કીર્ત્તિ વિશેષ પ્રકાશમય થઇ છે. એજ પ્રમાણે તે નામદાર સાદા તથા મિલનસાર પણ તેવાજ છે. પોતે એક સાધારણ માણસની મુલાકાત લેવામાં પણ મ્હોટાઈ માનતા નથી, એ તે નામદારની સાદાઈનો શુભ ગુણ છે.

નામદાર શ્રી માનસિંહજીનું રાજ્ય આબાદીમાં પણ સારૂં ગણાય છે. એ રાજ્યનાં ઘણાંખરાં ગામો ગોહેલવાડ, ઊંડ સરવૈયા અને ગોઘા પ્રગણાનાં ગામોની સાથે ગુંથાયલાં છે. એ રાજ્યના તાબામાં ૩૦૫ ચોરસ માઇલ્સ જમીન, ૧૦૦ ગામ અને ૫૦૦૦૦ માણસોની વસ્તી છે. વળી એની વાર્ષિક ઊપજ આશરે પાંચ લાખ રૂપિયાની થાય છે, જે પૈકી શ્રીમંત ગાયકવાડ સરકારને જમાખંદિના તથા જુનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળીને રૂ ૧૦૩૬૪ આપે છે.





લીમડીના નામદાર ઠાકોર સાહેબ

સર જસવતસિંહજી કે. સી. આઈ. ઈ.

ARYA PRAKASH PRESS.

## લીમડીના નામદાર ઠાકોર સાહેબ

# સર જસવતસિંહજી કે. સી. આઈ. ઈ.

લીમડીના નામદાર ઠાકોર સાહેબ સર જસવતસિંહજી કે. સી. આઈ. ઈ. સંવત ૧૯૧૫ના વૈશાખ વદ ૬, યાને તા૦ ૨૩મી મે સને ૧૮૫૯ ને સોમવારને દિવસે જન્મ્યા હતા. એમના પિતાજીનું નામ શ્રી ફતેહસિંહજી હતું, જેઓ સાહેબ સને ૧૮૬૨ના જાનેવારી માસમાં મરણ પામવાથી તે નામદારનાં રાજ્યાસનપર તેમના પાટવી કુંવર શ્રી જસવતસિંહજી ગાદિએ બિરાજ્યા હતા. શ્રી ફતેહસિંહજી પોતાની પાછળ આ પાટવી પુત્ર શ્રી જસવતસિંહજી તથા શ્રી ઉમેદસિંહજી નામના બે કુંવરો મૂકી ગયા હતા; જે બંને કુંવરો ઘણી કિશોર વયના હોવાથી રાજ્યની લગામ નામદાર બ્રિટિશ સરકારે તત્કાળ પોતાના સ્વાધિનમાં નહીં લેતાં, પ્રથમ તો શ્રી જસવતસિંહજીના કાબેલ ને ચંચળ માતુશ્રી હરીબાએ કેટલોક સમય સુધી રાજ્યકાર્યભાર સ્વબુદ્ધિ ને સ્વપરાક્રમથીજ ચલાવ્યો હતો. બાદ સને ૧૮૬૭નાં વર્ષથી નામદાર બ્રિટિશ સરકારે રાજ્યની લગામ સ્વહસ્તમાં લઈ તેનો તમામ કાર્યભાર પોતાના તરફથી એક ખાસ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ નિમીને તેના દ્વારાએ ચલાવવા માંડયો હતો. આ સમયે નામદાર ઠાકોર સાહેબને એક ખાનગી શિક્ષક દ્વારાએ ગુજરાતી તથા ઈંગ્રેજી ભાષાનું અધ્યયન શરૂ કરાવવામાં આવ્યું હતું, જે ભાષાઓ તે નામદાર પ્રથમથીજ ખંત રાખીને શિખવા લાગ્યા હતા. એટલામાં તે નામદારના માતુશ્રીનો વિચાર પોતાના આ કુંવર સાહેબને સંગે લઈને અંબાજીની યાત્રા કરવાનો થવાથી, નામદાર ઠાકોર સાહેબે તેમની સંગે સને ૧૮૭૦નાં વર્ષમાં અંબાજીની યાત્રા કીધી હતી. આ યાત્રામાંથી સૂખરૂપ પુનઃ પોતાનાં રાજ્ય નગરમાં પધાર્યા પછી તે નામદાર તથા તેમના ન્હાન્હા બંધૂ શ્રી ઉમેદસિંહજી સને ૧૮૭૧ના ફેબ્રુવારી માસમાં રાજકોટ ખાતેની "રાજ્ય કુંવર કોલેજ"માં વિદ્યાભ્યાસ કરવાને પધાર્યા હતા, અને તે સુંદર સરસ્વતી મંદિરમાં તે નામદારોએ ઘણીજ ખંત અને ચંચળાઈથી અભ્યાસ કરવા માંડયો હતો. એટલામાં વળી તે નામદારના માતુશ્રીએ વળી પાછા યાત્રાએ જવાનો નિર્ણય કીધાથી તે નામદાર તેમની સંગે સને ૧૮૭૨ના સપ્ટેમ્બર માસમાં પ્રભાસપાટણની યાત્રા કરવા પધાર્યા હતા, જ્યાંથી તે નામદાર પુનઃ ખુશખુશાલિમાં સ્વનગ્રે પધાર્યા પછી તે નામદાર એજ વર્ષના, એટલે સને ૧૮૭૨ના નવેમ્બર માસમાં કલકત્તાના ગવરનર જનરલ લૉર્ડ નૉથબ્રૂક સાહેબને મળવા માટે તે નામદાર મુંબઇ ખાતે પધાર્યા હતા, જ્યાં તે નામદારે તે મ્હોટા બ્રિટિશ સર સૂબાની મુલાકાત યોગ્યતાપૂર્વક લીધા પછી ત્યાંથી તે નામદાર વળી નાશકત્રંબકની યાત્રાએ પધાર્યા હતા. આ પ્રમાણે વારમવાર યાત્રા કરવાનો તે નામદારને વિશેષ ઉત્સાહ હતો તથા પોતાની બાલ્યાવસ્થાથીજ તે નામદારને ધર્મની બાબતમાં એવો રૂડો રંગ લાગેલો હોવાથી તે નામદાર તે સમયથીજ સ્વધર્મનિષ્ટ તથા સારા ધર્મવાન નિવડતા આવ્યા છે.

નાશકત્ર્યંબકની યાત્રા પછી તે નામદાર પુનઃ "રાજ્યકુંવર કૉલેજ"માં અભ્યાસ કરવાને ગયા હતા. આ સમયથી તે નામદારે વળી વિશેષ લક્ષપૂર્વક વિદ્યાભ્યાસ કરવા માંડયો હતો તથા રાત ને દિવસ મનમાનતી મેહેનત કરીને કૉલેજમાં એક પેહેલા નંબરના વિદ્યાર્થિ તરિકેનું ઉત્તમ નામ મેળવ્યું હતું, અને તેજ કારણને લીધે તે નામદારે સને ૧૮૭૨ના ડિસેમ્બર માસની તા૦ ૩૦મીને દિવસે કૉલેજમાંથી એક કિમતી પુસ્તકનું સુંદર ઈનામ મેળવ્યું હતું. આ ઈનામ આપવાના ચાર વર્ગ કરવામાં આવ્યા હતા, જેમાં સર્વથી શ્રેષ્ટ, એટલે પેહેલા વર્ગમાં પેહેલેજ નંબરે નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીનું નામ હોવાથી તે નામદારને સર્વના કરતાં વિશેષ કિમતી ઇનામ મળ્યું હતું. આ ઈનામ વેહેંચાતી વેળાએ તે કૉલેજના પ્રિન્સિપાલ મી૦ મેકનૉટને નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીની ઘણી સ્તુતિ કરી હતી, અને એ ઠાકોર સાહેબ કૉલેજમાં સર્વથી વિશેષ ચઢિયાતા છે, એવું સ્પષ્ટ રીતે દર્શાવ્યું હતું, જેપરથી તે સ્થળે બિરાજેલા સર્વ જનોમાં મ્હોટો હર્ષ પ્રાપ્ત થયો હતો. એજ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબે અભ્યાસ કરવામાં દિન પ્રતિદિન વિશેષ ને વિશેષ લક્ષ આપવા માંડયું હતું, અને હંમેશાં તેઓ સાહેબ અભ્યાસની બાબતમાં પોતાના શિક્ષકનો ઘણોજ પ્યાર પ્રાપ્ત કરતા હતા.

તા૦ ૧૧મી માર્ચ સને ૧૮૭૪ ને બુદ્ધવારને દિવસે રાજકોટ ખાતે કૉલેજમાં ઈનામ આપવાનો વળી પાછો એક મ્હોટો મિલાવડો થયો હતો. આ મિલાવડા વખતે પણ નામદાર શ્રી જસવતસિંહજીને પેહેલા વર્ગમાં પેહેલા નંબરનુંજ ઈનામ મળ્યું હતું. ગત વર્ષે એ કૉલેજમાં ૧૯ રાજ્યકુંવરો અભ્યાસ કરતા હતા, અને તેમાં તો શ્રી જસવતસિંહજીએ પેહેલા નંબરનું ઈનામ મેળવ્યુંજ હતું, પરંતુ આ વર્ષ કૉલેજમાં ૩૦ કુંવરો શિખતા હોવા છતાં પણ તે સર્વમાં શ્રી જસવતસિંહજી પેહેલા વર્ગમાં પેહેલે નંબરેજ હતા, એ તે નામદારને કંઈ ઓછું સાબાશી ભરેલું નહોતું. આવી રીતે તે નામદારનો શ્રેષ્ટ ને સંપૂર્ણ શાબાશી ભરેલો અભ્યાસ નિવડવાથી તે સમયે જે જે યુરોપિયનો આદિક હાજર હતા, તે સર્વએ તે નામદારને ઘણીજ શાબાશી આપી હતી, અને તે નામદારના શિક્ષકે પણ સર્વની સમક્ષ તે નામદારની ભારે પ્રસંશા કરી હતી. વળી નામદાર મુંબઈ સરકારે પણ પોતાના સને ૧૮૭૩-૭૪નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં એ ઠાકોર સાહેબના અભ્યાસને માટે નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The young Thákur Jaswantsingji is the most promising of the princes at the Rájkumár College. He is at the head of the first class, and if he continues his studies after his marriage, it is hoped he may be able to pass the matriculation examination."

ઉપલા ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"રાજકુમાર કૉલેજમાં જતા રાજાઓમાં ઠાકોર જસવતસિંહજી ભવિષ્યમાં સઉથી સરસ નિવડે તેવા છે. તે પેહેલા વર્ગમાં પેહેલું નંબર રાખે છે, અને જો તેઓ પોતાનાં લગ્ન પછી પોતાનો અભ્યાસ ચાલુ રાખશે તો એવી આશા રાખવામાં આવે છે કે, તેઓ મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરવાને શક્તિમાન થશે."

ઊપર પ્રમાણે નામદાર મુંબઈ સરકારે પણ શ્રી જસવતસિંહજીની બાબતમાં ઊમદા લખાણ કર્યું હતું, અને તે પણ વિદ્યાભ્યાસ તરફ તે નામદારનાં પૂરતાં લક્ષ તથા પરિશ્રમનુંજ એક ઊમદા ફળ હતું, એમાં કંઈજ શક નથી. એજ પ્રમાણે તે નામદારના વિદ્યાભ્યાસની બાબતમાં નામદાર સરકાર હંમેશાં ઊંચું મત દર્શાવતી આવી છે.

તા૦ ૧૨મી મે સને ૧૮૭૪, યાને સંવત ૧૯૩૦ના વૈશાખ વદી ૧૧ ને મંગળવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીનાં શુભ લગ્ન થયાં હતાં. આ લગ્ન બે રાણીઓ સંગે થયાં

હતાં, જેમાંના એક લખતરના ઠાકોરના કુંવરી તથા બીજા રૂવાના ઠાકોરના કુંવરી હતા. આ લગ્ન પ્રસંગે લીમડીમાં ભારે ઠાઠમાઠ સહ ધામધૂમ કરવામાં આવી હતી તથા જુદાં જુદાં સ્થાનોના મિજબાનો આદિક અન્ય જનો મળીને આશરે ૧૫૦૦૦ માણસની મ્હોટી સંખ્યા તે નગરમાં એકઠી થઈ હતી, જે સર્વના ઊતારા આદિકને માટે ઘણો સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. આ લગ્ન પ્રસંગે દરરોજ આશરે અઢીસો મણ ઘી વપરાતું હતું તથા એજ પ્રમાણે બીજો ખર્ચ પણ ઘણી ઉદારતાથી કરવામાં આવ્યો હતો, અને લગ્નની ક્રિયા ઘણીજ મ્હોટી ધામધૂમથી પૂર્ણ કરવામાં આવી હતી. વળી આ લગ્ન પ્રસંગે નામદાર ઠાકોર સાહેબની સાથે સારો નાતો રાખનારાં દરેક રાજ્ય આદિક તરફથી ચાંદલો પણ ઘણો સારો આવ્યો હતો, અને એજ પ્રમાણે તે નામદારે પોતાનાં લગ્નની મ્હોટી ખુશાલિમાં અનેક જનોને અમૂલ્ય સરપાવ આપી તે સર્વને ખુશ ખુશ કરવામાં કંઇજ કશર રાખી નહોતી. આથી તે નામદારને લગ્ન પ્રસંગની સંસારિક શોભા ઘણીજ સારી મળી હતી.

લગ્નની ક્રિયા આદિકની સર્વ પ્રકારે સમાપ્તિ થયા પછી તે નામદાર પુનઃ રાજકોટ ખાતે કૉલેજમાં વિદ્યાભ્યાસ કરવાને માટે પધાર્યા હતા. જોકે ઘણાકોને તો એવો શક હતો કે, લગ્ન થયાં પછી નામદાર ઠાકોર સાહેબ અધ્યયન કરવું છોડીજ દેશે, પરંતુ તે નામદારે તેમ નહીં કરતાં પોતાનો પ્રિયકર વિદ્યાભ્યાસ પુનઃ પ્રારંભ્યો હતો, જેથી તે નામદારને માટે તે સમયે ઘણીજ સારી પ્રસંશા થઈ હતી. કૉલેજમાં તે નામદારે જેમ જેમ દિવસ ગુજારવા માંડયા, તેમ તેમ તે નામદાર વિશેષ ને વિશેષ પ્રકાશિતપણે સરસ્વતીનું અધ્યયન કરવામાં માન પામતા ગયા હતા. વળી તે નામદાર જેમ વિદ્યાભ્યાસ કરવામાં શ્રેષ્ટ ને કુશળ ગણાતા હતા, તે મુજબ તે કૉલેજમાં થતી અંગ કશરતોનાં કામમાં પણ તે નામદાર તેવાજ નિપૂણ નિવડયા હતા. તા૦ ૧૭મી સપ્ટેમ્બર સને ૧૮૭૪ ને ગુરૂવારને દિવસે તે કૉલેજમાં અંગ કશરતના કેટલાક ખેલો કરવામાં આવ્યા હતા, જે સમયે ત્યાં આગળ તમાસગીરોની મ્હોટી ઠઠ મળી હતી, જે સર્વની સન્મૂખ કૉલેજના કુંવર સાહેબોની પાસે કેટલાક પ્રકારની કશરતોના ખેલો કરાવવામાં આવ્યા હતા, જેમાં શ્રી જસવતસિંહજીએ નિચે પ્રમાણેની કશરતોમાં વિજય મેળવ્યો હતોઃ—

(૧) લાંબો કૂદકો—આ કશરતમાં બે કુંવર સાહેબોએ ભાગ લીધો હતો, જેમાં શ્રી જસવતસિંહજી પેહેલે નંબરે ફતેહ પામ્યા હતા.

(૨) ઊંચો કૂદકો—આ કશરતમાં પણ બે કુંવર સાહેબો ઉતર્યા હતા, અને તેમાં પણ શ્રી જસવતસિંહજી પેહેલે નંબરે આવ્યા હતા.

(૩) ટટિઓ કૂદવાની શરત—આમાં પણ બેજ કુંવર સાહેબો હતા, જેમાંથી શ્રી જસવતસિંહજી બીજે નંબરે ફતેહ પામ્યા હતા.

ઉપલી શરતો માંહેલી પેહેલી બંને શરતોમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીજ પેહેલે નંબરે ફતેહ પામ્યા હતા, જે ઉપરથી તે નામદાર અંગ કશરતમાં પણ કેવી કુશળતા વાપરતા હતા, તે સેહેજે સમજી શકાસે.

તા૦ ૧૧મી તથા તા૦ ૧૨મી ડિસેમ્બર સને ૧૮૭૪ના બંને દિવસોએ ઊત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ડાકટર બૂલર સાહેબે, કાઠિયાવાડના પોલિટિકલ એજંટ મી૦ જે. બી. પીલની ફરમાસપરથી "રાજ્ય કુંવર કૉલેજ"ની પરીક્ષા લીધી હતી, અને તે પછી તે બાબેનો રીપોર્ટ ડાકટર બૂલર સાહેબે મી૦ પીલ તરફ લખી મોકલ્યો હતો, જે રીપોર્ટમાં તેઓ સાહેબે એવી મતલબનું લખ્યું હતું

કે "પેહેલા વર્ગમાં લીમડીના ઠાકોર સાહેબે ખરેખર આનંદ પમાડે એવી પરીક્ષા આપી છે. એમની ઇંગ્રેજી વિદ્યા સરકારી હાઇ સ્કૂલનાં છઠ્ઠાં ધોરણ કરતાં પણ વિશેષ સારી છે, અને ઇંગ્રેજીમાં સાધારણ બોલવા કરવામાં તો મેટ્રિક્યુલેશનના ઉમેદવારો કરતાં પણ સારા છે." આ મુજબ ડાકટર બૂલર સાહેબે પણ નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીના વિદ્યાભ્યાસની બાબતમાં ઊંચો અભિપ્રાય આપ્યો હતો.

સને ૧૮૭૫નાં વર્ષમાં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ હિંદુસ્થાનનાં દર્શનાર્થે આપણા દેશમાં પધાર્યા હતા, જે સમયે તે નામદારની મુલાકાત લેવાને માટે ગુજરાત–કાઠિયાવાડમાંથી સંખ્યાબંધ નૃપતિઓ મુંબઇ ખાતે પધાર્યા હતા, જેઓમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજી પણ એક હતા. આ પ્રસંગે તે નામદાર ઘણી ધામધૂમથી મુંબઈ પધાર્યા હતા, અને ત્યાં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત તે નામદારે ઘણી યોગ્યતા પૂર્વક લીધી હતી. અગરજો ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજી આ સમયે ઘણી મ્હોટી વયે પોહોંચ્યા નહોતા, તદપિ તે નામદારે પોતાની વિદ્વતા, વિવેકતા અને ચંચળાઈથી મુંબઇમાં સર્વ યુરોપિયન આદિકની ઘણી સારી ને ઉમદા પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી, અને સર્વ કોઈ તે નામદારનું વર્તન તથા હોંશિયારી નિહાળીને અત્યાનંદ પૂર્વક વિસ્મયતા પામતા હતા. આ પ્રકારે મુંબઇ ખાતેની પોતાની પધરામણીમાં તે નામદાર સર્વને સંતોષ પમાડયા પછી પુનઃ પોતાનાં પાયતખ્ત નગર પ્રત્યે પધાર્યા હતા, અને ત્યાંથી વળી તે નામદાર રાજકોટ ખાતે કૉલેજમાં અભ્યાસ કરવાને ગયા હતા, જ્યાં તે નામદારે પ્રથમની માફકજ વિદ્યાભ્યાસ કરવામાં ઘણી ચંચળાઈ ને ત્વરા દર્શાવી હતી તથા તે સમયે કૉલેજમાં અભ્યાસ કરનારા સર્વ રાજ્યવંશિઓમાં તે નામદારે પોતાનો અભ્યાસ સર્વોત્તમ કેહેવડાવ્યો હતો, અને તેથી તે કૉલેજના પ્રિન્સિપાલ તે નામદારની ભારે પ્રસંશા કરતા હતા. આ પ્રકારે તે સરસ્વતી મંદિરમાં સંપૂર્ણ યશ મેળવ્યા પછી તે નામદારે સને ૧૮૭૯નાં વર્ષમાં કૉલેજ છોડી હતી, અને ત્યારબાદ પોતાના પ્યારા શિક્ષાગુરૂ મી૦ મેકનૉટનની સંગે તે નામદાર સન ૧૮૭૯ના એપ્રિલ માસમાં ઇંગ્લંડના પ્રવાસાર્થે પધાર્યા હતા. એ સમય સુધી કાઠિયાવાડના એક પણ નૃપતિએ યૂરોપનો પ્રવાસ કીધો નહોતો, અને તેથી નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીએ યૂરોપનો પ્રવાસ કરવામાં સર્વથી પેહેલીજ પેહેલ કરી હતી, જેને માટે તે નામદારની સારી સ્તુતિ થઈ હતી. પોતાના આ મ્હોટા પ્રવાસમાં નામદાર ઠાકોર સાહેબે ઇંગ્લંડ, સ્કૉટલંડ, ફ્રાંસ, આદિક ઘણાક દેશોની ભૂમિ માત્ર સ્વદૃષ્ટિએ નિર્ખિ હતી એટલુંજ નહીં, પરંતુ તે દરેક ભૂમિનાં લોકોની રીતભાત, તેમના કાયદા કાહાનુનો તથા તે ભૂમિની નવી નવી નવાઇઓ આદિકનું તે નામદારે ઘણું સારૂં જ્ઞાન સંપાદન કીધું હતું. વળી જે જે દેશમાં તે નામદાર પધાર્યા હતા, તે દરેક દેશમાં, તે નામદારની ચંચળાઈ, સુજ્ઞતા, વિવેકતા ને વિદ્વતના પ્રતાપથી તે નામદારને મહા માનઅકરામ મળ્યું હતું તથા તે દેશોનાં લોકો, તેમજ ત્યાંનાં વર્ત્તમાનપત્રોએ નામદાર ઠાકોર સાહેબની સભ્યતા, સાદાઈ, સરળતા, સુજ્ઞતા, શાંતતા તથા સમજશક્તિની સરસ પ્રસંશા કરી હતી. પોતાના પ્રવાસમાં આ પ્રકારની પૂર્ણ પ્રસંશા પ્રાપ્ત કીધા પછી આશરે ૭ માસ તે ભૂમિઓમાં નિર્ગમન કરીને સને ૧૮૭૯ના અકટોબર માસમાં તે નામદાર પુનઃ આ દેશમાં સાંગોપાંગ ને સૂખશાંતિ સહ પધાર્યા હતા. આ પ્રસંગે મુંબઈમાં તે નામદારનાં ખાસ દર્શનાર્થે લીમડીથી ઘણા અમલદારો આદિક મુંબઈ ખાતે ગયા હતા, જે સઘળાઓની સંગે નામદાર ઠાકોર સાહેબે ઘણીજ સુંદરતામાં મુલાકાત લીધી હતી. આજ સમયે તે નામદારે પોતાના રાણી શ્રી મોંધીબાના સ્વર્ગવાસ થયાના શોકરૂપી સમાચાર સાંભળવાથી તે નામદારને મહા શોક

વર્ત્યો હતો, પરંતુ આ સમયે મુંબઈથી તે નામદાર પોતાનાં નગરમાં પાછા પધાર્યા નહોતા; કેમકે તે નામદારને મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપવાની હોવાથી તેને લગતો અભ્યાસ પાછો તાજો કરવાની ઈચ્છા તેમને થઇ હતી, અને તેજ પ્રમાણે તે નામદારે મુંબઇ ખાતે આશરે બે માસ રહી તે દરમ્યાન ઘણો સારો અભ્યાસ કરી તે પરીક્ષામાં તે નામદાર દાખલ થયા હતા, જેમાં આખરે તેમના પરિશ્રમનું ફળ ઇશ્વરે તે નામદારને આપ્યુંજ હતું—એટલે કે તે પરીક્ષામાં તે નામદારે ઘણીજ શાબાશી ભરેલી રીતે ફતેહ પામી પોતાની કીર્તિમાં મ્હોટો વધારો કીધો હતો. આ પરીક્ષામાં નૃપતિ મંડળમાંથી સર્વથી પેહેલ પ્રથમ નામદાર શ્રી જસવતસિંહજીજ પસાર થયા હતા, અને તેથી વળી તે નામદારની ખુબી ઘણીજ શોભા રૂપ થઇ પડી હતી. યૂરોપનો પ્રવાસ કરવામાં પણ શ્રી જસવતસિંહજીએજ પેહેલ કરવાથી તથા મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરવામાં પણ શ્રી જસવતસિંહજીએજ પેહેલ કરવાથી તે નામદારની કીર્તિનાં કીરણો અધિક અધિક ઊજવળતા પામી અધિક અધિક પ્રકાશ પામે, એમાં શી નવાઇ ? !

સને ૧૮૭૬ના ડિસેમ્બર માસમાં નામદાર ઠાકોર સાહેબ મુંબઈથી નિકળીને પોતાનાં પાયતખ્ત નગરમાં પાછા પધાર્યા હતા. પોતાના આ ભૂપતિ સાહેબનાં દીર્ઘ સમયે પોતાને દર્શન થયલાં જાણીને લીમડીની તમામ પ્રજામાં અત્યાનંદ વ્યાપ્યો હતો તથા તે સર્વેએ નામદાર શ્રી ઠાકોર સાહેબને ઘણાંજ માનઅકરામ તથા પુષ્પની વૃષ્ટિથી વધાવી લીધા હતા, અને તેમની ખુશાલિનો કંઈજ પાર રહ્યો નહોતો. આવી રીતની પોતાની પ્રિય ને વફાદાર પ્રજાની આનંદ વૃષ્ટિ સહ તે નામદારે લીમડીમાં સ્વચર્ણ મૂકયા પછી ત્યાંના આસિસ્ટંટ પોલિટિકલ એજંટની સંગે રાજ્યકાર્યભારમાં ચિત્ત પ્રોવા માંડયું હતું, અને ટૂંક સમયમાં તે નામદારે તેમાં પણ સારી પ્રવીણતા મેળવી હતી. તે નામદાર જેમ વિદ્યાભ્યાસ કરવામાં મનમાનતો શ્રમ લેતા હતા, તેજ પ્રમાણે રાજ્યકાજમાં પણ તે નામદારે પુષ્કળ શ્રમ લઈ તે સંબંધીનું જ્ઞાન પણ ઘણીજ ઝડપથી તેઓ સાહેબે સંપાદન કરવા માંડયું હતું. આજ બાબતમાં તે નામદારને માટે નામદાર મુંબઇ સરકારે પોતાના સને ૧૮૭૭–૭૮નાં વર્ષનાં એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The young Thákur of Limri is now in charge of his state with limited jurisdiction, under the general supervision of the Assistant Political Agent, who reports that it is a pleasure to conduct business with a chief who takes such an interest and so direct a part in the general management of the state."

ઉપલાં ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"લીમડીના જુવાન ઠાકોર સાહેબના હાથમાં હાલ પોતાનાં સંસ્થાનનો ચાર્જ છે, અને તેના ઊપર આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબની દેખરેખ રહે છે, અને એ એજંટ એવી ખબર આપે છે કે, આવા એક રાજા, જે પોતાના રાજ્યકાર્યભારમાં સીધો ભાગ લઇને સામાન્ય કાર્યભાર તારીફ લાયક ઉલટ સહ ચલાવે છે, તેની સંગે કામ કરવામાં મહા હર્ષ પ્રાપ્ત થાય છે."

નામદાર મુંબઈ સરકાર પણ તે નામદારને માટે ઉપર પ્રમાણે લખે છે, જે ઊપરથી સમજી શકાશે કે, નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીએ પોતાના આસિસ્ટંટ પોલિટિકલ એજંટની સાથે રહીને રાજ્યવહિવટમાં પણ સારી રીતની કૂષળતા મેળવવા માંડી હતી, અને એ પ્રકારની સારી કૂષળતા સંપાદન કીધા પછી સને ૧૮૭૮ના ફેબ્રુવારી માસમાં ઝાલાવાડના મેહેરબાન પોલિટિકલ એજંટ મી૦ હંટર સાહેબે, નામદાર ઠાકોર સાહેબને રાજ્યની તમામ સ્વતંત્ર સત્તા સોંપી હતી. આ બાબતને માટે લીમડીમાં એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, અને તેમાં મી૦ હંટર સાહેબે, નામદાર

ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીની અત્યંત પ્રસંશા કરી હતી તથા તે નામદારને માટે સર્વ પ્રકારે સારીજ આશા પ્રદર્શિત કરી હતી. આથી નામદાર ઠાકોર સાહેબની સમગ્ર પ્રજામાં અત્યાનંદ પ્રાપ્ત થયો હતો, અને પોતાના આ ભૂપતિ સાહેબને રાજ્યની તમામ સત્તા મળેલી નિર્ખિને લીમડીનાં તમામ લોકોએ તે નામદારને આશિશ ને આનંદદાયક પુષ્પની પ્રીતમ વૃષ્ટિથી વધાવી લીધા હતા. વળી નામદાર ઠાકોર સાહેબે રાજ્યની સ્વતંત્ર લગામ સ્વહસ્તમાં લીધા પછી તે નામદારે રાજ્ય તરફ વળી વિશેષ લક્ષ આપવા માંડ્યું હતું તથા મેહેસૂલખાતું, ન્યાયખાતું અને એ શિવાય બીજાં સર્વ ખાતાંઓ પ્રત્યે તે નામદાર પોતેજ નિરેખાની રાખી સર્વ ખાતાંઓ ખુબી પાત્ર રીતમાં ચલાવવા માંડયાં હતાં, અને તેને માટે પણ તે નામદારની પ્રથમથીજ ઘણી પ્રસંશા થવા માંડી હતી તથા તે નામદારની તમામ પ્રજા તે નામદારની રાજ્યનીતિથી આનંદ પામતી હતી. ઝાલાવાડના પોલિટિકલ એજંટ સાહેબ પણ તે બાબે પોતાનો સંતોષ દર્શાવ્યા કરતા હતા, અને વળી નામદાર મુંબઈ સરકારે પણ નામદાર ઠાકોર સાહેબની રાજ્યનીતિના સંબંધમાં પોતાના સને ૧૮૭૮–૭૯નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The administration of the young Thákur is favourably noticed by the Agent."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"આ જુવાન ઠાકોર સાહેબની કાર્કિર્દી વિષે એજંટ સાહેબ પોતાનો સારો વિચાર જણાવે છે."

ઉપર પ્રમાણે નામદાર સરકારે પણ સૂવાક્ય લખ્યું હતું, અને એજ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબની તમામ પ્રજા પણ તે નામદારની રાજ્યનીતિને માટે સર્વદા સુવાણીજ વદ્યા કરતી હતી, અને અદ્યાપિ સુધી પણ તેજ પ્રમાણેની સૂવાણી સમગ્ર પ્રજા વદે છે, એ પણ તે નામદારની રૂડી રાજ્યનીતિનું સુંદર પરિણામ છે. વળી નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૭૯–૮૦નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The young Chief of Limbdi, who was only installed in February 1879, has conducted the duties of his position with remarkable care and interest."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"લીમડીના યુવાન રાજા, જેને ૧૮૭૯ના ફેબ્રુઆરી માસમાં રાજ્યાસન પ્રાપ્ત થયું હતું, તેણે પોતાનું કામ ઘણીજ સંભાળ અને યોગ્યતાથી કીધું છે."

નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીની રાજ્યનીતિને માટે ઉપર પ્રમાણેજ નામદાર મુંબઈ સરકાર પોતાના ઘણાખરા રીપોર્ટોમાં લખ્યા કરે છે, જે ઉપરથી તે નામદારની રાજ્યનીતિ કેવી પ્રસંશાપાત્ર ને યોગ્યતા ભરેલી છે, તે સેહેલથી સમજી શકાય છે.

તા૦ ૧૧મી માર્ચ સને ૧૮૭૯ ને મંગળવારને દિવસે, નાંદોદના ઠાકોર શ્રી ગંભિરસિંહજીના કુંવરી બાઈ શ્રી દેવકુંવરબાની સંગે ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીનાં લગ્ન થયાં હતાં. આ લગ્ન કરવાને માટે શ્રી જસવતસિંહજી ઘણીજ ભારે ધામધૂમથી નાંદોદ ખાતે પધાર્યા હતા, અને ત્યાં ઘણો મ્હોટો ખર્ચ કીધો હતો તથા બહુ સારી નામના મેળવી હતી. નાંદોદથી લગ્ન કરીને પાછા સ્વરાજ્ય ભૂમિકામાં તે નામદાર પધાર્યા પછી એજ વર્ષના મે માસમાં ઉતેલિયા તાલુકદાર શ્રી હાજીરાજના કુંવરી બાઈ શ્રી માજીરાજબાની સંગે નામદાર ઠાકોર સાહેબે લગ્ન કીધાં હતાં. આ લગ્નની ધામધૂમ લીમડીમાંજ કરવામાં આવી હતી, અને તે વખાણવા યોગ્યજ હતી. એજ પ્રમાણે સને ૧૮૮૦ના મે માસ-

માં નામદાર ઠાકોર સાહેબે પોતાના ન્હાન્હા બંધૂ શ્રી ઉમેદસિંહજીનાં લગ્ન પણ ઘણાજ ભપકાબંધ ને ભારી ધામધૂમથી કીધાં હતાં, કે જેને માટે ચોગરદમ પ્રસંશા થઈ હતી.

તા૦ ૧૮મી ડિસેમ્બર સને ૧૮૮૦ ને શનિવારને દિવસે બપોરના બાર વાગતાને સમયે મુંબઇના ગવરનર સર જેઈમ્સ ફર્ગ્યુસન સાહેબ ભાવનગરથી સ્પેશિયલ ટ્રેનમાં લીમડી ખાતે પધાર્યા હતા. ભાવનગરમાં ભાવનગર–ગોંડળ રેલ્વે ખુલ્લી મૂકવાની ક્રિયા તે નામદારને હાથે થઈ હતી, અને તે ક્રિયા સમાપ્ત થયા બાદ તે નામદાર લીમડી ખાતે પધાર્યા હતા. આ પ્રસંગે તે નામદારના સત્કારાર્થે લીમડીના નામદાર ઠાકોર સાહેબે ઘણીજ ભારે ધામધૂમ કરી હતી. જેવા નામદાર ગવરનર સાહેબ લીમડીનાં સ્ટેશનપર આવી પોહોંચ્યા કે તેવાજ ઠાકોર સાહેબે તથા બીજાઓએ તેમને યોગ્ય માન આપ્યું હતું. બાદ તે નામદારને સ્ટેશન ઊપરજ એક સુંદર શણગારેલા તંબુમાં સુંદર ખાનું આપવામાં આવ્યું હતું. આ ખાનું ખાધા પછી ગવરનર સાહેબ, નામદાર ઠાકોર સાહેબની વળતી મુલાકાત લેવાને માટે ગામમાં પધાર્યા હતા, જ્યાંથી પાછા આવ્યા પછી એજ દિવસે બપોરના બે વાગતાને સમયે તે નામદાર પાછા સ્પેશિયલ ટ્રેનમાં ભાવનગર પધાર્યા હતા. આ પ્રમાણે લીમડી ખાતે જોકે તે નામદાર માત્ર બેજ કલાક રહ્યા હતા, તોપણ તે નામદારની આગતાસ્વાગતાને માટે નામદાર ઠાકોર સાહેબે એવી તો સરસ ગોઠવણો રાખી હતી, કે જે નિહાળીને નામદાર ગવરનર સાહેબ તથા તેમની સંગના તમામ યુરોપિયનો આદિક અત્યાનંદ પામ્યા હતા તથા તેઓએ ઠાકોર સાહેબની ભારે સ્તુતિ કરી હતી.

સને ૧૮૮૪નાં વર્ષમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીને નામદાર મુંબઈ સરકારે પોતાની "લેજિસલેટિવ કાઊન્સિલ"માં દાખલ કીધા હતા. નામદાર ઠાકોર સાહેબને આ માંગ્લિક માન કાઠિયાવાડના નૃપતિ મંડળમાં સર્વથી પેહેલુંજ મળ્યું હતું. આવું માન અદ્યાપિ સુધીમાં એક પણ કાઠી રાજાને મળ્યું નહોતું ! તેમ છતાં પણ નામદાર ઠાકોર સાહેબને એ મહા માન મળ્યું હતું તેનું કારણ એજ કે, નામદાર સરકારને તે નામદારની વિદ્વતા, ચાલાકિ, ચંચળાઈ, ચતુરાઈ ને કાબેલિયતને માટે સર્વથી ઊંચો અભિપ્રાય હતો, અને તેથીજ તે નામદારે ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીને આ જશવંત સ્થાને નિર્માણ કીધા હતા. આ નિમણુંક થયાં બાદ તે નામદારે પોતાનાં રાજ્યમાં કેળવણી ખાતામાં, મ્યુનિસિપલ ખાતામાં તથા એ શિવાય અન્ય ખાતાંઓમાં ઘણા સુધારાઓ કીધા હતા.

સને ૧૮૮૫નાં વર્ષમાં નામદાર ઠાકોર સાહેબને, નામદાર મુંબઈ સરકારે "સીલેક્ટ કમિટી"માં પણ દાખલ કીધા હતા, અને તેમાં પણ તે નામદારે ઘણો સારો દેખાવ આપ્યો હતો. વળી એજ વર્ષમાં તે નામદાર શ્રી નાશકની યાત્રાએ પધાર્યા હતા, જ્યાં તેઓ સાહેબે ઘણો સારો ધર્મ કીધો હતો, અને તે પછી તે નામદાર સ્વભૂમિમાં પાછા પધાર્યા હતા.

તા૦ ૧૫મી ડિસેમ્બર સને ૧૮૮૯ ને બુદ્ધવારે રાત્રિના એક વાગતાને સમયે નામદાર ગાયકવાડ શિયાજીરાવની સ્વારી સ્પેશિયલ ટ્રેનમાં લીમડીને સ્ટેશને પધારી હતી, જે સમયે તે નામદારને શ્રી જસવતસિંહજીએ ઘણું સારૂં માન આપ્યું હતું તથા સ્ટેશન ઊપર ઘણો ભારે ભપકો કીધો હતો. નામદાર શિયાજીરાવની સ્વારી માત્ર થોડોક સમય રહીને ત્યાંથી સ્પેશિયલ ટ્રેનમાં વિદાયે થઈ હતી. તોપણ ટૂંક સમયમાં શ્રી જસવતસિંહજીએ તે નામદારનો પરમ પ્રીતિપૂર્વક સત્કાર કીધો હતો.

તા૦ ૨૩મી ડિસેમ્બર સને ૧૮૮૯ ને ગુરૂવારને દિવસે નામદાર ઠાકોર સાહેબનાં નગરમાં મુંબઇના ગવરનર નામદાર લાર્ડ રે સાહેબ સવારના આઠ વાગતાને સમયે પધાર્યા હતા. આ સમયે સ્ટેશનપર

સામા લેવાને માટે નામદાર ઠાકોર સાહેબ આદિક ઘણા માણસો ગયા હતા, અને જેવા ગવરનર સાહેબની ટ્રેન સ્ટેશનપર આવી પોહોંચી કે તેવાજ નામદાર ઠાકોર સાહેબે તે નામદારને યોગ્ય માન આપ્યું હતું. બાદ નામદાર ગવરનર સાહેબ ત્યાંથી હાસ્પિટલ તથા જેલ જોવાને પધાર્યા હતા, અને ત્યાંથી પછી તે નામદાર પોતાને ઉતારે ગયા હતા. તે પછી ૧૦ાા વાગતાને સમયે મેહેલમાં દરબાર ભરવામાં આવ્યું હતું, જે સમયે નામદાર ઠાકોર સાહેબે ઈંગ્રેજી ભાષામાં પૂર્ણ છટામાં એક સુંદર માનપત્ર તે નામદારને વાંચી સંભળાવ્યું હતું, જે સમાપ્ત થયાં પછી તે માનપત્ર ચાંદીના દાબડામાં મૂકીને ગવરનર સાહેબને અર્પણ કીધું હતું. બાદ નામદાર લાર્ડ રે સાહેબે કન્યાશાળાઓની બાળાઓને સ્વહસ્તે ઈનામો આપ્યાં પછી તેઓ સાહેબે ઠાકોર સાહેબનાં માનપત્રનો પ્રત્યોત્તર આપતાં નામદાર ઠાકોર સાહેબની અત્યંત પ્રસંશા કરી હતી, જે પછી પાનગુલાબ લઈને નામદાર ગવરનર સાહેબ બપોરના બાર વાગતે ટ્રેનમાં બિરાજી ત્યાંથી વઢવાણ તરફ કૂચ કરી ગયા હતા. આ ગવરનર સાહેબ પણ શ્રી જસવતસિંહજીની ચાલાકિ તથા હોંશિયારી નિર્ખિને ઘણા મગ્ન થયા હતા.

સને ૧૮૮૬નાં વર્ષમાં નામદાર શ્રી જસવતસિંહજીનો સુંદર મેહેલ બંધાઈને લગભગ તૈયાર થયો હતો. આ મેહેલ પાછળ તે નામદારે આશરે પાંચ લાખ રૂપિયાનો મ્હોટો ખર્ચ કીધો છે, ને તે પોતાનાં પાયતખ્ત નગરમાંજ બંધાવ્યો છે. આ મેહેલ ઘણોજ સુંદર, ભપકાદાર ને જોવા જેવો છે, અને એજ મેહેલને માટે નામદાર ગવરનર સાહેબે ભારે સ્તુતિ કરી નામદાર ઠાકોર સાહેબને સૂચના કરી હતી કે 'એ મેહેલ લોકોને જોવા દેજો'. આવો સુંદર ને સોહામણો આ મેહેલ છે. વળી તેમાં નામદાર ઠાકોર સાહેબે ખાસ વિલાયતથી મંગાવેલો કેટલોક સુંદર "ફર્નિચર" ગોઠવ્યો છે, જેથી તે મેહેલની શોભા ઘણી દિસે છે. એ મેહેલને મથાળે એક મ્હોટો મિનારો ચણીને તે ઉપર એક સુંદર ઘડિયાળ મૂકયું છે, જે ચતુર દિશાનાં લોકોને વખત જોવાને ઘણું ઉપયોગી થઇ પડ્યું છે. આ ઘડિયાળ પાછળ આશરે રૂ૫૦૦૦ થયા છે. આ વિગેરે તમામ શણગારથી મેહેલનો દેખાવ ઘણોજ સુંદર બન્યો છે, અને તેનાં એટલે સુધી વખાણ થાય છે કે, તેની છબિ લંડનનાં પ્રદર્શનમાં પણ દેખાડવા મૂકી હતી !

તા૦ ૧૬મી જૂન સને ૧૮૮૬ ને બુદ્ધવારને દિવસે લીમડી ખાતે, ઝાલાવાડ પ્રાંતના આસિસ્ટંટ કર્નલ નટ સાહેબની સૂચના પ્રમાણે ઝાડો રોપવાનો એક નવીન ને સુંદર મેળો ભરવામાં આવ્યો હતો. એ દિવસે તમામ લોકોને દાંડી પીટાવીને સાંજે ઝાડો રોપવા જવાને લગતો ખબર આપવામાં આવી હતી. આશરે પાંચ વાગતાને સુમારે, રેલ્વે સ્ટેશનને માર્ગે શેહેરથી આશરે અરધા માઇલને અંતરે આવેલા મુસાફરી બંગલા આગળ આશરે બે-ત્રણ હઝાર માણસો એકઠા મળ્યા હતા, જેઓએ જુદી જુદી જગાઓપર જુદાં જુદાં ઝાડોનાં બિયાં રોપવાનું કામ કીધું હતું. આ મેળો સાયંકાળે સાત વાગતાને સમયે વિખેરાઇ ગયો હતો. આ મેળાને માટે ઘણાં વખાણ થયાં હતાં.

તા૦ ૧૬ તથા ૧૭મી ફેબ્રુવારી સને ૧૮૮૭ના બંને દિવસોએ, નામદાર પરમ કૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયાજીએ બ્રિટિશ શેહેનશાહતપર પૂરાં ૫૦ વર્ષ રાજ્ય ચલાવ્યું, તેની ખુશાલિમાં "જુબિલી"-નો મહોત્સવ જેમ આખાં ભરતખંડમાં પાળવામાં આવ્યો હતો, તેજ મુજબ લીમડીમાં પણ ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીએ તે તેહેવાર ઘણીજ ધામધૂમથી પાળ્યો હતો. એ ખુશાલિને માટે તે નામદારે એક ભવ્ય દરબાર ભર્યું હતું, જેમાં કન્યાશાળાની છોકરીઓ આદિકે નામદાર મહારાણીજીનાં સંગીતો ગાયાં પછી નામદાર ઠાકોર સાહેબે સ્થાનકપરથી ઉભા થઇને, નામદાર કૈસરે હિન્દના પ્રતાપ, તે નામદારની ખુબી તથા તે નામદારના સર્વોત્તમ ગુણોનું કથન ઘણીજ યોગ્ય રીતિમાં તથા મધૂર અને ચિત્તાદર્શક ઢબથી

ગુજરાતીમાં કહી સંભળાવ્યું હતું, જે શ્રવણ કરતાં સર્વ શ્રોતાજનોનાં મૂખપર પણ આનંદ છવાઈ રહ્યો હતો. નામદાર ઠાકોર સાહેબનું સંભાષણ સમાપ્ત થઈ રહ્યા પછી મી૦ વીટવર્થ સાહેબે પણ ગુજરાતીમાંજ ઘણું યોગ્ય સંભાષણ કરી તેમાં નામદાર મહારાણીજીની તથા નામદાર ઠાકોર સાહેબની વફાદારીની પરિપૂર્ણ પ્રસંશા કરી હતી. આ ભાષણ પૂર્ણ થયાં પછી તમામ વિદ્યાર્થિઓને વસ્ત્ર તથા પુસ્તકો આપવામાં આવ્યાં હતાં, અને તેની સાથે નામદાર મહારાણીજીની સલામતિની ૧૦૧ તોપો ફોડવાનો પ્રારંભ થયો હતો, જેના ગગને ગાજતા સુંદર નાદ જનમંડળના આનંદમાં અધિક ઉમેરો કરતા હતા. એ પછી દરબાર બરખાસ્ત થયું હતું. વળી નામદાર ઠાકોર સાહેબે "જુબિલી"નાં સ્મર્ણાર્થે એક સારી હુન્નરશાળા કરાવવાનો ઠરાવ કીધો હતો, અને એ શિવાય શેહેરમાં ઊપલા બંને દિવસોએ ઘણીજ સુંદર શૃંગારિક રચનાઓ કરી હતી. એ તેહેવારની ખુશાલિમાં તે નામદારે ૧૦ કેદિઓને બિલકુલ છોડી મૂક્યા હતા તથા બીજા ૧૦ કેદિઓની શિક્ષામાં કેટલોક ઘટાડો કીધો હતો. રાત્રિએ શેહેરમાં રોશની પણ ઘણીજ ભપકાદાર કરવામાં આવી હતી તથા આતશબાજીના આનંદમય ધડાકા ને ભડાકા પણ ફોડવામાં આવ્યા હતા. આ વિગેરે ઘણી ધામધૂમ કરી નામદાર શ્રી જસવતસિંહજીએ નામદાર મહારાણીજી પ્રત્યે પુષ્કળ વફાદારી પ્રદર્શિત કરવામાં કંઈજ કશર રાખી નહોતી.

એજ વર્ષમાં, એટલે સને ૧૮૮૭માં નામદાર ઠાકોર સાહેબના દિવાન રા૦ સા૦ હરિલાલ અંબાશંકરે રાજીનામું આપ્યું હતું, જેને સ્થળે તે નામદારે મામલતદાર મી૦ મોતીલાલ માધવરાયની રૂ ૨૦૦ ના પગારથી એક્ટિંગ દિવાન તરિકેની નિમણુંક કરી હતી.

તા૦ ૬ઠી મે સને ૧૮૮૭ ને શુક્રવારની મેલ આગબોટમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંગજી, મોરબીના ઠાકોર સાહેબ સંગે ઇંગ્લંડ જવાને મુંબઈથી વિદાયે થયા હતા. ઈંગ્લંડમાં "જુબિલી" નો તેહેવાર તા૦ ૨૦મી જૂને પાળવામાં આવનાર હોવાથી, નામદાર મહારાણીજીને તે અવસરે કાઠિયાવાડના રાજા સાહેબો તરફનું એક માનપત્ર આપવાનું હતું, જે માનપત્ર લઈને ઊપલા બંને ઠાકોર સાહેબો ત્યાં પધાર્યા હતા, અને ત્યાં પોહોંચ્યા પછી શ્રી જસવતસિંહજી તથા મોરબીના ઠાકોર સાહેબોએ તા૦ ૧લી જૂન ને બુદ્ધવારને દિવસે નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત લીધી હતી. વળી તા૦ ૧૫મી જુનને દિવસે ઈંગ્લંડના વડા પ્રધાન લૉર્ડ સૉલ્સબરીના પત્નિએ ત્યાંની "ફૉરીન ઑફિસ"માં એ મહાન્ મિલાવડો કીધો હતો, જેમાં શ્રી જસવતસિંહજી પણ ખાસ આમંત્રણથી પધાર્યા હતા. એજ દિવસે રાત્રિ સમયે ત્યાંની "રીફૉર્મ ક્લબ"માં એક ભપકાદાર "બૉલ" થયો હતો, જેમાં પણ શ્રી જસવતસિંહજી ખાસ આમંત્રણથી પધાર્યા હતા. વળી તા૦ ૩૦મી જૂન ને ગુરૂવારને દિવસે નામદાર મહારાણીજીએ "વિંડસર કેસલ"માં એક ભવ્ય દરબાર ભરી તેમાં હિંદી રાજ્યવંશિઓ તથા અમીર ઊમરાવોનાં મુબારકબાદી ભરેલાં માનપત્રો સ્વિકાર્યાં હતાં, જે સમયે શ્રી જસવતસિંહજી પણ ત્યાં હાજર હતા, અને તેઓએ તથા મોરબીના ઠાકોર સાહેબોએ મળીને નામદાર મહારાણીજીને, કાઠિયાવાડી નૃપતિ મંડળ તરફનું માનપત્ર અર્પણ કીધું હતું, જે તે નામદારે ગ્રહણ કીધાં પછી બીજા નૃપતિઓની સાથે શ્રી જસવતસિંહજી સાહેબ બહાદૂરને પણ કે. સી. આઇ. ઇ. નો ઊમદા ખેતાબ બક્ષ્યો હતો તથા તે ઉપરાંત તે નામદારે પોતાની એક સુંદર છબિ પણ નામદાર ઠાકોર સાહેબને આપી હતી. આ પ્રસંગે નામદાર મહારાણીજી પણ શ્રી જસવતસિંહજીની ચાલાકિ નિર્ખિને સંતોષ પામ્યા હતા. વળી તા૦ ૧૫મી જુલાઇ ને શુક્રવારની રાત્રિએ મહારાણીજીના "બકિંગહામ" મેહેલમાં એક સુંદર જલસો થયો હતો, જેમાં શ્રી જસવતસિંહજીએ પણ ભાગ લીધો હતો. બાદ તા૦ ૧૬મી જુલાઈ ને

શનિવારને દિવસે નામદાર શ્રી જસવતસિંહજી, નામદાર મહારાણીજીના "વિંડસર કેસલ"માં પધાર્યા હતા તથા એજ રાત્રે નામદાર મહારાણી શ્રીની ખાનાની મિજલસમાં પણ તેઓ સાહેબ બિરાજ્યા હતા. વળી તા૦ ૨૧મી જુલાઈને ગુરૂવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે વોકિંગ ખાતેની ડાક્ટર લીટનરની હિંદીવાનો માટેની "ઓરિયન્ટલ ઈન્સ્ટિટયૂશનની મુલાકાત લીધી હતી. આ ઇમારતમાં તે નામદારે કેટલીક સમય સુધી ફર્યા બાદ તે નામદારે "મ્યુઝિયમ" જોયું હતું, અને તે પછી હિંદુઓને માટે બંધાનારી એક ધર્મશાળા તથા હિંદી હુન્નરોના ઉદ્યોગનું એક ન્હાનું ગામડું સ્થાપન કરવા માટે નિર્માણ કરેલું સ્થાનક આદિક બીજાં પણ કેટલાંક સ્થળો જોયાં હતાં. આ શિવાય પણ ઈંગ્લંડમાં ઘણાં ઘણાં સ્થાનો તે નામદારે જોયાં હતાં તથા ઘણા ઘણા યુરોપિયનોની મુલાકાત પણ તે નામદારે લીધી હતી તથા બહુ બહુ મંડળિઓ તથા મિજલસોમાં તે નામદારને ખાસ આમંત્રણ થવાથી તેમાં તે નામદારે અતિ હર્ષથી ભાગ લીધો હતો, જેથી તે નામદારપર ત્યાંના ઘણાખરા યુરોપિયનો પ્રસન્નજ થયા હતા. આ પ્રકારે ઇંગ્લંડમાં સર્વ સુજ્ઞ જનોની પ્રસન્નતા મેળવીને તથા કે. સી. આઈ. ઈ. નો માનવંતો ખેતાબ મેળવીને શ્રી જસવતસિંહજી તા૦ ૧૩મી ઑગસ્ટ સને ૧૮૮૭ ને શનિવારને દિવસે ઇંગ્લંડથી અમેરિકાના પ્રવાસે પધારવાને માટે આયર્લાંડ ખાતે ગયા હતા, જ્યાં તે નામદારને સારૂં માન મળ્યું હતું. ત્યાંથી પછી તા૦ ૧૮મી ઑગસ્ટને દિવસે તે નામદાર ન્યૂયૉર્ક ખાતે પધાર્યા હતા, જ્યાં તે નામદારે કેટલાંક કિમતી કારખાનાં આદિક ઘણાંક અમૂલ્ય ને જોવાં જેવાં ખાતાંઓની મુલાકાત લીધી હતી. ન્યૂયૉર્કથી જ્યારે તે નામદાર વૉશિંગટન શેહેરમાં જઇ પોહોંચ્યા હતા, ત્યારે ત્યાંના પ્રેસિડંટ ક્લિવલેંડની સાથે તે નામદારને ઘણી ઓળખાણ થઈ હતી, તેમજ ત્યાંના ઇંગ્રેજી એલચીએ નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીના માનાર્થે, જપાનિસ, ચિનાઇ, જર્મન અને ડચ એલચિઓનો એક મ્હોટો ને સુંદર મિલાવડો કીધો હતો. બાદ ત્યાંથી તે નામદાર મૉન્ટ્રિલ નામનાં નગરની મુલાકાત લેવાને લેક જ્યૉર્જ નામે સરોવરમાં પ્રવાસ કરીને પધાર્યા હતા, તેમજ ન્યૂપોર્ટ, ટૉરન્ટો, નાયઆ નદિનો રાક્ષસી ધોધ, ચીકાગો, રોકીના પર્વતો, પોર્ટલાન્ડ, કેલીફૉરનિયા, સેંટ ફ્રાન્સિસ્કો આદિક નામાંકિત નગરોની પણ તે નામદારે મુલાકાત લીધી હતી. તે સર્વ સ્થળે પ્રવાસ કીધા પછી તા૦ ૨૮મી અક્ટોબરે તે નામદાર પુનઃ લિવર્પૂલ ખાતે પધાર્યા હતા. વળી બ્રાઇટન મધ્યે નામદાર ઠાકોર સાહેબે નામદાર ગાયકવાડ શિયાજીરાવની તથા કચ્છાધિપતિ મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બહાદુરની મુલાકાતો લીધી હતી, અને તે બંને ભૂપતિઓની સાથે તે નામદારે ઘણા હર્ષ ને હુમળકાથી સૂખશાતાની વાતચીત કરીને અન્યોઅન્ય અત્યાનંદ મેળવ્યો હતો. એજ પ્રમાણે ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીએ "ન્યુયૉર્ક સ્ટાર" નામનાં પ્રખ્યાત વર્તમાન પત્રના એક અમેરિકન રીપોર્ટરની મુલાકાત પણ લીધી હતી. આ રીપોર્ટર નામદાર ઠાકોર સાહેબને ઉતારે ખાસ મળવા માટે ગયો હતો. આ પ્રસંગે નામદાર ઠાકોર સાહેબે તે રીપોર્ટરને ત્યાંનાં વર્તમાન પત્રોના સંબંધમાં કેટલીક વાતો કહી હતી. બાદ ઠાકોર સાહેબે દર્શાવ્યું હતું કે, વર્તમાન પત્રોના રીપોર્ટરોની મુલાકાત લેવામાં મને કંઇજ હરકત કે વાંધો નથી, પરંતુ મારી પાસે રીપોર્ટરો તરિકે કેટલાક એવા છોકરાઓ આવ્યા હતા કે, જેઓને ગૃહસ્થની સાથે કેવી રીતે વાતચીત કરવી જોઈએ, તેનું કિંચિત્ પણ ભાન નહોતું! વળી તે છોકરાઓ (રીપોર્ટરો) મારી પાસે મેલાંજ વસ્ત્ર સહ દોડી આવ્યા હતા તથા મને કંઇ પણ પૂછ્યા વિના અથવા તો મારી આજ્ઞા લીધા વિના તેઓ એકદમ મારી ખાનગી બેઠકમાંજ ચાલ્યા આવ્યા હતા! આ પછી તે રીપોર્ટરે નામદાર શ્રી જસવતસિંહજીને હિંદની બાબતમાં કેટલાક પ્રશ્નો પૂછવાથી તે નામદારે દર્શાવ્યું હતું કે, અમેરિકાનાં લોકો-

માં એવો વિચાર ચાલતો દિસે છે કે, હિંદુસ્થાનમાં ઘણી બેદિલી છે ! પણ આ બિના તદન ખોટી ને ગપ રૂપ છે. દેશિઓની ઘણીક બાબતમાં ફરિયાદો છે એ વાત સત્ય છે, પરંતુ કયા દેશમાં ફરિયાદો નથી ? ખૂદ ન્યૂયૉર્ક તથા યુનાઇટેડ સ્ટેટસનાં લોકોની ઘણીક ફરિયાદો છે; પરંતુ એવી ફરિયાદોને કંઈ બેદિલીનું રૂપ આપી શકાય નહીં. હું તમને ખાત્રિથી જણાવુ છું કે, હિંદુસ્થાનનાં લોકો બ્રિટિશ રાજ્ય પ્રત્યે પરિપૂર્ણ રાજ્યભક્તિ દર્શાવે છે, અને તેઓ ખરેખરા રાજ્યભક્તજ છે. આ પછી તે રીપોર્ટરે નામદાર ઠાકોર સાહેબને હિંદની કેળવણી તથા રૂશિયન ચઢાઇના સંબંધમાં પણ કેટલીક વાતો પૂછી હતી, જે સર્વના નામદાર ઠાકોર સાહેબે ઘણીજ છટાથી, ડહાપણથી ને યોગ્યતાપૂર્વક પ્રત્યોત્તર આપ્યા હતા. તે નામદારે ભાર મૂકીને જણાવ્યું હતું કે, હિંદુસ્થાનમાં છોકરાઓ તથા છોકરિઓને સારી રીતે કેળવણી આપવામાં આવે છે. હિંદુસ્થાનની સરહદ એટલી તો મજબૂત છે તથા તેનું સૈન્ય એટલું બલિષ્ટ છે કે, રૂશિયન રીંછ તેની સામા ટકી શકે તેમ નથી, અને પચાસ વર્ષ પછી તો વળી હિંદની ભૂમિ એવી દિપાયમાન બનશે કે, તે નિર્ખિને સર્વ કોઈ વિસ્મયતા પામશે. આ આદિક ઘણીક કથા તે રીપોર્ટરની સંગે ચાલી હતી, અને તેમાં નામદાર ઠાકોર સાહેબે જેમ પોતાની યોગ્યતાનો પ્રકાશ પાડ્યો હતો, તેજ પ્રમાણે તે નામદારે હિંદનું અભિમાન રાખીને હિંદને માટે પણ ઉત્તમ વાણી વદી હતી. આજ પ્રમાણે તે નામદાર યૂરોપનાં બીજાં પણ સંખ્યાબંધ સ્થાનોમાં ફર્યા પછી તથા સર્વ સ્થાનોમાં યશ, યશ ને યશજ મેળવ્યા પછી નામદાર ઠાકોર સાહેબ તા૦ ૨૧મી નવેમ્બર સને ૧૮૮૭ ને સોમવારને દિવસે પુનઃ મુંબઈ ખાતે પધાર્યા હતા, જે સમયે તે નામદારને સામા લેવા માટે મુંબઇના ઘણાક ગૃહસ્થો તથા તે નામદારનાં રાજ્યના ઘણાક અમલદારો, જેઓ તે નામદારની વેહેલી મુલાકાત કરવાને માટે ખાસ મુંબઈ આવ્યા હતા, તેઓ સર્વ કિનારાપર પધાર્યા હતા, જ્યાં નામદાર ઠાકોર સાહેબની સ્વારી આવી પોહોંચતાની સાથેજ સર્વ જનોએ તે નામદાર ઊપર પુષ્પની જયકારી વૃષ્ટિ વરશાવી હતી. મુંબઇમાં તે નામદાર માત્ર એકજ દિવસ રહી તા૦ ૨૨મી નવેમ્બર ને મંગળવારને દિવસે ત્યાંથી તેઓ સાહેબ પોતાનાં નગર તરફ પધારવાને ઉપડયા હતા, પરંતુ માર્ગમાં ભરૂચ ખાતે તીર્થ યાત્રા કરવાને તે નામદાર ઊતર્યા હતા, અને ત્યાંથી પછી તા૦ ૨૪મી નવેમ્બર ને ગુરૂવારને દિવસે તેઓ સાહેબ લખતર જઇ પોહોંચ્યા હતા, જે પ્રસંગે ત્યાં તે નામદારને ઘણો સારો આવકાર આપવામાં આવ્યો હતો. લખતરથી નિકળીને તા૦ ૨૫મી નવેમ્બર ને શુક્રવારને દિવસે તે નામદાર પોતાનાં પાયતખ્ત નગરમાં સૂખરૂપ પધાર્યા હતા. આ પ્રસંગે લીમડી ખાતે ઘણીજ ઊત્તમ ધામધૂમ કરવામાં આવી હતી. પોતાના ભલા ભૂપતિ સાહેબ ઈંગ્લંડ, અમેરિકા આદિક નામાંકિત દેશોની મહા યાત્રા કરીને સૂખરૂપ સ્વભૂમિમાં પુનઃ પધાર્યાથી સર્વ પ્રજામાં અનહદ હર્ષ પ્રાપ્ત થયો હતો, અને તેમનાં ટોળેટોળાં ઉપલે દિવસે લીમડીનાં રેલ્વે સ્ટેશનપર આવ્યાં હતાં. સ્ટેશન ઊપર જેવી તે નામદારની ટ્રેન આવી પોહોંચી કે તેવાજ સર્વ જનોએ "જય જય"ના જયનાદ કીધા હતા, જે પછી ઘણાકોની મુલાકાત થયા બાદ તે નામદારને પ્રજા વર્ગ તરફનું નિચેનું એક માનપત્ર વાંચી સંભળાવ્યું હતું:—

"નામદાર સર જસવતસિંહજી કે૦ સી૦ આઈ૦ ઈ૦ લીમડીના ઠાકોર સાહેબ.

યૂરોપ અને અમેરિકાનો લાંબો પ્રવાસ કરી આપ નામદારનાં આપની રાજ્ય નગરી મધ્યેના સહિસલામત અને આનંદિત આગમનથી આપની પ્રજાને આપને આવકાર દેતાં મ્હોટી ખુશી અને અંતઃકર્ણ પૂર્વક આનંદ ઉત્પન્ન થાય છે. આપ નામદારને પૂર્ણ તંદુરસ્તી, અને કૌવત સહ આ દેશના કિનારા ઉપર પાછા ફરેલા જોઇ અમને હર્ષ ઉપજ્યો છે. નામદાર શેહેનશાહબાનુએ આપની વફાદારી, ભક્તિ, કૂશળ રાજ્યનીતિ, અને ખાનગી જીંદગીની સ્વચ્છ-

તાની પિછાનિયત તરિકે "જ્યુબિલિ" ઉત્સવ પ્રસંગે આપને "નાઇટ કમાન્ડર ઑફ ધી ઇન્ડિયન એમ્પાયર"નો માનવંતો ખેતાબ બક્ષ્યાથી અમે અત્યંત હર્ષિત થયા છિયે. આ પ્રસંગે આપને અમારી દિલોજાનીની, અને અંતઃકર્ણ પૂર્વકની મુબારકબાદી આપવા માટે, તેમજ માનવંત ખેતાબોની હજી પણ આપ નામદાર ઉપર વધારે વૃષ્ટિ થાય, એવું ઇચ્છવાને આપ નામદાર આ તકનો લાભ લેવાની પરવાનગી આપશો. મુંબઇની ઑનરેબલ સરકારે પોતાની લેજીસ્લેટિવ કાઉન્સિલની એક બેઠકપર આપ નામદારની મનશક્તિની પિછાણિયત તરિકે આપને નિમીને જે માન આપ્યું છે, તેવું સૌરાષ્ટ્રના ઇતિહાસમાં કોઇને આગળ મળેલું જણાતું નથી. ગ્રેટબ્રિટન, આયર્લાંડ અને અમેરિકાની સફર કરવાનું માથે લઇને તે સફરનો દરેક બાબદમાં પૂર્ણ લાંબો વખત સુધી લાભ લેવામાં કાઠિયાવાડના આપ પેહેલાજ રાજવંશી છો, એવું જાણીને અમને કંઇ થોડી ખુશાલિ ઉત્પન્ન થતી નથી. અમને માનવાને કારણ છે કે, આપ નામદાર આપની પ્રજાનાં અભ્યુદયમાં વૃદ્ધિ કરવા માટે અમેરિકા ખંડ, જે હાલમાં ઉદ્યોગ હુન્નરની બાબતમાં સૌથી આગળ છે, તેના અનુભવનો લાભ આપની પ્રજાને આપશો. ઇંગ્લાંડ દેશ, જેના કારખાનાની બનાવટો દુનિયામાં પ્રસિદ્ધ થયલી છે, ત્યાંના અનુભવનો લાભ પણ આપની વફાદાર પ્રજાને મળશે, એવી આશા છે. વળી આ શુભ પ્રસંગે અમારી કેટલીક અરજો આપ નામદાર સમક્ષ મૂકવાની રજા લઇએ છિયે, જે અરજો પ્રજા જનોને હિત કરનારી હોવાથી તે તેની મેળેજ આપ નામદારને સ્તુત્ય લાગશે, એવી આશા રાખીએ છિયે.

મૂખ્ય અરજ, હાલ જે અફસોસ કરવા જોગ સ્થિતિએ ખેડુ વર્ગો પૂગેલા છે તેમાં સુધારો કરવાને લગતી છે. તેઓ નેહેર તથા ખેતીનાં જ્ઞાનમાં પાછળ હોવાથી, તેમજ જે નવાં તથા સુધરેલાં હથિયારોથી મેહેનત ઓછી થાય છે, તેમાં અજ્ઞાનપણું ધરાવતા હોવાથી જમીનના પાકમાં વધારો થતો નથી. તેઓની પછાત સ્થિતિનું કદાચ મૂખ્ય કારણ તેઓની નિર્ધનતા છે. આ બાબદમાં તેઓને સહાય આપવાને સર વેડરબર્નની યોજનાનાં ધોરણ ઉપર એક "એગ્રિકલ્ચરલ બેંક" ઉઘાડવી જોઇએ. આવી એક બેંક વળાનાં રાજ્ય તરફથી ઉઘડેલી છે, પરંતુ જો મજકૂર યોજનાની બાબતમાં વધારે સારી ગોઠવણ કરવામાં આવે તો તે વધારે લાભકારી રીતે બાહાલ રાખી શકાય.

રાજ્યમાં વ્યાપાર પ્રત્યે ત્વરાથી લક્ષ આપવાની અગત્ય છે. હાલનો વ્યાપાર જે હાલહવાલ સ્થિતિએ પૂગ્યો છે, તે માટેનાં અનેક કારણો છે, જેની તપાસ કરવા સારૂ વ્યાપારી વર્ગના કેટલાક પ્રતિનિધિઓ તથા રેવન્યુ ખાતાના બે અથવા ત્રણ પ્રમાણિક તથા અનૂભવી અધિકારિઓનું કમિશન નિમવું જોઇએ છે. વ્યાપારનો પ્રસાર કરવા અથ જે કાબેલ સાહસિક વ્યાપારિઓ કમભાગ્યે તંગ હાલતમાં આવી ગયા હોય, તેઓને ગોંડળ રાજ્યની માફક દરબારી તિજોરીમાંથી નાંણા સંબંધી મદદ કરવી જોઇએ છે, તેમજ આપ નામદારને યોગ્ય લાગે તેવા ઉપાયોથી લોનો વાળવાની ગોઠવણ કરવી જોઇએ છે.

વળી વ્યાપાર, તેમજ ઉદ્યોગનાં સઘળાં ખાતાઓની આબાદી માટે અગત્યનું છે કે, લોકોને ઇનસાફ ઓછે ખર્ચે જલદીથી આપવો જોઇએ. હાલમાં જે રીતે ઇનસાફ અપાય છે, તેથી લોકોને કોઇ કોઈ વખતે તેમના દાવા કરતાં વધુ ખર્ચ થઇ જાય છે. આટલા માટે આપ નામદારને જેમ યોગ્ય લાગે તેવી રીતે જ્યુડિશિયલ ડિપાર્ટમેંટ ઉપરીની દેખરેખ તળે લવાદો, અને પંચાયતોથી કામ કરવાનું ધોરણ દાખલ કરવું જોઇએ.

કેળવણીને પણ કંઇક બળ આપવાની અગત્ય છે. અત્રેની સ્કૂલમાં વધારે તથા સારા શિક્ષકો રાખવા જોઇએ. જેઓ મેટ્રિક્યુલેશનનાં ધોરણ સુધી અભ્યાસ કરાવી શકે. લાયક તથા ગરીબ છોકરાઓને મદદ અર્થે સ્કૉલરશિપો આપવી જોઇએ, અને જેઓ ઊંચી પંક્તિનાં જ્ઞાનમાં પદ્વિ લેવા ઇચ્છતા હોય, તેમને સહાય આપવી જોઇએ. આવી સ્કૉલરશિપો, શાળાઓ અને કૉલેજોમાં કેળવણીની જુદી જુદી શાખાઓમાં સ્થાપવી જોઇએ છે.

કળાકૌશલ્યનાં શિક્ષણ માટે ખાસ લક્ષ આપવાની અગત્ય છે, અને અમને ભરોસો છે કે, આપ નામદારને ઇંગ્લાંડના પ્રવાસથી એ શિક્ષણના વધારાની જરૂર વિષે સારી અસર થઇ હશે. કળાકૌશલ્યનાં શિક્ષણના સ્વાલ વિષે હાલમાં એટલું બધું બોલાયું છે કે, એ બાબતમાં આપ નામદારને માત્ર વિનંતિ કરવી એજ બસ છે.

આ પ્રમાણેની અમારી અરજો પ્રત્યે ઘટિત લક્ષ આપવામાં આવશે, એવી અમે અપેક્ષા રાખીએ છિયે.

આપ નામદારની રજા લેવા પૂર્વે અમે એકવાર ફરીથી જણાવવા માગિએ છિયે કે, આપ લાભકારી મુસાફરીથી પાછા ફર્યાથી અમને જે ખુશાલિ ઉપજી છે તે અત્રે આ લુખા, પરંતુ ઉત્સાહ ભરેલા આવકારમાં દર્શાવી છે, જે આ-

પ નામદાર કૃપાની રાહે સ્વિકારશો. આ માન પોતાએ ભોગવવાને, સુધરેલા ભાગોની મુસાફરીથી મેળવેલાં પૂર્ણ જ્ઞાનનાં ફળ ફેલાવવાને, અને જે સકળ પ્રજા આપ નામદારને આ દુનિયાના ભાગના મ્હોટા હિતેચ્છુ તથા પોતાના પિતા તરિકે ચાહે છે, તેનાં અંતઃકર્ણ પૂર્વકનાં આશિશ વચન સંપાદન કરવાને ઇશ્વર આપ નામદારને લાંબુ આયુષ્ય અને સૂખ બક્ષે.

અમે છિએ આપ નામદારની

**અત્યંત વફાદાર અને આજ્ઞાંકિત પ્રજા."**

ઉપર પ્રમાણેનું પ્રજા વર્ગ તરફનું માનપત્ર વંચાઈ રહ્યા પછી મી૦ પુરૂષોત્તમ કાહાનજી ગાંધીએ તે નામદારને એક માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, જે પછી વળી ત્રિજું માનપત્ર મી૦ છગનલાલ ગોડીદાશ કોઠારીએ વાંચ્યું હતું તથા એ શિવાય બીજાઓએ પણ એ ખુશાલિના પ્રસંગને અનુસરતી કેટલીક કવિતાઓ વાંચી હતી. આ સઘળું સમાપ્ત થયાં પછી નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજીએ સઘળાં માનપત્રો આદિકનો નિચે પ્રમાણેનો પ્રત્યોત્તર આપ્યો હતોઃ—

"પ્રિય પ્રજાજનો, ભાયાતો સ્વજનો અને સદ્‌ગૃહસ્થો,

તમને આજ લાંબી મુદતે ખુશીમાં દીઠા તેથી, તેમજ અમારાં આગમન સમયનો અંતઃકર્ણ પૂર્વકનો પ્રેમ પ્રદર્શિત કરવા માટે જે જે ગોઠવણો કરી છે, તે તમામ જોઈ હું વધારે આનંદિત થયો છું. અતિ હર્ષમાં મારા પ્રિય પ્રજાજનોને પ્રફુલ્લિત દેખી મારા પ્રત્યેની તમારી વફાદારી, અને શુદ્ધ અંતઃકર્ણની લાગણીઓ આબેહુબ મારાં દિલમાં ખડી થાય છે, અને તેને લીધે મારાં અંતઃકર્ણમાં તે ચિત્ર ખડું થઇ મને જે આનંદ પ્રાપ્ત થયો છે, તેનું યથાર્થ વર્ણન કરવા મને પૂરતા શબ્દો મળી શકતા નથી; તોપણ એટલું તો હું કહી શકું છું કે, એ હર્ષ મને તમારા તરફ વધારે અને વધારે પ્રેમી કરવા ઉશ્કેરે છે, જેમાં આ પ્રસંગે આપેલાં માનપત્ર તથા કવિતા અને ચોપાનિયાં ઉમેરો કરે છે.

૨. આખા સૌરાષ્ટ્રનાં રાજ્યોએ સ્વેચ્છાથી તેમની તરફથી મલિકા માઆઝમા કૈસરેહિંદ મહારાણી શ્રી વિક્ટોરિયાની "જ્યુબિલિ" મહોત્સવના પ્રસંગ ઉપર વિલાયત જવા જે રાજાઓને નિમંત્રણ થયલાં તેમાં મને ગણવાથી તથા તમે જણાવ્યા પ્રમાણે મારા પ્રત્યે કાઠિયાવાડનાં સ્વસ્થાનો તથા તમામ પ્રજા બહુ ચાહાના ધરાવે છે તેથી હું તેઓનો આ પ્રસંગે અંતઃકર્ણ પૂર્વક આભાર માનું છું.

૩. વિલાયત (ઇંગ્લાંડ) એક સ્વતંત્રતાનું સ્વરૂપ છે એટલુંજ નહીં, પરંતુ વિદ્યા, કળા, ન્યાય અને ઉત્તમ પ્રકારની રીતભાતનું મૂખ્ય મથક છે. ત્યાંનાં લોકો સ્નેહાળ, અને સૌજન્યતા વાળા છે. તેમનું નૌકા લશ્કરી બળ, અને તે વિષેનું ચાતુર્યપણું સર્વોપરી છે, તેમજ ત્યાંની દોલત અને વ્યાપાર પણ અદ્‌ભૂત છે. આ શુભ ગુણ સંપન્ન પ્રજા નમ્રતા યુક્ત છે, પણ તેમાં સર્વ સમૃદ્ધિના માલિક મહારાણી શ્રી તથા તેમના કુટુંબનો વિવેક વિશેષે કરી પ્રજાના ઊંચ વર્ગનાં સજ્જનોને સર્વોતકૃષ્ટ દાખલો લેવા જેવો છે. મહારાણી શ્રી ચક્રવર્ત્તિ છે, તેમનાં રાજ્યમાં સૂર્યાસ્ત થતો નથી, એવા મ્હોટાં શામ રાજ્યના મહારાણી શ્રીનાં નમ્રતા, વિવેક અને આ દેશ સાથે સંબંધ ધરાવતી ઘણી બાબતની માહેતી ને માહેતીમાં વધારો કરવાની જીજ્ઞાસા તથા પોતાની પ્રજા અને માંડળિક રાજા પ્રત્યેનો પ્રેમ, આ અતિ ઊંચ ગુણો નિઃશંક અનૂપમ અને વિસ્મય પમાડનારા છે. મારા પ્રત્યે આ પ્રસંગે જે પ્રંશસનીય લાગણી બતાવી મને માન આપ્યું છે, તેને માટે હું તે નામદાર મહારાણી તથા તેમનાં આખાં રાજ્ય કુટુંબનો અંતઃકર્ણ પૂર્વક ઊપકાર માની પરમેશ્વર પાસે માગું છું કે, આ રાજ્ય અમર તપો તથા મહારાણી અને તેમના રાજ્ય સમાજને અખંડ સૂખ શાંતિ આપો. લૉર્ડ ક્રાસ સાહેબ ને બીજા ઇંડિયા ઑફિસના અમલદારો તથા તે શિવાયના વિલાયતના અધિકારીઓ, જેની સાથે મારે મળવું થએલું, તેમણે જે મારા ઉપર મમતા જણાવેલી, તે માટે તેમનો મ્હોટો આભાર માનું છું, જેને માટે હું તેમનો જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. ખસૂસ કરીને મારે દર્શાવવું જોઇએ કે, મહારાણી સાહેબનો, તેમજ રાજ્ય કુટુંબનો આપણાં હિંદુસ્તાન ને હિંદુસ્તાનિઓ ઉપર જે પ્રેમ છે, તે તો પ્રસિદ્ધજ છે, પણ ત્યાંના અમીર ઉમરાવો ને આ પ્રજાની કેટલી પ્રીતિ છે, તે આપણાં હિંદુસ્તાન તરફથી ગયેલા રાજાની પ્રેમયુક્ત સર્વોત્તમ સરભરા ખાતર બરદાશ્ત કરી સ્પષ્ટ બતાવી આપેલું છે, જેને માટે આપણ સર્વએ તેમનો ખસૂસ આભાર માનવો જોઇએ.

વળી આ ઠેકાણે મારે જણાવવું જોઇએ કે, આપણા નામદાર ગવરનર લૉર્ડ રે તથા લેડી રે મારા ઉપર હર હંમેશાં ચાહેના રાખે છે, તે આ દેશમાંજ નહીં પણ હું વિલાયત ગયો ત્યારે પોતાના સ્નેહી સંબંધી ઉપર ભલામણ પત્રો લખી આપેલા, જેથી વિલાયતમાં અજાણ્યા દેશમાં ગયો છું, તેમ થવાને બદલે જાણે સ્વદેશમાં પોતાના સ્નેહી વર્ગમાંજ છું, તેવી સ્થિતિ ઉપર મૂકી દીધો હતો.

૪. વિલાયતથી નિકળી આયર્લાંડ ગયો, જ્યાં લૉર્ડ લંડનડરીની મુલાકાત થઇ હતી, ને તેમણે મારો સારો આદરસત્કાર કરેલો, તે માટે તેમનો પાડ માનું છું, અને ત્યાંથી આટલાંટિક મહાસાગર ઓળંગી હું યુનેટેડ સ્ટેટના કાંઠે ન્યૂયાર્કમાં ઉતર્યો, અને ત્યાર બાદ ત્યાંનાં કેટલાંક શેહેરો જોયાં તથા કેનેડા પણ જોયું તથા ત્યાંનાં લોકો અને તેમના ગુણો વિષે આપણે ન્યુસપેપરોથી કેટલીક હકીગત જાણીએ છિએ, તેથી તે વિષેની હકીકત કહી હું વખત રોકવાને દુરસ્ત ધારતો નથી; તોપણ ત્યાં ઘણુંકરી અંગ્રેજ લોકોનોજ વસ્તી છે, અને તેઓ પણ વિદ્યા, હુન્નર, કળા તથા કેળવણીમાં અન્ય દેશથી ઉતરે તેવા નથી તથા તે દેશોમાં મારા વિલાયતની અંદરના દોસ્તોની ભલામણથી મને ઘણી સુગમતા પડી હતી, જેને માટે હું તેમનો આભારી થયો છું. વળી અમેરિકામાં પ્રેસિડંટ તથા ત્યાંનાં બીજા સદ્ગ્રહસ્થોએ મારૂં સનમાન કરેલું છે, તેમજ કેનેડામાં લૉર્ડ લેન્સડાઉન તથા બીજા અમલદારો તથા સદ્ગૃહસ્થોએ મારો સારો સત્કાર કરેલો છે, તેને માટે પણ હું તેમનો ઉપકાર માનું છું.

૫. માનપત્ર આપતાં તમે કોઇ જાતની માંગણી કરી નથી, અને પૂરતો વિશ્વાસ મારા ઉપર મૂકયો છે, તે ઉપરથી મારા ઉપર વધારે પડતો બોજ આવે છે, માટે હું જણાવું છું કે, મારા તખ્તનશીન થયા પછી પ્રજા કલ્યાણ માટે મને સૂજ્યા તે તથા જે મારાથી લેવાઇ શકાયા તે ઉપાયો લીધા છે, અને હવે પછી પણ લઇશ; અને હું જગત નિયંતા ઇશ્વર પાસે એજ માગું છું કે, મારી પ્રેમી પ્રજાના કોડ પૂરા પાડવામાં મને સાહાયક થાય.

આ જગોએ મારે એટલું પણ દર્શાવવું જોઇએ કે, પ્રજાની સૂખ વૃદ્ધિમાં, અને આબાદાનીમાં વધારો થવો, તેનો કેવળ રાજ્ય સત્તા ઉપરજ આધાર નથી; કેમકે જે જે ઉપાયો યોજવા જોઇએ તે બાબત પ્રજા તરફથી પણ ઘટિત સૂચના થવાની અગત્ય છે; કેમકે તેમ થવા વિના દરેક ધંધામાં જ્ઞાતિ વિગેરેમાં શું શું અડચાણ છે, તે કેવી રીતે દૂર થાય, તે અમારે જાણવું ઘણું મુશ્કેલ થઇ પડે. અલબત રાજ્યકર્તાએ પોતાની પ્રજાની સ્થિતિ તરફ લક્ષ આપી આબાદાનીની વૃદ્ધિ કરવાના યોગ્ય ઇલાજો લેવા, એ એક તેમની મુખ્ય ફરજ છે, તોપણ એ કર્તવ્ય ઉપર માત્ર પ્રજા સૂખ વૃદ્ધિનો આધાર રહેલો છે, એ માનવું ભુલ ભરેલું છે. વ્યાપાર, કળા, કૌશલ્ય અને હુન્નરની વૃદ્ધિ કરવાની જેઓની ઉત્કંઠા હોય, તેમણે રાજ્ય આશ્રય માગવાની સાથે પ્રથમ દરજ્જે વ્યવહારિક બાબતોમાં યથાયોગ્ય અનૂભવ સંપાદન કરી, હિમ્મત અને સમય સૂચકતા ધારણ કરવાં જોઇએ છિએ એટલુંજ નહીં, પણ જે સુધરેલા દેશો બેહદ સૂખ સંપતિનો ઉપભોગ કરતા આપણી દૃષ્ટિએ પડે છે, તેઓની શ્રેષ્ટતા થવાનું એક પ્રબળ કારણ વ્યવહારિક નીતિ છે, તેને પણ ગ્રહણ કરી પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખવા તથા તેમાં વૃદ્ધિ કરવા પણ કોશિશ કરવી ઘટે છે. આ દરેક ઉપાયો રાજ્ય સત્તા કરતાં પ્રજા પોતાની મેળે ગ્રહણ કરે તો વધારે સરળતાથી તેનો લાભ મળે. ટુંકામાં મારી કહેવાની મતલબ એમ છે કે,—સૂખ સંપતિમાં વધારો થવા રાજ્ય સત્તાની મદદને પ્રજા તરફથી દૃઢ મનથી, આગ્રહથી અને અચળ વૃત્તિથી શૂભ પ્રયત્ન એ બંનેની જરૂર છે, ને હું કેહેવા ઘણો ખુશી છઊં કે, પ્રજા તરફથી જે જે વ્યાજબી માગણીઓ કરવામાં આવશે, તે ઉલ્હાસની સાથે કબૂલ કરમાં આવશે હવે વધારે વખત રોકવો દુરસ્ત ન ધારીને ફરીથી તમારો પ્રેમ જે જોવામાં આવે છે, તે માટે શુદ્ધ અંતઃકર્ણથી ઉપકાર માની આ મારો જવાબ બંધ કરૂં છું."

ઊપર પ્રમાણે નામદાર ઠાકાર સાહેબ બહાદૂરે ઘણીજ યોગ્ય વાણીમાં પોતાનું સંભાષણ સમાપ્ત કીધાં પછી પાનગુલાબ લઈને સર્વ જનો ત્યાંથી વિદાયે થયા હતા, અને નામદાર ઠાકાર સાહેબ પણ સઘળી ધામધૂમમાંથી પસાર થઈને પોતાના મેહેલમાં પધાર્યા હતા. એજ દિવસે રાત્રિ સમયે એ ખુશાલિ બદલ રોશની પણ કરવામાં આવી હતી તથા ઘણે ઘણે પ્રકારે પ્રજાએ, તેમજ તે નામદારના અમલદારોએ પોતાનો પરમાનંદ પ્રદર્શિત કીધો હતો.

સને ૧૮૮૮નાં વર્ષમાં નામદાર ઠાકાર સાહેબ શ્રી જસવતસિંહજી, નામદાર મુંબઈના ગવરનર સાહેબની કાઉન્સિલમાં મૂકાયલા "તાલુકદારી સેટલમેન્ટ બિલ"ની ભાંજગડના સંબંધમાં કેટલીક વાર

મુંબઈ તથા પૂને પધાર્યા હતા. એજ પ્રમાણે તે નામદાર ઘણેખરે કામને પ્રસંગે મુંબઈ તથા પૂને તો વારંવાર પધારે છે; પરંતુ એવે પ્રસંગે તે નામદાર પોતાની સંગે રશાળાના ઘણા માણસો રાખતા નથી, પણ માત્ર કામ જેટલાજ રાખે છે, જે તે નામદારની સાદાઇનો સર્વોત્તમ ગુણ છે.

નામદાર ઠાકોર સાહેબ સર જસવતસિંહજી ઉદારતાની બાબતમાં ઘણા સારા ગણાય છે. તે નામદારે એટલાં બધાં ફંડોમાં રકમો ભરી છે, અને એટલાં બધાં ખાતાંઓને મદદો આપી છે, કે જે તમામનું વર્ણન કરતાં ઘણી જગ્યા રોકાય, અને તેથી તેનું લંબાણ બ્યાન વિગત સહ આપી શકાતું નથી. પણ સારાંશમાં માત્ર એટલુંજ લખવાનું કે, તે નામદાર ઉદારતાની બાબતમાં ઉત્તમ છે. જ્યાં જેવી ઉદારતા વાપરવી ઘટે છે, ત્યાં તેવીજ રીતની ઘટિત ઉદારતા તે નામદાર વાપરતા આવ્યા છે. વળી તેમાં પણ તે નામદાર જાતે ઘણા વિદ્વાન હોવાથી વિદ્યા વૃદ્ધિનાં કાર્યોમાં તો તે નામદાર મનમાનતી ઉદારતા વાપરે છે.

નામદાર ઠાકોર સાહેબ સર જસવતસિંહજીએ રાજ્યાસનપર બિરાજમાન થયા પછી તથા રાજ્યની કુલ સત્તા સ્વાધિનમાં લીધા પછી તે નામદારે રાજ્યમાં સુધારાનાં પણ સુંદર ને પ્રફુલ્લિત વૃક્ષો વાવ્યાં છે તથા તે નામદારે પોતાની પ્રિય પ્રજાને સુખનાં સાધનો પૂરાં પાડવાને ઘણાં સુકૃત્યો કીધાં છે.

ન્યાયની બાબતમાં પણ નામદાર ઠાકોર સાહેબ સર જસવતસિંહજી એક ઉત્તમ નૃપતિ ગણાય છે, અને એ નામદારના ન્યાયનો નમુનો આખા કાઠિયાવાડ ઈલાકામાં અત્યંત સ્તુતિપાત્ર કહેવામાં આવે છે. પોતાની પ્રજાને અદલ ન્યાય આપવામાં પોતે સર્વદા ઘણીજ ખંત રાખે છે, અને પોતાની સન્મૂખ ન્યાય મેળવવાને આવનારા બંને પક્ષોને સમાન દૃષ્ટિથી નિર્ખિ ચોખ્ખો ને નિઃસપક્ષપાતપણાથી ઊમદા ન્યાય આપે છે. આને માટે તે નામદારે પોતાની એક ખાસ જુદી કોર્ટ રાખી છે, જેમાં તે નામદાર હંમેશાં નિયમસર બિરાજી અપીલો આદિકનાં કામો ચલાવે છે, અને તે કામ ઘણીજ કાળજીથી તથા ઘણીજ સત્યતાપૂર્વક-વાજબીપણે ચલાવે છે, જેથી કોઈ પણ પક્ષકારને તે નામદારના ચુકાદાને માટે અવિશ્વાસ રેહેતો નથી અથવા તો તેમને બડબડાટ કરવાનું કારણ પણ મળતું નથી.

નામદાર સર જસવતસિંહજી વિદ્વતામાં પણ ઘણા કૂશળ નૃપતિ છે. તે નામદારે ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન ઘણું ઉત્તમ સંપાદન કીધું છે, અને તેની સાથે ઈંગ્રેજીમાં તે નામદારની વક્તા શક્તિ ઘણીજ સરસ છે. ઇંગ્રેજીમાં ભલભલા યુરોપિયનો આદિકની સંગે તે નામદાર પૂર છટા ને ત્વરાથી વાતચીત કરે છે, અને યુરોપિયનોની સંગે તે નામદારને ઘણો સહવાસ હોવાથી ઈંગ્રેજી બોલવાનો અનૂભવ પણ તે નામદારને મનમાનતો થઈ ગયો છે. આવી તે નામદારની ઉત્તમ વિદ્વતા તથા ચાલાકી હોવાથી તે નામદાર કાઠિયાવાડ ઈલાકાનાં નૃપતિ મંડળમાં એક અચ્છા એક્કા રૂપ ગણાય છે, અને કાઠી રાજા સાહેબો કોઈ પણ રાજ્યપ્રકરણી કે બીજી મ્હોટી બાબતમાં કંઇ પણ હીલચાલ કરે છે, તો તેમાં નામદાર ઠાકોર સાહેબ સર જસવતસિંહજીને તેઓ પેહેલા સામેલ કરે છે એટલુંજ નહીં, પરંતુ તે નામદારને વળી અગ્રેસર તરિકે પણ પસંદ કરે છે.

નામદાર ઠાકોર સાહેબ સર જસવતસિંહજી સ્વધર્મ નિષ્ઠામાં પણ ઘણા સારા છે. તે નામદાર આટલુંબધું ઈંગ્રેજી શિખ્યા છે તથા તે નામદારે યુરોપિયનો આદિકની સંગે આટલોબધો સમાગમ રાખ્યો છે, તેમ છતાં પણ તે નામદાર ધર્મ પાળવામાં ઘણાજ વખણાય છે, અને એટલે સુધી કેહેવાય છે કે, તે નામદારના જેવા ધર્મવાન, સ્વધર્મનિષ્ઠ ને ધર્મપર સંપૂર્ણ આસ્તા રાખનાર આખાં કાઠિયાવાડી નૃપતિ મંડળમાં એક પણ નૃપતિ નથી! આવા સારા તે નામદાર ધર્મવાન ગણાય છે, અને તેમાં કિં-

ચિત્ પણ ખોટું નથી અથવા તો જરા પણ શક જેવું નથી, પરંતુ તદન સત્યતાપૂર્વક વાર્ત્તા છે. તે નામદાર દરરોજ પ્રભાતમાં સ્નાન કીધાં પછી અમૂક સમય ઇશ્વરભક્તિમાં ગુજારે છે, અને તે પછી ભોજન કરીને રાજ્યનાં કામકાજમાં પડે છે. વળી હિંદુ ધર્મશાસ્ત્ર આદિક શાસ્ત્ર સંબંધીનું જ્ઞાન પણ તે નામદારને સારૂં છે, અને હંમેશાં શાસ્ત્ર સંબંધી કથા-વાર્તામાં તે નામદાર સારી રીતનો પ્રવેશ રાખે છે. આ સઘળાની સાથે તે નામદાર એકાદશી આદિક વૃત્ત પણ કરે છે, અને અધિકમાસમાં તો તે નામદાર આખો માસ સુધી દિવસમાં માત્ર એકજ વાર આહાર કરે છે !

નામદાર ઠાકોર સાહેબ શ્રી જસવતસિંહજી સ્વભાવે શાંત, દયાળુ, વિચારવંત, ગંભીર ને ઘણાજ સાદા છે તથા વિવેક વિચારમાં તે નામદાર બહુ સારી સમજશક્તિ ધરાવે છે. આવા તે નામદારના રૂડા સ્વભાવને લીધે, જો કોઈ પણ સખસ તે નામદારની મુલાકાત લે છે તો તે સખસ તે નામદારની વિવેકી રીતભાત તથા આગતાસ્વાગતાથી ખુશી થઈ જાય છે.

લીમડીનું રાજ્ય ખાસ ઝાલાવાડ પ્રાંતમાં આવેલું છે. એ રાજ્યની ઉત્તર દિશામાં વઢવાણનું રાજ્ય છે; પૂર્વમાં ધોળકા પ્રગણું છે; દક્ષિણમાં ધંધુકા પ્રગણાનાં ગામ તથા ચૂડા તાલુકો છે; અને પશ્ચિમમાં સાયલા તથા બીજા ન્હાના તાલુકા છે. એ રાજ્યના તાબામાં ૩૩૨ ચોરસ માઈલ્સ જમીન, ૭૨ ગામ તથા આશરે ૪૩૦૦૦ માણસોની વસ્તી છે. એ રાજ્યની એકંદર ઉપજ દર વર્ષે આશરે ૪-૫ લાખ રૂપિયાની થાય છે. આ ઉપજ કાઠિયાવાડ એજન્સિ તાબાનાં ગામોની તથા અમદાવાદ જીલ્લામાં એ રાજ્યનાં આવેલાં ગામોની મળીને કુલ્લે છે. આ ઉપજમાંથી નામદાર બ્રિટિશ સરકારને જમાબંધીના તથા જુનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૪૫૫૩૩ ભરવામાં આવે છે.



## રાજકોટના નામદાર ઠાકોર સાહેબ

# શ્રી બાવાજીરાજજી સાહેબ બહાદૂર.

રાજકોટના નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજી સાહેબ બહાદૂરનો જન્મ સંવત ૧૯૧૨ના શ્રાવણ વદ અમાવાશ્યાં ને શનિવારે, એટલે તા૦ ૩૦મી આગષ્ટ સને ૧૮૫૬ને દિવસે થયો હતો. એમના પિતા શ્રી મેહેરામણજીને ચાર રાણીઓ હતી, જેમાંના ભાવનગરના ભાયાત લાખણકાના અખેરાજજીના કુંવરી હરિબાને પેટે શ્રી બાવાજીરાજનો જન્મ થયો હતો. ઠાકોર સાહેબ શ્રી મેહેરામણજી ઇ. સ. ૧૮૬૨નાં વર્ષમાં, એટલે સંવત ૧૯૧૯નાં કારતક શુદ ૫ને દિને દેવલોક પામ્યા પછી શ્રી બાવાજીરાજજીએ એજ વર્ષમાં, એટલે સંવત ૧૯૧૯ના કારતક વદ ૨, યાને તા૦ ૮મી નવેમ્બર સને ૧૮૬૨ને દિને ગાદિપર બિરાજમાન થયા હતા. આ સમયે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજીની વય માત્ર છ વર્ષની હોવાથી તેમનો રાજ્યકાર્યભાર તેમના વડિયાઈ શ્રી નાહનીબા સાહેબે સને ૧૮૬૭ સુધી ચલાવ્યો હતો. એજ વર્ષમાં કાઠિયાવાડના પોલિટિકલ એજંટ મી૦ કિટિંગ સાહેબે સરકાર પાસે પરવાનગી મંગાવીને રાજકોટનો રાજ્યકાર્યભાર કેપ્ટન જે. એચ. લૉયડને સોંપ્યો હતો. આ દરમ્યાન નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજે પ્રથમ ખાનગી દ્વારાએ, અને તે પછી રાજકોટની "રાજ્યકુંવર કૉલેજ"માં ઘણી ચંચળાઈ ને ત્વરાથી વિદ્યાભ્યાસ કરવા માંડયો હતો. કૉલેજમાં તે નામદાર હંમેશા અધ્યયન કરવા પાછળજ લક્ષ રાખતા હતા તથા રાતને દિવસ પુસ્તકો વાંચવામાં પુષ્કળ પરિશ્રમ લેતા હતા. તે નામદારે પ્રથમથીજ અભ્યાસ કરવા માટે અમૂક વખત નિર્માણ કરી રાખ્યો હતો, અને તે પ્રમાણે દિવસ ને રાત્રિનો તેટલોજ વખત હંમેશા શિખવા તથા વાંચવા પાછળ ગાળતા હતા. કૉલેજના પ્રિન્સિપાલનો આથી તે નામદારપર અત્યંત પ્યાર રેહેતો હતો, અને તેઓ સાહેબ સર્વદા નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજીનાં વખાણ વદતા હતા. આ પ્રમાણે વિદ્યાભ્યાસમાં પરિપૂર્ણ શ્રમ લઈ પ્રસંશા પામ્યા પછી તે નામદારે કૉલેજ છોડી હતી. આ વખતે તે નામદારના કૉલેજના તમામ મિત્રો તેમને પોતાનાથી વિખૂટા પડેલા જોઇને અત્યંત ગ્લાનિ પામ્યા હતા; કેમકે તે સર્વની નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજીપર ઘણી સારી ચાહેના હતી, અને તે સર્વ વિદ્યાર્થિઓ શ્રી બાવાજીરાજજીની સંગે અહોનિશ સ્નેહેયુક્ત વર્ત્તતા હતા. એજ પ્રમાણે શ્રી બાવાજીરાજજી પણ તે સર્વની સંગે પ્રેમ ભાવે, નમ્રતાપૂર્વક, વિવેકપણે મિલનસારપણે ને સાદાઇથી વર્ત્તતા હતા, જેથી કરીને તે સઘળાઓનો તે નામદારપર ઘણો પ્યાર બંધાયો હતો. આ પ્રકારે પોતાના સર્વ સોબતિઓનો પ્યાર સંપાદન કરીને તથા પોતાના શિક્ષા ગુરૂનો સારો અભિપ્રાય મેળવીને તે નામદારે સને ૧૮૭૩નાં વર્ષમાં કૉલેજ છોડી હતી. કૉલેજ છોડયા પછી તે નામદાર તરતજ કેપ્ટન નટની સાથે હિંદુસ્થાનને પ્રવાસે નિકળ્યા હતા, અને એજ વર્ષના નવેમ્બર માસની તા૦ ૨૬મીએ તે નામદા-

રની સ્વારી મુંબઈ પધારી હતી. મુંબઈમાં આશરે એક અઠવાડિયું રહ્યા હતા, અને તે દરમ્યાન તે નામદારે તે અલબેલી નગરીમાં ઘણી ઘણી જોવા લાયક ને નવીન વસ્તુઓ જોઈ હતી તથા ઘણાં ઘણાં નામાંકિત સ્થળો, કારખાનાંઓ, બંદરો, બાગ-બગિચાઓ અને એ શિવાય અનેક નવાઈનાં સ્થાનો તે નામદારે કેપ્ટન નટ સાહેબની સંગે રહીને રંગેચંગે નિહાળ્યાં હતાં. આ પ્રવાસમાં તે નામદારની સંગે નવાનગરના જામ સાહેબના પાટવી કુંવર પણ હતા, જેથી નામદાર શ્રી બાવાજીરાજજીને માર્ગમાં વિશેષ આનંદ વર્તતો હતો. મુંબઈથી તે નામદાર નિકળ્યા પછી હિંદુસ્થાનનાં બીજાં ઘણાંક નગરોમાં પધાર્યા હતા, અને દરેક નગરની નવીનતા તે નામદારે ઘણીજ કાળજીથી નિર્ખિ હતી તથા જ્યાં જ્યાં તે નામદાર પધારતા હતા, ત્યાં જોવા લાયક ને વિસ્મયતા પમાડનારી તથા કંઈ પણ નવું જ્ઞાન આપનારી કઈ વસ્તુ છે, તેની તે નામદાર પ્રથમ તપાસ કરાવતા હતા, અને તે પછી તે નામદારને કોઈ પણ જોવા લાયક જગા કે વસ્તુ જણાતી હતી, તો તે જોવાને તે નામદાર તત્કાળ જતા હતા, પરંતુ તે કામમાં બિલકૂલ આળસ તો રાખતાજ નહોતા. આ પ્રમાણે પોતાના પ્રવાસનું ખરેખરૂં સાર્થક કીધા પછી તે નામદાર તથા જામનગરના પાટવી કુંવર અને કેપ્ટન નટ સાહેબ તા૦ ૯મી માર્ચ સને ૧૮૭૪ ને સોમવારને દિવસે શ્રી કાશી સ્થાનેથી પુનઃ મુંબઈ નગરીમાં પધાર્યા હતા, જ્યાંથી નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજી પોતાનાં પાયતખ્ત નગર રાજકોટ ખાતે ઊપડી ગયા હતા. ત્યાં પોહોંચ્યા પછી એજ વર્ષમાં, એટલે સને ૧૮૭૪માં તે નામદારને માટે નામદાર બ્રિટિશ સરકારે એવી રીતનો ઠરાવ કીધો હતો કે, તે નામદારને રાજ્યની કુલ્લ સત્તા, તે નામદારને પૂરાં વીશ વર્ષ થયાં પછી તત્કાળ આપવામાં આવશે. આવો ઠરાવ કરીને નામદાર સરકારે તે નામદારને રાજ્યકાજનો કેટલોક અનૂભવ મેળવવા માટે આસિસ્ટંટ પોલિટિકલ એજંટની સાથે રાજ્યકાર્યભાર ચલાવવામાં સામેલ કીધા હતા. વળી તેની સાથે તે નામદારે પોતાનો વિદ્યાભ્યાસ પણ પાછો જારીજ રાખ્યો હતો, અને એક ખાસ શિક્ષકની પાસે તે નામદાર વિદ્યાની તાલિમ ઘણીજ ખંત ને ચપળતાથી લેતા હતા. આ બાબતમાં તથા તે નામદારે હિંદુસ્થાનમાં પ્રવાસ કીધો તે બાબતમાં નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૭૩-૭૪નાં વર્ષનાં એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The young Chief travelled during the last cold season in company with the heir apparent of Navanagar, and has derived considerable benefit from contact with the outer world. He has since his return been prosecuting his studies under a separate tutor, and attends daily the Assistant Political Agent's Office to get an insight into the duties of a ruler, and prepare himself for the high position he will have to fill."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"યુવાન ઠાકોરે ગયા શિયાળામાં નવાનગરના પાટવી કુંવર સાથે મુસાફરી કરી હતી, અને દેશ પ્રદેશનાં લોકોના સંબંધમાં આવ્યાથી એમને પૂષ્કળ ફાયદો મેળવ્યો છે. મુસાફરીએથી પાછા ફર્યા પછી તેઓએ પોતાનો અભ્યાસ એક ખાસ શિક્ષકના દેખરેખ હેઠળ ચાલુ રાખ્યો છે, અને એક રાજ્ય કર્તાની શી ફરજ છે, તે શિખવાને અને પોતે જે મ્હોટી પદ્વિએ પોહોંચવાના છે, તેને માટે તૈયાર થવાને તેઓ દરરોજ મદદનીસ પોલિટિકલ એજંટ સાહેબની કચેરીમાં જાય છે."

ઊપર પ્રમાણેનાં નામદાર મુંબઈ સરકારના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાંનાં લખાણ ઊપરથી વાંચનારને જણાઈ આવશે કે, નામદાર ઠાકોર સાહેબે પોતાના પ્રવાસમાં ઘણો સારો અનૂભવ સંપાદન કીધા પછી તે નામદાર રાજ્યકાજમાં પ્રવીણતા મેળવવાને માટે "દરરોજ" આસિસ્ટંટ પોલિટિકલ એ-

જંટની સગે ઑફિસમાં જોડાતા હતા તથા તેમાં અચ્છું લક્ષ રાખતા હતા. વળી તે નામદારે જેમ રાજ્યકાજનો અનૂભવ સંપાદન કરવા માંડયો હતો, તેજ પ્રમાણે પોતાનો વિદ્યાભ્યાસ પણ કાયમજ રાખ્યો હતો, જેથી તે નામદાર જેમ રાજ્યકાજનો અનૂભવ મેળવતા હતા, તેજ પ્રમાણે વિદ્યા વૃદ્ધિમાં પણ અચ્છા આગળ વધતા હતા. આ પ્રમાણે તે નામદારે રાજ્યકાજમાં ઘણીજ ખંત રાખવાથી નામદાર સરકારને તે નામદારને માટે સારો વિચાર આવવા લાગ્યો હતો, અને તેપરથી સરકારે તે નામદારને એજ વર્ષમાં, એટલે તા૦ ૨જી નવેમ્બર સને ૧૮૭૪ ને સોમવારને દિવસે રાજ્યની અમૂક સત્તા સ્વાધિન કરીને તે નામદારને રાજ્યની લગામ સોંપી હતી. આ ક્રિયા કર્નલ હેંડરસને કરી હતી, અને તેઓ સાહેબે તે સમયે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજનાં ઘણાં વખાણ કરી, તે નામદાર એક અચ્છા નૃપતિ નિવડશે એવું દર્શાવ્યું હતું, અને તેજ પ્રમાણે તે નામદારે તે સમયથી રાજ્યની લગામ ઘણીજ ચતુરાઈથી ને પ્રસંશા પાત્ર રીતે ચલાવવા માંડી હતી, જેને માટે તે સમયના પોલિટિકલ એજંટ સાહેબે નામદાર મુંબઇ સરકારને સારો રીપોર્ટ કીધો હતો, અને તેપરથી નામદાર સરકારને પણ શ્રી બાવાજીરાજની યોગ્યતાને માટે સર્વ પ્રકારે યોગ્ય ખાત્રિ થઈ હતી. બાદ નામદાર સરકારે શ્રી બાવાજીરાજને તા૦ ૧૭મી જાનેવારી સને ૧૮૭૬ ને સોમવારને દિવસે રાજ્યની તમામ સત્તા સોંપી હતી, જે પછી તે નામદારે રાજ્યમાં વળી વિશેષ લક્ષ આપી પોતાની રાજ્યનીતિને વિશેષ દિપાયમાન કીધી હતી. આ બાબતમાં લખતાં નામદાર મુંબઇ સરકારે પોતાના સને ૧૮૭૫–૭૬નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે જણાવ્યું હતું:—

"The young Thâkar saheb of Râjkot was permitted full powers in January 1876, after a period of probation, and is reported to be transacting business personally, and to take an interest in government. Mr. Peile considers the good points which are special in him may be traced in a great degree to his practical education in the Râjkumâr College."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"રાજકોટના જુવાન ઠાકોર સાહેબને સને ૧૮૭૬ના જાનેવારી મહિનાથી–પ્રોબેશનની મુદત પુરી થવા પછી–કુલ્લ સત્તા આપવામાં આવી હતી, અને એમને માટે એવો રીપોર્ટ કરવામાં આવ્યો છે કે, રાજ્યકાર્યભાર એવણ જાતે ચલાવે છે, અને તેમ કરવામાં ઘણી ઉલટ બતાવે છે. જે સૂલક્ષણો એમનામાં ખાસ છે તે એઓએ રાજકુમાર કાલેજમાં લીધેલી કેળવણીને લીધે છે, એવું મી૦ પીલનું ધારવું છે."

ઉપર પ્રમાણે નામદાર સરકારે પોતાના વાર્ષિક રીપોર્ટમાં દર્શાવ્યું હતું, અને તેવીજ પ્રસંશા ભરેલું શ્રી બાવાજીરાજનું વર્ત્તન પણ હતું. જેમ એક રત્નને વીંટીમાં જડયાથી દિપી નિકળે છે, તેજ પ્રમાણે શ્રી બાવાજીરાજજી રાજ્યાસનપર બિરાજ્યા પછી, અને રાજ્યની સ્વતંત્ર લગામ ગ્રહણ કીધાં પછી રાજ્યાસનપર એક રત્ન રૂપજ દિપી નિકળ્યા હતા.

જોકે નામદાર શ્રી બાવાજીરાજને રાજ્યની તમામ સત્તા તો સને ૧૮૭૬ના જાનેવારી માસમાં આપવામાં આવી હતી, તોપણ તે સમયે જાહેર ક્રિયા ધામધૂમથી કરવામાં આવી નહોતી, જેથી તે જાહેર ક્રિયા તા૦ ૧૨મી જૂન સને ૧૮૭૬ ને સોમવારને દિવસે કરવામાં આવી હતી. આ પ્રસંગે રાજકોટ ખાતે ઘણાક યુરોપિયનો તથા દેશિઓનો મ્હોટો સમૂહ મળ્યો હતો, અને ઘણી સારી ધામધૂમ બની હતી. તે ક્રિયાને નિમિતે તત્રે એક આનંદમય દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં સર્વ કોઈએ શ્રી બાવાજીરાજની રાજ્યનીતિ તથા કૂશળતાની સારી પ્રસંશા કરી હતી. એજ દિવસે નામદાર ઠાકોર

સાહેબે પોતાના તમામ યુરોપિયન મિજમાનોને એક ખાસ ખાનું આપ્યું હતું, જે સમયે શ્રી બાવાજી-રાજે ઈંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કીધું હતું, જેનો ટૂંક સાર નિચે પ્રમાણે હતો:—

"આવા સમય ઊપર તમો સર્વ સાહેબોનું અત્રે એકઠા મળવું થયાથી મને અત્યાનંદ ઉપજાવે છે, તોપણ પોલિટિકલ એજંટ સાહેબ તથા રાજકોટના બાજા ગૃહસ્થો અત્રે નથી તેથી દલગીર છું. આવી રીતે સમૂહમાં એકઠા થવાથી નવીન ઓળખાણ થાય છે તથા મિત્રાચારીમાં પણ વૃદ્ધિ થાય છે. એક હાકેમ તરિકે મારે માથે કેટલું જોખમ છે, અને તેમાં મારે કેટલી સંભાળ રાખવી જોઇએ તે કંઇ કહેવાથી વિશેષ નથી; તોપણ એટલું તો ખરૂં કે, હું મારાં તમામ કામકાજમાં ન્યાય તરફ વિશેષ લક્ષ રાખીશ, પરંતુ માણસનું મોઢું જોઇને ચાલ્લો કરીશ નહીં. ટૂંકમાં છેલ્લે હું એટલુંજ દર્શાવું છું કે, ગૃહસ્થો અને ગૃહસ્થાણિઓ, તમે સર્વ તમારાં પ્યાલાં ભરો તથા મારી સંગે પીઓ, અને આપણી પરમ કૃપાળુ મહારાણીજીની તંદુરસ્તી ચાહો, કે જે રાણી સાહેબે હાલમાંજ હિંદુસ્થાનના શેહેનશાહજાદીનો ખેતાબ ધારણ કીધો છે."

ઉપર પ્રમાણેની મતલબનું તે નામદારે એક ઘણુંજ સુંદર ને છટાદાર સંભાષણ કીધું હતું, જેનો પ્રત્યોત્તર કેપ્ટન સામન સાહેબે આપતાં તેમાં શ્રી બાવાજીરાજની યોગ્યતા તથા હોંશિયારીને માટે ઉત્તમ વિચારો પ્રદર્શિત કીધા હતા. આજ પ્રમાણે મીo પીલ સાહેબના પણ તે નામદારને માટે સારા વિચાર હતા, અને તેથીજ નામદાર ઠાકોર સાહેબને મુંબઈ સરકારે બીજા વર્ગના રાજા જેટલી સર્વ સત્તા આપી હતી. કેહે છે કે, એ બાબતમાં મીo પીલે શ્રી બાવાજીરાજને માટે ખાસ લખાણ કરી તે નામદારની સત્તામાં વધારો કરાવ્યો હતો.

નામદાર શ્રી બાવાજીરાજની રાજ્યનીતિને માટે જેમ મીo પીલ આદિક યુરોપિયનો ભારે સ્તુતિ કરતા હતા, તેજ પ્રમાણે નામદાર મુંબઇ સરકાર પણ સ્તુતિજ કરતી હતી, અને એવીજ સ્તુતિનું લખાણ તે નામદારે પોતાનાં સને ૧૮૭૭–૭૮નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં પણ કીધું હતું, જે નિચે પ્રમાણેનું હતું:—

"The young Chief of Rājkot continues to administer his state in a most satisfactory manner. His chief town is the only one of the province into which the municipal system has been introduced. The average municipal revenue and expenditure are said to be Rs20,000. The organization for charitable relief here is said by the Agent to have been excellent."

ઉપલાં ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"રાજકોટના યુવાન ઠાકોર પોતાનું રાજ્ય ઘણીજ સંતોષ ભરેલી રીતે ચલાવે છે. એ પ્રાંતમાં માત્ર એમનુંજ પાયતખ્ત શેહેર છે, કે જ્યાં સુધરાઇખાતું દાખલ કરવામાં આવ્યું છે. એ શેહેરના સુધરાઇખાતાની સરાસરી આવક અને ખર્ચ આશરે રૂ. ૨૦૦૦૦નો થાય છે. એજંટ કહે છે કે, ત્યાં દુ:ખનિવારણને માટે જે બંદોબસ્ત કીધા છે, તે ઘણાજ સરસ છે."

ઉપર પ્રમાણે નામદાર મુંબઈ સરકારે તે વર્ષના રીપોર્ટમાં લખ્યા પછી વળી નામદાર સરકારે પોતાના સને ૧૮૭૮–૭૯નાં વર્ષના રીપોર્ટમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજને માટે નિચે પ્રમાણે લખ્યું હતું:—

"A third pupil of the Rājkumār College, the Chief of Rājkot, has now been for some time in full charge of his State, and continues, by his careful and energetic administration, to well earn the approbation bestowed upon him by the Agent in the last two annual reports. The capital being the head-quarters of the Agency, and a town of considerable size, the qualities of the Chief are put to a severe test, whilst the management

of his affairs is open to more constant and critical supervision than that of the outlying States. From the results of his administration, therefore conclusions may be drawn favourable to the efficiency and value of the institution where he was trained."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"રાજકુમાર કાલેજના એક ત્રિજા વિધાર્થિ, રાજકોટના ઠાકોર, હાલ થોડોક વખત થયાં પોતાનાં રાજ્યનો કુલ્લ અખત્યાર ચલાવે છે, અને સંભાળ અને ચાલાકીથી રાજ્યકાર્યભાર ચલાવી, એજંટ સાહેબે પોતાના છેલ્લા બે વાર્ષિક રીપોર્ટમાં જે વખાણો કીધાં છે, તે જારી રાખવાને શક્તિમાન થયા છે. પાયતખ્ત નગર એજન્સિનું મુખ્ય મથક અને ઓહોળા વિશાળ વાળું શેહેર હોવાથી ઠાકોર સાહેબના ગુણ ઘણી સારી રીતે તપાશી જોવાની તક મળે છે, અને બીજાં બાહારનાં રાજ્યો કરતાં એમના રાજ્ય કાર્યભારની હાલત ઘણી બારીકીથી, અને વારમવાર તપાસવામાં આવે છે, અને તેમના રાજ્યકાર્યભારની તપાસનાં પરિણામ ઉપરથી, તેમણે જે પાઠશાળામાં કેળવણી લીધી છે, તેની અગત્યતા અને કીમતના લાભનું અનુમાન થાય છે."

ઊપર પ્રમાણે નામદાર સરકારે પોતાના વાર્ષિક રીપોર્ટોમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજીને માટે કેવા સારા અભિપ્રાયો દર્શાવ્યા છે, તે સ્પષ્ટ રીતે સમજી શકાશે.

તા૦ ૧૬મી ડિસેમ્બર સને ૧૮૭૯ ને મંગળવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજના બહનેવી શ્રી જસવતસિંહજી, કે જેઓ ધ્રાંગધ્રાના રાજા સાહેબના પાટવી પુત્ર હતા, તેઓનું ભર જુવાનીએ અકાળ મૃત્યુ નિપજવાથી નામદાર શ્રી બાવાજીરાજને અત્યંત ગ્લાનિ લાગી હતી. અગરજો શ્રી બાવાજીરાજના બેહેન (મરનારના પત્નિ) તે પ્રથમ આશરે દોઢ વર્ષ અગાઊના સ્વર્ગવાસ થયા હતા, જેથી શ્રી બાવાજીરાજને તેણીનાં વૈધવ્યપણાનું દુઃખ જોવાનો સમય પ્રભુએ આપ્યો નહોતો, તોપણ શ્રી જસવતસિંહજીનાં મરણ પામવાથી તે નામદારને કંઈ ઓછું દુઃખ ઉપજ્યું નહોતું, અને તથીજ જેવા તે નામદારે તે માઠા સમાચાર સાંભળ્યા કે તત્કાળ પોતાની તમામ કોર્ટોનું કામકાજ શોકની નિશાની દર્શાવવા ખાતર બંધ કીધું હતું તથા તે નામદારનાં પાયતખ્ત નગરમાં વેપારી લોકોએ હડતાલ પણ પાડી હતી. આ પ્રમાણે શ્રી બાવાજીરાજની પ્રજાએ પણ મરનારને માટે શોક પાળ્યો હતો.

તા૦ ૧૬મી મે સને ૧૮૮૩ ને બુદ્ધવારે રાત્રિ સમયે બરાબર બાર વાગતે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજના શ્રી કાહાનપૂર વાળા રાણી સાહેબે એક કુંવરનો જન્મ આપ્યો હતો. આથી નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યમાં અનહદ આનંદ વાધ્યો હતો, અને તે ખુશાલિ બદલ શ્રી બાવાજીરાજે રાજ્યમાં મિઠાઇ વેહેંચી હતી તથા ખેરાત પણ કરી હતી, અને એ શિવાય અનેક પ્રકારે તે નામદારે ખુશાલિ દર્શાવી હતી.

સને ૧૮૮૬ના સપ્ટેમ્બર માસમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજી, નામદાર મુંબઈના ગવરનર સાહેબને મળવા માટે મુંબઈ પધાર્યા હતા, જ્યાં કેટલાક દિવસ નિવાસ કીધા પછી તે નામદાર પુનઃ સ્વભૂમિમાં પધાર્યા હતા. મુંબઈમાં આ પ્રસંગે તે નામદારે ઘણાક યુરોપિયનો તેમજ સંખ્યાબંધ પ્રતિષ્ઠિત ને સંભાવિત્ દેશિ ગૃહસ્થોની મુલાકાત લીધી હતી, ને તે સર્વ નામદાર ઠાકોર સાહેબની વિવેકી રીતભાત તથા વિદ્વતાથી ઘણા રાજી થયા હતા. આ શિવાય તે નગરીમાં તે નામદારે બીજાં કેટલાંક નામાંકિત સ્થાનોની મુલાકાત પણ લીધી હતી.

સને ૧૮૮૭નાં વર્ષમાં, નામદાર સદા કૃપાળુ મહા યશવંતા ને ભાગ્યશાળી મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્યમાતાજીને બ્રિટિશ રાજ્યાસનપર રાજ્ય ભોગવ્યાને પૂરાં પચાસ વર્ષ થયાં તેની ખુશાલિમાં "જુબિલી" મહોત્સવનો એક મ્હોટો ને કદી પણ નહીં નિર્ખવામાં આવેલો, એવો ભારી તેહેવાર આખાં

હિંદની ભૂમિપર આવેલાં સર્વ નગરોમાં ઘણીજ હોંશ ને વફાદારીથી પાળવામાં આવ્યો હતો. એ તેહેવારને માટે તા૦ ૧૬ તથા તા૦ ૧૭મીના બે દિવસો નિર્માણ કરવામાં આવ્યા હતા, અને એ બે દિવસો આખાં હિંદમાં એક નવીન પ્રકારનાજ ઈશ્વરે સરજ્યા હોય, તેવા સાનંદાશ્ચર્યતા સહ સુશોભિતપણે અત્યંત ઉજ્વળતામાં પ્રકાશતા દર્શન દેતા હતા. એજ બે દિવસોએ નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજે પણ પોતાનાં નગરમાં અતિ આનંદમય અનોપમ ધામધૂમ ને મંગળમય રચના કરી હતી. નિશાળનાં તમામ વિદ્યાર્થિઓને એ મહોત્સવાનંદમાં મિઠાઇ વેહેંચવામાં આવી હતી, રાત્રિ સમયે રોશની કરવામાં આવી હતી, નિરાશ્રિતોને દાન આપવામાં આવ્યાં હતાં તથા નામદાર ઠાકોર સાહેબે એક સુંદર દરબાર ભરીને તેમાં નામદાર મહારાણીજી પ્રત્યે પોતાની પુર્ણ વફાદારી પ્રદર્શિત કરી હતી. એ આદિક અનેક પ્રકારે પોતાનાં રાજ્યમાં "જુબિલી"નો તેહેવાર ઘણીજ અનોપમ રીતમાં ઊજવ્યો હતો તથા એ મહા પર્વની ખરેખરી ખુબી પિછાનવામાં કિંચિત્ પણ કશર રાખી નહોતી. વળી નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીની ઉપર કાઠિયાવાડ ઈલાકાના તમામ મ્હોટા રાજ્યવંશિઓ તરફથી એક સુંદર ને અમુલ્ય માનપત્ર મોકલવામાં આવ્યું હતું, તેમાં પણ શ્રી બાવાજીરાજજીએ અગ્ર ભાગ લીધો હતો તથા તે માનપત્રના સંબંધમાં કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબે રાજકોટ ખાતે એક ભવ્ય દરબાર ભર્યું હતું, તે સમયે ભર દરબારમાં તે માનપત્ર વાંચી સંભળાવનાર પણ ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજી પોતેજ હતા. તેઓ સાહેબે સ્વમૂખે તે આખું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, અને તે શ્રવણ કરતાંની સાથેજ સર્વ બિરાજેલા સદ્‌ગૃહસ્થોને અત્યાનંદ ઉપજ્યો હતો. તે માનપત્ર વાંચતી વખતે નામદાર ઠાકોર સાહેબે વાપરેલી છટા કંઇ જુદાજ રૂપમાં આનંદ આપતી હતી, અને તે વાંચવામાં તે નામદારનાં મૂખમાંથી જાણે વફાદારીનીજ વૃષ્ટિ થતી હોય અથવા તો તે નામદારની જીહ્વા જાણે વફાદારીના મૂખરૂપી મહાસાગરમાં વફાદારીનાં વખાણવા યોગ્ય ઊમદા મોજાં ઊછાળતી હોય, તેવી રીતમાં તે જીહ્વા શબ્દોચ્ચાર કરતી દેખાતી હતી. આવી વફાદારીની વૃષ્ટિ સહ તે નામદારે આખું માનપત્ર ઘણાજ આનંદ સહ સમાપ્ત કીધું હતું. આ પ્રકારે તે માનપત્ર મોકલવામાં પણ નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજે અગ્ર ભાગ લીધો હતો, અને તે દ્વારાએ પણ તે નામદારે શ્રી બ્રિટિશ રાજ્ય પ્રત્યે તથા નામદાર પરમ કૃપાળુ શ્રી મહારાણીજી પ્રત્યે પોતાની પરિપૂર્ણ પ્રીતમતા પ્રદર્શિત કરી હતી. સર્વ પ્રકારે જોતાં શ્રી બાવાજીરાજે "જુબિલી" પર્વ મહા મનોહર ને માંગ્લિકપણે ઉજવી તે પાછળ ખર્ચ પણ સારો કીધો હતો. વળી એજ "જુબિલી"નાં સ્મર્ણાર્થે નામદાર ઠાકોર સાહેબે "જુબિલી સ્કૂલ" ઘણા સારા પાયાપર સ્થાપન કરી છે, અને તેને માટે એક ખાસ ને સુંદર મકાન પણ ઘણા મ્હોટા પાયાપર બાંધ્યું છે.

ઊપલાજ વર્ષમાં, એટલે સને ૧૮૮૭માં રાજકોટ ખાતે એક અચ્છી સ્મશાનભૂમિ બંધાઇને તૈયાર થઈ હતી, જેને નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજે સર્વથી વિશેષ ને મ્હોટો આશ્રય આપ્યો હતો. આવી સ્મશાનભૂમિની ત્યાં ઘણી ખોટ હતી, જે નામદાર ઠાકોર સાહેબના આશ્રયથી પૂર્ણ થઈ હતી, અને તેને માટે તમામ હિંદુ પ્રજાએ તે નામદારનો મ્હોટો ઉપકાર માન્યો હતો.

તા૦ ૨૦મી જુલાઈ સને ૧૮૮૮ ને શુક્રવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજીના ધરમપૂર વાળા રાણી શ્રી આનંદકુંવરબા સાહેબ પોતાની પાછળ આશરે પાંચ વર્ષની એક કુંવરી તથા આશરે બે વર્ષનો એક કુંવર મૂકીને સ્વર્ગવાસ પામ્યા હતા. આ રાણી સાહેબનું મૃત્યુ ધરમપૂર ખાતેજ નિપજ્યું હતું, અને તેમની માત્ર ૨૨ વર્ષની યુવાવસ્થાજ હતી; પરંતુ દૈવયોગે યુવાવસ્થાથી ક્ષયનો મહા બૂરો રોગ તેમને લાગુ પડવાથી તેમનો યુવાવસ્થામાંજ કાળ થયો હતો. આ રાણી સાહેબનાં ગત

થવાથી નામદાર ઠાકોર સાહેબને મહા ખેદ ઊપન્ન થયો હતો, અને તેમનાં મરણના શોકજનક સમાચાર સાંભળતાંની સાથેજ તે નામદારનાં રાજ્યમાં મહા શોક પાળવામાં આવ્યો હતો. સર્વ પ્રકારે તે નામદારની પ્રજામાં પણ મહા ગ્લાનિ ફેલાઈ હતી તથા દરબારી તમામ નોકરોએ પોતપોતાના તરફની શોકની ખરાં અંતકર્ણ પૂર્વક નિશાની દર્શાવી હતી.

વળી તા૦ ૧૬મી ફેબ્રુવારી સને ૧૮૮૯ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યમાં એક બીજો શોક પ્રગટયો હતો ! એ દિવસે તે નામદારના બીજા રાણી સાહેબ શ્રી ગગુબાનું અકાળ મૃત્યુ નિપજ્યું હતું. આ રાણી સાહેબ, ભાવનગરના ભાયાત લાખણકાના રાઓળ દિલીપસિંગજીના કુંવરી થતા હતા, અને તેઓ ઘણા હોંશિયાર ને કાબેલ ગણાતા હતા. તેઓનું મૃત્યુ પણ ૧૫ વર્ષની ભરજુવાનીમાં નિપજ્યું હતું તથા તેમને પણ ક્ષયનો રોગજ વળગ્યો હતો. આ રાણી સાહેબ પણ કાબેલ ને કુશળ હતા, અને તેમનાં મરણથી પણ નામદાર ઠાકોર સાહેબને, તેમજ તે નામદારની રૈયતને અનહદ શોક ઉપજ્યો હતો. રાજકોટની તમામ પ્રજા આ ખેદકારક ખબર શ્રવણ કરતાંની સાથે મહા ગ્લાનિ પામી હતી, અને ત્યાંના તમામ વેપારિઓએ પોતપોતાની દુકાનો એક આખો દિવસ બંધ રાખીને તે દ્વારાએ સર્વ જનોએ પોતાનો શોક દર્શાવ્યો હતો.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજનાં લગ્ન અત્યાર સુધીમાં નવ રાણીઓ સંગે થઇ ચૂકયાં છે, તેમાં પેહેલ પ્રથમ સંવત ૧૯૨૮ના વૈશાખ માસમાં વાંકાનેરના રાજા સાહેબ શ્રી વખતસિંહજીના કુંવરી શ્રી ચાંદાબાની સંગે થયાં હતાં. આ લગ્ન પ્રસંગે નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યમાં ઘણી મનોહર ને ભવ્ય ધામધૂમ કરવામાં આવી હતી, અને દેશપ્રદેશના સંખ્યાબંધ મિજબાનોને નોતરીને લગ્નની રચનામાં મ્હોટી શોભા કરી હતી. એ પછી સાયલાના રાણા શ્રી કેશરીસિંહજીના કુંવરી શ્રી કેશાબા સાહેબ તથા બાઇ રાજબાની સંગે નામદાર ઠાકોર સાહેબે લગ્ન કીધાં હતાં. તે પછી વળી વાંકાનેરના ભાયાત સિંધાવદરના ઝાલા દીપસિંહજીના કુંવરી શ્રી હાજુબાની સાથે, ચૂડાના ભાયાત–કુંડલાના ઝાલા શ્રી શીવસિંહજીના કુંવરી શ્રી બાજીરાજબા સાથે, ધરમપૂરના નામદાર મહારાણા શ્રી નારણદેવજીના કુંવરી શ્રી આનંદકુંવરબા સાથે, કાંનપરના રાઓળ દિલીપસિંહજીના કુંવરી શ્રી બાઇ રાજબા સાથે, ભાવનગરના ભાયાત લાખણકાના રાઓળ શ્રી દિલીપસિંહજીના કુંવરી શ્રી ગગુબા સાથે અને છેક છેલ્લા વાંકાનેર તાબાના સિંધાવદરના ભાયાતના કુંવરીની સંગે લગ્ન થયાં હતાં. આ સઘળી વખતના લગ્નમાં નામદાર ઠાકોર સાહેબે જોકે બહુ મ્હોટી ને બહુ ખર્ચાળુ ધામધૂમ કરી નહોતી, તોપણ પોતાને છાજતી ધામધૂમ કરવામાં તો કંઈજ કશર રાખી નહોતી.

ઉપર પ્રમાણે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજી આજ દિન સુધીમાં એકંદર નવ રાણિઓ પરણ્યા હતા, પરંતુ તે નવમાંથી વાંકાનેરના રાજા શ્રી વખતસિંહજીનાં કુંવરી શ્રી ચાંદાબા સાહેબ, સાયલાના રાણા શ્રી કેશરીસિંહજીના કુંવરી શ્રી કેશાબા તથા બાઈ રાજબા સાહેબ, ચૂડાના ભાયાત–કુંડલાના ઝાલા દિલીપસિંહજીના કુંવરી શ્રી બાજીરાજબા સાહેબ, ધરમપૂરના મહારાણા શ્રી નારણદેવજીના કુંવરી શ્રી આનંદકુંવરબા સાહેબ તથા ભાવનગરના ભાયાત લાખણકાના રાઓળ દિલીપસિંહજીના કુંવરી શ્રી ગગુબા સાહેબ–એટલા છ રાણી સાહેબો સ્વર્ગવાસી થયા છે, અને બાકીના સાંપ્રત સમયે પ્રભુ કૃપાથી હયાત છે. ઉપર દર્શાવેલી નવ રાણિઓ સંગે તો નામદાર ઠાકોર સાહેબે લગ્ન કીધાં હતાં, પરંતુ વળી એ શિવાય પાલિતાણાના મરહુમ ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજીના બેહેન શ્રી કદાબાની સંગે પણ નામદાર ઠાકોર સાહેબનું સગપણ થયું હતું, અને તેમની સંગે વિધિ-

પૂર્વક હસ્તમેલાપ કરવાને લગતી ગોઠવણો ચાલતી હતી, એટલામાં તે કુંવરીનું મોત નિપજ્યું હતું, જેથી તેમની સંગે લગ્ન થઇ શક્યાં નહોતાં.

ઉપર દર્શાવેલા નવ રાણી સાહેબો માંહેલા વાંકાનેરવાળા શ્રી ચાંદબા તથા સાયલાવાળા શ્રી બાઇ રાજબાને પેટે કંઇ પણ સંતાન થયાં નહોતાં, તેમજ ભાવનગરના ભાયાત–લાખણકાના રાઓળ દિલીપસિંહજીના કુંવરીને પણ તેવો અવસર આવ્યો નહોતો; સાયલા વાળા શ્રી કેશાબાને પેટે બે કુંવરિઓ થઈ હતી, પરંતુ ઇશ્વરેચ્છાથી તે દેવલોક પામી છે; સિંધાવદર વાળા શ્રી હાજુબાને પેટે શ્રી દિલીપસિંહજી નામના કુંવર તથા બે કુંવરિઓ જન્મ્યાં હતાં, પરંતુ તેમાંના માત્ર એક કુંવરી શ્રી બાઈ સાહેબબા, કે જેઓ હાલ કેળવણી લે છે, તેજ માત્ર હયાત છે, અને બાકીના એક કુંવરી તથા એક કુંવર સાહેબ દેવલોક થયા છે; કુંડલા વાળા રાણી સાહેબને એક કુંવર થયલો, પરંતુ તે કુંવર પણ મરણ પામ્યો છે; ધરમપૂર વાળા રાણીસાહેબને પેટે બે કુંવર તથા બે કુંવરીનો જન્મ થયો હતો, પરંતુ તેમાંના કુંવર શ્રી સરતાનસિંગજી તથા એક કુંવરી કૈલાસવાસી થયા છે, અને બીજા કુંવર શ્રી લાખાજી તથા કુંવરી શ્રી દેવકુંવરબા હાલ ક્ષેમ કુશળતા ભોગવે છે; અને કાંનપરના બાઈ શ્રીને પેટે શ્રી પૃથિરાજ તથા શ્રી કરણસિંહજી નામના બે કુંવર સાહેબ અવતરેલા, જેમાંથી શ્રી પૃથિરાજજીનો સ્વર્ગવાસ થયો છે, અને શ્રી કરણસિંહજી હયાતિ ભોગવે છે. આ તમામ બિનાપરથી જણાશે કે, નામદાર ઠાકોર સાહેબને સાંપ્રત સમયે માત્ર બે કુંવર સાહેબો તથા બે કુંવરિઓજ છે. બે કુંવર સાહેબોમાં કુંવર શ્રી લાખાજી ટિલાત છે, અને તેમનો જન્મ સંવત ૧૯૪૨ના માગશર શુદ ૧૦ ને ગુરૂવારે, યાને તા૦ ૧૭મી ડિસેમ્બર સને ૧૮૮૫ને દિવસે થયો હતો.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજીની ઉદારતા પણ સારી ગણાય છે. તે નામદારે રાજ્યાસનપર બિરાજ્યા પછી ઉદારતાનાં કાર્યો પણ ઘણાં કીધાં છે, અને ઘણાંઘણાં ખાતાંઓને ઘણી સારી મદદો આપી છે. કેળવણી ખાતા તરફ પણ તે નામદારનું લક્ષ ઘણુંજ સારૂં ચોંટયું છે, અને સરસ્વતીનો કોઇ પણ સેવક જો પોતાની સમિપે આવે છે તો તેને નામદાર ઠાકોર સાહેબ ઘણુંજ ઊત્તેજન આપી તેની વિદ્યાનિ કદર પિછાને છે. જો કોઇ પણ ગ્રંથકર્ત્તા તે નામદારના આશ્રયની અપેક્ષા રાખે છે તો તેને પણ નામદાર ઠાકોર સાહેબ યોગ્ય રીતનો આશ્રય આપી તેની વિદ્યાને મ્હોટું ઉત્તેજન આપે છે તથા તેને પોતાનાં રાજ્યમાંથી રાજી કરીને મોકલે છે. એજ પ્રમાણે જો કોઈ પણ વિદ્વાન બ્રાહ્મણ કે શાસ્ત્રિ તે નામદારની પાસે જઈ પોતાની વિદ્વતાનો પ્રકાશ પ્રદર્શિત કરે છે તો તેને પણ તે નામદાર સારૂં ઊત્તેજન આપી તેનો મહા આશિર્વાદ સંપાદન કરે છે. એવી એવી વિદ્યોત્તેજક બાબતોમાં નામદાર શ્રી બાવાજીરાજજી ઘણા ખંતિ છે, અને એવી બાબતોને માટે પોતાનાં રાજ્યના પૈસાનો ઘણો સારો ઉપયોગ કરે છે. એકંદરપણે નામદાર ઠાકોર સાહેબની ઊદારતા સારી કેહેવાય છે, અને તે પણ માત્ર વિદ્યોત્તેજક બાબતોમાંજ નહીં, પરંતુ બીજી બાબતોમાં પણ તે નામદાર ઉદારતાનો સદોપયોગ કરે છે. જો કોઇ પણ સારી બાબતને માટે ગુજરાત–કાઠિયાવાડમાં જાહેર ફંડ ઊભું કરવામાં આવે છે તો તેમાં નામદાર ઠાકોર સાહેબ ઘણી સારી રકમ ભરે છે. સને ૧૮૭૫નાં વર્ષમાં અમદાવાદ ખાતે ભયંકર રેલ આવી હતી, તે સમયે ત્યાંનાં લોકોને ઘણું મ્હોટું નુંકશાન થયું હતું, અને ઘણાં લોકો નિરાધાર બની ગયાં હતાં, જેમને મદદ કરવાને માટે ઠામેઠામ ફંડો એકઠાં કરવામાં આવ્યાં હતાં, અને તેજ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજે પણ એક ફંડ ઊભું કીધું હતું. આ ફંડને માટે તે નામદારનાં રાજ્યમાં તા૦ ૨૫મી અકટોબર સને ૧૮૭૫ ને શનિવારને દિવસે એક સભા બોલાવવામાં

આવી હતી, જેમાં નામદાર ઠાકોર સાહેબ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા, અને તેજ સભામાં ઉપલાં કામને માટે એક ટીપ ફેરવવામાં આવી હતી, જેમાં નામદાર ઠાકોર સાહેબે રૂ ૨૦૦ની રકમ ભરી હતી. બાદ સને ૧૮૮૨નાં વર્ષમાં, મીસર દેશમાં વિજય મેળવીને નામદાર બ્રિટિશ સરકારનું જે દેશિ લશ્કર આપણા દેશમાં પાછું ફર્યું હતું, તે લશ્કરને માન આપવાને માટે હિંદુસ્થાન ખાતે એક ખાસ ફંડ ઉભું કરવામાં આવ્યું હતું, જેમાં પણ નામદાર ઠાકોર સાહેબે રૂ ૨૦૦ની રકમ ભરી હતી. વળી સને ૧૮૮૮નાં વર્ષમાં રાજકોટ ખાતે કોટવાલ બાવામિયાનું ખૂન થયલું, જેથી તેની યાદગિરી રાખવાને માટે એક ફંડ રાજકોટ ખાતે સ્થાપવામાં આવ્યું હતું, તેમાં પણ શ્રી બાવાજીરાજે રૂ ૧૫૦ની રકમ ભરી હતી. બાદ સને ૧૮૮૯નાં વર્ષના એપ્રિલ માસમાં સુરત ખાતે મહા ભયંકર અગ્નિકોપ થયો હતો, અને હઝારો લોકો ઘરબાર વિનાના નિરાધાર સ્થિતિમાં આવી પડયાં હતાં! આવાં દુઃખમાં ડુબેલાં લોકોને તારવાને માટે હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાં ભારે ફંડો ઊભાં કરવામાં આવ્યાં હતાં, અને તેજ પ્રમાણે સુરત ખાતે પણ એક ફંડ થયું હતું, જે ફંડમાં નામદાર શ્રી બાવાજીરાજજીએ પણ રૂ ૫૦૦ની મ્હોટી રકમ આપી હતી. આવી રીતે તે નામદારે બીજાં પણ સંખ્યાબંધ ફંડોમાં ઘણી સારી રકમો ભરી છે, પરંતુ તે તમામની નોંધ લેવા જતાં ઘણુ લાંબું થઈ જાય, જેથી તે તમામ અત્રે દર્શાવી શકતા નથી, પણ ટૂંકમાં માત્ર એટલુંજ કે, તે નામદાર હમેશાં અનેક ફંડોમાં સારી રકમો ભરતા આવ્યા છે. આ સઘળું તે નામદારની ઊદાર વૃત્તિ તથા વિવેક વિચારનુંજ પરિણામ છે, કે જે તે નામદારને વિશેષ શોભા આપે છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજે ગાદિપર બિરાજ્યા પછી તથા રાજ્યની લગામ સ્વહસ્તમાં ગ્રહણ કીધાં પછી પોતાની પ્રજાના ફાયદાનાં ઘણાં ઘણાં કામો કીધાં છે. તે નામદારે પોતાનાં રાજ્યમાં ખેડુતો પાસેથી "ભાગવટાઈ" લેવાના હિસ્સાનો ચાલતો આવેલો ધારો તદન રદ કરીને તેને બદલે "વિંઘોટી" એટલે દરેક એકર જમીને ચોકસ રકમ લેવાનું ઠરાવ્યું હતું. આથી રાજ્યને, તેમજ ખેડુતોને-બંનેને સામાન્ય લાભ થયો હતો, અને એથી ખેડુતો પણ ઘણા ખુશી થયા હતા. એજ પ્રમાણે તે નામદારે બીજા પણ કેટલાક ન્હાન્હા-મ્હોટા કરો કાહાડી નાંખી પોતાની પ્રિય પ્રજાને સૂખ આપી તેમનો સારો આશિર્વાદ સંપાદન કીધો છે, એ ખુશી ભરેલું છે.

નામદાર ઠાકોર સાહેબે પોતાનાં રાજ્યમાં સુધારાઓ પણ ઘણા સારા દાખલ કીધા છે. મ્યુનિસિપલ ખાતું તે નામદારે પોતે સ્થાપન કરી તે દ્વારાએ શેહેરની સારી સુઘડતા રાખવામાં આવે છે. શેહેરના તમામ રસ્તાઓ સાંજ સવાર વાળીઝુડી સાફ રાખવામાં આવે છે તથા રાત્રિ સમયે લોકોને જવા-આવવાની સૂગમતા પડે તેટલા માટે શેહેરમાં ફાનસોની રોશની પણ કરવામાં આવે છે તથા તે પાછળ ખર્ચ પણ ઠીક કરે છે.

આજી નદિપર તે નામદારનો એક મેહેલ આવેલો છે, જે પણ સરસ છે તથા ગામની પાસેજ એક ન્હાન્હી પણ સુંદર જેલ બંધાવી છે તથા તેને લગતો ન્હાન્હો બગિચો પણ બનાવ્યો છે. વળી એક બીજો પણ સારો બગિચો રાજકોટ ખાતે છે, જેમાં એક સુશોભિત મેહેલ બાંધવામાં આવ્યો છે. એ શિવાય તે નામદારે એક સારી લાઈબ્રેરી, અનાજનો સારો બજાર, સુંદર કન્યાશાળા, ધર્મનું દવાખાનું, ગુજરાતી નિશાળો, ધર્મશાળા આદિક સારાં સ્થાનો બંધાવ્યાં છે, અને તે પાછળ નામદાર ઠાકોર સાહેબે સારો ખર્ચ કીધો છે. ગામમાં તે નામદારે જે ધર્મશાળા, ઊતારા, કૂવા, વિગેરે સ્થાનો બંધાવ્યાં છે, તેની પાછળ તે નામદારે આશરે રૂ ૨૫૦૦૦ કરતાં પણ વિશેષ ખર્ચ કીધો છે.

નામદાર ઠાકોર સાહેબનાં પાયતખ્ત નગર રાજકોટમાં સરસ્વતીનાં ત્રણ સ્થાનો છે, જેમાં એક તાલુકા સ્કૂલ, બીજી બ્રાંચ સ્કૂલ ને ત્રિજી એક કન્યાશાળા છે. આ સરસ્વતી મંદિરમાં તે નામદારની પ્રજાનાં બાળકો સારી રીતની કેળવણી લે છે. આ શિવાય તે નામદારે, નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીની "જુબિલી"ની યાદગિરીમાં એક "જુબિલી સ્કૂલ" ઘણાજ મ્હોટા પાયાપર ને ગંજાવર બંધાવી છે, જે પણ પ્રજાને અતિ ઉપયોગી થઈ પડી છે. વળી નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યના તાબા માંહેલા સરધાર, કુવાડવાડ, હલેંડા, ત્રંબા, પાડાસણ, ખાંભા, ઢોલરા, સણોસરા, રફાળા, એરડી ને ચીભડા, એટલા અગિયાર ગામોમાં પણ નિશાળો છે, જેથી કરીને તે તમામ ગામોનાં લોકોને પણ પોતાનાં બાળકોને કેળવણી આપવાનો સારો લાભ મળી શકે છે.

નામદાર ઠાકોર સાહેબનાં પાયતખ્ત નગર રાજકોટ તળપદમાં એકંદર ત્રણ કોર્ટો છે, જેમાંની એક હજુર કોર્ટ છે, બીજી ન્યાયાધિસ કોર્ટ છે અને ત્રિજી રેવન્યુ કોર્ટ છે. આ રેવન્યુ કોર્ટની સાથે વળી ભાયાતિ કોર્ટ પણ જોડવામાં આવી છે. હજુર કોર્ટનું તમામ કામ નામદાર ઠાકોર સાહેબ પોતે ચલાવે છે, અને તેમાં તે નામદાર ન્યાયાધિસના અધિકાર ઉપરના દિવાની મૂળ કેસો તથા ન્યાયાધિસના દિવાની મૂળ કેસો તથા ન્યાયાધિસના દિવાની ને ફોજદારી કેસોના ફેંસલા ઉપરની અપીલોના ચુકાદા કરે છે, તેમજ વળી તે નામદાર પોતે સેસન્સ કોર્ટ પણ ભરે છે. આ સઘળાં કામોના નિકાલ નામદાર ઠાકોર સાહેબ ઘણીજ સારી રીતે કરે છે, અને પોતાની પ્રજાને અદલ ઈનસાફ આપવામાં અત્યંત આગ્રહ રાખે છે. દરેક કેસ તે નામદાર પોતેજ સારી બારિકીથી જુએ છે, ને દરેક કેસ ઘણીજ સારી રીતે તપાસી તેનો ફેંસલો પણ ઘણી યોગ્યતાપૂર્વક ને ન્યાયની રીતે આપે છે. વળી તે નામદારે, લોકોની સઘવડ ખાતર સમોલ કૉઝ કોર્ટ પણ સ્થાપન કરી છે, જેનું કામ પણ તે નામદાર પોતેજ ચલાવે છે, અને તેના કેસોની હદ રૂ ૨૦૦ સુધીની રાખી છે. આ સઘળી બાબતોપરથી જણાશે કે, નામદાર ઠાકોર સાહેબ પોતે રાજ્ય કાર્યમાં કેટલો મ્હોટો ભાગ લે છે તથા ન્યાયનાં કામમાં પણ તે નામદાર પોતેજ કેટલોબધો શ્રમ વેઠે છે ! ગમે તેવો તાપ પડતો હોય, તોપણ તે નામદાર હજુર કોર્ટમાં ખુદ બિરાજી પોતેજ ચુકાદાનાં કામ હાથપર ધરે છે, અને હંમેશાં નિયમસર દરબારી કામ ચલાવે છે, એ વળી વિશેષ શાબાશિ ભરેલું છે.

નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યનું, રેવન્યુ તથા ભાયાતિ કોર્ટનું કામ તે નામદારના ઘણાજ કાબેલ, વિચારવંત, ઠરેલ ને અનુભવી દિવાન મી૦ મોતીચંદ તળશી ચલાવે છે, કે જેમના ન્યાય તથા અદલપણાને માટે નામદાર ઠાકોર સાહેબનો ખુદનો તથા તે નામદારની પ્રજાનો ઘણોજ સારો અભિપ્રાય છે. એજ પ્રમાણે રાજકોટના ન્યાયાધિસને સ્થાને મી૦ કલ્યાણરાય ચત્રભુજદાસ છે, જેમને દિવાની કામમાં રૂ ૩૦૦૦ સુધીના દાવા સાંભળવાનો તથા સરધાર થાણદારના ઠરાવ ઉપર અપીલ સાંભળવાનો અને ફોઝદારીમાં પેહેલા વર્ગના માજીસ્ટ્રેટનો અખત્યાર આપવામાં આવ્યો છે.

નામદાર ઠાકોર સાહેબે પ્રજાનાં રક્ષણાર્થે પોતાનાં રાજ્યમાં પોલીસનો બંદોબસ્ત સારો રાખ્યો છે, જેથી તે નામદારનાં રાજ્યમાં ઝાઝી ધાડ-ચોરિઓ થવા પામતી નથી. ખુદ રાજકોટ શેહેરમાં તે નામદારે એક પોલીસ સુપ્રિનટેન્ડન્ટ તથા એક ફોઝદાર, સંખ્યાબંધ સ્વારો ને સંખ્યાબંધ સિપાઈઓ રાખ્યા છે, જેઓ પ્રજાનું યોગ્ય પ્રકારે રક્ષણ કરવામાં પૂરતી કાળજી રાખે છે. વળી રાજકોટ ખાતે નામદાર ઠાકોર સાહેબે ઈંજીનીયર તથા સરવૈ ખાતાંઓ પણ સ્થાપ્યાં છે, અને તેના ઉપરીઓ સહિત "એસ્ટાબ્લિશ-

મેન્ટ" રાખવામાં આવ્યાં છે. તે શિવાય રાજકોટમાં વળી નાંજરી કામ જુદું ચાલે છે, અને તે કામ ત્યાંની જેલના જેલરને સોંપવામાં આવ્યું છે, જેઓ તે કામ ઘણી સારી રીતે ચલાવે છે.

સરધાર, જે કે નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યનો એક મ્હોટો મહાલ છે, તેમાં પણ નામદાર ઠાકોર સાહેબે સર્વ પ્રકારે પ્રજા રક્ષણાર્થે સારો બંદોબસ્ત રાખેલો છે. સરધાર તળમાં નામદાર ઠાકોર સાહેબ ઘણીખરી વાર પોતાનો નિવાસ કરે છે, અને ઘણાખરા તે નામદાર તે સ્થળેજ રહે છે; કેમકે ત્યાંનું પાણી વિગેરે તે નામદારને વિશેષ માફક આવ્યું છે. એ સરધારમાં તે નામદારે એક થાણદાર રાખ્યો છે, જે દિવાનીમાં રૂ ૨૫૦ સુધીના દાવાઓ સાંભળે છે, અને ફોજદારીમાં તેને થર્ડ કલાસ માજીસ્ટ્રેટનો પાવર આપેલો છે. એજ સરધાર ગામની ઉત્તર દિશામાં એક સુંદર તળાવ છે, જેની નજદિકમાં બાંધેલો "રાજ્ય મેહેલ" પણ સરસ છે, અને તેની બાંધણી બહુ સારી છે. વળી એજ ગામમાં એક સારો મુસાફરી બંગલો તથા એક સારી ધર્મશાળા પણ છે, જે મુસાફર લોકોને ઘણી કિમતી થઈ પડે છે.

નામદાર ઠાકોર સાહેબનાં રાજ્યના મુખ્ય ત્રણ મહાલો છે, જેમાં એક સરધાર, બીજો કુવાડવા અને ત્રિજો ચીભડા નામે છે. આ ત્રણે મહાલોમાં જુદા જુદા વહિવટદારો પોતપોતાનાં એસ્ટાબ્લિશમેન્ટો સહિત રહે છે. સરધારના વહિવટદાર તરિકેનું કામ ત્યાંના થાણદાર પોતાનાં કામ સાથે કરે છે; કુવાડવાના વહિવટદાર કુવાડવામાં રહીને પોતાનું કામ કરે છે; અને ચીભડાના વહિવટદાર રાજકોટમાં રહીને કામ કરે છે. આ તમામ વહિવટદારોપર રાજ્યના મુખ્ય ને ઘણાજ પ્રમાણિક તથા લાયક દિવાન રા૦ રા૦ મોતીચંદ તળશીની સારી દેખરેખ રહે છે, અને એકંદરપણે તો તમામ ખાતાં ઊપર નામદાર ઠાકોર સાહેબની ખૂદનીજ ઘણી સારી દેખરેખ છે.

કુવાડવા મહાલમાં એક સારી ધર્મશાળા છે, જે જાહેર રસ્તાપર નદિના કિનારાને માથેજ આવેલી છે. તેમાં યુરોપિયન લોકોને પણ ઉતરવાનું બની શકે, એવી સર્વ સારી રીતની સઘવડતા રાખવામાં આવી છે. આથી કરીને ત્યાં જનારા દેશી તથા યુરોપિયન મુસાફરોને ઘણી સારી રીતે ઊતારાની સોઈ મળી શકે છે.

નામદાર ઠાકોર સાહેબનાં પાયતખ્ત નગર શ્રી રાજકોટની આથમણી દિશા તરફ બ્રિટિશ કેમ્પ આવેલો છે, જેમાં નામદાર બ્રિટિશ સરકાર તરફથી કાઠિયાવાડના પોલિટિકલ એજંટ સાહેબ પોતે તથા તે નામદારનું આખું એસ્ટાબ્લિશમેન્ટ રહે છે. આ કેમ્પની જમીન નામદાર ઠાકોર સાહેબની પોતાની છે, જેનાં ભાડાના દર વર્ષે રૂ ૪૩૦૦ની રકમ નામદાર ઠાકોર સાહેબને મળે છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાવાજીરાજજી સ્વભાવે સ્વતંત્ર ને મિલનસાર છે. વળી તેઓ ચતુરાઈ ને ચંચળાઇમાં પણ ચંદા ગણાય છે, અને દરેક કામમાં તેમની કુશળતા બહુ પ્રસંશાપાત્ર કેહેવાય છે. તે નામદાર હમેશાં નિયમાનુંસાર કામ કરવામાં ઘણાજ ખંતિ છે તથા દરેક કામ જે તે નામદાર પોતાના હાથપર ધરે છે, તે પાછું નહીં નાંખતાં તેને જ્યારે પાર પાડે છે, ત્યારેજ તે નામદાર જંપે છે. અર્થાત તે નામદાર ઊદ્યોગી ઘણા છે, અને કોઈ પણ કઠીણ ભરેલાં કામથી પણ કંટાળતા નથી, એ તે નામદારની એક મ્હોટી ખુબી છે. વળી તે નામદાર સાદાઇમાં પણ સારા છે, અને તે નામદારની વિચાર શક્તિ ઊમદા ગણાય છે. કોઇ પણ કાર્યનો તે નામદાર પ્રારંભ કરે છે તો તે બાબે તે નામદાર પ્રથમથીજ વિચાર પોહોંચાડે છે. આથી તે નામદાર ઘણાંખરાં કાર્યોમાં સદા જય પામે છે. નામદાર ઠાકોર સાહેબની મિલનસારતા પણ બહુ વખણાય છે, અને તે મિલનસારપણાના પ્રતાપથી તે નામદાર સર્વની સાથે ઘ-

ણીજ રૂડી રીતે મુલાકાતો લે છે સર્વની સાથે આવભાવથી વાતચીત કરે છે, અને સર્વનું યોગ્ય રીતિમાં સનમાન કરે છે.

નામદાર ઠાકાર સાહેબ, નામદાર બ્રિટિશ રાજ્ય પ્રત્યે પણ સર્વદા વફાદારીજ દર્શાવતા આવ્યા છે, અને તેને લીધેજ તે નામદારને માટે યુરોપિયનોનો તથા નામદાર બ્રિટિશ સરકારનો સારો વિચાર છે તથા તે નામદારની તે બાબતમાં પ્રસંશા પણ થાય છે.

નામદાર ઠાકાર સાહેબ શ્રી બાવાજીરાજજીનું રાજ્ય કાઠિયાવાડ ઇલાકાનાં બીજા વર્ગનાં રાજ્યોમાં છઠ્ઠે નંબરે છે, અને એ રાજ્ય ખાસ હાલાર પ્રાંતમાં આવેલું છે. એ રાજ્યની ઉત્તરે ધ્રોળ અને વાંકાનેરનાં રાજ્ય તથા ગવરીદડ તાલુકો છે; દક્ષિણે ગોંડળનું રાજય તથા બીજા ન્હાન્હા તાલુકા છે; પૂર્વે કાઠિઓના તાલુકા છે; અને પશ્ચિમે ધ્રોળ તથા નવાનગરનાં રાજ્ય, તેમજ હાલાર પ્રાંતના બીજા ન્હાન્હા તાલુકા છે. એ રાજ્યના તાબામાં ૨૬૯ ચોરસ માઇલ્સ જમીન, ૬૨ ગામો અને આશરે ૪૦૦૦૦ માણસોની વસ્તી છે. વળી એની વાર્ષિક ઉપજ આશરે બે લાખ રૂપિયાની થાય છે, જે પૈકી નામદાર બ્રિટિશ સરકારને જમાબંદિના, અને જુનાગઢના નામદાર નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૨૧૩૨૧ આપે છે.





વઢવાણના નામદાર ઠાકોર સાહેબ

શ્રી બાળસિંહજી.

ARYA PRAKASH PRESS

## વઢવાણના ઠાકોર સાહેબ

# નામદાર શ્રી બાળસિંહજી સાહેબ બહાદૂર.

વઢવાણના ઠાકોર સાહેબ નામદાર શ્રી બાળસિંહજી સાહેબ બહાદૂરનો જન્મ તા૦ ૨૮મો જાનેવારી સને ૧૮૬૩ ને બુદ્ધવારે, એટલે સંવત ૧૯૧૯ના મહા સુદ ૧૦ને દિવસે થયો હતો. નામદાર શ્રી બાળસિંહજીનું બીજું નામ કાળુભા પણ છે, અને એ નામથી પણ તે નામદાર ઓળખાય છે; કેમકે એ નામ પણ વિશેષ જાણીતુંજ છે. શ્રી બાળસિંહજીના પિતાનું નામ શ્રી ચંદ્રસિંહજી હતું, પરંતુ તેઓ રાજ્યાસનપર બિરાજવાને ભાગ્યશાળી થયા નહોતા; કેમકે તેઓ સાહેબ તેમના પિતા (શ્રી બાળસિંહજીના દાદા) શ્રી રાજસિંહજીની હયાતિમાંજ દેવલોક થયા હતા. આવી ઇશ્વરી કૃતિને લીધે નામદાર શ્રી ચંદ્રસિંહજીને વઢવાણનું રાજ્યાસન ભોગવવાને બિલકુલ સમય મળ્યોજ નહોતો! શ્રી ચંદ્રસિંહજીનાં મરણ પછી તેમના પિતા શ્રી રાજસિંહજી ઘણે વર્ષે, એટલે સને ૧૮૭૫માં દેવલોક થયા હતા, અને તે પછી શ્રી ચંદ્રસિંહજીના પાટવી પુત્ર શ્રી દાજીરાજજીને રાજ્યગાદિ મળી હતી. આ દાજીરાજજીની સંગે નામદાર શ્રી બાળસિંહજીએ પોતાનો વિદ્યાભ્યાસ કેટલાક દિવસ સુધી ખાનગી રીતે તથા તે પછી રાજકોટની "રાજ્ય કુંવર કૉલેજ"માં કરવા માંડયો હતો. તે સરસ્વતી મંદિરમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી, પોતાના બંધૂની સંગે કેટલોક સમય સુધી રહ્યા હતા, જે દરમ્યાન તે નામદારે કૉલેજમાં ઘણો સારો ને વખાણવા યોગ્ય વિદ્યાભ્યાસ કીધો હતો. કૉલેજમાં તે નામદારની બાળવર્ત્તણૂંક પણ ઊમદા, નમ્રતા ભરેલી, સુજ્ઞતાપાત્ર અને સંલક્ષણિક હોવાથી તે નામદારપર તેમના શિક્ષક મી૦ મેકનૉટનનો પણ પરિપૂર્ણ પ્યાર બંધાયો હતો, અને તે શિક્ષાગુરૂ નામદાર શ્રી બાળસિંહજીને તનમનથી ચાહતા હતા તથા સર્વ પ્રકારે તે નામદારપર પ્રેમ રાખતા હતા. આજ પ્રકારે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીના "સ્કૂલ ફ્રેન્ડસ" (શાળાના સોબતિઓ) પણ શ્રી બાળસિંહજીપર ઘણોજ સ્નેહ રાખતા હતા તથા તે સર્વ તે નામદારને ખરાં અંતઃકર્ણથી ખુબ ચાહતા હતા. તેઓ સર્વ શ્રી બાળસિંહજીને પોતાની મંડળીમાં એક નમ્ર ને સુજ્ઞ પુરૂષ જેવા ગણતા હતા, અને તેઓ શ્રી બાળસિંહજીને માટે માન પણ સારૂં ધરાવતા હતા. આવી રીતે કૉલેજમાં તે નામદારે વિદ્યાભ્યાસ કરવામાં જેમ હોંશિયારી કહેવડાવી હતી, તેજ પ્રમાણે રીતિનીતિમાં પણ તે નામદારે સૂકીર્ત્તિ સંપાદન કરી હતી. શ્રી બાળસિંહજી તથા શ્રી દાજીરાજજીએ કૉલેજ છોડયા પછી રાજ્ય વહિવટમાં અચ્છું લક્ષ આપવા માંડયું હતું, અને ગાદિવારસ શ્રી દાજીરાજજી જ્યારે ખરેખરા કૂશળ થયા, ત્યારે નામદાર સરકારે તે નામદારને સને ૧૮૮૧નાં વર્ષમાં રાજ્યની તમામ સત્તા સ્વાધિન કરી હતી.

નામદાર શ્રી દાજીરાજજીને ગાદિનશીન કીધાં પેહેલા, એટલે કે જ્યારે તે નામદાર વિદ્યાભ્યાસ કરતા હતા, ત્યારે સને ૧૮૭૩નાં વર્ષમાં તે નામદાર પોતે તથા તેમના બંધૂ શ્રી બાળસિંહજી કાશીની

મહા યાત્રાર્થે તથા હિંદનાં કેટલાંક નગરોનાં દર્શનાર્થે નિકળ્યા હતા. આ પ્રવાસમાં તે નામદારની સંગે આશરે ૪૦૦ માણસોનો ઘણો મ્હોટો રશાળો હતો, જે સર્વને આ નામદાર ઠાકોર સાહેબોના પ્રતાપ વડે મહા યાત્રા કરવાનું મળ્યું હતું. આ સઘળા રશાળા સહિત નામદાર શ્રી દાજીરાજજી તથા શ્રી બાળસિંહજી ઘણા ટૂંક સમયમાં પુનઃ પોતાનાં નગરમાં પધાર્યા હતા, અને પુનઃ પોતાનો વિદ્યાભ્યાસ પ્રારંભ કીધો હતો.

શ્રી દાજીરાજજીએ સને ૧૮૮૧માં રાજ્યની તમામ સત્તા પોતાના હાથમાં લીધા પછી ત્રિજે વર્ષે, એટલે સને ૧૮૮૩નાં વર્ષમાં તે નામદાર યૂરોપમાં પ્રવાસ કરવાને પધાર્યા હતા. આ પ્રવાસમાં પણ નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી તેમની સંગેજ હતા. આ બંને બંધુઓની જુગલ યૂરોપના પ્રવાસાર્થે પધારવાથી નામદાર બ્રિટિશ સરકાર પણ તે નામદારોપર ઘણી ખુશ થઈ ગઈ હતી. વળી આ પ્રવાસમાં તે નામદારોની સંગે આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મી૦ વાર્ડન સાહેબ પણ હતા. આથી તે નામદારને યૂરોપનો પ્રવાસ કરવાની વળી વિશેષ સુગમતા પડી હતી, અને તે નામદારના સઘળા દિવસો ઘણી ખુશાલિમાં નિર્ગમન થતા હતા. યૂરોપમાં તે નામદારે અનેક નગરોની મુલાકાત લીધી હતી, અને તે અનેક નગરોનાં અનેક નૂતન નમુનાદાર સ્થાનો પણ તે નામદારે નિરખ્યાં હતાં. તે નામદાર ઠાકોર સાહેબોનો વિચાર, પોતાના આ પ્રવાસમાં માત્ર સેહેલ કરવાનોજ નહોતો, પરંતુ તે દેશની રીતભાત, ત્યાંની નવીનતા, ત્યાંના આચારવિચાર આદિક અનેક પ્રકારનું જ્ઞાન મેળવવાનોજ હતો, અને તે વિચાર તેઓ સાહેબે પાર પણ પાડયો હતો. તે બંને નીતિજ્ઞ રાજ્યવંશિઓએ આ પ્રવાસમાં તે દેશના ભાતભાતના હુન્નરો, ભાતભાતની કળાકૌશલ્યા અને ભાતભાતની કારિગિરીનું અચ્છું જ્ઞાન સંપાદન કીધું હતું. વળી ઇંગ્લંડમાં તે નામદારે આપણા પરમ કૃપાળુ મહાન્ તે જોમયી મલિકા માઆઝમા નામદાર મહારાણી સાહેબ શ્રી વિકટોરિયા રાજ્ય માતુશ્રીની પણ મુલાકાત લીધી હતી. આ મુલાકાતમાં નામદાર મહારાણીજીએ આ બંને નૃપતિ સાહેબોની સંગે ઘણાજ પ્રેમભાવ ને ઘણાજ વહાલથી વાતચીત કરી હતી તથા તેમાં બંને બંધુઓની કૂષળતા, વિવેક વિચાર ને સુજ્ઞતા નિર્ખિને નામદાર મહારાણીજી સાહેબ પણ અત્યાનંદ પામ્યા હતા તથા તે નામદારે તે બંને બાંધવોની અત્યંત પ્રસંશા કરી હતી. આજ પ્રમાણે તે નામદારોએ ઇંગ્લંડમાં, તેમજ યૂરોપનાં અન્ય નગરોમાં અસંખ્ય યુરોપિયનોની ઘણી ઘણી મુલાકાતો લીધી હતી, જેઓ સર્વ શ્રી દાજીરાજજીની નિપૂણતા તથા શ્રી બાળસિંહજીની નમ્રતા ને સાદાઈ જોઈને ઘણાજ પ્રસન્ન થઈ ગયા હતા. આ રીતે સર્વની સુંદર પ્રસન્નતા મેળવીને તથા યૂરોપમાં પ્રવાસ કરવાનું ખરૂં સાર્થક સંપાદન કરીને તે બંને બંધૂ સાહેબો પુનઃ હિંદમાં પધારી પોતાનાં પાયતખ્ત નગરમાં બિરાજમાન થયા હતા. આ સમયે વઢવાણની પ્રજાએ, પોતાના ભૂપતિ ઘણે દિવસે યૂરોપની યાત્રા કરીને સ્વભૂમિમાં સૂખશાંતિમાં પુનઃ પધાર્યાથી તથા તે નામદારોનાં પોતાને ઘણે દિવસે દર્શન થવાથી તે નામદારો પ્રત્યે બહુ પ્યાર બતાવ્યો હતો, અને પ્રજા વર્ગ તરફથી તે નામદારોને ઘણું માન આપવામાં આવ્યું હતું તથા સર્વ પ્રકારે પ્રજાએ પોતાની પરિપૂર્ણ વફાદારી પ્રકાશિત કરી હતી. એજ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબોએ પણ પોતાની પ્રજાપર પરિપૂર્ણ પ્યાર પ્રદર્શિત કીધો હતો.

યૂરોપનો પ્રવાસ કરી આવ્યા પછી શ્રી દાજીરાજજીએ પોતાનાં રાજ્યમાં ઘણા ઘણા સુધારા કરવા માંડયા હતા, અને ઘણી ઘણી રીતે સ્વનગરને શોભાયમાન કરવાનું તે નામદારે મનપર લીધું હતું. પણ એટલામાં તો મહા દૈવકોપ થયો ! એટલે કે, તા૦ ૫મી મે સને ૧૮૮૫ ને મંગળવારની છેક

પાછલી રાત્રે સાડાત્રણ વાગતાને સમયે ઠાકોર સાહેબ શ્રી દાજીરાજજીનું અકાળ મૃત્યુ નિપજ્યું ! પોતાની ૨૪-૨૫ વર્ષની યુવાવસ્થામાંથીજ તે નામદારને ક્ષયનો મહા બુરો રોગ લાગુ પડવાથી તે નામદારનું ઓચિંતું ભર યુવાવસ્થામાં મહા શોકજનક મૃત્યુ નિપજ્યું હતું ! એમનાં આવાં અકાળ મૃત્યુથી તે નામદારના બંધૂ નામદાર શ્રી બાળસિંહજીને, તે નામદારના પ્રિય પત્નિને, તે નામદારના તમામ નિમકહલાલ નોકરોને તથા તે નામદારની સમગ્ર પ્રજાને અનહદ ગ્લાનિ પ્રવર્તિ હતી તથા તે સર્વે, નામદાર ઠાકોર સાહેબ શ્રી દાજીરાજજીનાં મૃત્યુથી ખરેખરાં દુઃખના દરિયામાં ડુબ્યા હોય, તેવુંજ ખેદકારક બન્યું હતું ! નામદાર શ્રી દાજીરાજજીનાં મૃત્યુએ ખરેજ તે સર્વને એક મહા કારી જખમ કીધો હતો ! એ નામદારનાં મરણથી વઢવાણનાં આખાં રાજ્યમાં જાણે જબરી શોકજનક રડારોળ થઈ રહી હતી, ચોતરફ દિલગિરીનું વાદળ ફેલાયું હતું તથા આખાં ગામમાં હડતાલ પડી હતી. નામદાર શ્રી દાજીરાજજીએ કોલેજમાં ઉત્તમ વિદ્યાભ્યાસ કીધેલો હોવાથી તે નામદાર સરસ્વતીનાં કામમાં પણ કુશળ હતા તથા વળી તે નામદારે યૂરોપનો પ્રિયકર પ્રવાસ કીધાથી તે નામદારની બુદ્ધિની બલિહારી વિશેષ રૂડા રંગમાં ખિલી નિકળી હતી, અને તે સર્વ કારણથી તે નામદાર એક ખરેખરા કાબેલ, નિપૂણ ને સ્વતંત્ર રાજ્યકર્ત્તા નિવડયા હતા, તથા તે નામદારે પોતાની તમામ પ્રજાને પણ પોતાની રાજ્યનીતિથી ઘણીજ ખુશ ખુશ કરી નાંખી હતી. વળી તે નામદારે રાજ્યાસનપર બિરાજ્યા પછી શેહેરમાં ઘણો સારો સુધારો કીધો હતો તથા પોતાનું નામ અચળ રાખવા માટે તે નામદારે વઢવાણ ખાતે ખારવાની પોળ બાહાર શ્રી ચંદ્રવિલાસ બાગ સુધી "દાજીપરૂં" વસાવ્યું હતું તથા ત્યાંની ખાંડીપોળની બાહાર "દાજીવન" તથા "દાજી તળાવ" બંધાવવા માંડયાં હતાં; તેમજ એક "દાજી મેહેલ" પણ તે નામદારે બંધાવવો શરૂ કીધો હતો, કે જે મેહેલ ઘણોજ સુંદર દેખાવ વાળો ને ભપકાદાર રીતે બંધાવવાની તે નામદારની ઇચ્છા હતી, પરંતુ એટલામાં તો તે નામદારને ઈશ્વરે ઊંચકી લીધા હતા ! તોપણ તે મેહેલ તેમની પછી તેમના ઘણાજ વહાલા બંધૂ શ્રી બાળસિંહજીએ ધીમે ધીમે બંધાવવો કાયમ રાખ્યો હતો. આ મેહેલમાં ભાતભાતનો રાચરચિલો ગોઠવવા માટે તે નામદારે યૂરોપથીજ તમામ કિમતી સામાન મંગાવ્યો હતો, જે પાછળ હજારો રૂપિયાનો ખર્ચ કીધો હતો. વળી સ્વર્ગવાસી ઠાકોર સાહેબે પોતાની પ્રિય પ્રજાનાં સુખાર્થે ગ્યાસનું એક કારખાનું નગરમાં લાવીને તે દ્વારાએ પોતાની પ્રજાને રોશનીનું મ્હોટું સૂખ કરી આપ્યું હતું, અને પોતાનો ચંદ્ર ભૂવનનો બંગલો સુધારીને તે બંગલાને જાણે ઇંદ્રિપુરી સમાન તે નામદારે બનાવી મૂકયો હતો. આજ પ્રમાણે તે નામદારે પોતાનાં નગરને દિપાયમાન કરવાને માટે ઘણા ઘણા ઊમદા વિચારો રાખ્યા હતા, પરંતુ તે પૂરા પાડવાનો સમય આવે તે પ્રથમ તો તે નામદારનો સ્વર્ગવાસ થયો હતો ! એ નામદારને માટે સર્વ કોઈ એવીજ વાણી વદતાં હતાં કે, એ નામદારના જેવા ચંચળ ને સ્વતંત્ર નૃપતિ આખા કાઠિયાવાડમાં એક પણ નથી. આવી ઉમદા વાણી નામદાર શ્રી દાજીરાજજીને માટે વદાતી હતી, અને ખરેખર તેમજ હતું. રાજ્યના તમામ ખાતાંઓપર તે નામદારે પોતે દેખરેખ રાખી સર્વ ખાતાંઓ તેજસ્વી બનાવી મૂકયાં હતાં તથા ન્યાયનાં કામો પણ તે નામદાર પોતેજ ચલાવતા હતા, જેથી તે નામદારની પ્રજાને અદલ ન્યાય મળતો હતો. આજ પ્રકારે તે નામદાર સર્વ બાબતમાં ઘણાજ પ્રસંશનીય નૃપતિ નિવડયા હતા, અને એવા એક નિપૂણ નૃપતિનું મૃત્યુ નિપજવાથી કાઠિયાવાડિ ભૂપતિ સાહેબોએ પોતાના નૃપતિ મંડળમાંથી એક સુંદર શણગાર ગુમાવ્યા જેવું બન્યું હતું.

સ્વર્ગવાસી નામદાર ઠાકોર સાહેબ શ્રી દાજીરાજજીની પછી તેમનાં રાજ્યાસનપર બિરાજવાનો હક્ક નામદાર શ્રી બાળસિંહજીનોજ હતો; કેમકે તે નામદારને બિલકુલ સંતાન નહોતું. આ કારણથી શ્રી દાજીરાજજીને પણ શ્રી બાળસિંહજીપરજ ચારે હાથ હતા, અને તે નામદાર શ્રી બાળસિંહજીપર પરમ પ્રેમભાવ ને સંપૂર્ણ સ્નેહ રાખતા હતા. નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીને ગાદિપર બેસાડવાની ક્રિયા તા૦ ૧૮મી મે સને ૧૮૮૫ ને સોમવારને દિવસે કરવામાં આવી હતી. આ સમયે કોઈ પણ પ્રકારની મ્હોટી ધામધૂમ કરવામાં આવી નહોતી; કેમકે નામદાર શ્રી દાજીરાજજીનાં મૃત્યુનો તે સમયે તાજોજ શોક વર્તતો હતો. વળી નામદાર શ્રી બાળસિંહજીની સંગે નામદાર સરકારે ત્યાંના તે વખતના દિવાન રા૦ બા૦ ગણપતરાવ નારાયણ લાડને જૉઈન્ટ કાર્યભારી તરિકે નિમ્યા હતા, અને એવું ઠરાવ્યું હતું કે, નામદાર શ્રી બાળસિંહજી તથા રા૦ બા૦ ગણપતરાવે છ માસ સુધી સંયુક્તપણે રાજ્યનું કામકાજ ચલાવવું. આ પ્રમાણેનો ઠરાવ નામદાર સરકારે કરવાથી તે મુદત પછી છ માસ સુધી તે ઠરાવ પ્રમાણેજ રાજ્ય કાર્યભાર ચલાવવામાં આવ્યો હતો.

તા૦ ૧૯મી નવેમ્બર સને ૧૮૮૫ ને ગુરૂવારને દિવસે નામદાર ઠાકોર સાહેબનાં પાયતખ્ત નગરમાં મરહુમ ઠાકોર સાહેબ શ્રી દાજીરાજજીનાં સ્મરણાર્થે કરવા ધારેલી "શ્રી દાજીરાજ હાઈ સ્કૂલ"નો પાયો નાંખવાની ક્રિયા આ. પોલિટિકલ એજંટ કર્નલ નટ સાહેબના પત્નિ મિસિસ નટ સાહેબે કરી હતી. આ પ્રસંગે તે સરસ્વતી મંદિરનાં સ્થાનક આગળ મ્હોટો મિલાવડો ભરવામાં આવ્યો હતો, અને તેમાં સભાપતિને સ્થળે મિસિસ નટ બિરાજ્યા પછી નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીએ તે સરસ્વતી મંદિરને લગતું ઇંગ્રેજીમાં સંભાષણ વાંચ્યું હતું, જે પછી મિસિસ નટે રૂપાને લેલેથી પાયો નાંખવાની ક્રિયા કરી હતી. બાદ કર્નલ નટ સાહેબે ઇંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કીધું હતું તથા તે પછી તેજ સરસ્વતી મંદિરની સામા એક હુન્નરશાળાનો પાયો નાંખવાની ક્રિયા કર્નલ નટ સાહેબે કરી હતી. આ સર્વ ક્રિયા સંપૂર્ણ થઈ રહ્યા પછી કેટલાક પ્રકારની શરતો રમાડવામાં આવી હતી, અને તેમાં શરત જીતનારાઓને ઠેરવેલાં ઈનામો પણ આપ્યાં હતાં.

બીજે દિવસે, એટલે તા૦ ૨૦મી નવેમ્બર સને ૧૮૮૫ ને શુક્રવારે નામદાર શ્રી બાળસિંહજીને રાજ્યની તમામ સત્તા સ્વાધિન કરવામાં આવી હતી. આ સમયે ત્યાં આગળ એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં કેટલાક યુરોપિયનો તથા ઘણાક દેશી ગૃહસ્થો બિરાજ્યા હતા. આ દરબારમાં પ્રથમ આ. પોલિટિકલ એજંટ કર્નલ નટ સાહેબે ઇંગ્રેજીમાં એક ભાષણ વાંચ્યું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે હતોઃ—

"ઠાકોર સાહેબ બાલસિંગજી,

કાઠિયાવાડના બીજા વર્ગના રાજાનો પૂર્ણ અધિકાર રીતસર આપને સ્વાધિન કરવાને હું આજે આવ્યો છું, અને તેમ કરવામાં હું આપને વિનતી કરૂં છું કે, સરકારના ભરોસાનું આ નામિચું ચિન્હ આપને મળ્યા ખાતે મારી અંતઃકર્ણ પૂર્વક મુબારકબાદી આપ સ્વિકારશો.

આજ દરબાર હાલમાં ચાર વર્ષ ઉપરાંત થોડી મુદત અગાઉ આપના મરહુમ ભાઈ ઠાકોર સાહેબ દાજીરાજ, જેમનું અપવાળું ભવિષ્ય બનવાથી સૌ કોઈ દિલગીર છે, તેમને આવીજ રીતનો અધિકાર મેં સ્વાધિન કરેલો, અને તેમની કારકીર્દિ ઉન્નતિ વાળી તથા આબરૂ ભરેલી થાય, એમ મેં ચાહેના બતાવી હતી, તેવીજ રીતની કારકીર્દિ આપની થાય, એમ ચાહેના હાલ હું બતાવું છું.

પરમેશ્વરની ગહન ગતિએ એવું નિર્માણ કર્યું હતું કે, મરહુમ ઠાકોર સાહેબ દાજીરાજનો આપણી સાથેનો આ દુનિયાનો સહવાસ માત્ર ટુંકી મુદત માટેજ થશે; પરંતુ જેઓ તેમને ઉત્તમ રીતે જાણતા હતા તેમનાં મનને એક વાતથી દિલાસો રહે છે, અને તે એ છે કે, તેમણે જે ટુંકી મુદત રાજ કર્યું, તેમાં પોતાની રૈયતની જરૂરિયાત માટે પ્રત્યેક બાબતમાં પ્યાર ભરેલી કાળજી સાથે રાજ્ય કર્યું. તેઓ હુશિયાર અને માયાળુ રાજા હતા. મારા મિત્ર, પ્રજા સાથેના વ્યવહારમાં તેમનો દાખલો લઇ આપ વર્ત્તશો તો સારૂં થશે.

ઠાકોર સાહેબ, આપ જાણો છો કે, હાલનો જમાનો ઉદ્યમી છે. સૌ કોઇ આગળ વધવાની હીલચાલ કરે છે, અને કોઇ પણ માણસ સ્થીર બેસી રહી શકે તેમ નથી.

જ્યાં પુરૂષાતન તથા તંદુરસ્તી વાળી જીંદગી આપે ગુજારી, એવી "રાજકુમાર કૉલેજ"માં પ્રથમ આપે કેળવણી લીધી તથા ત્યાર બાદ આપ યૂરોપ ખંડમાં પ્રવાસ કરી આવ્યા, કે જ્યાં આપને દુનિયાનો ઘણો ભાગ તથા તેની રીતભાત જોવાનો પ્રસંગ મળ્યો. એ પ્રમાણે આપનાં જ્ઞાનનો પાયો રોપાયો છે, અને તેથી સરકાર આપના તરફની શું શું ઉમેદ રાખે છે, તેનો બરાબર ખ્યાલ કરવામાં આપની સમજ શક્તિ વધી છે, એ વિચારથી મને ખુશી ઉપજે છે.

મને ભરોસો છે કે, રાજાઓની ફરજો વિષે થોડા દિવસ ઉપર નામદાર "વાઇસરૉય" સાહેબે અજમેરમાં જે છટાદાર તથા અસરકારક ભાષણ કર્યું હતું, તે આપે વાંચ્યું હશે. સદરહુ ભાષણ સાથે આપને ખૂદને નિસબત છે, માટે તેનો દરેક શબ્દ આપ બારિક રીતે ધ્યાનમાં લેશો, એવી મારી ભલામણ છે.

મારા મિત્ર, કાઠિયાવાડના બીજા વર્ગના રાજા થવું, એ કાંઇ ન્હાનીસૂની વાત નથી, કેમકે બીજા વર્ગના રાજા તરિકે આપ આપની પોતાની પ્રજા ઉપર જીંદગી તથા મોતનો અધિકાર ભોગવો છો, અને દિવાની કામમાં આપના ઠરાવો ઊપર અપીલ નથી.

ઠાકોર સાહેબ, મારી સલાહ—એટલે જે આપને આપની બાલ્યાવસ્થાથી ઓળખે છે, તેની સલાહ આપ સ્વિકારશો, અને સરકાર હાલ જે અધિકાર આપને આપે છે, તે અધિકાર જે પ્રમાણે મ્હોટો છે, તે પ્રમાણમાં આપની હિમ્મતમાં વધારો કરશો તથા વાજબી વાતનો ટેકો આપવામાં અને ગેરવાજબી વાતને તિરસ્કાર કરવામાં આપના વિચારોને આપ દૃઢ તથા અચળ થવા દેશો.

આપ ઊંચ કુળમાં ઊછર્યા છો, અને તેથી આપનું અંતઃકર્ણ જીંદગીની જુદી જુદી સ્થિતિઓમાં વારંવાર આપને મદદ કરશે; પરંતુ જો કોઇ વખતે આપને કંઇ સંશય અથવા ગૂંચવણ આવે તો મારી સલાહ આપને એવી છે કે, જેઓ આજ દિન સુધી આપના સારામાં સારા દોસ્ત સાબિત થઇ ચૂકયા છે, અને જેઓ હવે પછી પણ આપનાં કૃત્યો આબરૂદાર તથા વાસ્તવિક હશે તો આપની બાજુએ ઉભા રહેવાને તૈયાર થશે, તેમને આપે પૂછવું.

આપને સારો વારશો મળે છે, પણ તે એવો વારશો છે, કે જેની સાથે મ્હોટી અને જુદી પડી ન શકે તેવી જવાબદારી રહેલી છે. આપે આપના સઘળા વ્યવહારમાં ન્યાયી તથા નિખાલસ થવાની અવશ્ય જરૂર છે.

ઘણાં વર્ષો થયાં આ રાજ્યનો રાજ્યકાર્યભાર કાબેલિયતથી ચલાવવામાં આવ્યો છે. આખાં સંસ્થાનની અંદર સંતોષ વર્તે છે, અને સુધારાની સત્તા ઝડપથી વધતી જાય છે. આપની નાણાં સંબંધી હકીગત પણ તિજોરી સારી રીતે ભરપૂર હોવાથી સંતોષકારક સ્થિતિમાં છે. હાલમાંજ મારી પાસે એક મનોરંજક તાજો હેવાલ રજા થયો છે, તે ઉપરથી એવું જાણાય છે કે, પડતર જમીન મ્હોટા વિસ્તારમાં ખેડવાણ થઇ છે, અને ગયા દસકામાં—તેમાં પણ ખસૂસ કરીને ગયાં પાંચ વર્ષમાં અજાયબ ભરેલી રીતે ઉપજમાં વધારો થયો છે; કેમકે સંવત ૧૯૩૫, એટલે ઇસ્વી સન ૧૮૭૯ની સાલમાં સઘળી બાબતોની કુલ્લે પેદાસ રૂ ૩૨૬૩૫૭ની હતી, તેની જગોએ ગઈ સાલમાં રૂ ૫૭૪૮૧૩ની ઉપજ થઇ હતી. આ આબાદી ભરેલી સ્થિતિ મ્હોટે ભાગે મી૦ ગણપતરાવ નારાયણ લાડ, કે જેમણે પોતાની બુદ્ધિ અને વખત કિર્તિ લેવા લાયક રીતે એકનિષ્ટાથી સંસ્થાન વઢવાણનાં હીતને સારૂ કામે લગાડયાં છે, તેમને લઇને છે. હું ધારૂં છું કે, તેઓ ખાસ પ્રસંશાને માટે પાત્ર છે, અને મને ખાત્રિ છે કે, ઠાકોર સાહેબ આપ આ વાત કબૂલ કરશો. ચઢતી પાયરી ઉપર તેમની વાંકાનેર ખાતે બદલી થઈ છે, તે તેમની પાછલી નોકરીનો એક યોગ્ય બદલો તેમને મળ્યો છે.

મી૦ રતીલાલ દેશાઇ, જેમને આપે આપના કાર્યભારીની જગ્યાને માટે પસંદ કર્યા છે, તેઓ પોતાની આજ દિન સુધીની કારકીર્દિ ઉપરથી વિચાર કરતાં આપની પસંદગી પ્રમાણે નિવડશે એવો સંભવ છે, અને હું ઊમેદ રાખું છું કે, જ્યારે જ્યારે તેમને આપની મદદની જરૂર પડે, ત્યારે ત્યારે આપ તેમને આપની જાતથી મદદ આપશો.

આપની જીંદગીમાં, આ તવારિખમાં નોંધવા જોગ દિવસની યાદગિરી માટે આપે આ શેહેરમાં સ્ત્રી કેળવણીમાં મ્હોટી વૃદ્ધિ તથા સુધારો કરવા સારૂ તથા વઢવાણ સિવિલ સ્ટેશનમાં વસનારાં સઘળાં લોકોની સુગમતા માટે એક "સપલાઇ મારકીટ" (તમામ જરૂરી ચીજો જ્યાં વેચાતી મળી શકે તેવી મારકીટ) બાંધવા માટે નાણાં અલગ કાઢી રાખ્યા છે, એવી ખબર ખાનગી રીતે આપે મને આપી છે.

આ ખબર ખરેખર ખુશી કર્તા છે, અને આ આપનું સખાવતી ભરેલું તથા સુધારાનું કૃત્ય હું વહેલામાં વહેલી તક લઇને નામદાર સરકાર હજુર રોશન કરીશ.

અને હવે મારા પ્યારા મિત્ર, આપનાં રાજ્યનું ઝાઝ ભરતીના પ્રવાહ તથા અનુકૂળ પવનની લેહેર સાથે સારી રીતે આગળ હંકરાઇ ચૂક્યું છે તેથી અમે આશા રાખિએ છિએ કે, રૈયતનાં કલ્યાણ અર્થે આપની તમામ શ્રેષ્ઠ ઉમેદો સંપૂર્ણ રીતે ભર આવે, અને ઇશ્વર આપને વઢવાણ સંસ્થાનના રાજા તરિકે લાંબા તથા ફતેહમંદી ભરેલી કારકીર્દિ આપે.",

ઊપર પ્રમાણેના ભાવાર્થનું કર્નલ નટ સાહેબનું ભાષણ સમાપ્ત થયાં પછી નામદાર ઠાકોર સાહેબે પણ ઈંગ્રેજીમાંજ તે ભાષણનો પ્રત્યોત્તર ઘણીજ છટામાં આપ્યો હતો, જેનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે હતો:—

કર્નલ નટ,

મારાં રાજ્યનો સંપૂર્ણ અખત્યાર મને સોંપવામાં આવે છે, તે માટે બ્રિટિશ સરકારનો અંતઃકર્ણ પૂર્વક હું આભાર માનું છું. હું જાણું છુ કે, આ મારી સ્થિતિનાં સ્થળાંતરનો સમય છે, અને મારા ઉપર જે જવાબદારી આવી છે, તે પૂરી રીતે મારા જાણવામાં છે. આપે હમણા જે ભાષણ કર્યું, તે મેં ઘણી આસ્થા અને માનથી સાંભળ્યું, અને તેથી મારાં મનમાં ઊંડી અસર થઇ છે.

"રાજ કુમાર કૉલેજ"નો, અને ખુદ મી૦ મેકનૉટન સાહેબ, જેમણે મારા અભ્યાસમાં વૃદ્ધિ કરવા ઘણી કાળજી રાખી હતી, તેમનો હું ઘણો આભારી થયો છું.

આપ યુરોપમાં મારી મુસાફરી વિષે બોલ્યા છો તો તે મુસાફરીથી બેશક મારા વિચારો પ્રશસ્ય થયા છે, અને સુધર્યા છે, અને તેથી મારાં રાજ્યમાં સારાં અને ઉપયોગી સુધારાનાં કૃત્યો પાર પાડવામાં મને અવશ્ય કરીને મદદ થઇ પડશે.

આપ સાહેબ મારા કૈલાસવાસી ભાઇના યશસ્વિ સદ્‌ગુણો વિષે આપનાં ભાષણમાં બોલ્યા છો. મને ભરોસો છે કે, વઢવાણની રૈયતનાં અંતઃકર્ણ ઉપર ઘણી અસર થઇ છે, અને તેમનાં ડહાપણ ભરેલાં અને સ્તુત્ય કૃત્યો પ્રમાણે વર્તવાને હું હંમેશાં કોશિશ કરીશ. મારા કૈલાસવાસી ભાઇ, જેઓ ભર યુવાવસ્થામાં સ્વર્ગવાસી થયા, તેમના ઊંચ સદ્‌ગુણો દુનિઆનાં લોકોને મારે જણાવવા ન જોઇએ; પરંતુ રાજ્યકર્તા તરિકે તેમના સદ્‌ગુણો, અને તેમની સકળ ગુણ સંપન્ન સમજશક્તિથી મારાં મન અને અંતઃકર્ણ ઉપર એટલી બધી અસર થઇ છે કે, હંમેશાં તે પ્રમાણે વર્તવાને હું પ્રયત્ન કરીશ. મારા ભાઇએ તેમની રાજ્ય કારકીર્દિનાં દરમ્યાનમાં રાજ્યનાં કેટલાંક ખાતાંનાં કામકાજમાં મને પૂરી માહેતગારી મળે એવી સગવડ કરી આપી હતી, અને આ માહેતગારી મળવાથી હવે હું રાજ્યનાં કામકાજ સ્વસ્થપણે અને સરળતાથી હાથમાં લઇ શકીશ, એવી ઉમેદ રાખું છું. એવા મારા સ્વર્ગવાસી ભાઇનાં નેકનામની યાદગિરી રેહેવા સારૂ જે હાઇસ્કૂલના પાયાનું ખાત મુહૂર્ત ગઇ કાલે કરવામાં આવ્યું હતું, તે "દાજીરાજ હાઇસ્કૂલ" બાંધવાનું કામ અમે માથે લીધું છે તે આપ જાણો છો. એ સ્કૂલમાં મેટ્રિક્યુલેશનનાં ધોરણ સુધી વિદ્યાર્થિઓને અભ્યાસ કરાવવામાં આવશે. વળી આવતી કાલે વૉટર વર્કસ—નળથી પાણી લાવવાનું કામ ખોલવાની ક્રિયા કરવાનો વિચાર છે, જેને "દાજીરાજ વૉટર વર્ક્સ" એવું નામ આપવું છે; તેથી શેહેરનાં લોકોને પુષ્કળ મિઠું પાણી મળશે.

તે શિવાય હુન્નરશાળા બાંધવાનું કામ હાથપર લીધેલું છે આ શાળા તમામ વર્ગનાં લોકોને ઘણીજ ફાયદાકારક થઇ પડશે, અને આ દેશના યુવાન પુરૂષોની સંસારિક સ્થિતિ, શોખ અને મનશક્તિની યોગ્યતા પ્રમાણે તેમની તૃષ્ણાઓ તૃપ્ત કરવાને સાધન થઇ પડશે. સ્ત્રી કેળવણીની વાત મારાં લક્ષ બહાર નથી. તેથી હાલની અપૂર્ણ વ્યવસ્થાને બદલે આ શેહેરની બાળકિઓને કેળવણી આપવાને યોગ્ય મકાન ટુંકા વખતમાં બાંધવામાં આવશે. વઢવાણ સ્ટેટની ચઢતી કળા ઘણે દરજ્જે સિવિલ સ્ટેશન વડે થઇ છે, અને આજના મહોત્સવની યાદગિરીમાં "સપ્લાઇ મારકેટ" અથવા રોજના ખપની ચીજો મળે એવું બજાર સિવિલ સ્ટેશન માટે બાંધવા મારી મરજી છે, અને તે મકાનનું નામ મારાં નામ ઉપરથી પાડવા વિચાર છે.

હું જાણું છું કે, હજારો માણસનું સૂખ અને મારાં રાજ્યની શાંતિ અને આબાદાની ફકત મારાજ ઉપર આધાર રાખે છે. આ કાળનું સુધારા તરફનું વલણ હું પૂરી રીતે જાણું છું. તે બાબતમાં લૉર્ડ ડફ્રિન સાહેબનું સુંદર વાક્ય બરાબર લાગુ પડે છે. તેઓ કહે છે કે "વધારે મ્હોટી જવાબદારીની છાંયા, તેમજ વધારે ઉમદા તૃષ્ણાનું તેજ ભવિષ્યના રાજાઓની જીંદગી ઉપર આવી પડેલું છે." હિમ્મત, સહનશક્તિ અને દઢતાથી આ જુમેદારી સહન કરવાનાં પ્રયત્નમાં હું કાંઇ બાકી રાખીશ નહીં. એ કહેવાની જરૂર નથી કે, એન સમયે કૃપાળુ સરકાર અને તેના કાબેલ અને લાયક પોલિટિકલ અમલદારોની સલાહ પ્રમાણે વર્ત્તિશ. એઓએ મારે અને મારાં રાજ્યને માટે મિત્ર ભાવથી કાળજી રાખી છે. મને ખાત્રિ છે કે, મી૦ રતીલાલ દેસાઇ, જેમને મેં મારા કાર્યભારી તરિકે પસંદ કર્યા છે, તેઓ તેમની પસંદગી વ્યાજબી થઇ છે એમ બતાવી આપશે, અને મારૂં રાજ્ય ચલાવવામાં મને મદદ કરશે.

મી૦ ગણપતરાવ નારાયણ લૉડે વઢવાણ સ્ટેટની યોગ્ય નોકરી બજાવી છે, તે વિષે આપે જે ઇસારો કર્યો તે મેં કાંઇ ઓછી ખુશીથી સાંભળ્યો નથી. પોતાનાં કામમાં તેમની એક નિષ્ઠા અને રૈયત ઉપર તેમના પ્રેમથી મારા મરહુમ ભાઇનુ હેત અને લોકોનું માન અને ભાવ તેમણે સંપાદન કર્યા હતાં મી૦ ગણપતરાવ નારાયણ લૉડના સારા ગુણો હું પૂરી રીતે જાણું છું, અને તેઓ અહીંથી જાય છે તે માટે હું ઘણો દિલગિર છું; પણ હું તેમનું સારૂં ચાહું છું, અને તેમની લાયકી અને સારાં કૃત્યને લીધે તેમને વધારે ઊંચા દરજ્જાની અને મ્હોટી જગ્યા મળી તે માટે હું ખુશી થયો છું, અને તે જગ્યાએ તેઓની ફતેહ અને આબાદાની ચાહું છું.

મારે માટે મુંબઇ સરકારે જે ભલા વિચારો દર્શાવ્યા છે, તેને માટે તેમનો હું અંતઃકર્ણથી આભાર માનું છું. તે વાત આપ મેહેરબાની કરી તેમને જણાવશો, તેમજ મારાં રાજ્યનાં કલ્યાણ અર્થે, અને મારૂં પોતાનું સારૂં કરવામાં આપે ઘણુંજ હેત તથા કૃપાળુ લાગણી દર્શાવી છે, તે માટે હું આપનો આભારી થયો છું.

છેવટે હું ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું કે, મારી સંભાળમાં જે હજારો મનુષ્યો સોંપાએલાં છે, તેમની આબાદી વધારવામાં તે મહાનુ સર્વ સૂખદાતાના આશિર્વાદથી મારાં નમ્ર પ્રયત્નો સફળ થાય."

ઉપર પ્રમાણેના ભાવાર્થનું સંભાષણ નામદાર ઠાકોર સાહેબે કીધા પછી પાનગુલાબ લઈને સર્વ જનો વિસર્જન થયાં હતાં. એજ દિવસે ત્યાંનાં તળાવપર આતશબાજી ફોડવામાં આવી હતી તથા સાહેબ લોકોને, નામદાર ઠાકોર સાહેબે દરબારમાંજ એક ખાનું આપ્યું હતું, અને તે પછી એજ રાત્રિએ દરબારમાં જાદુઈના કેટલાક ખેલો કરવામાં આવ્યા હતા. બાદ બીજે દિવસે, એટલે તા૦ ૨૧મી ને શનિવારે "શ્રી દાજીરાજ વૉટર વર્ક્સ" ઉઘાડવાની ક્રિયા થઈ હતી તથા વઢવાણ કેમ્પમાં એક સુંદર મારકેટનો પાયો નાંખવામાં આવ્યો હતો. એ પછી રવિવારને દિવસે સહવારના નવ વાગતાને સમયે નામદાર ઠાકોર સાહેબને નજરાણાં કરવાને માટે એક દરબાર ભરાયું હતું, જે સમયે નામદાર શ્રી બાલસિંહજીને ઘણાંકો તરફથી નજરાણાં થયાં હતાં તથા કેટલાંક રાજ્યો તરફથી પોશાકો પણ આવ્યા હતા, જે પછી દરબાર બરખાસ્ત થયું હતું. નામદાર ઠાકોર સાહેબ રાજ્યાસનપર બિરાજ્યા તેજ દિવસે દિવાન રા૦ બા૦ ગણપતરાવ નારાયણ લૉડે પોતાના ઓદ્ધાનું રાજીનામું આપ્યું હતું, અને તેઓ વાંકાનેરના એડમિનિસ્ટ્રેટર તરિકે તે નગરમાં પધાર્યા હતા, અને તેમને સ્થળે વઢવાણના દિવાન દાખલ નામદાર ઠાકોર સા-

હેમે રા૦ રા૦ રતીલાલ છોટાલાલ નામના એક વિદ્વાન ને ચંચળ દિવાનની નિમણુંક કરી હતી, જે દિવાન અદ્યાપિ સુધી કાયમ છે.

તા૦ ૧લી માર્ચ સને ૧૮૮૬ ને સોમવારને દિવસે વઢવાણ ખાતે ખેતિવાડીને લગતાં કામોનું એક સુંદર પ્રદર્શન ખોલવામાં આવ્યું હતું, જે તા૦ ૩જી લગણ ખુલ્લું રાખવામાં આવ્યું હતું. એ પ્રદર્શન કર્નલ નટ સાહેબનાં ઉપરીપણા નિચે ખોલવામાં આવ્યું હતું, અને તે ખોલવાની ક્રિયા પણ તે નામદારે અતેજ કરી હતી. આ પ્રદર્શનમાં નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીની પણ અચ્છી મેહેનત હતી, અને એ પ્રદર્શન પ્રસંગે બીજા સંસ્થાનોના પણ ઘણાક દરબાર સાહેબો પધાર્યા હતા, જેથી એ પ્રદર્શનની શોભામાં વળી વિશેષ વૃદ્ધિ થઈ હતી.

તા૦ ૨૯મી મે સને ૧૮૮૬ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી પોતાના રશાળાના આશરે પચીસ માણસો સહ મુંબઈ ખાતે પધાર્યા હતા. નામદાર ઠાકોર સાહેબ રાજ્યારાનપર બિરાજ્યા પછી મુંબઈ ખાતે તે નામદારની આ પેહેલ પ્રથમનીજ મુલાકાત હોવાથી તે નામદારને માનઅકરામ આપવાને માટે મુંબઈનાં ગ્રાંટરોડ સ્ટેશનપર મુંબઇના શેઠિયાઓ આદિકની મ્હોટી સંખ્યા એકઠી થઈ હતી, અને નામદાર ઠાકોર સાહેબ જેવા અગ્નિરથમાંથી ઉતર્યા કે તેવાજ ત્યાં હાઝર રહેલા સર્વ જનોએ તે નામદારને પુષ્પની આનંદકારક વૃષ્ટિથી વધાવી લીધા હતા. આ સમયે સ્ટેશન ઉપર નામદાર મુંબઈ સરકાર તરફથી પણ તે નામદારને ઘણું સારૂં ને યોગ્ય માન આપવામાં આવ્યું હતું, અને એ પ્રમાણેનો સરસ સત્કાર પામીને તે નામદાર પોતાને ઉતારે પધાર્યા હતા, જ્યાં પણ ઘણકોની મુલાકાતો થઈ હતી, અને તમામ મુલાકાત લેનારાઓ, નામદાર ઠાકોર સાહેબની સરળતા ને વિવેક નિહાળીને અત્યાનંદ પામતા હતા. મુંબઇમાં તે નામદાર કેટલોક સમય રહ્યા પછી તેઓ સાહેબ પૂના ખાતે પધાર્યા હતા, જ્યાં પણ તે નામદારને ઘણું સારૂં માનપાન મળ્યું હતું. પૂના ખાતેની "સાર્વજનિક સભા"એ તા૦ ૨૭મી જુન સને ૧૮૮૬ ને રવિવારને દિવસે ત્યાંના "જોશી હોલ"માં તે નામદારનાં માનાર્થે એક મ્હોટો માંગ્લિક મિલાવડો કીધો હતો, અને તેમાં દેશી તથા યુરોપિયનોની મ્હોટી સંખ્યા એકઠી થઈ હતી. આ સર્વએ નામદાર ઠાકોર સાહેબને અનહદ માન આપ્યું હતું. આ પ્રકારે માનઅકરામ સંપાદન કરી ટૂંક સમય પછી તે નામદાર પુનઃ સ્વતનમાં પધાર્યા હતા. તે નામદારનાં વઢવાણ ખાતે પધારવા પછી વઢવાણની પ્રજાએ કેટલાંક કારણો સર હડતાલ પાડી હતી, અને ત્યાંનાં લોકો નામદાર ઠાકોર સાહેબની સામા કેટલોક ખોટો બડબડાટ કરવા લાગ્યાં હતાં. જોકે તેઓએ પાડેલી હડતાલ માત્ર નામનીજ હતી; કેમકે હડતાલનું નામ ધારણ કીધાં છતાં તેઓ ગુપ્તપણે પોતાનો વેપાર રોજગાર તો ચલાવતાજ હતા; પરંતુ માત્ર ઉપરથીજ હડતાલનું રૂપ આપ્યું હતું ! નામદાર ઠાકોર સાહેબે લોકોનાં ઘરો રજીસ્ટર કરાવવાના સંબંધમાં કેટલાક ખાસ કાયદા તૈયાર કીધા હતા, જે ખરૂં જોતાં તો રૈયતનું હીત કરનારાજ હતા, અને તેમાં રૈયતને કંઇ પણ ગેરલાભ નહોતો; પરંતુ રૈયતના કેટલાક અવિચારી આગેવાનોએ તે બાબે દીર્ઘ દૃષ્ટિથી કંઈ પણ વિચાર કીધાં પેહેલાં નામદાર ઠાકોર સાહેબના તે હુકમની સામાજ થયા હતા, અને નકામી હોહા કરી મૂકી હડતાલનું નામ બદલામ કીધું હતું ! આ બાબે નામદાર ઠાકોર સાહેબ તરફથી તે લોકોને ઘણી વાસ્તવિક રીતે ને શાંતપણે તથા દયાભાવે સમજુતી આપવામાં આવતી હતી, તેમ છતાં પણ "હઠશીમૂઠ" પકડી રાખનારાં લોકોએ નહીં સમજતાં, તેઓએ પોતાની અયોગ્ય રીતિ ચાલુ રાખી હડતાલનું નામ પણ કાયમજ રાખ્યું હતું ! અને ઘણા દિવસ સુધી હડતાલનું નામ લંબાવ્યું હતું !

તા૦ ૪થી જુન સને ૧૮૮૭, યાને સંવત ૧૯૪૩ના જેષ્ઠ સુદી ૧૩ ને શનિવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીનાં, મોરબીના ભાયાતિ ગામ લજાઇના દરબારના કુંવરીની સંગે લગ્ન થયાં હતાં. આ લગ્ન પ્રસંગે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીએ ઘણી ધામધૂમ કરી હતી તથા લગ્ન પ્રસંગે ખર્ચ પણ સારો કીધો હતો. નામદાર ઠાકોર સાહેબને આ લગ્નમાં કરિયાવેહેવારનો સારો ચાંલ્લો આવ્યો હતો. વળી આ લગ્નની ખુશાલિમાં નામદાર ઠાકોર સાહેબે જેમ પોતાના ઘણાક અમલદારો આદિકને જીયાફતો આપી હતી, તેજ પ્રમાણે તે નામદારે પોતાનાં રાજ્યમાં વસનારા તમામ પારસીઓને પણ તેમનાં કુટુંબ કબિલા સહિત ઘણીજ ધામધૂમથી જીયાફત આપી હતી. આ જીયાફતમાં પેહેલી સલામતી નામદાર મહાન્ તેજોમયી મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્યમાતુશ્રીની લેવડાવવામાં આવી હતી તથા તે પછી નામદાર ઠાકોર સાહેબની, અને ત્યાર બાદ તે નામદારના નવા રાણી સાહેબની પણ સલામતી લેવડાવવામાં આવી હતી. વળી એજ રાત્રિએ તે નામદારે એક નાચની "પાર્ટી" પણ આપી હતી, અને તેમાં પણ પારસીઓ આદિક અસંખ્ય જનોને નોંતરવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબે સ્વલગ્નની ખુશાલિ બદલ ઘણી સારી માંગ્લિક ધામધૂમ કરી હતી, અને યોગ્ય ખર્ચ કીધો હતો. આથી તે નામદારની પ્રજામાંનાં સર્વ જનો ઘણાં મગ્ન થઇ ગયાં હતાં, અને તમામ વફાદાર પ્રજાએ નામદાર ઠાકોર સાહેબનું તથા તે નામદારના નવીન પત્નિશ્રીનું દીર્ઘાયુષ્ય ઇચ્છ્યું હતું.

ઉપલાજ વર્ષમાં, એટલે સને ૧૮૮૭માં નામદાર ઠાકોર સાહેબે પોતાનાં રાજ્યમાં વસનારાં પારસીઓ ઉપર એક મ્હોટી મેહેર કરી હતી. એવું હતું કે, વઢવાણનાં પારસીઓમાં જો કોઇ મરણ પામતું તો તેની લાશને અવલમજલ પોહોંચાડવાને માટે ઘણો દીર્ઘ સમય થયાં મહા મુશીબત પડતી હતી. આપરથી ત્યાંનાં પારસી ભાઇઓએ વઢવાણ ખાતે એક દોખમું બંધાવવાનો ઠરાવ કીધો હતો તથા તેને લગતી તેઓએ કેટલીક ગોઠવણો પણ કરી હતી. આ દોખમું બાંધવાને માટે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીએ ૧૦૦ વાર જેટલી જમીન મફત ધર્માદા તરિકે બક્ષિસ આપી હતી. આ બાબતમાં તે નામદારની તમામ પારસી પ્રજાએ નામદાર ઠાકોર સાહેબનો અત્યંત આભાર માન્યો હતો તથા તેની સાથે સર્વ પારસીઓએ તે નામદારને અનહદ આશિર્વાદ પણ આપ્યો હતો.

તા૦ ૧૫મી ઑગસ્ટ સને ૧૮૮૭ ને સોમવારની મેઈલ ટ્રેનમાં નામદાર ઠાકોર સાહેબ પોતાની રાજ્ય ભૂમિમાંથી મુંબઇ ખાતે પધાર્યા હતા. આ સમયે તે નામદારને મુંબઇ ખાતે ત્યાંના સદગૃહસ્થો તરફથી ઘણું સારૂં માન મળ્યું હતું, અને તે નામદારપર સારો પ્યાર દર્શાવ્યો હતો. મુંબઈમાં ટુંક સમય રહ્યા પછી તે નામદાર પાછા વઢવાણ પધાર્યા હતા.

તા૦ ૩૦મી જાનેવારી સને ૧૮૮૮ ને સોમવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીની વર્ષગાંઠ હોવાથી તે દિવસે વઢવાણ ખાતે ભારે ધામધૂમ મચી રહી હતી. તે શુભ દિવસે ત્યાં આગળ એક દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં સાયલાના ઠાકોર સાહેબ, પ્રિન્સ સામતસિંહજી આદિક ઘણા ગૃહસ્થો બિરાજ્યા હતા. આ દરબારમાં નામદાર ઠાકોર સાહેબને ગામડાંઓના પટેલોના પ્રતિનિધિઓ તરફથી એક સુંદર માનપત્ર આપવામાં આવ્યું હતું. આ માનપત્રમાં રાજ્યમાં થયલા સરસ સુધારા, વઢવાણમાં સ્થાપન કરેલી હાઈ સ્કૂલ તથા ઘરનાં વેચાણ ઉપર લેવામાં આવતો સેંકડે ૩૩ ટકાનો વેરો ઘટાડીને તેને બદલે સેંકડે ૯ ટકા લેવાનો ઠરાવ થયલો તે વિગેરે સુંદર ને પ્રસંશાપાત્ર કાર્યોને માટે ઘણીજ સ્તુતિ કરવામાં આવી હતી, જે તદન વાસ્તવિકજ હતી. આ માનપત્રનો જુવાબ આપ-

નાં નામદાર ઠાકોર સાહેબે જણાવ્યું હતું કે "જે કાર્ય કરવાની મારી ફરજ છે, તે કરવા શિવાય મેં કંઈ વધારે કીધું નથી, અને બીજા સઘળા સુધારાઓ કરવામાં મારા દિવાન મી૦ રતીલાલે તથા બીજા દરબારી નોકરોએ મને જે મદદ કરી છે, તેને માટે હું તેમનો ઊપકાર માનું છું." આ વિગેરે દર્શાવ્યા પછી ઉપલાં માનપત્રના સંબંધમાં તે આપનારાઓનો ઉપકાર માન્યા પછી નામદાર ઠાકોર સાહેબે કેટલાક દરબારી અમલદારોને પોશાક આપ્યા હતા, જે પછી પાનગુલાબ ને અત્તર લઇને સર્વ જનો વિસર્જન થયાં હતાં.

તા૦ ૨૩મી માર્ચ સને ૧૮૮૮ ને શુક્રવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે પોતાનાં પાયતખ્ત નગરમાં ઢોરોનું એક મ્હોટું પ્રદર્શન ભર્યું હતું. આ પ્રદર્શન આસિસ્ટંટ પોલિટિકલ એજંટ કર્નલ ફિલિપ્સ સાહેબને સ્વહસ્તે ઊઘાડવાની ક્રિયા કરાવવામાં આવી હતી, અને તે પ્રસંગે નામદાર ઠાકોર સાહેબે ઇંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કીધું હતું, તથા તે પછી કર્નલ ફિલિપ્સ સાહેબે તે પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા કરતાં તે નામદારે, નામદાર ઠાકોર સાહેબનાં સંભાષણનો સરસ પ્રત્યોત્તર આપ્યો હતો, જે પછી નામદાર ઠાકોર સાહેબે વળી પાછો ઇંગ્રેજીમાં કર્નલ ફિલિપ્સનાં ભાષણનો ઊત્તર વાળ્યો હતો, અને તે સમાપ્ત થયા બાદ મિલાવડો બરખાસ્ત થયો હતો, અને સર્વ જનો તે પ્રદર્શન જોવાને ફરવા લાગ્યાં હતાં. આ પ્રદર્શન ઘણાજ મ્હોટા પાયાપર થયું હતું, અને તેમાં ઈનામો વેહેંચવા પાછળ તથા પરચુરણ ખર્ચ પાછળ નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીને ઘણો મ્હોટો ખર્ચ થયો હતો. આ પ્રદર્શનને માટે ઘણાજ વખાણ થયાં હતાં.

તા૦ ૨૫મી મે સને ૧૮૮૮ ને શુક્રવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી વઢવાણથી મુંબઈ પધાર્યા હતા, અને ત્યાંથી પૂને થઈ મહાબ્લેશ્વરની હવા ખાવા ગયા હતા. ત્યાં આશરે ૨૦-૨૨ દિવસ રહ્યા પછી તે નામદાર તા૦ ૧૫મી જુન ને શુક્રવારને દિવસે મહાબ્લેશ્વરથી પુનઃ પૂના ખાતે આવ્યા હતા, જ્યાંથી મુંબઇ પધાર્યા પછી તે નામદાર તા૦ ૨૯મી જુલાઈ સને ૧૮૮૮ ને શુક્રવારને દિવસે પોતાનાં પાયતખ્ત નગર વઢવાણ ખાતે પાછા જઈ પોહોંચ્યા હતા. તે નામદારના આ ટૂંક પ્રવાસમાં પણ મુંબઇ, પૂના તથા મહાબ્લેશ્વર ખાતે તેમને સારૂં યોગ્ય માનઅકરામ મળ્યું હતું.

તા૦ ૧૦મી સપ્ટેમ્બર સને ૧૮૮૮ ને સોમવારને દિવસે નામદાર ઠાકોર સાહેબે વઢવાણ ખાતે, પોતાનાં સંસ્થાનના બળદો તથા જુનો રાખવા માટે બંધાવેલાં એક સુંદર મકાનની વાસ્તુ ક્રિયા કરવામાં આવી હતી. આ ક્રિયા સારી ધામધુમથી કરવામાં આવી હતી, અને તે મકાનને તે દિવસે વાવટા વિગેરે શંગારથી ઘણું સુશોભિત કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે ત્યાં આગળ એક મ્હોટી સભા ભરવામાં આવી હતી, જેમાં નામદાર ઠાકોર સાહેબ વિગેરે સર્વ દરબારી અમલદારો તથા બીજા ઘણાક ગૃહસ્થો પધાર્યા હતા. આ સભામાં પ્રથમ મી૦ સોરાબજી ઈજનેરે કેટલુંક ભાષણ કીધું હતું, જેના જવાબમાં નામદાર ઠાકોર સાહેબના હુકમથી તે નામદારના પ્રાઈવેટ સેક્રેટરી મી૦ દેવશંકરે કેટલુંક ભાષણ કીધું હતું. બાદ મિઠાઈ આદિક વેહેંચાઈ રહ્યા પછી સભા બરખાસ્ત થઇ હતી.

તા૦ ૧૨મી સપ્ટેમ્બર સને ૧૮૮૮ ને બુદ્ધવારને દિવસે નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી મુંબઈ થઇ પૂના ખાતે પધાર્યા હતા, અને ત્યાં થોડાક દિવસ રહ્યા બાદ તા૦ ૩૦મી સપ્ટેમ્બર સને ૧૮૮૮ ને રવિવારને દિવસે તે નામદાર પાછા મુંબઈ આવ્યા પછી પુનઃ વઢવાણ ખાતે પધાર્યા હતા. વઢવાણ ખાતે તે નામદારની સ્વારી થોડાક દિવસ સ્થાઇ રહ્યા પછી તે નામદાર ઠાકોર સાહેબ પ્રભાસપાટણની યાત્રાર્થે પધાર્યા હતા. આ પ્રસંગે તે નામદારની સંગે રશાળાના ઘણાં માણસો હતાં તથા

સહ કુટુંબ તેઓ સાહેબે તે યાત્રા કરી હતી. પ્રભાસપાટણથી તે નામદાર પાછા વેરાવળ આવીને તા૦ ૮મો ડિસેમ્બર સને ૧૮૮૮ ને શનિવારને રોજ જુનાગઢ આવ્યા હતા, જ્યાંના દિવાન રા૦ બા૦ હરિદાશ વિહારીદાશે તે નામદારની સારી આગતાસ્વાગતા કરી હતી. જુનાગઢ ખાતે તે નામદાર માત્ર એકજ દિવસ રહ્યા પછી બીજે દિવસે, એટલે તા૦ ૯મી ને રવિવારે સાંજે સાત વાગતાને સમયે એક સ્પેશિયલ ટ્રેનમાં તે નામદાર પુનઃ વઢવાણ આવી પોહોંચ્યા હતા.

તા૦ ૯મી ફેબ્રુવારી સને ૧૮૮૯ ને શનિવારને દિવસે વઢવાણ ખાતે "લેડી રે કન્યાશાળા" તથા "શ્રી બાળસિંહજી સ્ટેબલ" ખુલ્લાં મૂકવાની ક્રિયા થઇ હતી. કન્યાશાળા ખુલ્લી મૂકવાની ક્રિયા મિસિસ નટ સાહેબને હાથે કરાવવામાં આવી હતી તથા સ્ટેબલ ઊઘાડવાની ક્રિયા કર્નલ નટ સાહેબને હાથે કરાવવામાં આવી હતી. બંને ક્રિયા વખતે નામદાર ઠાકોર સાહેબે ઇંગ્રેજીમાં ઘણાંજ સુંદર ને છટાદાર સંભાષણો કીધાં હતાં, જેનો જુવાબ કર્નલ નટ સાહેબે વાળતાં નામદાર ઠાકોર સાહેબનાં, તેમજ તે નામદારનાં ચાલાક અમલદારોનાં ભારે વખાણ કીધાં હતાં. બાદ કન્યાશાળાની બાળાઓને મિઠાઈ વેહેંચવામાં આવી હતી તથા ઉપલી ઈમારત સારી કાળજી અને પૂરતો પરિશ્રમ વેઠીને સ્ટેટ ઈજનેર મી૦ શેરાબજીએ બાંધી તૈયાર કીધાથી તેમને એક સુંદર સુવર્ણનું ઘડિયાળ ઈનામ તરિકે આપવામાં આવ્યું હતું. બાદ મિલાવડો વિસર્જન થયો હતો. વળી એજ દિવસે સાંજે વઢવાણ સિવિલ સ્ટેશનમાં આમંત્રણ કરેલાં ઈંગ્રેજ ગૃહસ્થોને માટે તરેહવાર ગમત કરવામાં આવી હતી તથા રાત્રિ સમયે એક સુંદર ખાનું ખવાડયા પછી એક ભપકાદાર "બૉલ" આપવામાં આવ્યો હતો. આ વિગેરે ઘણી આનંદકારી રચના તે દિવસે કરવામાં આવી હતી, જે અતિ શોભાયમાન હતી ને તેને માટે સારા પ્રસંશા થઈ હતી.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી ઉદારતાની બાબતમાં પણ સારા ગણાય છે. તે નામદારે રાજ્યાસનપર બિરાજ્યા પછી ઉદારતાનાં અનેક કામો કીધાં છે. સને ૧૮૮૮નાં વર્ષમાં પૂના ખાતેનાં દેશી હુન્નરોનાં પ્રદર્શનનાં ફંડમાં તે નામદારે રૂ ૨૦૦ની રકમ બક્ષિસ કરી હતી. ત્યાર પછી એજ વર્ષમાં રાજકોટ ખાતેની "રાજ્ય કુંવર કૉલેજ"માં રેકેટ રમવાની કોર્ટમાં સુધારો કરવાનાં કામમાં રૂ ૬૦૦ની રકમ તે નામદારે આપી હતી. એજ પ્રમાણે વળી સને ૧૮૮૯નાં વર્ષમાં કાઠિયાવાડના પ્રખ્યાત પોલિટિકલ એજંટ કર્નલ વૉટસન સાહેબ મરણ પામ્યા, ત્યારે તેઓ સાહેબનાં સ્મરણાર્થે કાઠિયાવાડના રાજા-રાણાઓ વિગેરે તરફથી એક મ્હોટું ફંડ સ્થાપવામાં આવ્યું હતું, જે ફંડમાં પણ નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીએ રૂ ૧૦૦૦ની મ્હોટી રકમ ભરી હતી. આજ પ્રમાણે તે નામદારે બીજાં પણ અનેક ફંડોમાં ઘણી ઘણી રકમો ભરી છે, પરંતુ માત્ર દાખલા તરિકેજ ઉપલી ત્રણ બાબતો દર્શાવી છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી વિદ્યોત્તેજક કાર્યોમાં પણ ઘણી ઉદારતા વાપરે છે. તે નામદારે પોતાનાં રાજ્યમાં જેમ વિદ્યા વૃદ્ધિને ઉત્તેજન આપ્યાં કીધું છે, તેજ પ્રમાણે બીજાં સ્થાનોનાં સરસ્વતિ મંદિરો આદિક વિદ્યોત્તેજક ખાતાંઓને પ્રસંગોપાત સારૂં ઊત્તેજન આપ્યું છે, અને હજી પણ તે નામદાર ઉત્તેજન આપવામાં ચૂકતા નથી. વળી ગ્રંથકારો તથા વિદ્વાનોનાં પણ નામદાર ઠાકોર સાહેબ ઘણા કદરદાન છે. પોતાની પાસે આવનાર દરેક વિદ્વાનને તે નામદાર પુષ્કળ ઉત્તેજન આપે છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીએ રાજ્યની લગામ સ્વહસ્તમાં મેળવ્યા પછી, તે નામદારે રાજ્યમાં સુધારાનાં પણ ઘણાંક સારાં કામો કીધાંછે તથા પોતાની પ્રજાને સૂખનાં સાધનો પૂરાં પાડવાને માટે

તે નામદારે મનમાનતી કાળજી રાખી છે. વળી પોતાની પ્યારી પ્રજાને ન્યાય આપવામાં પણ શ્રી બાળસિંહજી સારા વખણાય છે. તે નામદાર પોતે ન્યાયાસનપર બેશી પ્રજાની અપીલો સાંભળે છે, અને પ્રજાને અદલ ઈનસાફ આપે છે. આ સર્વ કામ તે નામદાર પોતાના નિપૂણ, અનુભવી ને ચંચળ દિવાન મી૦ રતીલાલ છોટાલાલ દેસાઇની અમૂલ્ય સલાહ લઈને કરતા હોવાથી, તે નામદારનાં કાર્યો વળી વિશેષ પ્રસંશાપાત્ર ગણાય છે.

નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજી સ્વભાવે નમ્ર, હસમૂખા ને સદગુણી તથા ઘણા સાદા છે. તે નામદારને અસલી રાજાઓની માફક વસ્ત્રાલંકારથી પોતાનાં શરીરનો ઠાઠમાઠ કરવાનું બિલકૂલ પસંદ નથી, પરંતુ સાદાઇમાં રેહેવાને તે નામદાર વિશેષ પસંદ કરે છે. આવો તે નામદારનામાં સાદાઈનો સારો ને શોભારૂપ ગુણ હોવાથી, તે નામદારને જે કોઈ મળવા જાય છે તો તેની મુલાકાત ઘણીજ સારી રીતે, સુજ્ઞતા પૂર્વક ને આદરસતકાર સહ લે છે. આવી તે નામદારની શુભ રીતિ હોવાથી તે નામદારની કાઠિયાવાડમાં અચ્છી સ્તુતિ થાય છે.

વળી નામદાર ઠાકોર સાહેબ શ્રી બાળસિંહજીને યુરોપિયનોની સંગે વિશેષ પ્રસંગ હોવાથી તે નામદાર ઇંગ્રેજી ભાષા ઘણીજ છટાબંધ ને ત્વરાથી બોલી શકે છે તથા ઈંગ્રેજીમાં વાતચીત કરવાને તે નામદાર ઘણો શોખ ધરાવે છે. એજ પ્રમાણે ક્રિકેટ રમવા માટે પણ તે નામદારને ઘણો શોખ છે, અને તે રમત તે નામદાર બહુ ઉમદાપણે જાણે છે.

વઢવાણનું રાજ્ય, કાઠિયાવાડનાં બીજા વર્ગમાં આવેલાં રાજ્યોમાંનું એક છે, અને એ રાજ્ય ખાસ ઝાલાવાડ પ્રાંતમાં આવેલું છે તથા એની ચારે દિશાએ ઝાલાવાડ પ્રાંત માંહેલા ન્હાન્હા ન્હાન્હા તાલુકા વિંટલાઈ રહેલા છે. એ રાજ્યના તાબામાં ૨૩૮ ચોરસ માઈલ્સ જમીન, ૩૧ ગામ અને આશરે ૪૩૦૦૦ માણસોની વસ્તી છે. વળી એ રાજ્યની વાર્ષિક ઊપજ આશરે ચાર લાખ રૂપિયાની થાય છે, જે પૈકી નામદાર બ્રિટિશ સરકારને જમાબંધીના તથા જુનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૨૮૯૬૧ આપે છે.





ઈડરના નામદાર મહારાજા.

સર કેશરીસિંહજી કે. સી. એસ. આઈ.

ARYA PRAKASH PRESS.

## ઈડરના નામદાર મહારાજા સાહેબ

# સર કેસરીસિંહજી સાહેબ બહાદૂર કે. સી. એસ. આઈ.

ઈડરના નામદાર મહારાજા સાહેબ સર કેસરીસિંહજી સાહેબ બહાદૂર કે. સી. એસ. આઈ. સંવત ૧૯૧૭ના જેઠ શુદ ૩ને દિવસે એમના પિતા શ્રી જુવાનસિંગજીના ધ્રાંગધ્રાવાળા રાણીને પેટે અવતર્યા હતા. જન્મ્યા ત્યારથીજ નામદાર શ્રી કેસરીસિંહજી ઘણા ચાલાક ને ચંચળ દેખાતા હતા, અને તેની સાથે આનંદિ પણ ઘણા હતા, જે ગુણ અત્યાર સુધી કાયમજ છે. જ્યારે નામદાર શ્રી કેસરીસિંહજીની વય સપ્ત વર્ષની થઇ ત્યારે, એટલે તા૦ ૨૬મી ડિસેમ્બર સને ૧૮૮૨ને દિવસે એ નામદારના પિતા શ્રી જુવાનસિંહજીનું ૩૮ વર્ષની ભર જુવાનીએ મૃત્યુ નિપજ્યું હતું. તેઓ ઘણાજ ચાલાક ને નિપૂણ નૃપતિ હતા તથા ઇંગ્રેજી ભાષાનું પણ તે નામદારને ઊંચું જ્ઞાન હતું, અને એવું કેહેવાતું હતું કે, ગુજરાત કાઠિયાવાડના નૃપતિઓમાં ઇંગ્રેજી શિખવાની પેહેલ શ્રી જુવાનસિંહજીએજ કરી હતી. આ સઘળી તે નામદારની હોંશિયારીને લીધે નામદાર બ્રિટિશ સરકારે પોતાની "લેજિસલેટિવ કાઉન્સિલ" (કાયદા કરનારી મંડળી)માં દાખલ કીધા હતા એટલુંજ નહીં, પણ વળી સને ૧૮૬૮નાં વર્ષમાં તે નામદારને "સ્ટાર આફ્ ઇંડિયા"નો માનવંતો ખેતાબ પણ બક્ષ્યો હતો. આવા માનવંતા ને લાયક મહારાજાનું, ઊપર દર્શાવ્યા પ્રમાણે ખરેખરી યુવાવસ્થામાં મરણ નિપજવાથી આખા ગુજરાત–કાઠિયાવાડમાં અનહદ દિલગિરી ફેલાઈ હતી તથા નામદાર સરકારે પણ એ બાબે પોતાની દિલગિરી દર્શાવી હતી. એ નામદારનાં મરણ પછી શ્રી કેસરીસિંહજીની બાલ્યાવસ્થાને લીધે રાજ્યની લગામ નામદાર બ્રિટિશ સરકારે લીધી હતી, અને પોતાની તરફથી ત્યાં એક નેટિવ આસિસ્ટંટ પોલિટિકલ એજંટની નિમણુંક કરી હતી, જેઓ રાજ્યકાર્યભાર ચલાવતા હતા, અને તે દરમ્યાન નામદાર શ્રી કેસરીસિંહજી વિદ્યાભ્યાસ કરવામાં મચ્યા હતા. પ્રથમ જ્યારે તે નામદાર છેક બાલ્યાવસ્થામાં હતા, ત્યારે તે નામદારને કંઈક ફેફસાનાં દર્દનાં જેવું દર્દ થયું હતું, જે રોગની પિડાને લીધે તે નામદાર તે સમયે મનમાનતો અભ્યાસ કરી શકતા નહોતા, પરંતુ પ્રભુની કૃપાથી તે દુષ્ટ દર્દ ત્વરિત્ નાબૂદ થઈ જવાથી તે નામદારે પોતાનો વિદ્યાભ્યાસ ઘણીજ સુંદરતામાં શરૂ કીધો હતો. આ કારણને માટે તે નામદારે એક સારો, વિદ્વાન ને હોંશિયાર શિક્ષક રાખ્યો હતો, અને તેના દ્વારાએ તે નામદાર બહુજ ચંચળાઈ ને કાળજીથી અધ્યયન કરતા હતા. સવાર–સાંજ હંમેશાં અભ્યાસ કરવામાંજ રવમનનો પ્રવેશ, હોંશ અને ખંતથી રાખતા હતા, જેથી તે નામદાર ઘણા ટૂંક સમયમાં સારૂં જ્ઞાન સંપાદન કરવાને શક્તિવાન થયા હતાં, અને તેને માટે તે નામદારની ખુબી ગણાતી હતી.

તા૦ ૧૧મી જુલાઇ સને ૧૮૭૫ ને રવિવારને દિવસે નામદાર શ્રી કેસરીસિંહજીના બેહેન શ્રી તખ્તજીલાલનાં લગ્ન ઉદેપોરના મહારાણા શ્રી સદનસિંગજીની સંગે બડી ધામધૂમથી કરવામાં આવ્યાં

હતા. આ લગ્ન પ્રસંગે ઉદેપોરના મહારાણા પોતાની સંગે જાનમાં આશરે ૩૫૦૦ માણસો, ૧૩૦૦ ઘોડાઓ, ૨૧ હાથી, સંખ્યાબંધ ઊંટ તથા એ શિવાય ઘણો જબરો ખટલો લાવ્યા હતા, જે સર્વની, નામદાર શ્રી કેસરીસિંહજી તરફથી ઘણી સારી બરદાસ્ત લેવામાં આવી હતી. આ લગ્ન પાછળ તે નામદારને ખર્ચ પણ ઘણો થયો હતો, અને સર્વ પ્રકારે આનંદ મંગળ સહ લગ્નની સમાપ્તિ થઈ હતી.

સને ૧૮૭૫નાં વર્ષમાં નામદાર મહારાણીજીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ સાહેબ હિંદુસ્થાનની મુલાકાતે પધાર્યા હતા, ત્યારે તે નામદારની મુલાકાત લેવાને જેમ ગુજરાત-કાઠિયાવાડ આદિકના ઘણાખરા રાજા-રાણાઓ મુંબઈમાં પધાર્યા હતા, તેજ પ્રમાણે નામદાર શ્રી કેસરીસિંહજી પણ ઘણી મ્હોટી ધામધૂમ સહ તે નગરમાં પધાર્યા હતા. ત્યાં પધાર્યા પછી પ્રથમ તે નામદારે તા૦ ૩જી નવેમ્બર સને ૧૮૭૫ ને બુદ્ધવારને દિવસે સવારના બરાબર ૧૦ કલાક ને ૫૦ મિનિટે નામદાર ગવરનર જનરલની મુલાકાત લીધી હતી. આ મુલાકાત ઘણી સારી ને ઘટિત રીતમાં થઈ હતી, અને ત્યાર પછી બીજે દિને, એટલે તા૦ ૪થી નવેમ્બરે નામદાર ગવરનર જનરલે, નામદાર શ્રી કેસરીસિંહજીને ત્યાંનાં સેક્રેટરિયટ વાળાં મકાનમાં વળતી મુલાકાત આપી હતી. આ બંને મુલાકાતોમાં નામદાર કેસરીસિંહજીની ચપળતા તથા વિવેક નિર્ખિને નામદાર ગવરનર જનરલ સાહેબ અત્યાનંદ પામ્યા હતા. એ પછી શ્રી કેસરીસિંહજીએ, નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત તા૦ ૯મી ને મંગળવારને દિવસે ૧૦ કલાક ને ૪૦ મિનિટે લીધી હતી તથા તા૦ ૧૧મી ને ગુરૂવારે સેક્રેટરિયટ વાળાં મકાનમાં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે તે નામદારને વળતી મુલાકાત આપી હતી. આ મુજબ બીજા પણ ઘણાક યુરોપિયનોની મુલાકાત લીધા પછી તે નામદાર થોડાક દિવસ બાદ પુનઃ પોતાનાં પાયતખ્ત નગરમાં પધાર્યા હતા. કેહે છે કે, નામદાર શ્રી કેસરીસિંહજીને આ મુસાફરીમાં આશરે રૂ ૫૦૦૦૦નો એકંદર ખર્ચ થયો હતો.

સને ૧૮૭૬નાં વર્ષમાં નામદાર મહારાજા શ્રી કેસરીસિંહજીનાં લગ્ન, મેવાડમાં આવેલા સલુંબરના રાવતજીની પુત્રી સંગે થયાં હતાં, જેને માટે નામદાર શ્રી કેસરીસિંહજી તરફથી ભારે ધામધૂમ કરવામાં આવી હતી. લગ્નને માટે તે નામદાર તા૦ ૧૦મી ફેબ્રુવારી સને ૧૮૭૬ ને ગુરૂવારને દિવસે પોતાનાં રશાલાનાં સંખ્યાબંધ માણસો સહિત મ્હોટી ધામધૂમથી ઇડર ખાતેથી સલુંબર ખાતે જવાને નિકળ્યા હતા, અને તા૦ ૧૭મી ફેબ્રુવારી ને ગુરૂવારને દિવસે તે નામદારની સ્વારી સલુંબર સ્થળે દાખલ પણ થઇ હતી. એજ દિને રાત્રિ સમયે રાજ્યરીતિ પ્રમાણે તે નામદારે ત્યાંના રાવતજીના બેટી સંગે લગ્ન કીધાં હતાં, અને તે પછી તા૦ ૨૭મી ફેબ્રુવારી સુધી તે નામદારે ત્યાંજ મુકામ રાખ્યો હતો. બાદ તા૦ ૨૮મી ફેબ્રુવારીએ તે નામદારની સ્વારી ત્યાંથી ઉપડીને ઊદેપોર ખાતે જઈ પોહોંચી હતી, જ્યાંના મહારાણાએ તથા મેવાડના પોલિટિકલ એજંટ કર્નલ હેલબર્ટે, નામદાર શ્રી કેસરીસિંહજીને સારૂં માન આપ્યું હતું. તેઓ પોતાના તમામ રશાળા સહિત ત્રણ માઇલ્સ સુધી સામા આવી શ્રી કેસરીસિંહજીને બડી ધામધૂમથી શેહેરમાં લઇ ગયા હતા, અને રાજ્યરીત પ્રમાણે ઉદેપોરના મહારાણા તથા મહારાજા શ્રી કેસરીસિંહજીની ત્યાં આગળ અન્યોઅન્ય યોગ્યતાપૂર્વક બેઠક ઊઠક તથા મુલાકાત થઈ હતી. આ પ્રસંગે હોળીનો તેહેવાર પણ નઝદિક આવેલો હોવાથી ફાગ વિગેરેની રચના પણ સુંદર બની હતી. બાદ તા૦ ૧૪મી માર્ચ ને મંગળવારને દિવસે તે નામદારે ત્યાંથી ઉપડીને ગોરધન વિલાશ જઇ ત્યાં મુકામ કીધો હતો. ત્યાંથી વળી તે નામદાર રખવનાથ, કે જ્યાં દેવસ્થાનની જગ્યા છે ત્યાં પધાર્યા હતા, જ્યાં એક રાત્રિ રહી ખેરવાડે જઈ પોહોંચ્યા હતા. ત્યાંના પોલિટિકલ સુપ્રિનટેન્ડન્ટ તરફથી તે નામદારને બહુ સારૂં માન મળ્યું હતું. આ પ્રમાણે મુકામ કરતાં કર-

તાં તે નામદાર તા૦ ૨૩મી માર્ચ ને ગુરૂવારને દિવસે, તે નામદારનાં પાયતખ્ત નગર શ્રી ઇડરની બાહાર ફુલપરાગામ જઈ પોહોંચ્યા તે ગામની નઝદિકના બાગમાં કેટલાક દિવસ સુધી રહ્યા હતા; કેમકે હિંદુશાસ્ત્ર પ્રમાણે શુભ કાર્ય કીધા પછી શુભ મુહૂર્ત મળ્યા શિવાય સ્વગૃહમાં પ્રવેશ થઈ શકે નહીં. ઊપલા બાગમાં મહિકાંઠાના પોલિટિકલ એજંટ કર્નલ લિજિટ સાહેબની સંગે નામદાર શ્રી કેશરીસિંહજીની મુલાકાત ઘણા પ્રેમપૂર્વક થઈ હતી. બાદ તા૦ ૧૩મી એપ્રિલ ને ગુરૂવારને દિવસે શુભ મુહૂર્તમાં તે નામદારની સ્વારી ઇડરમાં પધારી હતી, જે સમયે તે નામદારની સમગ્ર પ્રજાએ તે નામદારને પુષ્પની વૃષ્ટિથી વધાવી લીધા હતા, અને પોતાનો મહા હર્ષ પ્રદર્શિત કીધો હતો.

પણ ઉપલી તમામ ખુશાલિને ઝાઝા દિવસ વિત્યા નહીં, એટલામાં તો તે તમામ ખુશાલિને વિસારી નંખાવનારો એક અત્યંત દિલગિરી ભરેલો ને મહા દુઃખદાયક બનાવ બન્યો હતો! એટલે કે, તા૦ ૨૩મી આગસ્ટ ને બુદ્ધવારે ઉપલાં લગ્ન કરી આવેલા જુવાન રાણી સાહેબનું ભર યુવાવસ્થામાં અકાળ મૃત્યુ નિપજ્યું હતું. આથી તે નામદાર મહારાજા સાહેબને, તે નામદારના તમામ નિમકહલાલ નોકરોને તથા તે નામદારની તમામ વફાદાર પ્રજાને અનહદ શોક ઊપજ્યો હતો, અને સર્વ કોઈ ખરેખરી ગ્લાનિમાં આવી પડ્યા હતા!

સને ૧૮૭૭નાં વર્ષના પ્રારંભમાં નામદાર મહારાણીજીએ "કયસરે હિંદ"નું શુભ પદ ધારણ કીધું હતું, ને તે બાબે દિલ્હી ખાતે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જે દરબારમાં હઝારો જન મંડળની સન્મૂખ નામદાર મહારાણીજી તરફનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો તથા તે નામદારે જે નવીન પદ ધારણ કીધું હતું, તેની ખુશાલિમાં ઘણા ભૂપતિ સાહેબોને નામદાર મહારાણીજી તરફથી વાવટાઓ બક્ષવામાં આવ્યા હતા. આજ પ્રમાણે ઈડરના નામદાર મહારાજા શ્રી કેસરીસિંહજીને પણ એક વાવટો બક્ષવા માટે તે દરબારમાં જાહેર કરવામાં આવ્યું હતું, જેપરથી તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૮ ને મંગળવારને દિવસે મહિકાંઠાના પોલિટિકલ એજંટ કર્નલ લિજિટ સાહેબે ઈડર ખાતે એક માંગ્લિક દરબાર ભરીને તેમાં નામદાર શ્રી કેસરીસિંજીને તે વાવટો બક્ષિસ કીધો હતો. આ પ્રસંગે કર્નલ લિજિટ સાહેબે એવી મતલબનું દર્શાવ્યું હતું કે "આ વાવટો નામદાર મહારાણી સાહેબ શ્રી વિક્ટોરિયાજી, આપને પોતાના પૂર્ણ પ્યારની નિશાની દાખલ આપે છે, માટે તેનું રક્ષણ કરવાની સાથે શુભ અવસરે એ વાવટાનો યોગ્ય ઊપયોગ કર્યા કરશો." પોલિટિકલ એજંટનાં આવી મતલબનાં વેણોચ્ચાર થવાથી નામદાર મહારાજા સાહેબે તેના પ્રત્યોત્તરમાં દર્શાવ્યું હતું કે "આ વાવટો મને મેહેરબાની કરીને આપવામાં આવ્યો છે, તે હું ઘણા ઊપકાર સહ સ્વિકારૂં છું, અને એનું રક્ષણ કરીને એનો ઉપયોગ હર વખત રૂડી રીતે કરવામાં આવશે." આ વિગેરે તે નામદારે ઇંગ્રેજી ભાષામાં ઘણું લંબાણ ને છટાદાર ભાષણ કીધું હતું, અને તે પછી દરબાર બરખાસ્ત થયું હતું.

નામદાર મહારાજા સાહેબ શ્રી કેશરીસિંહજીએ સને ૧૮૭૮-૭૯નાં સરકારી વર્ષમાં "રાજ્ય કુમાર" કાલેજમાં દાખલ થઈ તે સરસ્વતી મંદિરમાં અભ્યાસ કરવા માંડ્યો હતો. તેઓ જોકે ખાનગી શિક્ષકની પાસે વિદ્યાની મનમાનતી તાલીમ તો લેતાજ હતા, તેમ છતાં પણ પોલિટિકલ એજંટે તથા નામદાર સરકારે, અને બીજા યુરોપિયન આદિકોએ તે નામદારને કાલેજમાં દાખલ થવાની સલાહ આપ્યાથી તે નામદાર તે સરસ્વતી મંદિરમાં દાખલ થયા હતા, જ્યાં તે નામદારે ઘણા ટૂંક સમયમાં પોતાની ચાલાકિ તથા પરિશ્રમના પ્રતાપથી વિદ્યા દેવીનું ઘણું સારૂં અધ્યયન કીધું હતું, અને તેમાં

તે નામદારે પોતાના શિક્ષાગુરૂને ઘણા રાજી કીધા હતા. બાદ તે નામદારે સરકારી સને ૧૮૮૦-૮૧નાં વર્ષમાં કાલેજ છોડીને આસિસ્ટંટ પોલિટિકલ એજંટની સંગે રહીને રાજ્યકાજમાં પ્રવિણતા મેળવવા માંડી હતી, અને જ્યારે તે નામદાર ખરેખરા કૂશળ ને રાજ્યનીતિમાં પ્રવિણ થયા, ત્યારે તે નામદારને સને ૧૮૮૨ના જુલાઈ માસની તા૦ ૭મી ને શુક્રવારને દિને રાજ્યની તમામ સત્તા આપી ને નામદારનું રાજ્ય નામદાર સરકારે તેમને સ્વાધિન કીધું હતું. આ પ્રસંગે ઈડર ખાતે મહિકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબે એક ભવ્ય દરબાર ભરી તેમાં શ્રી કેસરીસિંહજીને રાજ્યની કુલ્લ સત્તા સોંપી હતી. વળી એ દરબારમાં પોલિટિકલ એજંટ સાહેબે એક ભાષણ કરી તેમાં નામદાર મહારાજાની વિદ્વતા, પ્રવિણતા, ચંચળતા આદિક સરસ ગુણોની સંપૂર્ણ પ્રસંશા કરી હતી. આનો પ્રત્યોત્તર નામદાર મહારાજા સાહેબે પણ ઇંગ્રેજી ભાષામાંજ ખુબ છટાથી ને યોગ્યતા પૂર્વક વાંચ્યો હતો, જે શ્રવણ કરતાંની સાથેજ પોલિટિકલ એજંટ આદિક સર્વ દરબારી ગૃહસ્થો ઘણાજ સંતોષની સાથે આનંદ પામ્યા હતા, જે પછી પાનગુલાબ લઈને દરબાર બરખાસ્ત થયું હતું. એજ દિવસે ઈડર ખાતે આ ખુશાલિના સબબે બીજી અનેક માંગ્લિક ધામધૂમો થઈ હતી તથા તમામ પ્રજાએ એ દિવસ એક મ્હોટા ઉત્સવિક તહેવાર તરિકે પાળ્યો હતો. આ સમયે નામદાર મહારાજાની ઉમ્મર આશરે ૨૨ વર્ષની થઈ હતી, પરંતુ એટલી યુવાવસ્થા છતાં તે નામદારના વિચાર ઘણાજ ગંભીર ને ડાહાપણ ભરેલા હતા તથા તે નામદારનામાં યુવાવસ્થાનું એક પણ અપલક્ષણ નોહોતું, જેથી તે નામદારની સર્વ કોઈ અત્યંત પ્રસંશા કરતા હતા તથા તે નામદારને યુરોપિયનો આદિક સર્વ જનો ઘણાંજ તનમનથી ચાહતા હતા.

સને ૧૮૮૩ના અક્ટોબર માસની તા૦ ૩૧મી ને બુદ્ધવારને દિવસે ઇડરનાં દરબારમાં મેહેમાનોની મુલાકાતો લેવાને માટેનો એક "જીનો" તથા એક નવો "હૉલ" ખુલ્લો મૂકવાની ક્રિયા થઈ હતી. આ સમયે નામદાર મહારાજા સાહેબ શ્રી કેશરીસિંહજીનાં સરનશાનપણા નિચે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું, હતું, જેમાં પ્રથમ નામદાર મહારાજા સાહેબ તરફથી તેમની આજ્ઞાનુસારે ત્યાંના મુનસફે નિચે પ્રમાણેનુ ભાષણ કીધું હતુઃ—

"**ગ્રહસ્થો**—આજ રોજે આ મિલાવડાનો હેતુ શો છે, તે જણાવવાની નેક નામદાર મહારાજા સાહેબ તરફથી મને ફરમાસ થવાથી તે વિષે થોડુંક વિવેચન કરવાની હું આજ્ઞા લઉં છું.

આપણે સઘળા જે હૉલમાં બેઠા છિએ, તેમાં તંબુ વિગેરે પરચુરણ સામાન રાખવામાં આવતો હતો, પણ તેની બાંધણીની ઢબ જે છે તેથી વધારે સારા ઉપયોગમાં લેવાય એવી છે, એવું ધારીને પોતે "વિઝિટરો"ની ખાસ મુલાકાત તથા રાજ્યના શૂભ અવસરોની મ્હોટી મિજલસોને માટે તેનો ઉપયોગ કરવા ધારી તેમાં વધારો-ઘટાડો કરવાની સ્પેશિયલ એનજીનીયર મી૦ શોરાબજી શાપૂરજી મેહેતાની સપૂરત થયલી હતી, જેઓએ તે ઉપયોગને અનુસરતા શણગારોથી તે શણગાર્યો છે. આ "હૉલ"ની મૂખ્ય શોભા વધારનાર તૈયાર થયલો "જીનો" છે, જ્યાં થઇને "વિઝિટરો"ને દાખલ કરવાની ઘણી સઘવડ થયલી છે. આ નવો જીનો તથા "હૉલ" આજ રોજે બેસ્તં વર્ષે ક્રિયા સહિત ખુલ્લો મૂકવામાં આવે છે, અને "હૉલ"ની જે ખુબસુરતી છે, તે જ્યારે "ગેલેરી"નો ભાગ તૈયાર થશે, ત્યારે સંપૂર્ણ વધારો થશે, અને તે પણ ડિસેમ્બરની આખરે મી૦ મેહેતા પૂરૂં કરશે, એવી આશા રાખવામાં આવે છે.

આ "હૉલ" જે ઉપયોગમાં હાલ લેવા ધારેલો છે, તેનું શોભે એવું નામ "જુવાન નિવાસ" આજથી મુક્કરર કરેલું છે. સ્પેશિયલ એનજીનીયર મી૦ મેહેતાએ આ કામમાં લીધેલા શ્રમ અને ખંતથી મને ઘણીજ ખુશી ઉપજી છે, અને આશા રાખવામાં આવે છે કે, તેઓને સોંપેલાં બીજાં કામો તેવાંજ મેહેનત અને ખંતથી પૂરાં કરી મને સંતોષ આપવામાં આવશે."

ઊપર પ્રમાણેનું ભાષણ સમાપ્ત થયાંપછી મીo મેહેતાનેતથા તેમનાકારિગરોને શેલાં, પાઘડી વિગેરેના સરપાવો નામદાર મહારાજા સાહેબે આપ્યા હતા. બાદ મીo મેહેતાએ ઉપલાં સંભાષણના ઉત્તરમાં નિચે પ્રમાણે જણાવ્યું હતું:—

**"નામદાર મહારાજા સાહેબ**—આપ સાહેબે મારી મેહેનત અને ખંતને માટે પ્રશંશા કરી, તેને માટે હું આપ નામદારનો પૂર્ણ આભાર માનું છું. આ મેહેલનો "જીનો" તથા તેની બીજી સઘવડ, આપ સાહેબના હુકમથી મેં તૈયાર કરી છે, તેથી મેં મારી નોકરીનો એક ભાગ બજાવ્યો છે, તેમાં વિશેષ કંઇ કર્યું હોય એમ નથી, તોપણ મારાં કામની કદર આપ નામદાર સાહેબ કરો છો, તેથી મને ઘણોજ સંતોષ હાંસલ થાય છે. બીજાં કામોમાં મારી મેહેનત અને ખંત જારી રાખવાની લાભકારી સૂચના આપ સાહેબે કરી, તે હું માનપૂર્વક સ્વિકારૂં છું, અને તે પ્રમાણે મારાથી બનતી મેહેનતે આપ સાહેબની મરજી ઉઠાવવાને ચૂકીશ નહીં.

છેવટે પરમ કૃપાળુ પરમેશ્વર પાસે અંતઃકર્ણ પૂર્વક દુવા માગું છું કે, તે આપ સાહેબને દીર્ઘ આયુષ્યવાન કરે તથા લોકોપયોગી બાંધકામો કરાવી રૈયતની પ્રીતિ મેળવવાને શક્તિમાન કરે."

ઉપર પ્રમાણેનું ભાષણ સંપૂર્ણ થયાં પછી નામદાર મહારાજા સાહેબે "જીનો" તથા "હૉલ" ખુલ્લા મૂકવાની ક્રિયા કરી હતી, અને તે પછી સલામતીની તોપોના અવાજો થયા પછી તથા પાનગુલાબ લીધા પછી સર્વ જનો બરખાસ્ત થયાં હતાં.

સને ૧૮૮૪નાં વર્ષના પ્રારંભમાં મુંબઈના તે વખતના નામદાર ગવરનર સાહેબ સર જેઈમ્સ ફર્ગ્યુસન ગુજરાતના પ્રવાસે નિકળ્યા હતા, અને તે પ્રવાસમાં તે નામદાર ઇડર ખાતે પણ પધાર્યા હતા. આ પ્રસંગે તે નામદારનાં માન માટે નામદાર મહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજીએ પોતાનાં સંસ્થાનમાં મહાન્ રચના તથા ધામધૂમ કરીને પોતાનાં નગરને મનોહર બનાવી દીધું હતું, કે જે નિર્ખિને નામદાર ગવરનર સાહેબ પણ અત્યાનંદ પામ્યા હતા. નામદાર ગવરનર સાહેબની સ્વારી ત્યાં પધાર્યા પછી, એટલે તાo ૨૧મી જાનેવારીએ તે નામદારે પોતાની "કેમ્પ"માં એક ભવ્ય દરબાર ભર્યું હતું, જેમાં સંખ્યાબંધ સદગૃહસ્થો પધાર્યા હતા, જે સર્વની સન્મૂખ નામદાર ગવરનર સાહેબે એક સંભાષણ કરી તેમાં નામદાર શ્રી કેસરીસિંહજીની ભારે સ્તુતિ કરી હતી. એજ પ્રસંગે નામદાર મહારાજા સાહેબે પણ ઈંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કરી શ્રોતાજનોને તથા નામદાર ગવરનર સાહેબને મનમાનનો સંતોષ પમાડયો હતો, જે પછી પાનગુલાબ લઈને દરબાર બરખાસ્ત થયું હતું તથા નામદાર ગવરનર સાહેબ પણ ત્યાંથી ટૂંક સમયમાં અન્ય સ્થળે સંચર્યા હતા. એજ વર્ષમાં નામદાર મહારાજા સાહેબે પોતાની પ્રજાના ફાયદાને માટે રાજ્ય તરફથી એક બેંક ઊઘાડી હતી તથા એજ વર્ષમાં તે નામદારે જુદાં જુદાં મળીને ૧૨ ન્હાન્હા-મ્હોટાં ગામો વસાવ્યાં હતાં. વળી એજ પ્રમાણે તે પછી પણ તે નામદારે બીજાં કેટલાંક ગામો વસાવ્યાં હતાં તથા પોતાનાં રાજ્યમાં લગભગ ૫૦ કુવા નવા બનાવ્યા હતા, કે જેથી તે નામદારની પ્રજાને પાણીનું મહા સૂખ મળવાથી પ્રજા તરફથી તે નામદારને તે બાબે મહા આશિર્વાદ મળતો હતો.

તાo ૨૪મી જુલાઈ સને ૧૮૮૬ ને શનિવારને દિવસે ઈડરના માજી મહારાજા સાહેબ ઑનરબલ સર જુવાનસિંહજીના રાણી સાહેબ શ્રી પ્રાણબા ભૂજનગરમાં પોતાની ૪૫ વર્ષની વયે, અને શ્રી જુવાનસિંહજીનાં મરણ પછી ૧૬ વર્ષ સુધી વૈધવ્યપણું ભોગવીને સ્વર્ગવાસી થયા હતા. તે રાણી સાહેબ પોતાના પતિ શ્રીના સ્વર્ગવાસ પછી ઈડર ખાતેજ રેહેતા હતા, પરંતુ કચ્છના રાઓ શ્રી ખેંગારજી સવાઈ બહાદૂરનાં લગ્ન પ્રસંગે તેઓ ત્યાં પધાર્યા હતા, જ્યાં તેમને વિશેષ મંદવાડ લાગવાથી

ઊપલે દિવસે તેઓ દેવલોક પામ્યા હતા. એમનાં મરણથી આખાં ઇડર સંસ્થાનમાં ઘણી દિલગિરી ફેલાઈ હતી તથા નામદાર મહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજીને પણ મહા શોક વ્યાપ્યો હતો. એજ વર્ષમાં તે નામદાર મહારાજા સાહેબે પોતાના તાબાનાં વડાળી, અહમદનગર તથા સબળપૂર સંસ્થાનોમાં એકેકું દવાખાનું કરાવ્યું હતું, જેથી તે સંસ્થાનોની પ્રજાને દવા વિગેરેનું અચ્છું સૂખ થઈ ગયું હતું, અને તેને માટે નામદાર મહારાજા સાહેબનો ઘણો આશિર્વાદ મળ્યો હતો. વળી એજ વર્ષમાં તે નામદારે પોતાની પ્રજાપરથી "ટ્રાનઝિટ" નામનો કર કાહાડી નાંખ્યો હતો, જેને માટે તે નામદારની પ્રજાએ જેમ તે નામદારની સ્તુતિ કરી હતી, તેજ પ્રમાણે નામદાર મુંબઈ સરકારે પણ તે બાબતમાં નામદાર મહારાજા સાહેબ તરફ સંપૂર્ણ સંતોષ બતાવ્યો હતો.

તા૦ ૧૯મી જાનેવારી સને ૧૮૮૭ ને શુક્રવારને દિવસે ઇડર ખાતે "જીજીબા કન્યાશાળા" નો ભૂમિ સ્થંભ નાંખવાની શૂભ ક્રિયા થઈ હતી. આ માંગ્લિક ક્રિયા ત્યાંના પોલિટિકલ એજંટ મી૦ સ્કાટના પત્નિ સાહેબે કરી હતી, ને તે પ્રસંગે ત્યાં એક મ્હોટી સભા ભરવામાં આવી હતી, જેમાં પ્રથમ નામદાર મહારાજા સાહેબે ઇંગ્રેજીમાં એક સંભાષણ વાંચ્યું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ તે નામદારના દિવાન મી૦ નાથાભાઈએ કહી સંભળાવ્યો હતો, જે નિચે પ્રમાણે હતોઃ—

**"કર્નલ, મિસિસ સ્કાટ તથા ગૃહસ્થો,**

જે નેમથી આપણે સઘળા આ સ્થળે ભેગા મળ્યા છિએ, તે નેમ તો સર્વને વિદિત હશે. અત્રે જોકે પા સદી થઇ કન્યાશાળા સ્થપાઇ છે, તથાપિ તેને માટે એક સુંદર ગ્રહ આપણી પાસે નથી, અને મારા માતુશ્રી, જેઓ સ્ત્રી કેળવણીને માટે ઉત્તમ ભાવ રાખે છે, તેઓની ઇચ્છા આ શાળાના ઉપયોગાર્થે એક સુંદર આલય સ્વખર્ચથી બાંધવની થઇ છે. આ સરસ્વતી મંદિરનું નામ "જીજીબા કન્યાશાળા" રાખવાનાં આવશે. એ તો આપણને સારી રીતે વિદિત છે કે, હિંદી સ્ત્રિઓની કેળવણીના વિષય માટે પુષ્કળ વિવેચન થયું છે, પરંતુ તે સિદ્ધ કરી બતાવવામાં આવ્યું નથી, એવું આ સ્થળે મારે જણાવવું જોઇએ. આનું કારણ શાળાઓની તંગિ અને અન્ય, તેમજ સ્વ સરકાર તરફની સાહ્યતાની ખૂટને લગતું જેટલું છે તેથી આધિક પુષ્ટ કારણ, પ્રજા આ અગત્યના વિષયપર જે લઘૂ લક્ષ આપે છે તેને લગતું છે. પોતાનાં બચ્ચાંઓ તરફની ફરજના આ અગત્યના વિભાગને માટે પ્રજા તરફથી જે થવાની આશા રાખી શકાય છે, તે બજા લાવવાને પ્રજાને આ સમયે હું વિનવું તો તે મારી વિનંતિ કસમયની ગણાશે નહિ. (ખુશિની ગર્જના) ટૂંક સમયપર હિંદની રાજ્યનીતિના વિષયને લગતા લૉર્ડ ડફ્રિન જેવા પ્રખ્યાત રાજ્યાધિકારીના જે અતિ અગત્યના વિચારો આપણે મેળવ્યા હતા, તેમાં સ્ત્રી કેળવણીને લગતું તેનું પોતાનું ઘણું અસરકારક અને કાબેલ મત આપણે શ્રવણ કીધું હતું, અને તેના સ્વ શબ્દોમાં તમે મને જણાવવા દેશો કે "જો તમે હિંદુસ્થાનનાં ગ્રહોને સંસારી સુખ અને શાંતિનાં આસ્પદ અને જ્ઞાનના, તેમજ હરેક ઉત્તમ તથા પવિત્ર મહત્વેચ્છનાં મૂળો બનાવવાને ઇચ્છતા હોવ તો તમારી બાળકિઓને કેળવશો. આ જીંદગીની બિકટ મુસાફરીની સામા ટકવાને એક બાળપુત્ર પોતાની માતૃશ્રીથીજ તમામ પ્રકારે તૈયાર થઇ બાહાર પડે છે. તે (બાળક)માં પોતાની માતા તરફથીજ સદ્ગુણોના માર્ગમાં ચાલવા માટે પ્રથમ પ્રેરણા થાય છે, અને ઉગી નિકળે છે." હું ધારૂં છું કે તમારો વખત રોકું છું, પરંતુ તે મિથ્યા રોકતો નથી. (ખુશનુમાં ગર્જના) મારી આશા છે કે, આ શિખામણને તમે અંતઃકર્ણમાં ઉતારશો, અને અગત્યની બાબત તરફ જેવી બેદરકારી—મારે દિલગિરી સહિત જણાવવું જોઇએ—તમે બતાવતા આવ્યા છો તેવી બતાવશો નહિ. આ સમાપ્ત કરતાં મિસિસ સ્કૉટ, હું તમને વિનંતિ કરૂં છું કે, આ "જીજીબા કન્યાશાળા' નો પાયો આપ નાંખશો."

ઊપર પ્રમાણેનું સંભાષણ સમાપ્ત થયાં પછી મિસિસ સ્કૉટે કન્યાશાળાનો ભૂમિ સ્થંભ નાંખવાની ક્રિયા કરી હતી, જે પછી મી૦ સ્કૉટે પોતાના પતિ તરફથી ઇંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કીધું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ નિચે પ્રમાણે હતોઃ—

"નામદાર મહારાજા અને ગૃહસ્થો,

મિસિસ સ્કૉટ તરફથી મને એવું કેહેવાની ફરમાસ થઇ છે કે, એક ગૃહ, કે જે આવાં શુભ કાર્ય—કે જે કાર્ય માટે તેણી ભરપૂર ભાવ રાખે છે તેને માટે—અને તે પણ વળી સ્ત્રી કેળવણીનું છે, એવાં એક આલયનો પાયો નાંખવાને આ પ્રસંગે તેણીને હાજર રહેવાથી અત્યાનંદ પ્રાપ્ત થયો છે. (ખુશીના પોકારો) આપ નામદારે પ્રજાને હમણાંજ ઊમદા શિખામણ દેતાં તેઓને એવું વિનવ્યું છે કે, તેઓના સ્વહસ્થમાં આપેલી તકોનો વધારે લાભ લઇ પોતાનાં બચ્ચાં તરફની ફરજ ઊપર અધિક લક્ષ આપવું; અને કેળવણી પશ્ચાત હતી, તેનું કારણ આપ નામદારે એવું જણાવ્યું કે, પ્રજા તેપર પૂરતી કાળજી રાખતી નથી, એ વિચારોને હું તદન મળતો થાઊં છું. (ખુશિના પોકારો) ઇડરની કન્યાશાળાનાં રજીસ્ટરમાં જેટલાં નામો—જોકે તેટલાં નામોની સંખ્યાથી કદાચ આપ નામદાર તો સંતુષ્ટ નહિ થશો, તથાપિ તે સંખ્યા આ શાળાને માટે એક મ્હોટાં ગૃહની અગત્યતા બતાવવાને કેટલોક સમય થયાં સંપૂર્ણ થઇ છે. જ્યારે દિવાન મી૦ નાથાભાઇએ આવું આલય બાંધવાના ખર્ચને પોતાનાં વાર્ષિક બજેટમાં કેમ લાવવું, તે વિષે કપાળે હાથ દઇને વિચાર કર્યા કરતા હતા, તેવે પ્રસંગે આપ નામદારના માતુશ્રીએ, કેળવણીને લગતી તમામ બાબતોમાં આપ નામદાર જે ઊદાર દિલને માટે મહશૂર છો, તેવા ઉદાર દિલથી બાહાર પડી આવાં આલયને લગતો તમામ ખર્ચ પોતે કરવા જણાવી સઘળાં વિઘ્નો ટાળ્યાં છે. (ખુશિના પોકારો) ઇડરની કુંવારિકાઓ આ ઉદાર દિલના બાઇને આભારી થઇ છે, અને જે દાખલો આ ભલી બાઇએ હાલ કરી બતાવ્યો છે, તેપરથી ઇડરની પ્રજાએ આપનામદારનો બોધ હૈડે ધરી તથા તે પ્રમાણે વર્તિ પોતાનાં બાળકોને વગર આનાકાનીએ સરસ્વતિ મંદિરમાં મોકલવાં જોઇએ. આપણે બધા એવી આશા રાખીશું કે "જીજીબા કન્યાશાળા" જેનો પાયો હમણાંજ નાંખવામાં આવ્યો છે, તે સ્ફુર્તીથી બંધાઈ રહેશે, અને જેમને માટે તે બંધાય છે, તેમને એક આશિર્વાદ નિવડશે તથા જેઓ તેનાથી લાભ સંપાદિત કરશે તેઓ આ ઉદાર દિલના બાઇને માન્યપૂર્વક અને આભારી લાગણીથી પોતાનાં અંતઃકર્ણમાં સ્મર્ણ રાખશે. મારી માત્ર એવી ઇચ્છા છે કે, તેણીના જેવી બીજી ઉદાર બાઇઓ ઘણી હોજો."

ઊપર પ્રમાણેની તમામ ક્રિયા થઈ રહ્યા પછી સભાજનોને પાનગુલાબ આપવામાં આવ્યાં હતાં, અને તે પછી સભા બરખાસ્ત થઈ હતી. આ મિલાવડો ઘણોજ આનંદકારી રચના સહ શોભાયમાન દર્શન દેતો હતો.

સને ૧૮૭૭નાં વર્ષમાં આપણા પરમ કૃપાળુ મહારાણીજી નામદાર વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીને આપણાપર રાજ્ય કીધાંને પૂરાં પચાસ વર્ષ થયાં તેની ખુશાલિમાં ફેબ્રુવારી માસની તા૦ ૧૫મી તથા ૧૬મીના બંને દિવસોએ "જુબિલી"ને નામે આખાં હિંદુસ્થાનનાં તમામ નગરોમાં જેમ મહા મનોહર ધામધૂમ થઈ હતી, તેજ પ્રમાણે ઈડર ખાતે પણ નામદાર મહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજીએ એ મહોત્સવપર પોતાનાં રાજ્યમાં અનહદ ધામધૂમ કરીને એ મહા આનંદકારી ને અનોપમ મહોત્સવ મહાન્ રમણીય રચના સહ ઊજવ્યો હતો. તે નામદારે તે દિવસોએ પોતાનાં નગરનાં તમામ સરસ્વતી મંદિરોમાં ભણતા વિદ્યાર્થિઓને મિઠાઇ વેહેંચી હતી તથા આખાં ગામમાં ઘણી સુશોભિત રચના કરવામાં કંઈજ કશર કરી નહોતી. રાત્રિ સમયે નગરમાં રોશની કરવામાં આવી હતી, જે એવી તો પ્રકાશિત હતી કે, તેમાં બળતા દિપકોનો પ્રકાશ જાણે શ્રી કેશરીસિંહજીની નામદાર શ્રી મહારાણીજી પ્રત્યેની પરિપૂર્ણ વફાદારી રૂપેજ ઝળકતો હોય તેમ દર્શન દેતો હતો. આવી રૂડી રીતે નામદાર શ્રી કેસરીસિંહજીએ "જુબિલી"નો મહા પર્વ મહા ધામધૂમ સહ ઉજવ્યો હતો, અને હરેક પ્રકારે તે નામદારે નામદાર મહારાણીજી શ્રી વિક્ટોરિયાજી પ્રત્યે પોતાનાં વફાદારીનાં વાદળમાંથી વફાદારીની વખાણવા લાયક વૃષ્ટિ વરશાવી હતી. આથી કરીને તે નામદારની વફાદારીનાં ભારે વખાણ થયાં હતાં.

ઊપલાજ "જુબિલી"વર્ષમાં નામદાર મહારાજા શ્રી કેસરીસિંહજીને, આપણી નામદાર બ્રિટિશ સરકારે "નાઈટ કમાન્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઇંડિયા"નો મહા માનવંતો ખેતાબ આપ્યો હતો,

અને તે ખેતાબનો ખરિતો બક્ષવાની ક્રિયા મુંબઈનાં નામદાર ગવરનર લૉર્ડ રે સાહેબે અમદાવાદ ખાતે એજ વર્ષના ડિસેમ્બર માસમાં એક ભવ્ય ભપકાદાર દરબાર ભરીને તે સમક્ષ ઘણીજ રમણીય રચના સદ કરી હતી. આ પ્રસંગે અમદાવાદ ખાતે ઘણીજ ભારે ધામધૂમ કરવામાં આવી હતી, અને ઘણાંક રાજા-રાણાઓ તે નગરમાં એજ કારણાર્થે પધાર્યા હતા. નામદાર મહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજી તા૦ ૧૩મી ડિસેમ્બર સને ૧૮૮૭ ને મંગળવારની સાંજના એક સ્પેશિયલ ટ્રેનમાં અમદાવાદ ખાતે પધાર્યા હતા, જે સમયે તે નામદારને સ્ટેશન ઉપર ઘણુંજ માનઅકરામ આપવામાં આવ્યું હતું. બાદ બીજે દિને, એટલે તા૦ ૧૪મી ને બુદ્ધવારે સવારના નવ વાગતાને સમયે નામદાર લૉર્ડ રે સાહેબ મેઈલ ટ્રેનમાં બિરાજીને ત્યાં આવી પોહોંચ્યા હતા, જે નામદારને પણ સ્ટેશન ઉપર ઈડરના નામદાર મહારાજા સાહેબ વિગેરે ઘણાંકોએ ઘણું માનઅકરામ આપ્યું હતું. આ પ્રસંગે અમદાવાદના મ્યુનિસિપલ પ્રેસિડંટ રા૦ બા૦ રણછોડલાલે તે નામદારને એક સુંદર માનપત્ર વાંચી સંભળાવ્યું હતું, જે પછી તે નામદાર તથા સઘળા રાજા-રાણાઓ શેહેરમાં પધાર્યા હતા. આ સમયે એક મ્હોટી સુશોભિત સ્વારી જેવો દેખાવ થઇ રહ્યો હતો, અને ઘણીજ આનંદકારી રચના દર્શન દેતી હતી. એ પછી તા૦ ૧૬મી ને શુક્રવારે નામદાર ગવરનર સાહેબે એક મનોહર દરબાર ભર્યું હતું, જે સમયની રચના ઘણીજ અલૌકિક આનંદકારી હતી. આ દરબાર પ્રતિષ્ઠિત યુરોપિયન તથા દેશી ગૃહસ્થો અને અમલદારોથી, તેમજ રાજ્યવંશિઓથી સુશોભિત થઈ રહ્યું હતું. દરબારમાં ઉતરતા વર્ગના સરદારો જેવા દાખલ થતા હતા કે તરતજ તેમને માન આપી યોગ્ય સ્થળે બેસાડવામાં આવતા હતા. ત્રણ વાગ્યા પછી સૂંથ, વાડાસિનોર અને લુણાવાડાના રાજ્યવંશિઓ થોડા થોડા વખતને અંતરે પધાર્યા હતા, જે વખતે તેમનાં માનાર્થે નવ તોપોના બાહાર થયા હતા. તે પછી પાલણપૂરના દિવાન ૧૧ તોપનાં માન વચ્ચે દાખલ થયા હતા, ને તે બાદ ઈડરના નામદાર મહારાજા સાહેબે દરબારમાં પ્રવેશ કરતાં, તેમને પંદર તોપોનું માન આપવામાં આવ્યું હતું. આ સઘળા રાજ્યવંશિઓને સરકારના અન્ડર સેક્રેટરી મી૦ હીટન માન આપીને તેમને તેમની બેઠક ઉપર બેસાડતા હતા. નામદાર ગવરનરની જમણી બાજુએ ઈડરના નામદાર મહારાજા સાહેબની બેઠક હતી તથા તે પછી બીજા રાજ્યવંશિઓની બેઠકો અનુક્રમે ગોઠવાયલી હતી, અને ડાબી બાજુએ સરકારી અધિકારિઓ બિરાજ્યા હતા. નામદાર ગવરનરે દરબારમાં ૧૭ તોપનાં માન વચ્ચે સાડાત્રણ વાગે પ્રવેશ કર્યો હતો, જે સમયે તેમને સઘળાઓએ ઉઠીને માન આપ્યું હતું તથા બેન્ડના સુસ્વરો ગાજી રહ્યા હતા. બાદ નામદાર ગવરનર પોતાને આસને બિરાજ્યા પછી પોલિટિકલ સેક્રેટરી મી૦ લીવૉરનર, નામદાર ઇડરના મહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજીને ગવરનરનાં આસન આગળ લઈ ગયા હતા, અને "નાઈટ કમાન્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઈન્ડિયા"નો ખેતાબ નામદાર મહારાણીશ્રીએ તેમને બક્ષ્યો છે, એવું નામદાર ગવરનરની સમક્ષ વાંચી સંભળાવ્યું હતું, તથા "નામદાર મહારાણીશ્રીએ બક્ષેલો ખેતાબ તમને આ જાહેર દરબારમાં અર્પણ કરૂં છુ" એવું જણાવી નામદાર ગવરનરે મહારાજાને ખેતાબની રોબંડ વિગેરે આપ્યું હતું, અને મી૦ લીવૉરનરે મહારાજા સાહેબની છાતી ઉપર "સ્ટાર" લટકાવ્યો હતો. બાદ નામદાર મહારાજા સાહેબને, મી૦ લીવૉરનર તેમને તેમની બેઠક ઉપર લઈ ગયા હતા. આ ક્રિયા સમાપ્ત થયાં પછી હાજર રહેલા રાજ્યવંશિઓ તથા ઠાકોરોએ નામદાર ગવરનર સાહેબ સમક્ષ નજરાણા ધર્યાં હતાં, અને તે નામદારે તેઓને પોષાક આપ્યા હતા. દરબારમાં જોકે ૪૧ રાજ્યવંશિઓને આમંત્રણ થયાં હતાં, પરંતુ રોકાણને લીધે માત્ર બાર રાજ્યવંશિઓજ અમદાવાદ આવી શકયા નહોતા. રાજ્યવંશિઓએ નામદાર

ગવરનર સાહેબ સમક્ષ ધરેલાં નજરાણામાં નામદાર ઈડરના મહારાજા સાહેબની ૧૦૧ મોહોરો, પાલણપૂરના દિવાનની ૫૧, લુણાવાડાના રાજા સાહેબની ૩૧, વાડાસિનોરના નવાબ સાહેબની ૩૧, સંથના રાજા સાહેબની ૩૧, તેમજ બીજાઓની ૨૧, ૧૯, ૧૭, ૧૩, ૯, ૭ એ પ્રમાણે પદ્વિના અનુક્રમ પ્રમાણે મોહોરો હતી. આ પ્રમાણેનાં નજરાણાં થઇ રહ્યાં પછી, નામદાર ગવરનર સાહેબે ઇંગ્રેજીમાં એક લંબાણ સંભાષણ કીધું હતું, જેનું ગુજરાતી ભાષાંતર ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર મી૦ કેલકરે નિચે પ્રમાણે કહી સંભળાવ્યું હતું:—

"ગુજરાતના માનવંતા મહારાજા, રાજાઓ, તથા હાકેમો,

જેઓ આજે અત્રે હાજર છે, તેમાંના ઘણાખરાઓ માજી ગવરનર સર સીમોર ફીટઝરાલ્ડે ઓગણીસ વર્ષ ઊપર ભરૂચ મધ્યે ઉઘાડેલાં જે પ્રદર્શન વખતે મળ્યા હતા, તે પ્રદર્શનની મતલબ એવી હતી કે, ગુજરાતની પેદાશ, હુન્નર, તથા કારખાનાં એકઠાં કરીને દેખાડવાં; અને સ્થાનિક ઉદ્યમમાં ફાયદા ભરેલી રીતે દાખલ થઇ શકે, એવા ઉપયોગી સંચા લોકોને બતાવવા. એ અજમાયશ નજરે જોવા સારૂ પેહેલા તથા બીજા વર્ગના બસો રાજાઓનો તે વખતે એક મિલાવડો કરવાનો સઝેલો વિચાર શુભ હતો; કેમકે તે અજમાયશ બ્રિટિશ ભૂમિપર થવા છતાં તે મલિકા માઆઝમાની રૈયતનાં હિતમાં, તેમજ તેમની સાથે મિત્રાચારી રાખનારા અને તેમનાં રક્ષણ હેઠળના દેશી રાજ્યોમાં વસનારાં લોકોનાં હિતમાં બેહદ સરખી વૃદ્ધિ કરનારી હતી. તે વખતે સાબરમતી નદિ ઊપરનો પૂલ બંધાઇ ચહ્યો નહોતો, અને મુંબઇ તથા હિંદુસ્તાનની રાજધાની વચ્ચે પણ સંબંધ ઉઘડ્યો નહોતો. એ પછી જે થોડાં વર્ષ વિત્યાં છે, તે દરમિયાન રેલ્વેના વ્યવહારની હદમાં આગુધારેલો વધારો થયલો જોવામાં આવ્યો છે, અને તે વ્યવહાર ગુજરાતનાં લગભગ સઘળાં દેશી રાજ્યોમાં ફેલાઇ ગયો છે. મુંબઇનું બંદર, જે કે બ્રિટિશ હિંદુસ્થાનના, તેમજ દેશી રાજ્યોનાં વેપારને એકસરખું ખુલ્લું છે, તેને મ્હોટા રકમના ખર્ચનો લાભ મળ્યો છે. વેપારની વૃદ્ધિ ધાર્યાં કરતાં અધિક થઇ છે, અને અખંડ સુલેહના થતા લાભ સંપૂર્ણ રીતે મેળવવા આપ સર્વ શક્તિમાન થયા છો. યુરોપ અને ચીનના બજારો આ ફળદ્રુપ પ્રાંતમાં પેદા થતાં ઘઊં અને રૂ માટે ખુલ્લાં છે, અને વેપારમાં સૌથી મ્હોટો ભાગ પોતાને મળવા સારૂ બ્રિટિશ જીલ્લાનાં અને બ્રિટિશ હિંદુસ્તાનનાં દેશી રાજ્યો વચ્ચે વખાણવા લાયક હરિફાઇ પેદા થઇ છે. હિંદુસ્તાનની રેલ્વેની સડકો ઉપર એકસરખી હકુમત હોવાથી અને નાણાંનાં એકસરખાં ચલણનો વિસ્તાર વધારવાથી બ્રિટિશ હિંદુસ્તાનને, તેમજ દેશી રાજ્યોને સમાન લાભ મળ્યો છે. દુનિયાના વેપારમાં એક હરીફ બીજા હરીફ કરતાં જે વિશેષ ફાયદો મેળવી શકે, તેનો આધાર હવે જેટલો રાજ્યના અંદરના કાર્યભારની પદ્ધતિ ઉપર રેહેલો છે, તેટલોજ માલ લઇ જવા લાવવાની છૂટ અને અનુકૂળતા ઉપર રેહેલો છે.

ઇડરના માનવંતા મહારાજા સાહેબ, જે ઊંચો ખેતાબ મલિકા માઆઝમાએ આપને બક્ષિસ કરવાની મેહેરબાની કરી છે, તે વિદિત કરવાનું કામ નામદાર વાઇસરૉયે ઇજ્જાનીબને સોંપ્યું છે. કૈસરે હિન્દ આપના ફતેહમંદ રાજ્ય કાર્યભારની કદરદાનીની આ એક સાબિતિ આપી છે, અને આપ તેને લાયક થયા છો. આપે આપનાં રાજ્યનો જુમ્મો લીધો ત્યારથી દોઢ લાખનું કરજ અપાઇ ચૂક્યું છે, તેમ છતાં કેળવણી તથા આરોગ્યતાની વધતી જતી માગણી તરફ નજર કરવાને આપ ભૂલ્યા નથી. આપે ઇજ્જાનીબની સરકારને હાથમતી નેહેર તૈયાર કરવામાં તથા કપડવંજ અને મોડાસાનો રસ્તો બાંધવામાં સખાવતથી મદદ આપી, મીઠાના બંદોબસ્તમાં આપે આપનો હિસ્સો વફાદારીથી કબૂલ કર્યો, સાદરા કૉલેજ ખાતે આપે રૂ ૧૫૦૦૦ ભર્યા, અને સઘળી દલિલોનો પૂર્ણ વિચાર કર્યો, ત્યારે રૂ ૨૫૦૦૦ની ઉપજની થોડી મુદતની પણ નુકશાન વેઠીને આપે રાહદારી જગાત કાહાડી નાંખી, અને એ રીતે મોકળા વેપારના ફાયદા કબૂલ કર્યા.

"મોકળા વ્યાપારની વૃદ્ધિને અર્થે મહિકાંઠામાં કટોસણ, ઇલોઇ તથા આમલિઆરાના ઠાકોર સાહેબોએ આગેવાનીથી જે ભાગ લીધો તે, તથા કેરોલીના ઠાકોર સાહેબે સાબર કાંઠાના બીજા ઠાકોરોને ઇજ્જાનીબને જે દાખલો આપ્યો તે સાંભળીને બહુ ખુશી હાંસલ થઇ છે, અને મહિકાંઠાના બીજા ઠાકોરોએ એજ બાબતમાં જે ઇલાજ કર્યા છે, તેની કદરદાની ઇજ્જાનીબ ખુશીથી બતાવે છે.

પાલણપૂરના માનવંતા દિવાન સાહેબ, આપના આખા મુલકમાંથી સઘળી રાહદારી જગાત કાઢી નાખી, તે માટે આ પ્રસંગે ઇજાનીબ આપને મુબારકબાદી આપે છે, અને જે પાકી રાજ્યનીતિ આપે દાખલ કરી છે, તે આમદરફત માલ ઊપરની જગાતની બાબતમાં સુધારો કરીને જલદી પૂરી કરશો, એમ ઇજાનીબ આશા રાખે છે. રાધણપૂરના નવાબ સાહેબે તથા પાલણપૂર એજન્સિના બીજા ઠાકોરોએ વ્યાપારને દર વર્ષે આસરે રૂ ૪૪૦૦૦ની જગાતના બોજામાંથી મોકળો કરવામાં જે ડહાપણ બતાવ્યું છે, તે બાબત ઇજાનીબની પસંદગી સાંભળવા તેઓ આજે હાજર નથી તેથી ઇજાનીબ દિલગીર છે.

રેવાકાંઠાના રાજાઓ તથા ઠાકોરો, લુણાવાડા તથા સૂંથના રાજાઓએ આપેલા દાખલા મુજબ આપ સાહેબ ચાલ્યા છો. બારિયા સંસ્થાનથી એ મુજબ ચલાયું નથી તે જોઈ ઇજાનીબ દિલગીર છે, તોપણ મોકળા વેપારના નિયમ આપે દાખલ કર્યાથી જે ફાયદા નિપજશે તે જોઇને પોતાની રૈયતને પણ તેમાં ભાગ આપવાની જરૂર તેના રાજા સાહેબને જણાશે, એમ ઇજાનીબને વિશ્વાસ છે. રેવાકાંઠા એજન્સિમાં અંદરના વેપાર ઉપરથી દર વર્ષે લગભગ રૂ ૧૮૦૦૦ના બોજો દૂર થયા છે, એમ ઇજાનીબ માને છે.

ગુજરાતનાં દેશી રાજ્યોના હાકેમો, બ્રિટિશ સરહદની સાથે આપે કરેલા કોલકરારોની સરતો આગળ પાડવાની અથવા આપનાં હિત શિવાયની બીજી કોઇ દલિલો સૂચવવાની ઇજાનીબને ખાયસ નથી. વેપાર ઉપરનાં નુકશાનકારક બંધનો કાઢી નાખવા, એ આજે જેઓ હાજર છે, તેમાંના ઘણાખરાએ સને ૧૮૬૮માં દીઠેલાં પ્રદર્શનનું ખરેખરૂં પરિણામ છે. ગુજરાતની ઉત્પન્ન કરવાની શક્તિનો ખ્યાલ તે વખતે આપને થયો હશે. આપનાં રાજ્યોમાં થતો માલ તથા કુદરતની કિંમતી બક્ષિસો દૂર દેશના બજારોમાં જમીન ઉપરથી, તેમજ જળ માર્ગે સૌથી સસ્તે દરે, અને ઘણી સહિસલામતીથી લઇ જવાની સગવડો પૂરી પાડવાનાં કામમાં બ્રિટિશ સરકાર આજ ઓગણીસ વર્ષથી પોતાની, તેમજ આપની ખાતર મેહનત કરે છે. સુલેહ, વેપાર અને માલ લઇ જવા લાવવાનાં સુધરેલાં સાધનના ફાયદામાં આપને પૂરતો ભાગ મળવાનો આધાર હવે પછી આપનાં પોતાનાં પ્રયત્ન ઉપર રહેશે, અને રાહદારી જગાત કાઢી નાખવી એ તો પેહેલોજ અને ઘણો જરૂરનો સુધારો છે; તોપણ ઇનસાફની ખાતર આપ એટલેથીજ અટકશો નહિ, પરંતુ બ્રિટિશ હિંદુસ્તાનમાં વેપારની જે પુરતી છૂટ ભોગવવામાં આવે છે, તે ધીમે ધીમે ધ્યાનમાં લેશો. આપની સરહદની પેલી બાજુના પડોશિઓને મળતા લાભ આપની પોતાની રૈયતને આપવાની ના નહિ કેહેશો, એવા ઇજાનીબની ખાત્રિ છે.

આ શુભ વર્ષમાં મલિકા માઆઝમા કૈસરે હિંદની "જ્યુબિલી"નો ઉત્સવ ગુજરાતના રાજાઓએ તથા બ્રિટિશ મ્યુનિસિપાલિટીઓએ જે વફાદારીથી તથા ખરા ભાવથી ઉજવ્યો છે, તેની કદરદાની ઇજાનીબ, આજ જેઓ હાજર છે તે સર્વને જણાવે છે. તે ઉત્સવના સંબંધમાં આપે જે જે કામ કીધું છે, તેનું બયાન મલિકા માઆઝમાએ અત્યંત ભાવથી વાંચ્યું છે, અને જેમ દેશી સંસ્થાનમાં રાજાઓનાં માનમરતબા ટકાવી રાખવાની કૈસરે હિંદ ખાયેશ રાખે છે, તેમ મલિકા માઆઝમાની પોતાની રૈયતનું કલ્યાણ તેમના હાથ નિચેના અધિકારિઓએ કરવું, અને તેમની સાથે મિત્રાઇ રાખનારાં રાજ્યોની રૈયતનું કલ્યાણ તે રૈયતના પોતાના રાજાઓએ કરવું, એજ સાર્વજનિક બંદોબસ્તનો તથા પ્રજા મંડળીની આબાદાનીનો પાકો પાયો છે, એમ મલિકા માઆઝમા ખાત્રિથી માને છે. ઇજાનીએ ઇલાકાના બીજા ભાગ માંહેના રાજાઓ સાથે મિત્રાચારીનો જેવો સંબંધ બાંધ્યો છે, તેવોજ સંબંધ આ ભાગના રાજાઓ સાથે બાંધવો અને મજબૂત કરવો, એમ ઇજાનીબ ખાસ કોશિશ કરતા આવ્યા છે અને કરશે. ઇજાનીબની રાજ્યકીય હકૂમત માંહેનાં સંસ્થાનોનો જુમ્મો જેમની પાસે છે, તે રાજાઓને મોકળો વેપાર ચલાવવા વિગેરે બાબતોમાં જે સલાહ ઇજાનીબે આપી છે, તે સલાહ ઇજાનીબ પોતાને પ્રત્યક્ષ રીતે સોંપેલા રાજ્યકાર્યભારની હદમાં જે નિયમો પ્રમાણે ચાલતા આવ્યા છે, તેથી વિરૂદ્ધ જતી નથી. આપ સાહેબોને ઇજાનીબ આટલી તો ખાત્રિ આપે છે કે, ઉંચી પાદ્દીએ બેઠેલા રાજ્યકર્ત્તા પોતાની રૈયતની હાલત સુધારવામાં તથા પોતાનાં રાજ્યની સંપત્તિનાં સાધનોની વૃદ્ધિ કરવામાં પોતાનો અખત્યાર ચલાવે, તે જોવા કરતાં વધારે ખુશી ઇજાનીબને બીજા કશાંથી થતી નથી. અર્થશાસ્ત્ર તથા રાજ્યકાર્યભારના પાકા નિયમોની શુભ અસર જેવી બ્રિટિશ મૂલકમાં જણાઇ છે, તેવીજ દેશી મૂલકમાં પણ જણાશે. આપ સાહેબોને આજે અત્રે મળવાથી તથા આપ મધ્યેનાં એક ઉપર મલિકા માઆઝમાએ કરેલી ખાસ મેહેરબાનીનો સંદેશો ખૂદ જણાવ્યાથી ઇજાનીબને આ ખુશી હાંસલ થઇ છે. ગુજરાતનાં દેશી રાજ્યોએ કેળવણીમાં તથા રાજ્ય-

કાર્યભારની બીજી શાખાઓમાં જે વધારો કર્યો છે, તેની પૂરતી કદરદાની મલિકા માઆઝમાની સરકાર કરે છે, અને નીતિમાં તથા દ્રવ્યાદિક બાબતમાં થતા સુધારાની જે સાબિતી આપના રાજ્યકાર્યભારની વાર્ષિક નોંધ ઉપરથી પણ જણાય છે, તે કૈસરે હિંદ ખૂબ ધ્યાન દઈને નજરમાં રાખે છે, એમ આપ સાહેબોને ખાત્રિથી કહેવાને ઈજીનીબને હુકમ કર્યો છે."

નામદાર ગવરનરનું ઉપર મુજબનું ભાષણ સંપૂર્ણ થયા બાદ રાજાઓ, ઠાકોરો, સરદારો વગેરેને અત્તર, પાન તથા ફુલના ગજરા આપવામાં આવ્યા હતા. બાદ ગવરનર સાહેબ ૧૭ તોપોનાં માન વચ્ચે દરબારમાંથી વિદાયે થયા પછી સર્વ રાજ્યવંશિઓ તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થો વિસર્જન થયા હતા.

નામદાર મહારાજા સર કેસરીસિંહજીને ઉપર પ્રમાણેનો મહાન્ ખેતાબ મળ્યો તેની ખુશાલિમાં અમદાવાદના નગરશેઠ આદિક ઘણાકો તરફથી તે નામદારનાં માનને માટે મિજલસો ભરવામાં આવી હતી તથા તેમાં તે નામદારની ખાસ પધરામણી કરીને તે નામદારને વિવિદ્ધ પ્રકારનાં સુંદર માનપત્રો આપવામાં આવ્યાં હતાં. એજ પ્રમાણે તે નામદારની સ્વારી ત્યાંથી સ્વભૂમિમાં પધાર્યા પછી તે નામદારની પ્રજાએ પણ તે નામદારને ઘણાજ માનઅકરામથી વધાવી લીધા હતા, અને લોકોએ સર્વ પ્રકારની સંપૂર્ણ ખુશાલિ પ્રકાશિત કરી હતી,

સને ૧૮૮૮નાં વર્ષમાં નામદાર સર કેસરીસિંહજીના દિવાન મી૦ નાથાભાઈએ રાજીનામું આપવાથી તેમને સ્થળે નામદાર મહારાજા સાહેબે, મી૦ ચુનીલાલ સારાભાઈ નામના પુરૂષની નિમણુંક કરી હતી, અને તા૦ ૧૯મી જાનેવારી સને ૧૮૮૮ ને ગુરૂવારને દિવસે એ નવા દિવાનને દિવાનગિરીનો અખત્યાર જાહેર સભા સમક્ષ આપ્યો હતો તથા નામદાર મહારાજા સાહેબ તરફથી તે દિવસે તેમને કેટલીક સરપાવ પણ બક્ષવામાં આવ્યો હતો. પણ વળી સને ૧૮૮૯નાં વર્ષમાં મી૦ ચુનીલાલ ઈડરની દિવાનગિરી છોડીને પાલિતાણાનાં દિવાનપદપર જવાથી નામદાર મહારાજા સાહેબે તેમને સ્થળે, કાઠિયાવાડના પોલિટિકલ એજંટના દફતરદાર રા૦ બા૦ સવાઈલાલ ગોવિંદરામની નિમણુંક એજ વર્ષના જુલાઈ માસની આખરે કરી હતી, અને તેમને પણ નામદાર મહારાજા સાહેબે સોનાનું એક સુંદર ઘડીયાળ વિગેરેનું ઇનામ આપ્યું હતું. આ દિવાન હજી કાયમજ છે, અને તેઓ ઘણાજ ચંચળ, ચાલાક, વિદ્વાન, ન્યાયી, દરેલ ને વિચારવંત તથા સર્વ બાબતમાં નિપુણ છે.

નામદાર મહારાજા સર કેસરીસિંહજી સાહેબ બહાદૂર ઊદારતાની બાબતમાં પણ ઘણાજ ઊત્તમ ગણાય છે, અને તે નામદારે ઊદારતાનાં તો અનેક કાર્યો કીધાં છે, એમાં કંઈજ શક જેવું નથી. સને ૧૮૭૫નાં વર્ષમાં જ્યારે નામદાર મહારાણીજીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત લેવાને માટે નામદાર સર કેસરીસિંહજી મુંબઈ નગરી ખાતે પધાર્યા હતા, ત્યારે તે નામદારે ત્યાંની "એલેકઝાંડા સ્કૂલ"ને રૂ ૧૦૦૦ની મ્હોટી બક્ષિસ આપી હતી. આ શિવાય પણ મુંબઈ ખાતેની આ મુલાકાત પ્રસંગે તે નામદારે બીજાં ઘણાક ખાતાંઓને સારી બક્ષિસ આપી હતી, અને પોતાની સારી ઉદારતા કેહેવડાવી હતી. વળી મુંબઈથી પાછાં પોતાનાં નગર તરફ આવતા માર્ગમાં સાદરા ખાતે તે નામદારે સાદરા ખાતેની નિશાળમાં પણ સારી રકમનું ઈનામ વેહેંચી સર્વ વિદ્યાર્થિઓને સંતોષ આપી તેમનો આશિર્વાદ પ્રાપ્ત કીધો હતો. એજ પ્રમાણે સને ૧૮૮૧નાં વર્ષમાં નામદાર મહારાજા સાહેબે "રાજકુમાર કૉલેજ"માંથી પાછા સ્વગૃહે પધારતાં અમદાવાદ ખાતેની "બેસ્ટ"ક્લબને સારી રકમનું ઈનામ આપ્યું હતું. વળી સને ૧૮૮૮નાં વર્ષમાં તે નામદારે અમદાવાદનાં "હીમાભાઈ ઈન્સ્ટિટયૂટ"ને પણ રૂ ૩૦૦ની રકમ ભેટ દાખલ બક્ષિસ કરી હતી. આ શિવાય પણ નામદાર મહારાજા સાહેબ

સર કેસરીસિંહજીએ ઘણાં ઘણાં ખાતાંઓને યોગ્ય રીતે ઉદારતા પૂર્વક ઘણી સારી મદદો કરી છે, અને ઘણાંક ખાતાંઓમાં પોતાની નામના કાયમ રાખવાની સાથે તે ખાતાંઓને મ્હોટી પુષ્ટિ આપ્યા કરી છે. વળી તે નામદારે ઘણાંખરાં જાહેર તથા ખાનગી ફંડોમાં પણ યોગ્ય નિયમ પ્રમાણે યોગ્ય રકમો ભરીને તે ફંડોની વૃદ્ધિ કરવામાં પણ તે નામદારે ઘણો સારો ભાગ લીધો છે.

નામદાર મહારાજા સાહેબ સર કેસરીસિંહજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી તથા રાજ્યની સ્વતંત્ર લગામ સ્વહસ્તમાં ગ્રહણ કીધાં પછી તે નામદારે રાજ્યને અનેક પ્રકારે સુધારીને દેદિપ્યમાન કીધું છે. પોતાનાં રાજ્યમાં સંખ્યાબંધ નવાં ગામો વસાવ્યાં છે, સંખ્યાબંધ કૂવા આદિક જળ સ્થળો બંધાવ્યાં છે, અનેક સરસ્વતી મંદિરોની સ્થાપના કરી છે, પુસ્તકશાળા સ્થાપન કરી છે, નવાં નવાં દવાખાનાં ઊઘાડયાં છે, અને એ શિવાય બહુ બહુ પ્રકારનાં સુધારાનાં સુકૃત્યો તે નામદારે કીધાં છે, ને તે પાછળ સારો પૈસો વાપર્યો છે.

નામદાર મહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજી સાહેબ બહાદુર ન્યાયનાં કામમાં પણ મહા નિપુણ ને નૌત્તમ ગણાય છે, અને તે નામદાર ન્યાયાસનપર જાતેજ બિરાજમાન થાય છે. દરેક કામની અપીલ તે નામદાર પોતે સારી રીતે સાંભળે છે, અને દરેક કામનો ચુકાદો ઘણોજ ચંચળાઈથી, વિચારવંતપણાથી, નિઃસપક્ષપાતપણાથી અને યોગ્યતાપૂર્વક આપે છે, જેથી તે નામદારની પ્રજામાં ઘણોજ સંતોષ ફેલાય છે, અને ન્યાયનાં કામમાં પ્રજા બિલકુલ નારાજ રહેતીજ નથી. વળી નામદાર મહારાજા સાહેબ પોતાનાં દરેક ખાતાપર પણ પોતેજ નજર રાખે છે, અને જો કોઇ પણ ખાતામાં લેશ માત્ર પણ અંધેર જણાય છે તો તત્કાળ તે ખાતાના ઊપરી અધિકારીને નામદાર મહારાજા સાહેબ જોઈએ તે પ્રમાણેની ઘટિત તાકિદ આપી તે ખાતાનું કંઈ પણ અંધેર એકદમ નાબુદ કરી તેને ત્વરિત્ તેજસ્વિ બનાવે છે.

નામદાર મહારાજા સર કેસરીસિંહજી સ્વભાવે શાંત, વિચારવંત, સુશિલ, ચંચળ ને ઘણાજ ચાલાક તથા સાદા છે. તે નામદારની બુદ્ધિ ઘણીજ વિશાળ છે, અને તે પ્રજ્ઞાના પ્રતાપથી તે નામદાર સર્વદા વિજય, વિજય ને વિજયજ પામે છે.

સંસ્થાન ઈડર આબાદાની આદિકમાં પણ સારૂં ગણાય છે. એ રાજ્યની ઊત્તર દિશામાં સિરોહી તથા મેવાડ પ્રાંત છે; પૂર્વમાં ડુંગરપૂર છે; અને દક્ષિણ તથા પશ્ચિમમાં અમદાવાદ જીલ્લો તથા ગાયકવાડી કડી પ્રાંતનાં ગામો આવેલાં છે. વળી એ રાજ્યના તાબામાં ૨૫૦૦ ચોરસ માઇલ્સ જમીન, લગભગ ૯૦૦ ગામો અને આશરે ૨૫૮૦૦૦ માણસોની વસ્તી છે. એની વાર્ષિક ઊપજ સુમારે છ લાખ રૂપિયાની થાય છે, જેમાંથી કેટલોક ભાગ રાજ્યના જાગીરદારોને આપવામાં જાય છે. વળી ઈડરના નામદાર મહારાજા સાહેબ, ગાયકવાડ સરકારને પણ દર વર્ષે રૂ ૩૦૩૪૦ ખંડણી દાખલ આપે છે, અને તે નામદાર પોતે મહિકાંઠાના ઘણાક સરદારો પાસેથી દર વર્ષે રૂ ૧૯૧૪૦ "ખીચડી હક્ક"ના લે છે.





બારિયાના નામદાર રાજસાહેબ.

મહા રાવળ શ્રીમાનસિંગજી.

ARYA PRAKASH PRESS.

## બારિયાના નામદાર રાજા સાહેબ

# મહા રાવળ શ્રી માનસિંહજી સાહેબ બહાદૂર.

બારિયાના નામદાર રાજા સાહેબ મહા રાવળ શ્રી માનસિંહજી સાહેબ બહાદૂરનો જન્મ સંવત ૧૯૧૧ના આસો વદ ૯ ને શનિવારને દિવસે ભોપાવર એજન્સિ તાબાનાં વઢવાણી સંસ્થાનના સીસોદિઆ વંશના મહારાણા શ્રી મોહનસિંગજીના કુંવરી શ્રી ઉમેદકુંવરબા સાહેબને પેટે થયો હતો. એ નામદારના મરહુમ પિતા શ્રી પૃથિરાજજી મહારાજ ઘણાજ લોકપ્રિય હતા, અને રૈયત તથા રાજા વચ્ચે સંતાન અને માબાપ વચ્ચેના જેવો સુંદર નાતો હોવાથી, નામદાર શ્રી માનસિંગજીના જન્મના આ શુભ પ્રસંગથી સર્વત્ર—દરબારમાં તથા રૈયતમાં—અત્યંત ખુશી પેદા થઈ હતી. પણ દૈવયોગે શ્રી માનસિંગજીના જન્મ પછી લગભગ બાર મહિના વિત્યા એટલામાં તો તે નામદાર સાહેબના માતુશ્રી ઉમેદકુંવરબા સાહેબનો કાળ થયો, અને આ પ્રમાણે માતૃ-સૂખ, જે દુનિયામાં દરેક વર્ગના માણસને અતિ પ્રિય છે, તેની આ બાળ રાજા સાહેબને મ્હોટામાં મ્હોટી ખોટ પડી ગઈ હતી! આ ખોટ કદી પણ નહીં ભૂલાય તેવી હતી, અને તે પછી લગભગ આઠ વર્ષે એટલે સંવત ૧૯૨૦ના મહા શુદ ૧૩ને દિવસે ૪૮ વર્ષની ઉમ્મરે, અને ૪૨ વર્ષ રાજ્ય ભોગવીને મહારાજા શ્રી પૃથિરાજજીનો સ્વર્ગવાસ થયાથી શ્રી માનસિંગજીને બીજી મ્હોટી ખોટ પડી હતી! આ સ્વર્ગવાસી મહારાજામાં ઉદારતા, માયાળુપણું આદિ સદ્‌ગુણોએ નિવાસ કર્યો હતો, ને તેથી તેમનાં ગુજરવાથી આખાં દરબારમાં તથા તમામ રૈયતમાં શોક શોક વ્યાપિ રહ્યો હતો. અદ્યાપિ પણ લોકો વખતે વખતે તેમના સદ્‌ગુણનું સ્મર્ણ કર્યા કરે છે, અને કેટલાએક લોકો તો તેમને દેવ પ્રમાણે ગણી બાધા—માનતા કરે છે, એવી વાત કેહેવાય છે!

નામદાર બાળરાજા સાહેબ શ્રી માનસિંગજીના માતુશ્રીના કાળ પછી તેમની જગ્યા મહિડાં રાણીજી શ્રી રૂપાળીબાએ લીધી હતી, પરંતુ તેમનો પણ શ્રી પૃથિરાજજી મહારાજના પ્રથમ એકાએક કાળ થવાથી નામદાર શ્રી માનસિંગજીની સંભાળ વાસિઆ માતુશ્રી તખ્તકુંવરબા સાહેબ લેવા લાગ્યા હતા, અને તેઓએ તે નામદારનું ઘણીજ યોગ્ય રીતે સંરક્ષણ કર્યાં કીધું હતું તથા નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંગજી સગીર ઉમ્મરના હોવાથી સંરક્ષણ કર્ત્તા રાણીજી શ્રી તખ્તકુંવરબા કારભારીની સલાહ લઈને રાજ્ય ચલાવવા લાગ્યા હતા, અને આશરે દશેક મહિના સુધી આ પ્રમાણે વહિવટ ચલાવ્યો હતો, પરંતુ એક ગમજી કરીને હજુરી હતો તેણે, તથા બીજા હલકા લોકોએ રાજ્યમાં કેટલીક ગરબડ કરવાથી નામદાર બ્રિટિશ સરકારને રાજ્યની સત્તા રાજાજી પુખ્ત ઉમ્મરના થઈ રાજ્ય ચલાવવા લાયકના થાય ત્યાં સુધીને માટે પોતાના હસ્તકમાં લેવી અવશ્યની જણાઈ, અને તેથી રાજ્યના વહિવટને માટે નામદાર સરકાર તરફથી એક અમલદાર નિમવામાં આવ્યો હતો, જે રેવાકાંઠાના

પોલિટિકલ એજંટ સાહેબના હુકમ પ્રમાણે વહિવટ ચલાવવા લાગ્યો હતો. નામદાર બાળ રાજા સાહેબની કેળવણી માટે ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની મારફત એક ટ્યૂટરની નિમણુંક પણ આજ વખતે ખાસ કરીને કરવામાં આવી હતી, અને એ પ્રમાણે આશરે દોઢ વર્ષ સુધી સ્વ સંસ્થાનમાં રહીને નામદાર મહારાજા સાહેબે અભ્યાસ કીધો હતો તથા તેની સાથે રાજ્યવંશિને જેબ આપે એવી ઘોડા ઉપર બેસવાની તથા બંદુક મારવાની કસરત ઉપર પણ તે નામદારે અચ્છું લક્ષ દોડાવ્યું હતું. ત્યાર બાદ રેવાકાંઠાનાં પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સાહેબે વડોદરા કેમ્પમાં પોતાની દેખરેખ નિચે તે નામદારને કેળવણી આપવાના ઇરાદાથી બોલાવીને રાખ્યા હતા. આ સમયે કર્નલ બાર્ટન તથા મિસિસ બાર્ટન સાહેબ, નામદાર રાજાજી ઉપર અનહદ સ્નેહભાવ રાખતાં હતાં, અને તેથી તેમને પોતાનું ઘર છોડવા સંબંધીનું તથા પોતાનાં માત–પિતાની ખોટનું દુઃખ ઘણેખરે ભાગે જણાયુંજ નહોતું.

જે વખતે વડોદરામાં ઉપર પ્રમાણે રહી આ બાળ રાજા સાહેબનો અભ્યાસ ચાલતો હતો, તેવામાં સને ૧૮૬૮નાં વર્ષમાં દેવગઢ બારિયા સંસ્થાનના કેટલાએક લોકોએ રૂપસંગ નામના નાયકની આગેવાની નિચે એક બંડ ઉઠાવ્યું હતું. આ વાતની ખબર થતાંજ, જોકે નામદાર રાજાજીની ઉમ્મર તે વખતે પૂરાં તેર વર્ષની પણ નહોતી, તોપણ તે નામદારે પોતે જાતે જઇ તે બંડ સમાવવાની ઈચ્છા જણાવી હતી. આ પ્રસંગે પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સર્કિટમાં હતા, પરંતુ મિસિસ બાર્ટન વડોદરા કેમ્પમાં હતાં, તેમને જઈને નામદાર મહારાજા સાહેબે ઉપર પ્રમાણેની ઈચ્છા જણાવી હતી, તે ઉપરથી મિસિસ બાર્ટને તે નામદારને સમજાવ્યા હતા કે, આપની ઉમ્મર ન્હાની છે, તેથી આપનાથી ન જવાય. આમ સમજાવ્યા છતાં પણ જ્યારે રાજા સાહેબે બહુ બહાદુરીથી જીદ લીધી, ત્યારે મિસિસ બાર્ટને કહ્યું કે, હું સાહેબને લખી જણાવું છું અને તેમનો જવાબ આવે ત્યારે જજો. આ પ્રમાણે મહા પ્રયત્ને તે જીદનો અંત આવ્યો હતો. બાદ ઉપર દર્શાવેલાં બંડનો, પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન તથા પંચમહાલના તે વખતના કલેકટર મી૦ પ્રોપર્ટ સાહેબ બંનેએ અચ્છી બહાદુરી અને મહાન્ યુક્તિથી છેડો આણ્યો હતો.

સને ૧૮૭૧ના જાનેવારી માસમાં મુંબઈના નામદાર ગવરનર સાહેબની સ્વારી અમદાવાદ ખાતે પધારી હતી, ત્યારે તે નામદારને મળવાને માટે નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંગજી અમદાવાદ ખાતે પધાર્યા હતા. તે પ્રસંગે નામદાર ગવરનર સાહેબની સાથે તે નામદારે ઘણીજ છટાદાર ઇંગ્રેજી ભાષામાં વાતચીત કરી હતી તથા પોતાની ચંચળતા, ચતુરાઈ, ચપળતા ને હોંશિયારી ભરેલી વિદ્વતાથી નામદાર ગવરનર સાહેબને સર્વ પ્રકારે ખુશ કરી નાંખ્યા હતા, અને તેથી નામદાર ગવરનર સાહેબે પણ તે નામદારની સારી સ્તુતિ કરી હતી. આ મુલાકાત પછી તે નામદાર ટૂંક સમય અમદાવાદ ખાતે રહીને પુનઃ સ્વગૃહે પધાર્યા હતા.

વડોદરા કેમ્પમાં તે નામદારે લગભગ એક વર્ષ સુધી વિદ્યાભ્યાસ કીધા પછી અમદાવાદમાં તાલુકદારી સેટલમેંટ ઑફિસર મી૦ રીચી સાહેબની દેખરેખ નિચે તાલુકદારી સ્કૂલ ઉઘડી હતી, તેમાં અભ્યાસ કરવાને માટે તે નામદારની સ્વારી અમદાવાદ આવી હતી. આ વખતે તે નામદારની સંગતિમાં લુણાવાડાના મહારાજા શ્રી વખતસિંહજી તથા સૂરતના મીર જુલ્ફિકારઅલ્લી તથા બીજા તાલુકદારો પણ હતા. આ સ્કૂલમાં લગભગ ત્રણ વર્ષ સુધી તે નામદારે અભ્યાસ કર્યા પછી અમદાવાદ હાઈ સ્કૂલમાં તે

નામદાર દાખલ થયા હતા, અને તેમાં આશરે છ માસ અભ્યાસ કીધા પછી રાજકોટમાં "રાજ કુમાર કૉલેજ" તે વખતે નિકળી હતી, તેમાં સંવત ૧૯૨૯માં નામદાર શ્રી માનસિંગજી દાખલ થયા હતા. આ કૉલેજમાં અપાતી મન અને તનની કેળવણી ઊંચા પ્રકારની અને રાજ્યવંશિઓને લાયકની હોવાથી તેનો ઘણી સારી રીતે નામદાર મહારાજા સાહેબે લાભ લેવા માંડયો હતો, અને ભાવનગર, લીમડી, રાજકોટ, વઢવાણ વિગેરે સ્થળોના જે રાજ્યકુંવરો તે વખતે તે સરસ્વતી મંદિરમાં અભ્યાસ કરતા હતા, તેમની સંગતિ અને મિત્રતાનો પણ તે નામદારને મ્હોટો લાભ પ્રાપ્ત થયો હતો. આ કૉલેજના શિક્ષા ગુરૂ, નામદાર શ્રી માનસિંહજીના વારમવાર વખાણ કરતા હતા; કેમકે તે નામદાર કૉલેજમાં વિદ્યાભ્યાસ કરવામાં ઘણીજ સારી ખંત રાખતા હતા, અને તેથીજ તે નામદાર કૉલેજમાં એક પૂરા પ્રસંશનીય નૃપતિ થઈ પડયા હતા. આ બાબતમાં નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૭૨–૭૩નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નામદાર શ્રી માનસિંગજીને માટે નિચે પ્રમાણે દર્શાવ્યું હતું:—

"The accounts of the young Rájá, who is now prosecuting his studies at the Rájkumar College in Kathiáwár, are satisfactory."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"યુવાન રાજા, જેઓ હાલ કાઠિયાવાડની "રાજકુમાર કૉલેજ"માં વિદ્યાભ્યાસ કરે છે, તેમના સંબંધી હકિકત સંતોષકારક છે."

ઊપર પ્રમાણે નામદાર મુંબઈ સરકારે લખ્યા પછી પણ નામદાર શ્રી માનસિંગજીએ કૉલેજમાં અભ્યાસ કરવાનું તો જારીજ રાખ્યું હતું, અને તે નામદાર મુંબઈ સરકારના સને ૧૮૭૩–૭૪નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટ ઉપરથી પણ સ્પષ્ટ રીતે પ્રદર્શિત થાય છે. તે વર્ષના રીપોર્ટમાં નામદાર સરકારે નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The Rája Mánsingji continued to attend the Rájkumár college during the year."

ઊપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"રાજા શ્રી માનસિંગજીએ આ વર્ષમાં "રાજકુમાર કૉલેજ"માં શિખવાનું જારી રાખ્યું હતું."

ઊપલાં લખાણપરથી સમજાશે કે, નામદાર મહારાજા સાહેબ શ્રી માનસિંહજી, સરસ્વતી મંદિરમાં પોતાનો અભ્યાસ જારીજ રાખતા હતા તથા પોતાની હાઝરીમાં ખામી પડવા દેતા નહોતા, અને હમેશાં સારી હાઝરી કાયમ રાખી વિદ્યાભ્યાસમાં તે નામદાર ઘણું મન રાખતા હતા. એજ પ્રમાણે તે નામદાર અંગ કશરતનાં કામમાં પણ કૉલેજમાં અચ્છા ખબરદાર ગણાતા હતા. તે કૉલેજમાં જે અંગ કશરત શિખવવામાં આવતી હતી, તેમાં નામદાર શ્રી માનસિંગજી સારૂં લક્ષ આપી કશરતના જાણવા યોગ્ય નિયમોમાં અચ્છી પ્રવિણતા પામ્યા હતા. આ અંગ કશરતની અજમાયશ જોવાને માટે કૉલેજમાં દર વર્ષ કશરતના ખેલો કરાવવામાં આવતા હતા, જેમાં શ્રી માનસિંહજી પણ સારા કશરતબાજ નિવડતા હતા. માત્ર એક દાખલા તરિકેઃ—તા૦ ૧૭મી સપ્ટેમ્બર સને ૧૮૭૪ ને ગુરૂવારને દિવસે કૉલેજમાં કશરતના ખેલોને માટે એક ઘણો મ્હોટો મિલાવડો ભરવામાં આવ્યો હતો, અને તે સમયે તે સરસ્વતી મંદિરમાં સારો ભપકો કરી તેને ખુબ શણગારવામાં આવ્યું હતું. આ સમયના મિલાવડામાં ત્યાંના ઘણાક યુરોપિયનો તથા દેશી ગૃહસ્થો પધાર્યા હતા, અને તે સર્વની સન્મુખ કૉલેજના તમામ વિદ્યાર્થિઓની પાસે અંગ કશરતના ખેલો કરાવવામાં આવ્યા હતા, જેમાં શ્રી માનસિંગજીએ "સો યાર્ડની શરત" તથા "મગદળની કશરત"ના ખેલો કી-

ધા હતા, જે બંનેમાં તે નામદાર અચ્છા હોંશિયાર નિવડયા હતા, અને તેને માટે તે સ્થળે બિરાજેલા સર્વ સભાજનોએ તે નામદારને શાબાશી આપી હતી. આજ પ્રમાણે નામદાર શ્રી માનસિંગજી દર વર્ષ અંગ કશરતના ખેલોમાં સંતોષ ભરેલો દેખાવ આપતા હતા. આ બાબતમાં તેમજ વિદ્યાભ્યાસની બાબતમાં તે નામદાર આવા કુશળ કહેવડાવાથી તથા એ બંને બાબતોમાં તે નામદાર સારૂં લક્ષ રાખવાથીજ તે નામદારના વિદ્યાગુરૂ પોતાના વાર્ષિક રીપોર્ટોમાં તે નામદારને માટે ઊમદા વિચારો તથા સારો સંતોષ દર્શાવ્યા કરતા હતા. સારાંશ એજ કે, નામદાર રાજાજી સાહેબ શ્રી માનસિંગજી કાલેજમાં દાખલ થયાં પછી સર્વદા પોતાને માટે "સારપ" કહેવડાવતા હતા તથા પોતાના અભ્યાસમાં કોઇ પણ પ્રકારની ખામી આવવા દેતા નહોતા. વળી તેની સાથે તે નામદાર કાલેજમાં પોતાની વર્ત્તણુંક પણ સારી રાખતા હતા, અને તેને માટે પણ તે નામદારના શિક્ષા ગુરૂ સારો વિચાર ધરાવતા હતા. આ પ્રમાણે એકંદરપણે સર્વ બાબતમાં તે નામદારે કૉલેજમાં સદ્કીર્ત્તિ સંપાદન કરી હતી.

સંવત ૧૯૩૦ની સાલમાં રાજપીપળાના મહારાજા શ્રી વેહેરીસાલજીના કુંવરી શ્રી ચંદ્રકુંવરબા સાથે નાદોદ મુકામે નામદાર શ્રી માનસિંગજીનાં લગ્ન ઘણી ધામધુમ સાથે થયાં હતાં, અને ત્યાર બાદ મોગરના રાણા શ્રી ઈંદ્રસિંહજીના દીકરી સાથે બીજું લગ્ન કરવામાં આવ્યું હતું. આ બીજું લગ્ન કરવાનો રાજાજીનો વિચાર નહીં હતો, પણ તેમનાં બચપણામાં તેમના પિતાએ સગાઈ કરી મૂકી હતી, તેથી ફરજને લીધે તે લગ્ન કરવું પડયું હતું. આ લગ્ન થયાં બાદ પણ પાછા તે નામદાર કૉલેજમાં ગયા હતા. આ વખતે નામદાર મહારાજાની ઉમ્મર ૧૮ વર્ષની થઈ હતી, અને તે નામદારે વિદ્યાભ્યાસ સારો કરવાથી તથા લાયકીને લીધે કૉલેજમાંથી તે નામદારને રજા મળી હતી. આ સમયે રાજ્યનો તમામ વહિવટ આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રા૦ બા૦ નંદશંકર તુળજાશંકર પોલિટિકલ એજંટની સમ્મતિથી ચલાવતા હતા, જેમની સાથે રહીને નામદાર રાજાજી સાહેબ રાજ્ય વહિવટ સંબંધીનું અચ્છું જ્ઞાન મેળવવા લાગ્યા હતા, અને છ માસ સુધી તેમ કીધાં પછી તે નામદાર હિંદુસ્તાનની મુસાફરીએ નિકળ્યા હતા. આ પ્રવાસમાં તે નામદારે દિલ્હી, લખનૌર, કલકત્તા, આગ્રા, કાશ્મિર વિગેરે જોવાં લાયક શેહેરો તથા નગરો જોયાં હતાં, અને દેશ પ્રવાસથી થતા ઘણાક ફાયદા તેઓ સાહેબે હાંસલ કીધા હતા.

સને ૧૮૭૫નાં વર્ષમાં નામદાર મહારાણીજી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ સાહેબની સ્વારી આપણી ભૂમિનાં દર્શનાર્થે પધારી હતી, તે સમયે તે નામદારની મુલાકાતને માટે હિંદના ઘણાખરા નૃપતિ સાહેબોનો એક મ્હોટો જમાવ મુંબઈ ખાતે એકઠો થયો હતો, જેમાં નામદાર રાજાજી સાહેબ શ્રી માનસિંગજી પણ હતા. તે નામદાર અક્ટોબર માસની આખરે પોતાનાં રાજ્યમાંથી ત્યાં પધાર્યા હતા, અને પ્રથમ તા૦ ૪થી નવેમ્બર ને ગુરૂવારની પ્રભાતમાં સાત વાગતાને સમયે તે નામદારે, હિંદુસ્થાનના નામદાર ગવરનર જનરલ સાહેબની મુલાકાત લીધી હતી, જે મુલાકાતમાં તે નામદારોએ અન્યોઅન્ય રૂડાં હેત-પ્રીતની વાતો કરી હતી, અને મુલાકાત ઘણીજ સારી રીતિમાં સમાપ્ત થઇ હતી. આ મુલાકાતમાં નામદાર રાજાજી સાહેબની ઈંગ્રેજી વક્તા શક્તિ તથા ચાતુર્યતા નિર્ખિને નામદાર ગવરનર જનરલ સાહેબ ઘણા ખુશી થઈ ગયા હતા. વળી એજ દિને નામદાર ગવરનર જનરલે તે નામદારની પોતાની વળતી મુલાકાત પણ એવીજ રૂડી રીતે આપી હતી. બાદ તા૦ ૮મી નવેમ્બર ને સોમવારની પ્રભાતમાં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની સ્વારી મુંબઈને કિનારે આવી પોહોંચી હતી, જે સમયે તે નામદારને સામા લેવા જનારાઓમાં નામદાર શ્રી માનસિંગજી પણ એક હતા તથા બીજા સર્વ નૃપતિઓની માફક નામદાર શ્રી માનસિંગજીએ પણ કિનારા-

ના મંડપમાં બિરાજી નામદાર શાહાજાદાની મુલાકાત લીધી હતી, અને ત્યાંથી તે નામદારની સ્વારી નિકળ્યા પછી પણ શ્રી માનસિંગજી સાહેબ તે સ્વારી સંગેજ હતા, જે બાદ તે નામદાર પોતાને ઊતારે પધાર્યા હતા. એ પછી બીજે દિવસે, એટલે તા૦ ૯મી ને મંગળવારે બપોરના કલાક ૧૨ ને ૧૫ મિનિટે નામદાર શ્રી માનસિંગજીએ નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સની મુલાકાત લીધી હતી તથા તા૦ ૧૧મી ને ગુરૂવારને દિવસે નામદાર શાહાજાદાએ, શ્રી માનસિંગજીને પોતાની વળતી મુલાકાત આપી હતી. આ મુજબ અન્યોઅન્ય મુલાકાતો થઇ હતી, જેમાં અન્યોઅન્ય યોગ્ય રીતનો સ્નેહભાવ દર્શાવવાની સાથે આદરભાવ પણ સારો બતાવવામાં આવ્યો હતો. આ પછી નામદાર શ્રી માનસિંગજીએ મુંબઈમાં ઘણા ઘણા યુરોપિયનો તથા દેશિઓની મુલાકાતો લીધી હતી તથા ત્યાંનાં ઘણાં ઘણાં જોવા લાયક સ્થાનો તથા નમુનાદાર નૂતન ખાતાંઓ તે નામદારે જોયાં હતાં, અને તે પછી તે નામદાર પુનઃ સ્વભૂમિમાં પધાર્યા હતા. આ પ્રવાસમાં તે નામદારે સારો ને યોગ્ય ખર્ચ કીધો હતો તથા આ પ્રવાસમાં તે નામદારની પ્રતિષ્ઠા પણ પુષ્કળ વૃદ્ધિ પામી હતી—વળી વિશેષ પ્રતિષ્ઠા એ કારણથી વધી હતી કે, તે નામદારે મુંબઈમાં પધારેલા તમામ રાજા-રાણા સાહેબોને, તેમજ સંખ્યાબંધ દેશી તથા યુરોપિયન ગૃહસ્થોને પોતાના મુકામપર આમંત્રણ કરીને બોલાવીને તે સર્વને શ્રી માનસિંગજીએ એક "ઇવનિંગ પાર્ટિ" આપી હતી. આથી વળી તે નામદારનાં માનમાં મ્હોટી વૃદ્ધિ થઈ હતી, અને તે નામદારનો આવો ઉત્તમ વિવેક જોઈને તે મિલાવડામાં ભાગ લેવાને પધારેલા સર્વે જનો અત્યાનંદ પામ્યા હતા તથા તેઓએ નામદાર શ્રી માનસિંગજીની ઘણી તારીફ કરી હતી.

તા૦ ૧લી ઑગસ્ટ સને ૧૮૭૯ ને મંગળવારને દિવસે નામદાર શ્રી માનસિંગજી, રેવાકાંઠાના પ્રખ્યાત પોલિટિકલ એજંટ કર્નલ એલ. સી. બાર્ટન સાહેબની બદલી થવાથી તેઓ સાહેબને મળવા માટે વડોદરા ખાતે પધાર્યા હતા. બીજે દિવસે, એટલે તા૦ ૨જી ઑગસ્ટ ને બુદ્ધવારે કર્નલ બાર્ટન સાહેબ ગોહોલાપૂરથી વડોદરા ખાતે પધાર્યા હતા, અને તેજ દિવસે સ્ટેશનપર તેઓ સાહેબની સંગે નામદાર શ્રી માનસિંગજીની મુલાકાત ઘણાજ આવભાવ સહ થઈ હતી. ત્યાર બાદ ચોથે દિવસે કર્નલ બાર્ટન સાહેબ ત્યાંથી કચ્છ જવાને નિકળ્યા હતા. આ સમયે પણ નામદાર શ્રી માનસિંગજી સ્ટેશનપર તેમને વળાવવાને પધાર્યા હતા. એ દિવસે શ્રી માનસિંગજીનાં મુખારવિંદપર ઘણી ગ્લાનિ પથરાઇ હતી; કેમકે કર્નલ બાર્ટન સાહેબ સંગે તે નામદારને અત્યંત સ્નેહ બંધાયો હતો તથા તેઓ સાહેબ શ્રી માનસિંગજીને ઘણાજ ચાહતા હતા તથા બાલ્યાવસ્થાથી તેઓ સાહેબે, શ્રી માનસિંગજીને ભણાવી ગણાવી વિદ્વાન કીધા હતા, જેથી શ્રી માનસિંગજીને તેમની સંગે વિશેષ પ્યાર બંધાયો હતો, અને તેથીજ તેમનાં જવાથી શ્રી માનસિંગજીનાં મૂખપર ગ્લાનિ આચ્છાદન થઈ હતી.

કર્નલ બાર્ટન સાહેબનાં જવા બાદ નામદાર શ્રી માનસિંગજીનો મુકામ્ કેટલાક દિવસ સુધી વડોદરા ખાતે રહ્યો હતો, અને ત્યાં તે નામદારે તા૦ ૧૨મી ઑગસ્ટ ને શનિવારને દિવસે, વડોદરાના આસિસ્ટંટ રેસિડંટ કેપ્ટન જેક્સનની મુલાકાત લીધી હતી તથા તા૦ ૧૩મી ઑગસ્ટ ને રવિવારે વડોદરાના એજંટ ટુ ધી ગવરનર જનરલ મી૦ મેલવીલ સાહેબની મુલાકાત લીધી હતી, જ્યાં કેહે છે કે, મી૦ મેલવીલે તે નામદારને પૂછયું હતું કે "તમે અમારા મહારાજાજી સાહેબની મુલાકાત લેવાની ઇચ્છા રાખો છો ?" એના ઊત્તરમાં શ્રી માનસિંગજીએ દર્શાવ્યું હતું કે "હા, એ વાતથી હું ખુશી છું; પરંતુ આપના મહારાજા સાહેબ મેહેરબાની કરીને મારે ત્યાં પણ પધારે એવું હોય તો હું તેમની મુલાકાત મ્હોટી ખુશીથી લઈશ." આ મુજબના પ્રશ્નોત્તર થયા પછી તથા બીજી કેટલીક વાતચીત થયાં

પછી મુલાકાત પૂરી થઈ હતી. બાદ શ્રી માનસિંગજી પોતાને ઉતારે પાછા પધાર્યા હતા, અને તે પછી મી૦ મેલવીલ સાહેબે, વડોદરાના દિવાન સર ટી. માધવરાવની સંગે, શ્રી માનસિંગજીની ત્યાંના મહારાજા સાહેબની સંગે મુલાકાત કરાવવાના સંબંધમાં કેટલીક ગોઠણો કરી હતી, અને તે ગોઠવણો શ્રી માનસિંગજીએ દર્શાવેલી ઈચ્છાનુંસારેજ હતી. આ ગોઠવણ થયાં પછી તા૦ ૧૫મી ઑગસ્ટ ને મંગળવારને દિવસે સાંજના સાડાપાંચ વાગતાને સમયે નામદાર શ્રી માનસિંગજી સાહેબ, નામદાર ગાયકવાડ મહારાજાની મુલાકાતાર્થે તે નામદારના મોતીબાગના બંગલામાં પધાર્યા હતા, જ્યાં જતાની સાથેજ સર ટી. માધવરાવ બંગલાની નિચે આવીને તે નામદારને પોતાની સંગે, મહારાજા ગાયકવાડ શિયાજીરાવની બેઠકના ઓરડામાં લઈ ગયા હતા, અને જેવા નામદાર શિયાજીરાવે, નામદાર શ્રી માનસિંગજીને દીઠા કે તેવાજ તે નામદાર પોતાને આસનેથી ઉઠીને કેટલાંક કદમ સુધી શ્રી માનસિંગજીને સામા લેવા પધાર્યા હતા, અને તેમની સંગે "સેકહેંડ" કરીને તેમને પોતાની પાસે જમણી બાજુની ખુરશીપર બેસાડયા હતા. બાદ કેટલીક સમય સુધી અન્યોઅન્ય ખુશખુશાલિની વાતચીત ચાલ્યા બાદ નામદાર શિયાજીરાવે જાતે ઉઠીને નામદાર શ્રી માનસિંગજીને હાર પેહેરાવ્યો હતો, અને પછી પાન, સોપારી, અત્તર, ગુલાબજળ આદિક આપ્યાં બાદ નામદાર શ્રી માનસિંગજી ત્યાંથી પુનઃ પોતાને ઉતારે પધાર્યા હતા. એ પછી બીજે દિને, એટલે તા૦ ૧૬મી ઑગસ્ટ ને બુદ્ધવારને દિવસે મી૦ મેલવીલ સાહેબ વળતી મુલાકાત આપવાને માટે, નામદાર શ્રી માનસિંગજીને ઊતારે ગયા હતા, અને યોગ્ય રીતમાં મુલાકાત લીધી હતી. બાદ બીજે દિને, એટલે તા૦ ૧૭મી ઑગસ્ટ ને ગુરૂવારને દિવસે નામદાર ગાયકવાડ શિયાજીરાવ, શ્રી માનસિંગજીની મુલાકાત લેવાને માટે તેમને ઉતારે પધાર્યા હતા. શ્રી માનસિંગજીના ઉતારામાં મુલાકાતને લગતી જોઈએ તેવી સોઈ નહીં હોવાથી તે નામદારે પોતાના ઉતારાની પાસેજ એક સુંદર તંબુ નાંખ્યો હતો, અને તેમાં તે મુલાકાત થઈ હતી. જેવી નામદાર ગાયકવાડની ગાડી તંબુનાં બારણાં આગળ આવી પોહોંચી કે તરતજ શ્રી માનસિંગજી, તે નામદારને આવકાર આપવાને માટે બારણાં સુધી સામા ગયા હતા, અને પછી નામદાર ગાયકવાડને "સેકહેંડ" કરીને તેમને પોતાની સંગે તંબુમાં લાવી પોતાની જમણી બાજુએ બેસાડયા હતા. આ પ્રસંગે હેતપ્રીતની અન્યોઅન્ય કેટલીક વાતચીત થયાં પછી નામદાર શ્રી માનસિંગજીએ, નામદાર ગાયકવાડને હાર પેહેરાવી પાન, સોપારી, અત્તર આદિક આપ્યાં હતાં, અને તે પછી નામદાર ગાયકવાડ ત્યાંથી વિદાયે થયા હતા. આ મુજબ અન્યોઅન્ય મુલાકાતો થવાથી સર્વમાં ઘણીજ ખુશી પ્રાપ્ત થઈ હતી, અને સર્વ કોઇએ નામદાર શ્રી માનસિંગજી તથા નામદાર ગાયકવાડની વચ્ચેના સ્નેહભાવની પ્રસંશા કરી હતી. બાદ શ્રી માનસિંગજી વડોદરામાં ટૂંક સમય રહીને પુનઃ સ્વભૂમિમાં પધાર્યા હતા.

તા૦ ૬ઠી નવેમ્બર સને ૧૮૭૬ ને સોમવારને દિવસે નામદાર શ્રી માનસિંગજીને તેમનાં રાજ્યની સ્વતંત્ર સત્તા સોંપી રાજ્યની લગામ નામદાર બ્રિટિશ સરકારે તે નામદારને સ્વાધિન કરી હતી. આ સમયે નામદાર બ્રિટિશ સરકારની સંપૂર્ણ ખાત્રિ થઇ હતી કે, નામદાર શ્રી માનસિંગજીએ સરસ્વતીની સુંદરતાનો સુશોભિત સરસ શૃંગાર સંપાદન કીધો છે, હોંશિયારી તથા ચંચળત્વપણામાં તે નામદાર ઊમદા બન્યા છે તથા સ્વરાજ્ય ચલાવવાને માટે તે નામદારે સંપૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરી છે. આવી નામદાર બ્રિટિશ સરકારની ખાત્રિ થવાથી શ્રી માનસિંગજીને નામદાર બ્રિટિશ સરકારે તેમનાં રાજ્યની તમામ સત્તા સોંપવાનું સર્વ પ્રકારે યોગ્ય વિચાર્યું હતું. નામદાર બ્રિટિશ સરકારની એ રાજ્યપર લગભગ ૧૧ વર્ષ થયાં "જપ્તી" હતી, અને તે ઊઠાડવા માટે નામદાર શ્રી માનસિંગજીને પોતાને

પણ અત્યંત કાળજી હતી. આજ કારણથી તે નામદાર ઉપલી તારીખથી આશરે ત્રણ માસ પેહેલાં વડોદરા ખાતે પધાર્યા હતા, અને ત્યાં લગભગ ત્રણ માસ રહીને, રાજ્યની લગામ સ્વાધિનમાં લેવાને માટે તે નામદાર પ્રયત્ન કરતા હતા, જે પ્રયત્ન બરાબર પાર પડયા પછી તથા રાજ્યની કુલ્લ સત્તા પોતાને સંપાદન થવાનું નિર્માણ કીધાં પછી તે નામદાર પોતે તથા રેવાકાંઠાના પોલિટિકલ એજંટ કર્નલ પાર સાહેબ એક સુંદર સ્વારી સહ ઉપલીજ તારીખે ને ઉપલેજ દિવસે સવારના નવ વાગતાને સમયે બારિયા ખાતે પધાર્યા હતા, અને એજ દિવસે તે નામદારને રાજ્યની લગામ સોંપવાનું શૂભ મુહૂર્ત હોવાથી એજ દિવસે સાંજના પાંચ વાગતાને સમયે તે સ્થળે એક સુંદર ને ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં રાજ્યના તમામ નોકરો, ભાયાતો, સરદારો વિગેરે સંખ્યાબંધ સંભાવિત્ ગૃહસ્થો પધાર્યા હતા. વળી એ દરબારમાં કર્નલ પાર સાહેબ પણ પધાર્યા હતા, જેમને નામદાર રાજાજી સાહેબે પોતાનાં તખ્તની જમણી બાજુએ બેસાડ્યા હતા. એ દરબાર ઘણુંજ ભપકાદાર ભરાયું હતું તથા તેમાં સુંદર રોશની કરીને તેને વિશેષ દિપાયમાન બનાવ્યું હતું. આ રોશની એવી તો ભપકાદાર હતી કે, એવી રોશની એ રાજ્યમાં અગાઉ ભાગ્યેજ થઇ હોય ! એજ પ્રમાણે એ દિવસે આખાં ગામમાં તમામ લોકોએ એ ખુશાલિ બદલ પોતપોતાને આંગણે અતિ અનોપમ રોશની કરી હતી, અને એ દિવસ જાણે દિવાળી કરતાં પણ અધિક મ્હોટા ઉત્સાવિક તેહેવાર સમાન હોય, તે મુજબનો માંગ્લિક મનોહર દેખાવ આખાં નગરમાં થઇ રહ્યો હતો, અને એજ પ્રમાણેનો દેખાવ ઉપલા દરબારમાં દર્શન દેતો હતો. એ દરબાર સંપૂર્ણ રીતે ભરાયાં પછી પોલિટિલ એજંટ કર્નલ પાર સાહેબે મોંઢેથી કેટલુંક સંભાષણ કરતાં નામદાર શ્રી માનસિંગજીની પ્રસંશા કરી તે નામદારને રાજ્યની તમામ સત્તા સોંપવાનું જાહેર કીધું હતું. એ પછી નામદાર શ્રી માનસિંગજીએ ઈંગ્રેજીમાં કેટલુંક છટાદાર સંભાષણ કરી સર્વનાં મન પ્રસન્ન કીધાં હતાં, અને તે પછી નામદાર રાજાજી સાહેબને નજરાણાં મૂકવાની ક્રિયા શરૂ થઈ હતી, જે ક્રિયા સમાપ્ત થયાં પછી પાનગુલાબ લઈને દરબાર બરખાસ્ત થયું હતું. એજ દિવસે નામદાર રાજાજી સાહેબે એક ખાસ જાહેરનામું પ્રગટ કીધું હતું, જે નિચે પ્રમાણેનું હતું:—

"જાહેરનામું.

મહા મઉેલ શ્રી માનસિંહજી મહારાજ સંસ્થાન દેવગઢ—બારિયા, તરફથી સંસ્થાન મજકૂરના જાગીરદાર, ઇનામદાર તથા હક્કદાર વિગેરે તમામ પ્રજાને જાણવા સારૂ નિચે મુજબ જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે છે.

અમારી નાહાની ઉમ્મર હોવાને લીધે સને ૧૮૬૫ની શરૂઆતમાં અમારાં સંસ્થાનના રાજકારભારમાં કેટલાએક ખટપટો તથા રાજકારસ્થાની લોકોનો પ્રવેશ થવાથી સંસ્થાનના કારભારમાં ઘણોજ ઘોંટાળો થવાનો સંભવ થઇ પડયો તેથી અમારાં સંસ્થાન તથા ઈંગ્રેજ સરકારને દરમ્યાન જે સંબંધ ચાલતો આવેલો, તે સંબંધથી તેઓએ સંસ્થાન મજકૂરનો રાજકારભાર તે વખતે પોતાના હાથમાં લઈ પ્રીતિથી અમારી જાતનું તથા અમારી રાજ સત્તાનું આજ સુધી સંરક્ષણ કરી સસ્થાનનો રાજકારભાર ઉત્તમ રીતે મજબૂત પાયા ઉપર લાવી સંપૂર્ણ અધિકાર સહિત અમોને આજ રોજ પાછો સોંપ્યો છે, તેથી અમે તેમના ખરાં અંતઃકર્ણથી ઘણાજ આદર પૂર્વક આભાર માનીએ છિએ.

અમારાં સંસ્થાનનો રાજકારભાર ઉત્તમ રીતે ચલાવવા સારૂ સારા વિદ્વાન, પ્રમાણિક તથા હોંશિયાર માણસની જરૂર સમજી રાવબહાદૂર જટાશંકર ઇંદરજી, જેમની યોગ્યતા, પ્રમાણિકપણું, તેમજ દેશી દરબારના જરૂરિયાત રિવાજને અનુસરી કામ કરવાની કરતબદારી વિષે કેટલાએક સદ્ગૃહસ્થોએ અમારી ખાત્રિ કર્યાથી સંસ્થાનનો રાજકારભાર ચલાવવા માટે તેમને દિવાન ઠરાવ્યા છે તથા નિમ્યા છે, માટે અમારી પ્રજાનું કલ્યાણ, આબાદાની તથા સલામતી વિષે પ્રસંગોપાત તેમના તરફથી જે જે સૂચના થશે, તે ઉપર અમારૂં સંપૂર્ણ લક્ષ રેહેશે.

જપ્તી વખતના નોકરો, જે આજથી અમારા અધિકાર નિચે આવ્યા છે, તે પૈકી કોઇને પણ વિના કારણે દૂર કરવામાં આવશે નહીં, પણ આગળ ઉપર જેમ જરૂર જણાશે તે પ્રમાણે ફેરફાર થતો જશે.

જપ્તી અમલ થયો ત્યારથી જે લોકો અમારાં સંસ્થાનમાં ખટપટી તથા કારસ્થાની તથા સરકારી નોકરીમાં રાખવાને કોઈ પણ દરજે નાલાયક ઠરી તેમના વિષે રેવાકાંઠાના મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબ બહાદુરે કોઇ પણ રીતનો ઠરાવ કર્યો હશે, તે હમેશાં અમલમાં રેહેશે, ને તેમાં ફેરફાર થવાની ખોટી ખવાયશ રાખી તે માણસ જાતે યા કોઇની મારફતે અમારા રૂબરૂ યા પત્ર દ્વારે યા કોઇ પણ રીતે પ્રયત્ન કરશે તો તે પ્રયત્ન ખટપટ તરિકે સમજી મુનાસબ કરવામાં આવશે.

ઇનસાફનાં કામમાં અમારાં દરબારના કોઇ પણ અમારા અધિકારીએ ન્યાત જાત, દેશી પરદેશી, સ્વધર્મી પરધર્મીનો ભેદ મનમાં ન રાખતાં લોકોને ખરો ન્યાય આપવો જોઇએ. એવી રીતે ન ચાલે તો તેના ઉપર અમારી મોહોટી ઇતરાજી થશે.

વળી આ જાહેરનામાની તારીખથી આયંદે અમારાં સંસ્થાનનાં હર કોઇ ખાતાનાં નાહાના યા મોહોટા દરજાની બહડતીની જગો કોઇ કારણસર ખાલી થશે યા નવી નિકળશે તે વખત અમારાં સસ્થાનના જૂના નોકરના હક્ક, તેમજ તેમની લાયકી વિષે પ્રથમ વિચાર કરી આપવામાં આવશે.

શાગટાળા પ્રગણાના ભીલ તથા નાયક લોકો જંગલી હાલતમાં હજુ સુધી છે, એવું ઇંગ્રેજ સરકારે ધારી તે પ્રગણા ઉપર ખુદ પોતાની દેખરેખ રાખી છે; પરંતુ અમારા માહિતી પ્રમાણે કેટલાંએક વર્ષ પેહેલાં એ લોકો જે હાલતમાં હતાં તેમાં ને તેમની હાલની સ્થિતિમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. સબબ અમારા કારભારી રાવબહાદૂર જટાશંકરભાઇએ પોતાની કારકીર્દિની શરૂઆતે પોતાની ઉત્તમ કરતબદારીનો દાખલો બતાવ્યાથી થોડાજ અરસામાં સદરહુ પ્રગણું હકૂમત સાથે સોંપશે, એવી અમને સંપૂર્ણ આશા છે.

અમારા દરબારના રાજકારભારમાં દેશી યા પરદેશી, તેમજ અમારા હિંદુ ધર્મને તથા અમારા દરબારના મામુલ રિવાજને અનુસરી સ્વધર્મ યા પરધર્મ લોકોનો ભેદ ન રાખતા તેમની લાયકી ઉપર નજર રાખી દાખલ કરવામાં આવશે.

જપ્તી અમલમાં અમારી પ્રજાના હરકોઇ હકકની તકરાર સંબંધી જે નિર્ણય ઠરી આખરનો ઠરાવ થયો હશે, તેને ગેરવાજબી હરકત પોહોંચશે નહીં.

અમારાં અંતઃકર્ણના જે જે વિચાર છે, તે ઉપર દર્શાવેલા છે. તેજ પ્રમાણે તમામ લોકોએ અમારી સાથે પ્રજાધર્મથી વર્તવું, એ તેમની ફરજ છે.

સંસ્થાન દેવગઢ-બારિયા }
તા૦ ૬ નવેમ્બર સને ૧૮૮૬. }

**શ્રી માનસિંહજી.**
મહારાજા, સંસ્થાન દેવગઢ-બારિયા."

ઉપર પ્રમાણેનું જાહેરનામું પ્રગટ થવાથી તે નામદારની તમામ પ્રજામાં ઘણી ખુશાલિ ફેલાઈ હતી તથા એ જાહેરનામાંથી સર્વ નોકરો આદિકમાં સંતોષ પ્રાપ્ત થયો હતો.

તા૦ ૧લી જાનેવારી સને ૧૮૭૭ ને સોમવારને દિવસે દેવગઢ-બારિયામાં નામદાર રાજાજી સાહેબ શ્રી માનસિંગજીએ, નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતુશ્રીએ "કૈસરે હિંદ"નું ઉપપદ ધારણ કીધું, તેની ખુશાલિમાં તથા તે નામદાર તરફનો ખાસ ઢંઢેરો વાંચી સંભળાવવા માટે એક ભવ્ય દરબાર ભર્યું હતું. આ દરબાર ઘણાજ ભારી ભપકામાં શોભાયમાન દર્શન દેતું હતું, અને તેમાં ઘણા ઘણા સંભાવિત્ ગૃહસ્થો બિરાજ્યા હતા. પ્રથમ એ દરબારમાં નામદાર મહારાણીજી સાહેબનો ઢંઢેરો એજન્સિ તરફથી રા૦ બા૦ નંદશંકર તુળજાશંકરે વાંચી સંભળાવ્યો હતો, જે સમાપ્ત થયાં પછી તરતજ તે યશસ્વિ રાજ્ય તેજોમયી માતુશ્રીની સલામતીની ૨૧ તોપો ફોડવામાં આવી હતી. આ પછી નામદાર મહારાજા શ્રી માનસિંગજી સાહેબ તરફથી, નામદાર મહારાણીજીને એક સુંદર માનપત્ર મોકલવાનો ઠરાવ થયો હતો, જે માનપત્ર નિચે પ્રમાણે હતું:—

"નેક નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજી–ઇશ્વર કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયર્લાંડ,
એ સંયુક્ત રાજ્યની તથા તેના ઉપર રાજ્યની મલિકા માયાઝમાં
અને ધર્મ સંરક્ષક એમ્પ્રેસ ઑફ ઇંડિયાની હજૂરમાં.

આપ નામદારે આજરોજે "કૈસરે હિન્દ" એ બાદશાહી ખિતાબ ધારણ કીધો તેથી અમે પરમ સંતોષ અને રાજ્યભક્તિથી આ આનંદ પ્રદર્શિત માનપત્ર આપની સેવામાં મૂકીએ છિએ તે સ્વિકારશો.

આ પ્રસંગે તમામ દેશી રાજાઓને તથા સંસ્થાનિકોને જે હર્ષ થયો છે, તે ખરાં અંતઃકર્ણનો થયલો છે. તેમાં વિશેષે કરીને જે હર્ષ અમારાં દિલમાં પ્રાપ્ત થયલો છે, તેનું વર્ણન આ ઠેકાણે અમારાથી લખાઇ શકાતું નથી; કારણ કે અમારો નાહાની ઉમ્મરને લીધે આપનાં નેક રાજ્યમાં અમારૂં સંરક્ષણ થઇ સંપૂર્ણ પ્યારથી બાલાશ રખાઇ છે.

ઉપર દર્શાવેલા પ્રયોજનોને લીધે આવી વખતે દિલ્હીની મોહોટી બાદશાહી દરબારમાં સામિલ રહી અમારાં ખરાં અંતઃકર્ણથી ઘટતી વફાદારી બતલાવવાની જે અમારી ફરજ, તે પૂરતી રીતે બજાવવાની અમારી સંપૂર્ણ ઇચ્છા હતી; પરંતુ અમારાં સંસ્થાનનાં રાજ્યનો ચાર્જ લેવામાં તથા તેની સારી રીતની વ્યવસ્થા સાથે કેટલોએક સુધારો કરવામાં અમે નાઇલાજથી રોકાઇ ગયા, તેને લીધે આ વખતની બાદશાહી દરબારમાં અમારાથી જવાયું નહીં તેથી પણ ઘણા દલગીર છિએ. આવી રીતની બિના છતાં પણ આપના તરફથી અમને જે એહસાનની મજબુત અસર થઇ છે, તે અસર અમારાં દિલમાંથી કોઇ પણ વખત ખસે નહીં એવી થયલી છે, અને આપે જે "કૈસરે હિંદ"નો ખિતાબ ધારણ કીધો, તેનો આજે વિજય સમય જોઇ અમે ઘણા પ્રફુલ્લિત થયા છિએ.

આ શુભ પ્રસંગની યાદગિરીમાં આજ રોજે અમારાં સંસ્થાનની મુખ્ય રાજ્યધાનીનાં ગામમાં દરબાર ભરી રાજ્યની તમામ પ્રજાને આ આનંદ ભરેલી ખબર પ્રસિદ્ધ કરવામાં આવી છે કે, આ સમયને પોતાની મનમાનતી ખુશાલિ સાથે યોગ્ય રીતે માન આપે, તેમજ આ પ્રસંગને માટે રોશની, આતશબાજી તથા તોપો અને બંદુકો વિગેરેની સલામિ આપવા વિષે અમે ગોઠવણ કરી છે, ને આ દિવસ મોહોટા તેહેવારનો તથા હર્ષનો અમારી સર્વ પ્રજા માને, એવું અમે ફરમાવ્યું છે તથા તે પ્રમાણે ન ચાલે તો તેના ઉપર અમારી મોહોટી ઇતરાજી થશે.

આ સંસ્થાનના ઇતિહાસમાં આજનો દિવસ ઘણોજ યાદ રાખવા લાયક થઇ પડશે, એવી અમે આશા રાખીએ છિએ. આપે હાલ જે ખિતાબ ધારણ કર્યો છે, તે આપના વરિષ્ટ અધિકાર તથા સત્તાની ખાત્રિનો અખંડ બંધ છે, જે બંધના આધારથી આપનાં સંરક્ષણ કરનાર વિશાળ છાંયા રૂપ છત્રની નિચે અમો સર્વનું ઐક્યપણું થાય છે. એ વિષે અમારે આ ઠેકાણે વધારે કહેવાપણું નથી, અને આ સમય અમો સર્વને ઘણોજ આનંદમય છે, તેથી અમો એવી ધારણા કરીએ છિએ કે, હિંદુસ્થાનના માંડળિક રાજાઓના આવતા જમાનાના ઉદયકાળ વિષે સારૂં ભવિષ્ય બંધાઇ શકાશે, અને તેથી સર્વ શક્તિમાન પરમેશ્વર પાસે માંગીએ છિએ કે, આ સંબંધ નિરંતર અચળ રહી દૃઢ થતો જાઓ.

આવે પ્રસંગે આપના તરફથી જાહેરનામું વાંચવાને તથા બીજું માન આપવાને વાસ્તે અમારા દરબારમાં મોહોટા દરજાના અમલદારને નિમવામાં આવ્યા, તેથી અમો ઘણોજ આભાર માનીએ છિએ.

સર્વ શક્તિમાન ઇશ્વર પાસે અમારી હવે પછીની છેલ્લી પ્રાર્થના એ છે કે, આપને તથા ઇંગ્લંડના રાજ્ય કર્ત્તા કુટુંબને તંદુરસ્તી તથા સલામતી સાથે દીર્ઘ આયુષ્ય આપે, અને આપનાં રાજ્યને આ દુનિયામાં અચળ સ્થિતિમાં રાખે"

ઉપર પ્રમાણેનું એક માનપત્ર નામદાર મહારાણીજી ઉપર મોકલવાનું ઠરાવ્યા પછી પાનગુલાબ તથા અત્તર લઇને દરબાર બરખાસ્ત થયું હતું. વળી એજ દિવસે નામદાર શ્રી માનસિંગજીએ પોતાનાં રાજ્યમાં રોશની, આતશબાજી વિગેરે મનોહર માંગ્લિક રચનાઓ કરીને નામદાર મહારાણીજી પ્રત્યે પરમ વફાદારી પ્રદર્શિત કરી હતી.

સને ૧૮૮૭નાં વર્ષમાં ફેબ્રુવારી માસની તા૦ ૧૬ તથા ૧૭મીના બંને દિવસો, નામદાર મહારાણીજીએ આપણાં ઉપર પૂરાં ૫૦ વર્ષ સુધી સૂખમય રીતે ને સદા વિજયાનંદ સહ બ્રિટિશ તખ્તપર બિ-

રાજમાન રહી રાજ્ય ભોગવ્યું તેની ખુશાલિમાં આખાં હિંદુસ્થાનમાં "જ્યુબિલી"નો મહોત્સવ ઊજવવામાં આવ્યો હતો, અને એ બન્ને દિવસોએ તમામ નગરોમાં તમામ વફાદાર પ્રજા તરફથી, તેમજ હિંદનાં તમામ વફાદાર રાજ્યો તરફથી પોતાની વફાદારીના મહાસાગર ઉભરાવ્યા હતા, અને એ તહેવાર ઘણીજ ધામધૂમ ને ઊત્સવાનંદ સહ પાળવામાં આવ્યો હતો. આજ પ્રમાણે નામદાર શ્રી માનસિંગજી સાહેબે પણ એ તહેવાર ઘણાજ હર્ષ સહ ને સંપૂર્ણ વફાદારીથી પોતાનાં સંસ્થાનમાં પાળ્યો હતો. એ તહેવારને માટે તે નામદારે પોતાનાં પાયતખ્ત નગરમાં એક ભવ્ય દરબાર ભરીને તેમાં નામદાર મહારાણીજીની સ્તુતિ કરવામાં આવી હતી તથા બપોર પછી એક સુંદર ને ભપકાદાર સ્વારી નિકળી હતી, જેનો રમણીય ઠાઠ કંઈ ઓરજ શોભા આપતો હતો. આ સ્વારી પ્રસંગે નામદાર રાજાજી સાહેબે અનેક પ્રકારના તમાસા વિગેરે પણ કરાવ્યા હતા. વળી રાત્રિ સમયે રોશનીથી આખાં નગરને દિપાયમાન બનાવ્યું હતું તથા વળી આતશબાજીના ધડાકા ને ભડાકા પણ કરવામાં આવ્યા હતા. આ વિગેરે અનેક રીતની ધામધૂમો કરીને "જ્યુબિલી"નો તેહેવાર તે નામદારે બડી ધુમથી ને મહોત્સવાનંદ સહ ઊજવી પોતાની વિજય વફાદારીનો વિજય વાવટો ઉડાવી વિજય, વિજય ને વિશેષ વિજય મેળવ્યો હતો.

રાજ્ય સત્તા ધારણ કર્યા પછી નામદાર શ્રી માનસિંગજીએ પોતાની રૈયતની આબાદાની શાથી વધે તે ઊપર બહુ લક્ષ આપતાં આવ્યા છે. તે નામદારે આમદાની મેહેસૂલ અજમાયેશ તરિકે હાલ લેવું માફ કર્યું છે. ઠેકાણે ઠેકાણે નવાણ—જ્યાં જરૂર હોય ત્યાં—કરાવવામાં આવે છે. રાજ્યના લાયક વિદ્યાર્થિઓને ઊંચી કેળવણી લેવા સ્કૉલરશિપ આપી પ્રદેશ મોકલવામાં આવે છે. રાજ્યના અજ્ઞાન ખેડુતોને ખેતિવાડી સંબંધી વ્યવહારિક જ્ઞાન મળે તે સારૂ એક "ફાર્મ" કરાવ્યું છે, અને તેનું કામ ચરોતરના મદ્રાસ જઈ કેળવણી પામેલા એક પાટીદારને સોંપવામાં આવ્યું છે. રૈયત ઊપર કરનો બોજો ભારે નહીં હોવાથી તથા જંગલના કાઠનું સૂખ હોવાથી આસપાસના મુલકમાંથી તે નામદારની હદમાં લોકોની વસ્તી વધે છે. આ વિગેરે તે નામદારની પ્રજાને તે નામદાર તરફનું મહા સૂખ મળે છે, અને તે નામદારે રાજ્યાસનપર બિરાજ્યા પછી રાજ્યમાં જેમ સરસ સુધારા કીધા છે, તેમજ તે નામદારે પોતાની પ્રિય પ્રજાને પણ ઘણું સૂખ કરી આપ્યું છે.

વળી નામદાર શ્રી માનસિંગજીએ રાજ્યની સત્તા સ્વહસ્તમાં લીધી ત્યારથી તે આજ સુધીમાં તેમના અમલમાં જાણવા જોગ બનાવો ઘણા બન્યા છે, જેમાંના સર્વથી મુખ્ય નિચે પ્રમાણે છેઃ—

(૧.) આ સંસ્થાનનો સાગતાળા મહાલ નાયક લોકોનાં તોફાનને લીધે નામદાર ઈંગ્રેજ સરકારે જપ્તિમાં લીધો હતો, અને તેનો વહિવટ ઈંગ્રેજ સરકાર તરફથી ચાલતો હતો, અને ત્યાં સમાધાની રાખવા સારૂ ઘણાં માણસો રાખવાં પડતાં હતાં, જેથી તેમાંથી જે કંઈ ઊપજ થતું હતું તે સઘળું તેમાં જતું હતું, પણ મહારાજા સાહેબે શ્રી માનસિંગજીએ પોતે તે મહાલનો વહિવટ કરવાની ખ્વાએશ બતાવવાથી તથા ઈંગ્રેજ સરકારને પણ નામદાર મહારાજા સાહેબની લાયકીની ખાત્રિ થવાથી, તે મહાલ ઉપર ૪૦ વર્ષ કરતાં પણ વિશેષ મુદતની જપ્તિ હતી, તે સરકારે ઊઠાવીને શ્રી માનસિંગજીને પાછો સોંપ્યો છે.

(૨.) ઈંગ્રેજી રૈયત આ રાજ્યની હદમાં ગુન્હા કરે તેનો ઈનસાફ કેટલીએક મુદતથી આ સંસ્થાનમાં થતો નહોતો, પણ એજન્સિના અમલદારોજ કરતા હતા, જેને બદલે હાલમાં આજ સંસ્થાનમાં તેમનો ઇનસાફ કરવાની નામદાર બ્રિટિશ સરકારે નામદાર શ્રી માનસિંગજીને સત્તા આપી છે.

(૩.) અગાઊ આ સંસ્થાનનો વહિવટ મરહુમ રાજાજીની બાલ્યાવસ્થાને લીધે કોઈ જીજીભાઈ કરીને કાર્યભારો ચલાવતો હતો, જેણે રૂ ૧૦૦૦૦) દશ હજારની ખંડણી, રક્ષણ બદલ દર વર્ષે નામદાર ઇંગ્રેજ સરકારને આપવાને લગતો કરાર કરી આપ્યો હતો, અને તેથી કરીને દર વર્ષે એ રકમ ખંડણી (ટ્રિબ્યૂટ) તરિકે નામદાર સરકારને આપવી પડતી હતી. પણ નામદાર શ્રી માનસિંગજી રાજ્યાસનપર બિરાજ્યા પછી નામદાર ઈંગ્રેજ સરકારે તે રકમ લેવી માફ કરી છે, અને નામદાર શ્રી માનસિંગજીનું રાજ્ય જે ખંડિયું (ટ્રિબ્યુટરી) ગણાતું હતું, તેને બદલે (નૉન ટ્રિબ્યુટરી) તરિકે ગણવાનો નામદાર ઇંગ્રેજ સરકારે ઠરાવ કર્યો છે. ઉપર શિવાય નામદાર શ્રી માનસિંગજીના વખતમાં રાજ્યને લાભકારક બીજા પણ કેટલાક ન્હાન્હા ન્હાન્હા બનાવો બન્યા છે, જેમાંથી ઊપલા ત્રણ, જે સર્વથી મુખ્ય હતા, તેજ માત્ર પ્રદર્શિત કીધા છે, જેપરથી જણાશે કે શ્રી માનસિંગજીએ રાજ્યની લગામ મેળવ્યા પછી પોતાનાં પરાક્રમથી સારા સારા લાભો મેળવ્યા છે.

નામદાર મહારાજા શ્રી માનસિંગજીને ઈશ્વર પ્રતાપથી બે કુંવર, અને બે કુંવરીઓ છે. મ્હોટા કુંવર સાહેબનો જન્મ તા૦ ૧૦મી જુલાઈ સને ૧૮૮૬ ને શનિવારે થયો હતો, અને ન્હાન્હા કુંવરનો જન્મ તા૦ ૧૨મી ડિસેમ્બર સને ૧૮૮૭ ને સોમવારે થયો હતો; મ્હોટા કુંવરીની ઉમ્મર દશ વર્ષની છે, અને તેમની સગાઈ ભાવનગરના પાટવી કુંવર શ્રી ભાવસિંગજી સાથે કરેલી છે. ન્હાન્હા કુંવરીની ઉમ્મર પાંચ વર્ષની છે. આ બધાં સંતાન નાદોદ વાળાં રાણી શ્રી ચંદ્રકુંવરબાનાં છે. મોગર વાળાં રાણીને એક કુંવરી થયા હતા, પરંતુ તે એક વર્ષના થઈ ગુજરી ગયા હતા, અને એ રાણી પણ ક્ષય રોગથી સંવત ૧૯૪૩નાં વર્ષમાં દેવલોક થયાં છે.

નામદાર શ્રી માનસિંગજી ઊદારતાની બાબતમાં પણ ઊત્તમ છે, અને તે નામદારે અનેક ફંડોમાં રકમો ભરવામાં તથા વિદ્યા વૃદ્ધિ વિગેરે બીજાં અનેક યોગ્ય કામોમાં અચ્છી ઊદારતા વાપરી છે. જો કોઈ પણ ઉત્તેજન આપવા લાયક કામ તે નામદારની નજરે પડે છે તો તે કામમાં તે નામદાર પોતાનાથી બની શકે તેટલું ઊત્તેજન આપવાને કશર કરતા નથી, અને તેથીજ તે નામદારની કીર્ત્તિ પણ વધે, એમાં શો શક છે! તે નામદારે જાતે સરસ્વતીનું સારૂં જ્ઞાન સંપાદન કરેલું હોવાથી સરસ્વતીનાં ફળ કેવાં સ્વાદિષ્ટ હોય છે, તે તેઓ નામદાર પોતે ઘણી સારી ને યોગ્ય રીતે સમજી શકે છે, અને તેથીજ તે નામદાર, સરસ્વતીનાં કોઈ પણ સદ્ કાર્યમાં મનમાનતો આશ્રય આપવામાં પોતાની ઉમદા ઉદારતાનો ઊત્તમ ઉપયોગ કરે છે, કે જેને માટે પણ તે નામદારની ઘણી વાહવા વદાય છે. તે નામદારની ઊદાર વૃત્તિ એવી છે કે, જો કોઈ પણ ગ્રંથકર્ત્તા અથવા તો કોઈ પણ વિદ્વાન માણસ તે નામદારની સન્મૂખ જાય છે તો તે નામદાર તેને સદા રાજી કરીને તેની વિદ્વાની કદર પિછાને છે, કે જેથી વિદ્વાન પુરૂષોમાં પણ તે નામદારની કીર્ત્તિનાં કીરણો તેજસ્વિ પ્રકાશે છે. વળી તે નામદાર જેમ રાજ્ય કાજમાં કૂશળ છે, તેજ પ્રમાણે મરદાની કશરતોમાં તથા શિકારનાં કામમાં પણ ઘણાજ કૂશળ છે. તે નામદારે આજ સુધીમાં આશરે ૨૦૦ કરતાં પણ વિશેષ વાઘનાં તથા તેટલાંજ રીંછના શિકારો કીધા છે. આ ઊપરથી જણાશે કે, તે નામદાર શિકારના કેટલા શોખીન છે.

નામદાર શ્રી માનસિંગજી સ્વભાવે દયાળુ, સુશીલ ને માયાળુ છે તથા સાદાઈમાં પણ સારા છે, અને તે નામદાર સદ્ગુણોથી શણગારાયલા છે, જેથી તે નામદાર વળી વિશેષમાં વિશેષ પ્રસંશા પામ્યા છે ને પામે છે.

નામદાર શ્રી માનસિંગજીનું રાજ્ય રેવાકાંઠા ઈલાકાના મધ્ય ભાગમાં આવેલું છે. તેની ઉત્તરમાં સંજેલીનું ન્હાનકું સંસ્થાન છે; પૂર્વમાં આલોદ તથા દાહોદ પ્રગણાં છે; દક્ષિણમાં ભોપાર એજન્સિ તાબાનું કાઠિયાવાડ સંસ્થાન, છોટાઉદેપૂર તથા નારૂકોટ છે; અને પશ્ચિમમાં ગોધરા, કાલોલ તથા હાલોલ પ્રગણાં છે. વળી એ રાજ્યના તાબામાં ૮૧૩ ચોરસ માઇલ્સ જમીન, ૪૧૫ ગામો અને આશરે ૬૭૦૦૦ માણસોની વસ્તી છે. એ રાજ્યની વાર્ષિક ઉપજ આશરે પોણાએ લાખ રૂપિયાની થાય છે.





લુણાવાડાના નામદાર રાજ સાહેબ

મહારાણા શ્રી વખતસિંગજી.

કે. સી. આઈ. ઈ.

ARYA PRAKASH PRESS

## લુણાવાડાના નામદાર મહારાજા સાહેબ

# શ્રી વખતસિંગજી સાહેબ બહાદૂર કે. સી. આઈ. ઈ.

લુણાવાડાના નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજી સાહેબ બહાદૂર કે. સી. આઈ. ઈ. નો જન્મ સંવત ૧૯૧૭ના શ્રાવણ વદી અષ્ટમીને દિવસે થયો હતો. એ નામદારના પિતાજીનું નામ શ્રી અજીતસિંહજી હતું, પરંતુ તેઓ સાહેબ રાજ્યાસનપર બિરાજમાન થવાને ભાગ્યશાળી થયા નહોતા, અને તેથી નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીને તેમના પિતાજી તરફથી રાજ્યાસન મળ્યું નથી, પરંતુ લુણાવાડાના આગલા મહારાજા શ્રી દલેલસિંગજી તરફથી મળ્યું છે. આ દલેલસિંગજી નામદાર શ્રી વખતસિંગજીનાં પહેલા લુણાવાડાની ગાદિપર હતા, અને તેઓ તા૦ ૧૯મી [illegible] સને ૧૮૬૭ને દિને સંતાન રહિત મરણ પામ્યા હતા; પરંતુ તેઓ મરતાં પહેલાં પોતાની ગા[illegible] શ્રી વખતસિંગજીને દત્તક કરી તે નામદારને સોંપવાની ગોઠવણ કરી ગયા હતા, અને તેજ પ્રમાણે તેમનાં મરણ પછી તેમના વિધવા રાણી મોતીકુંવરબાએ, નામદાર ઈંગ્રેજ સરકારને પોતાનાં રાજ્યની એક વર્ષની જમાબંદિ જેટલી રકમ નજરાણા દાખલ આપીને પોતાના સ્વામિની ગાદિપર શ્રી વખતસિંગજીનેજ દત્તક કરી બેસાડ્યા હતા. (સંવત ૧૯૨૩ના આશો શુદ ૧૦ને દિવસે) આ સમયે નામદાર શ્રી વખતસિંહજીની ઉમ્મર માત્ર સાત વર્ષની હતી, જેથી કરીને તે નામદારનાં રાજ્યપર નામદાર બ્રિટિશ સરકારની જપ્તિ શરૂ થઇ હતી, અને નામદાર બ્રિટિશ સરકારેજ રાજ્યની લગામ હસ્તમાં ધરી તે નામદારનું રાજ્ય ચલાવવા માંડ્યું હતું. વળી જો કે નામદાર શ્રી વખતસિંગજીની બાલ્યાવસ્થા હતી, તોપણ તેટલી બાળ વયથી તે નામદારે પોતાનો વિદ્યાભ્યાસ કરવા પાછળ અચ્છું લક્ષ આપ્યું હતું, અને હંમેશાં તેમાંજ તે નામદારનું ચિત્ત પ્રવેશ થયલું રહેતું હતું. પ્રથમ તો નામદાર શ્રી વખતસિંગજીએ ખાનગી રીતે પોતાનો વિદ્યાભ્યાસ આરંભ્યો હતો, અને તે પછી તે નામદારે અમદાવાદ ખાતેની "તાલુકદારી સ્કૂલ"માં જોડાઇ, તે સરસ્વતી મંદિરમાં પોતાનો વિદ્યાભ્યાસ આગળ ચલાવવા માંડ્યો હતો, અને તે સરસ્વતી મંદિરમાં પણ નામદાર શ્રી વખતસિંગજી અચ્છા દિપવા લાગ્યા હતા. તે નામદાર હંમેશાં નિયમસર સારી રીતે વિદ્યાભ્યાસ કરવામાં ઘણીજ ખંત રાખતા હતા, અને તે શાળામાં ઊપલો નંબર રાખી સદા પોતાના શિક્ષકોનો સરસ પ્યાર સંપાદન કરતા હતા. વળી તે નામદાર બાલ્યાવસ્થાથીજ ઇંગ્રેજી બોલવામાં વિશેષ પ્રયાસ લેતા હતા, અને તેમાં તે નામદારની કાળજી પણ ઘણીજ હતી, જેથી કરીને તે નામદારની ઇંગ્રેજી વક્તાશક્તિ ઝડપબંધ વધવા માંડી હતી, અને તે એટલે સુધી કે બાલ્યાવસ્થાથીજ તે નામદાર ઇંગ્રેજી બોલવામાં ઘણા વખાણાતા હતા. સને ૧૮૭૧નાં વર્ષના પ્રારંભમાં અમદાવાદ ખાતે મુંબઈના નામદાર ગવરનર સાહેબ પધાર્યા હતા, તે પ્રસંગે નામદાર શ્રી વખતસિંગજી સાહેબ તે નામદારની મુલાકાત લેવાને ગયા હતા, અને તેમાં શ્રી વખતસિંગજીએ, પો-

તાની બાલ્યાવસ્થા છતાં ઇંગ્રેજી ભાષામાં તે નામદારની સંગે જે વાતચીત કરી હતી, તેથી નામદાર ગવરનર સાહેબ ખુશ થઈ ગયા હતા, અને તેઓ સાહેબે શ્રી વખતસિંગજીની હોંશિયારી, કાબેલિયાત અને ઇંગ્રેજી વક્તાશક્તિનાં ઘણાં વખાણ કીધાં હતાં. આ પ્રમાણે ઇંગ્રેજી વિદ્યા જ્ઞાનને માટે તો તે નામદાર અસલથીજ પ્રસંશા પામતા આવ્યા છે, અને એ પણ "રાજકુમાર કૉલેજ"ના એક મ્હોટા પ્રતાપ છે, એમ કહીએ તો ચાલે; કેમકે તે નામદારે અમદાવાદની "તાલુકદારી સ્કૂલ"માં કેટલોક સમય સુધી વિદ્યાભ્યાસ કીધાં પછી રાજકોટ ખાતેની "રાજકુમાર કૉલેજ"માં તેઓ સાહેબ દાખલ થયા હતા, અને તે પ્રખ્યાત સરસ્વતી મંદિરમાં પણ નામદાર શ્રી વખતસિંગજી વિદ્યાભ્યાસમાં મહા પ્રકાશિતપણાનો પ્રિયકર દેખાવ આપતા હતા. તે કૉલેજમાં તે નામદાર ઘણોજ ખંતથી અભ્યાસ કરતા હતા, અને તેથી કરીને તે સરસ્વતી મંદિરના શિક્ષાગુરૂઓ પણ પોતાના વાર્ષિક રીપોર્ટસમાં નામદાર શ્રી વખતસિંગજીને માટે સારા સંતોષ ભરેલા વિચારો દર્શાવતા હતા. વળી નામદાર શ્રી વખતસિંગજી જેમ વિદ્યાભ્યાસ કરવામાં કૃષળ ગણાયા છે, તેજ પ્રમાણે અંગબળની કશરતોમાં પણ તે નામદાર અચ્છા કૃષળ ગણાયા છે. કૉલેજમાં અંગબળની જે પણ કશરતો થતી હતી, તેમાં તે નામદાર હર્ષથી ભાગ લેતા હતા, અને તેમાં તે નામદાર હોંશિયાર પણ ગણાતા હતા. આ અંગકશરતને લગતી શરતો કૉલેજમાં દર વર્ષે મ્હોટા મિલાવડા સન્મૂખ કરાવવામાં આવતી હતી, જેમાં ઘણીખરી કશરતોમાં શ્રી વખતસિંગજી પેહેલે નંબરે આવતા હતા. આવી સારી રીતે તે નામદાર અંગબળની કશરતોમાં પણ કૃષળતા મેળવતા હતા, અને તેથીજ તે નામદાર એક અચ્છા કશરતબાજ નૃપતિ તરિકે ગણાય છે.

સને ૧૮૭૫ના નવેમ્બર માસમાં નામદાર મહારાણીજી શ્રી વિક્ટોરિયા રાજ્ય માતાજીના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ સાહેબની સ્વારી આપણા દેશમાં પધારી હતી, ત્યારે તે નામદારને મળવાને માટે નામદાર શ્રી વખતસિંગજી સાહેબ મુંબઈ ખાતે પધાર્યા હતા, જ્યાં તે નામદારે પ્રથમ તા૦ ૪થી નવેમ્બર ને ગુરૂવારને દિવસે પ્રભાતના સાત વાગતાને સમયે નામદાર વાઇસરૉય સાહેબની મુલાકાત લીધી હતી તથા તેજ દિવસે નામદાર શ્રી વખતસિંગજીને, નામદાર વાઈસરૉય સાહેબે પોતાની વળતી મુલાકાત પણ આપી હતી. આ અન્યોઅન્યની મુલાકાત ઘણા સ્નેહભાવ સહ ને રૂડી રીતે થઈ હતી, અને તેમાં નામદાર શ્રી વખતસિંગજીનું ડહાપણ તથા તે નામદારની બોલવાની ચાતુર્યતા નિર્ખિને નામદાર વાઈસરૉય સાહેબ પણ ખુશ થયા હતા. બાદ તા૦ ૮મી નવેમ્બર ને સોમવારની પ્રભાતમાં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની સ્વારી મુંબઇને કિનારે આવી પોહોંચી તે સમયે તે નામદારને સામા લેવાને માટે ગયલા અનેક નૃપતિઓ આદિકમાં નામદાર શ્રી વખતસિંગજી પણ હતા, અને એ શિવાય પણ નામદાર પ્રિન્સ ઑફ વેલ્સનાં માનાર્થે ત્યાં થયલી તમામ આનંદમય ધામધૂમોમાં નામદાર શ્રી વખતસિંગજીએ મનમાનનો ભાગ લીધો હતો. તે પછી બીજે દિવસે, એટલે તા૦ ૯મી ને મંગળવારને દિને બપોરના બીજા નૃપતિઓની સંગે નામદાર શ્રી વખતસિંગજીએ, નામદાર પ્રિન્સની મુલાકાત લીધી હતી, અને ત્યાર બાદ બીજે દિવસે નામદાર પ્રિન્સે, શ્રી વખતસિંગજીને વળતી મુલાકાત (રીટર્ન વિઝિટ) આપી હતી. આ અન્યોઅન્યની મુલાકાતમાં અન્યોઅન્ય અચ્છો પ્યાર દર્શાવવામાં આવ્યો હતો. બાદ નામદાર શ્રી વખતસિંગજીએ મુંબઈ ખાતે ટૂંક સમય નિર્ગમન કરીને તે નામદારે માનપાન સહિત પુનઃ સ્વભૂમિમાં પધારીને પુનઃ કૉલેજનો અભ્યાસ આરંભ્યો હતો, અને તેમાં પ્રથમની માફકજ પોતાની કૃષળતા દેહેવડાવી હતી.

સને ૧૮૭૭નાં વર્ષના પ્રારંભમાં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાજીએ "કૈસરે હિન્દ"નું મહાન્ પદ ધારણ કીધું હતું, ને તે સમયે દિલ્હી ખાતે જે ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું તથા તે દરબારમાં હિંદના ઘણાક દેશી રાજા સાહેબોને નામદાર મહારાણીજી તરફથી સુંદર વાવટા પોહોંચાડવાનું જાહેર કરવામાં આવ્યું હતું, જે વાવટો નામદાર શ્રી વખતસિંગજીને પણ આપવામાં આવ્યો હતો. આ વાવટો આપવાની ક્રિયા રેવાકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબે લુણાવાડા ખાતેજ એક ભવ્ય દરબાર ભરીને તેમાં કરી હતી, અને તે સમયે ત્યાં સારી ધામધૂમ કરવામાં આવી હતી. એજ વર્ષમાં નામદાર શ્રી વખતસિંગજી કૉલેજ છોડીને સ્વરાજ્યમાં પધાર્યા હતા. કૉલેજમાં તે નામદાર આશરે ચાર વર્ષ રહ્યા હતા, અને તે સમયના દરમ્યાનમાં તે નામદારે મેટ્રિક્યુલેશન સુધીનો અભ્યાસ કીધો હતો તથા વિદ્યામાં સારી પ્રવિણતા પ્રાપ્ત કરી હતી. કૉલેજ છોડયા પછી તે નામદારે આસિસ્ટંટ પોલિટિકલની સંગે રહીને રાજ્યનીતિની નિપૂણતા મેળવવા માંડી હતી, અને તેમાં પણ તે નામદાર ખંતથીજ લક્ષ આપતા હતા. તે નામદાર આને માટે દરરોજ એજંટની સંગે કોર્ટમાં બિરાજતા હતા તથા સર્વ કામમાં ચિત્ત રાખી રાજ્યની તમામ માહિતી મેળવ્યા કરતા હતા, અને એ પ્રમાણેની પૂરતી માહિતી મેળવ્યા પછી તે નામદારે તા૦ ૧લી મે સને ૧૮૭૯થી એજંટની સંગે રાજ્યકાજમાં ભાગ લેવા માંડયો હતો તથા તે નામદાર તેમની સંગે રહીને રાજ્યકાર્યભાર ચલાવવા લાગ્યા હતા.

તા૦ ૨૮મો ઑગસ્ટ સને ૧૮૮૦ ને શનિવારને દિવસે નામદાર શ્રી વખતસિંગજીને રાજ્યની તમામ સત્તા સોંપવામાં આવી હતી. એ દિવસે લુણાવાડા ખાતે ઘણોજ રમણીય દેખાવ થઇ રહ્યો હતો, અને તેમાં પણ વળી એ દિવસ જન્માષ્ટમીના મહાન્ તેહેવારનો હોવાથી એ દિવસ વિશેષ તેજસ્વી દર્શન દેતો હતો. એ દિવસ સુધી નામદાર બ્રિટિશ સરકારની એ રાજ્યપર જપ્તિ હતી, પરંતુ એ દિવસે નામદાર શ્રી વખતસિંગજીને તેમનાં રાજ્યની લગામ સોંપીને નામદાર બ્રિટિશ સરકારે પોતાની જપ્તિ ઉઠાડી લીધી હતી. આ કારણને માટે તે દિવસે ત્યાં આગળ એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રા૦ બા૦ નંદશંકર તુળજાશંકર, સૂંથના નામદાર રાજાજી સાહેબ વિગેરે ઘણાક પ્રતિષ્ઠિત પુરૂષો બિરાજ્યા હતા, તેમજ નામદાર બ્રિટિશ સરકાર તરફથી નામદાર શ્રી વખતસિંગજીને માન આપવાને માટે રેવાકાંઠાના પોલિટિકલ એજંટ મી૦ બ્રેન્ડ સાહેબ પણ તે દરબારમાં આવ્યા હતા, જેઓએ પ્રથમ ગુજરાતીમાં શ્રી વખતસિંગજીનાં સંબંધમાં કેટલુંક ભાષણ કીધાં પછી તેના પ્રત્યોત્તરમાં નામદાર શ્રી વખતસિંગજીએ પણ સારા શબ્દોમાં કેટલુંક સંભાષણ કીધું હતું. બાદ શ્રી વખતસિંગજીએ તૈયાર કરી રાખેલું એક ખાસ જાહેરનામું પોતાના દિવાનની પાસે વંચાવ્યું હતું, અને તે પછી કેટલાક વિદ્યાર્થિઓએ, શ્રી વખતસિંગજીની પ્રસંશાનાં સંભાષણ દરબારમાં વાંચી સંભળાવ્યાં હતાં, જે પછી પાનગુલાબ લીધા બાદ દરબાર બરખાસ્ત થયું હતું. આ પ્રમાણે તે દિવસે લુણાવાડા ખાતે ભારે ધામધુમ થઇ હતી, અને તે ધામધૂમ ભરેલી ખુશાલિ બદલ નામદાર શ્રી વખતસિંગજીની તમામ પ્રજાએ તે દિવસ દિવાળી સમાન પાળ્યો હતો, અને પોતાના પ્યારા ને પૂજ્ય ભૂપતિ સાહેબને રાજ્યની તમામ સત્તા સૂપરત થવાથી તમામ પ્રજામાં અનહદ હર્ષ પ્રાપ્ત થયો હતો, અને તે હર્ષ તે વફાદાર પ્રજાએ આનંદના હુમળકા સહ પ્રદર્શિત પણ કીધો હતો.

તા૦ ૮મો માર્ચ સને ૧૮૮૨ ને બુદ્ધવારને દિવસે સાંજના પાંચ વાગતાને સમયે નામદાર શ્રી વખતસિંગજી સાહેબના રાણીશ્રીને પેટે એક કુંવર સાહેબનો જન્મ થયો હતો, અને તેથી આખાં

સંસ્થાનમાં ઠામ ઠામ આનંદ આનંદ છવાઇ રહ્યો હતો. જન્મ થતાંની સાથેજ ખુશાલિને માટે તોપોના ધડાકા ને બડાકા કરવામાં આવ્યા હતા તથા વાજાં વાળાઓ પોતાનાં વાજીંત્રો વગાડી તેમાં આ ખુશાલિનો નાદ સર્વને કાને નાંખતા હતા. આ ખુશાલિ બદલ નામદાર રાજાજી સાહેબ તરફથી આખાં ગામમાં શાકર તથા પતાશાં વેહેંચવામાં આવ્યાં હતાં તથા બ્રાહ્મણોને દક્ષિણા પણ મળી હતી. વળી દરેક માણસને લાલ રંગ છાંટવામાં આવ્યો હતો તથા એજ ખુશાલિ બદલ ૧૪ કેદિઓને બંદિખાનામાંથી છોડી મૂક્યા હતા. આ શિવાય બીજા અમલદાર લોકો તરફથી પણ પોતપોતાને ત્યાં મિજલસોના મિલાવડા કરી તે દ્વારાએ ખુશાલિ દર્શાવવામાં આવી હતી તથા કુંવર સાહેબના જન્મ્યા પછી છઠે દિવસે નામદાર રાજાજી સાહેબે પોતાના નવીન બંગલામાં એક મ્હોટો મિલાવડો કીધો હતો, અને તેમાં પણ સર્વ પ્રકારે ખુશાલિ જાહેર કરવામાં આવી હતી.

તા૦ ૫મી સપ્ટેમ્બર સને ૧૮૮૪ ને શુક્રવારને દિવસે નામદાર રાજાજી સાહેબ શ્રી વખતસિંગજી સાહેબ પોતાના રશાળાના કેટલાક માણસો સહ મુંબઈ ખાતે પધાર્યા હતા. આ સમયે તે નામદારને મુંબઈ ખાતે ભારે માનઅકરામ મળ્યું હતું, અને ત્યાંના ઘણાખરા સારા શેઠ સાહુકારોએ તથા સંખ્યાબંધ યુરોપિયનોએ નામદાર શ્રી વખતસિંગજીની મુલાકાત લીધી હતી, જેમાં શ્રી વખતસિંગજીએ મહા વિવેક વાપર્યા કીધાથી સર્વ મુલાકાત લેનારા તે નામદારની તારીફ કરતા હતા. આ વિગેરે અનેક પ્રકારનું માનઅકરામ મેળવ્યા બાદ તે નામદાર ટૂંક સમયમાં પુનઃ સ્વરાજ્યમાં પધાર્યા હતા.

સને ૧૮૮૬નાં વર્ષમાં નામદાર શ્રી વખતસિંગજીના ઘણાજ લાયક, ઠરેલ, ડાહ્યા, વિચારવંત ને ન્યાયી દિવાન રા૦ સા૦ માધવલાલભાઈનો સ્વર્ગવાસ થવાથી નામદાર રાજાજી સાહેબને, તેમજ તે નામદારની સમગ્ર પ્રજાને ઘણી દિલગિરી વ્યાપિ હતી. આ દિવાનનાં મરણ પછી ટૂંક સમયમાં તેમને સ્થળે મી૦ જેશંકરભાઇ નરસિંહરામની નિમણુંક નામદાર રાજાજી સાહેબે કરી હતી, જે અદ્યાપિ સુધી કાયમજ છે. આ દિવાન સાહેબ પણ ઠરેલ ને શાંત સ્વભાવના છે.

તા૦ ૧૬મી તથા તા૦ ૧૭મી ફેબ્રુવારી સને ૧૮૮૭ના દિવસો, નામદાર પરમ કૃપાળુ મહારાણી શ્રી વિકટોરિયાજીએ બ્રિટિશ તખ્તપર પૂરાં પચાસ વર્ષ સુધી આનંદ સહ ને સુખરૂપ રાજ્ય ચલાવ્યું, તેની "જ્યુબિલી"ની ખુશાલિ તરિકે જેમ આખાં હિંદમાં એક મ્હોટા તેહેવાર તરિકે પાળવામાં આવ્યા હતા, તેજ પ્રમાણે નામદાર શ્રી વખતસિંગજીએ પણ એ બંને દિવસો તેહેવાર તરિકેજ પાળ્યા હતા, અને એ તેહેવાર બદલ તે નામદારે પોતાનાં નગરમાં અલૌકિક આનંદકારી રમણિય રંગિલી રચના ભરેલી ભપકાદાર ધામધૂમ કરીને પોતાની પૂર્ણ વફાદારીનો આબેહુબ ઉમદા ચિતાર આપ્યો હતો. આ તેહેવારને માટે તે નામદારે પોતાનાં નગરના તમામ સરિયામ રસ્તાપરનાં ઘરો ધોળાવી સુંદર દેખાવ આપનારાં કરાવ્યાં હતાં તથા દરબાર ભરવાને માટે ત્યાંનાં વાંશિયા તળાવ આગળ એક સરસ તંબુ નંખાવ્યો હતો. તા૦ ૧૬મીની પ્રભાતથી તે આખાં નગરમાં ઉત્સાહની લેહેરો છૂટવા માંડી હતી તથા હિંદુ આદિક સર્વ કોમનાં લોકો પોતપોતાનાં દેવસ્થાનોમાં નામદાર મહારાણીજીને માટે ઈશ્વર પ્રાર્થના કરવા ગયાં હતાં. બપોરે અગિયાર વાગતાને સમયે નામદાર મહારાજા શ્રી વખતસિંગજી સાહેબે પોતાના તમામ સરદારો, ભાયાતો તથા શેહેરના તમામ સદ્ ગૃહસ્થો સહ એક મ્હોટી ભપકાદાર સ્વારી કાહાડી હતી, અને તેજ સ્વારી સહ તે નામદાર ઉપર જણાવેલા તંબુમાં પધાર્યા હતા. આ સમયે તંબુની આસપાસ મ્હોટા મેળો ભરવામાં આવ્યો હતો, અને ત્યાં આગળ હઝારો લોકોની ભારે ઠઠ મળી

હતી. નામદાર મહારાજા સાહેબ દરબારમાં પધાર્યા પછી તે નામદારે, નામદાર મહારાણીજી તરફ મોકલવામાં આવનારૂં અંગ્રેજી માનપત્ર છટાબંધ વાંચી સંભળાવ્યું હતું તથા તેનું ગુજરાતી ભાષાન્તર દિવાન સાહેબે કહી સંભળાવ્યું હતું. બાદ મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રે સાહેબે મોકલેલો ખરિતો, રેવાકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબના અધિકારીએ દરબારમાં વાંચી સંભળાવ્યો હતો, જે સમયે ૧૦૧ તોપોના અવાજો કરવામાં આવ્યા હતા, અને તે પછી પાનગુલાબ લઈને સર્વ જનો વિસર્જન થયાં હતાં. વળી એજ રાત્રિ સમયે આખાં ગામમાં તથા નામદાર રાજાજી સાહેબના મહેલમાં ભપકાદાર રોશની કરવામાં આવી હતી તથા આતશબાજીના ધડાકા ને ભડાકા પણ ફોડવામાં આવ્યા હતા. આ વિગેરે અનેક પ્રકારે "જ્યુબિલી"પર્વ નામદાર શ્રી વખતસિંગજીએ ઘણીજ ખુશખુશાલિમાં ઉજવ્યું હતું, અને વળી એજ મહાન્ માંગ્લિક મહોત્સવનાં સ્મરણાર્થે તે નામદારે પોતાનાં નગરમાં એક જાહેર બાગ બનાવવાનો નિર્ણય કીધો હતો, કે જે પાછળ મ્હોટો ખર્ચ કરવા ધાર્યો હતો. આ પ્રમાણે તે નામદારે "જ્યુબિલી"નો મહિમાધિક ખુશાલિને માટે પોતાનાં નગરમાં અત્યંત આનંદકારી ધામધૂમ કરીને પોતાની પરિપૂર્ણ વફાદારી દર્શાવવામાં કંઈજ કશર રાખી નહોતી, જેથી કરીને તે નામદારને માટે ઘણાં સારાં ને ઉચિત્ વખાણ થયાં હતાં.

"જ્યુબિલી"નો મહોત્સવાનંદ સમાપ્ત થયાં પછી તા૦ ૨૨મી જૂન સને ૧૮૮૭ ને બુદ્ધવારને દિવસે નામદાર શ્રી વખતસિંગજીના રાણી સાહેબે એક કુંવરીનો જન્મ આપ્યો હતો, જેથી આખાં ગામમાં ઘણી ખુશાલિ ફેલાઈ હતી. તે નામદારને માત્ર બે કુંવરો હતા, જેમાં આ નવા જન્મેલા કુંવરીની વૃદ્ધિ થવાથી ઓર વિશેષ આનંદ પ્રાપ્ત થયો હતો. વળી એજ વર્ષમાં તે નામદારના એક સ્વર્ગવાસી કુંવરી શ્રી વસંતકુંવરીનાં સ્મરણાર્થે "વસંત સાગર"નામનું બાંધવા માંડેલું તળાવ તૈયાર થયું હતું. આ તળાવ સારૂં ને જોઇએ તેવું છે, તેથી લોકોને પાણીની અચ્છી સુગમતા પડે તેમ છે.

તા૦ ૧લી આગસ્ટ સને ૧૮૮૭ ને સોમવારના શુભ દિવસથી નામદાર રાજાજી સાહેબ શ્રી વખતસિંગજીએ "રાહદારીનું દાણ" લેવાને લગતો કર માફ કીધાનું જાહેર કીધું હતું, જેથી કરીને તે નામદારની તમામ પ્રજામાં અત્યાનંદ ઉપજ્યો હતો, અને સર્વ પ્રજાએ નામદાર રાજાજી સાહેબને મહા આશિર્વાદ આપ્યો હતો. આને લગતી એક જાહેર ખબર નામદાર મહારાજા સાહેબે પોતાના કાર્યભારીની સહી સાથે જાહેર કરાવી હતી, જે નિચે પ્રમાણે હતી:—

"જાહેર ખબર.

આપવામાં આવે છે કે, સ્વસ્થાન લુણાવાડાનાં રાજ્યમાં રાહદારી દાણ આવતી તા૦ ૧લી આગસ્ટ સને ૧૮૮૭થી માફ કરવામાં આવ્યું છે. લુણાવાડા તા૦ ૨૬ જુલાઈ સને ૧૮૮૭.

J. N. PUNDIT.
કારભારી."

ઉપર પ્રમાણેની એક જાહેર ખબર ટુંકમાં પ્રગટ કરવામાં આવી હતી, કે જેથી સર્વ લોકોને તે દાણ માફ થયાની ખબર થાય. આ કામ મહારાજા સાહેબે મહા સ્તુત્ય કીધું હતું. એજ વર્ષના ડિસેમ્બર માસમાં ઈડરના મહારાજા શ્રી કેશરીસિંગજીને કે. સી. એસ. આઇ. નો ખેતાબ આપવા માટે અમદાવાદ ખાતે રાજા–રાણાનું જે ભવ્ય દરબાર મુંબઈના ગવરનર નામદાર લૉર્ડ રે સાહેબે ભર્યું હતું, તે દરબારમાં લુણાવાડાના મહારાજા નામદાર શ્રી વખતસિંગજી સાહેબ પણ પધાર્યા હતા, અને

તેમાં તે નામદારને નામદાર ગવરનર સાહેબ આદિકની મુલાકાતો થઇ હતી. વળી નામદાર શ્રી વખતસિંગજીએ આ પ્રસંગે અમદાવાદની "હિમાભાઈ ઇન્સ્ટિટયૂટ"ની મુલાકાત પણ લીધી હતી, જ્યાં તે નામદારને એક સુંદર માનપત્ર આપવામાં આવ્યું હતું, જેમાં નિચે પ્રમાણે દર્શાવ્યું હતું:—

"અમો નિચે સહી કરનાર "હિમાભાઇ ઇન્સ્ટિટયૂટ"ની મેનેજિંગ કમિટીના મેમ્બરો, આપ સાહેબનું અત્રે આ ઇન્સ્ટિટયૂટમાં પધારવું થવાથી અમારો અત્યાનંદ નિવેદન કરીએ છિએ.

અમદાવાદ ગુજરાતની રાજ્યધાની છે, અને ભિન્ન ભિન્ન વિષયોમાં જ્ઞાન સંપાદન કરવાનાં સ્થળો પણ અત્રે છે. એ સ્થળોનો લાભ લેવા ગુજરાતના જુદા જુદા ભાગમાંથી વિદ્યાર્થિઓ અત્રે આવે છે. આ પુસ્તકશાળા વિદ્યાર્થિઓનાં અધ્યયનમાં જોઈતા ગ્રંથો પૂરા પાડવાનું મુખ્ય સાધન છે. ઘણાખરા વિદ્યાર્થિઓ કિમતી ગ્રંથો ખરીદ કરી શકે એવી સ્થિતિમાં હોતા નથી. તેઓને આ ગ્રંથશાળા અત્યુપયોગી થઇ પડે છે. વિદ્યાર્થિઓ શિવાય ઘણા વિદ્વાન પુરૂષો આ ઇન્સ્ટિટયૂટનો અનેક પ્રકારે લાભ લે છે. અત્રેના સદ્ગૃહસ્થો, તેમજ કાઠિયાવાડના રાજાઓ, આ ગ્રંથાલયને બનતો આશ્રય આપતા આવ્યા છે, એ ઘણી ખુશીની વાત છે.

આપ સાહેબ જેવા વિદ્યાનું મહત્વ તથા ઉપયોગ સારી પેઠે સમજનારા રાજાધિરાજે અત્રે પધારી અમારી ઇન્સ્ટિટયૂટને માન આપ્યું, તેથી આપે અમારાપર મ્હોટી કૃપા દર્શાવી, એમ અમે સમજીએ છિએ, અને ઇશ્વર આપને સત્કાર્ય કરવા દીર્ઘાયુષ્ય આપો, એવી અમારી પાર્થના છે."

ઉપર પ્રમાણેનું એક માનપત્ર તે નામદારને આપ્યા પછી ત્યાં પધારેલા બીજા ગૃહસ્થોએ ઘણાં સરસ ભાષણો કીધાં બાદ તે સર્વેનો ઉત્તર નામદાર શ્રી વખતસિંગજીએ ઈંગ્રેજીમાં ઘણીજ સરસ રીતે આપ્યો હતો. આ પછી તે નામદાર ઈન્સ્ટિટયૂટના લાઇફ મેમ્બર થયા હતા. બાદ ત્યાંથી પાનગુલાબ લઈને તે નામદાર વિદાય થયા હતા. વળી તા૦ ૧૫મી ડિસેમ્બર ને ગુરૂવારને દિવસે ત્યાંની એક ખાનગી નિશાળનું ડેપ્યુટેશન તે નામદાર સન્મૂખ ગયું હતું, જેપરથી તે નિશાળને રૂ ૨૦૦ મદદ દાખલ તે નામદારે આપ્યા હતા. આ શિવાય પણ તે નામદારને અમદાવાદ ખાતે ઘણું માન મળ્યું હતું, અને એવું મહા માન મેળવીને તથા ઈડરના મહારાજાને ખેતાબ બક્ષવા માટે ભરાયલા દરબારમાં તેને લગતી બીજી પણ તમામ ધામધૂમોમાં ભાગ લીધા પછી તે નામદાર તરતજ પોતાનાં નગરમાં ત્વરાથી પાછા પધાર્યા હતા; કેમકે તે નામદારે પોતાનાં નગરમાં પધારવાને માટે નામદાર ગવરનર સાહેબને આમંત્રણ કરેલું, જે તે નામદારે સ્વિકારવાથી, તે નામદારની પધરામણીને લગતી ધામધૂમ ઘણા મ્હોટા પાયાપર નામદાર શ્રી વખતસિંગજીને કરવાની હતી. આ કારણથી અમદાવાદ ખાતેથી તેઓ સાહેબ તાકિદે લુણાવાડા ખાતે પધાર્યા હતા, અને ગવરનર સાહેબની પધરામણીને લગતી તમામ ધામધૂમ પૂર્ણ ભપકામાં ને ઘણીજ શોભાયમાન રીતે કરવા માંડી હતી, આ સઘળી તૈયારી જેવી જોઈએ તેવી રીતે થઈ રહ્યા પછી નામદાર ગવરનર સાહેબની સ્વારી અમદાવાદ ખાતેથી ઊપડીને તા૦ ૨૨મી ડિસેમ્બર ને ગુરૂવારને દિને ગોધરે થઈને લુણાવાડા ખાતે જઇ પોહોંચી હતી. આ સમયે તે નામદારને એસ્તેકબાલ લેવાને માટે નામદાર રાજાજી સાહેબ શ્રી વખતસિંગજી શેહેર બાહાર પધાર્યા હતા, જ્યાં તે નામદારે, નામદાર લૉર્ડ રે સાહેબની મુલાકાત લીધા પછી નિચે મુજબના ભાવાર્થનું માનપત્ર વાંચ્યું હતું:—

"હું મારા તરફથી અને મારી પ્રજા તરફથી તમો નામદારને અને લેડી રેને આ જૂનાં રાજ્યમાં આવકાર દઊં છું. તમો નામદાર જાણીને રાજી થશો કે મારા વડવાઓ, જેઓએ લુણાવાડા સ્થાપ્યું હતું, તેઓ સોલંકી વંશના પ્રખ્યાત રજપૂતો માહેલા હતા, જેઓએ અમદાવાદથી ૩૦ માઇલ ઉત્તરે આવેલા પાટણને પોતાની રાજ્યધાની તરિકે રાખી ૩૦૦ વરસ સૂધી ગુજરાત ઉપર રાજ્ય ચલાવ્યું હતુ. વીરપૂર, જે હાલમાં વાડાસીનારનાં રાજ્યમાં એક ધ્રિકતું

શેહેર છે, ત્યાં આગળ મારા નજદિકના વડવાઓ ઈ. સ. ૧૨૨૫માં જઇ વસ્યા હતા. આસરે ૨૦૦ વરસ પછવાડે એ-ટલે ૧૪૩૪માં તેઓ પૂર્વ તરફ આઠ માઇલ ખસ્યા અને લુણાવાડા સ્થાપ્યું, જે હાલમાં રેવાકાંઠામાં એક મુખ્ય શેહેર છે, તેમજ કેટલોક વખત થયાં તે તેમજ જણાતું આવ્યું છે. જે ૮૫ વરસના લાંબા અરસા સુધી લુણાવાડા, રેવાકાંઠા એજન્સિના તાબા હેઠળ રેહેતું આવ્યું છે, તે અરસાના દરમ્યાનમાં તેના રાજ્ય કર્ત્તાઓ અને બ્રિટિશ સરકાર વચ્ચે ઘણોજ મિત્રાચારી ભરેલો સંબંધ જારી રહ્યો છે. આમ છતાં નામદાર મહારાણીજીનાં એક પ્રતિનિધિની આ રાજ્ય ખાતેની મુલાકાત આ પેહેલીજ છે, અને મને જે માન આપવામાં આવ્યું છે, તે માટે મને હર્ષ પ્રાપ્ત થાય છે, અને તે માન આભાર સાથે સ્વિકારતાં હુ તમો નામદારને એવી ખાત્રિ આપવા માગું છું કે, તમો નામદારે લુણાવાડા તરફ જે ભાવ બતાવ્યો છે, તે ભાવ મને અને મારાં રાજ્યના અધિકારીઓને મારી રૈયતનાં ભલાંને માટે રાજ્ય કાર્યભાર ચલાવવાને વાસ્તે ઉત્તેજન આપનાર થઇ પડશે, કે જે હેતુ તમો નામદાર જેવા રાજ્યદ્વારી નરને મન પસંદ થઇ પડવો જોઇએ.

કાંઇ નહિ તો આજ થોડાં વરસ થયાં જે જે પગલાંઓ લુણાવાડાની દરબારે ભરવા માંડયાં છે, તેની મુખ્ય નેમ રૈયતની સ્થિતિ સુધારવાની છે, એ આપ નામદારને જણાવતાં શક્તિમાન થતાં મને ખુશી ઊપજે છે. પૂર્વમાં બ્રિટિશ સત્તાનો પાયો મક્કમ થયાથી જે જે લાભો થયા છે, તેમાં ઘણાખરાં દેશી રાજ્યોની રૈયત રાજ્ય વહિવટ ચલાવવાની સુધરેલી રીતિ હેઠળ આવી છે તેને લગતા છે. પૂર્વની ચાલતી રૂઢી જાળવી રાખવાની રીત સાથે પશ્ચિમના સુધારાનો સ્પર્ષ થતાં બીજાં રાજ્યો સાથે મારાં રાજ્યને પણ લાભ પ્રાપ્ત થયો છે. મારા સગીરપણાના લાંબા દરમ્યાનમાં લુણા-વાડા બ્રિટિશ અમલદારોના હસ્તકમાં હતું, જેઓએ મારા અમલદારોની મદદ સાથે તેનો વહિવટ ડહાપણ ભરેલી રીતમાં ચલાવ્યો હતો. મારા વિષે બોલતાં મને ખુશી પ્રાપ્ત થાય છે કે, "રાજકુમાર કૉલેજ" મધ્યે મને યોગ્ય કેળવણી મળી હતી, અને મારાં સગીરપણામાં રાજ્ય વહિવટને લગતા જે જે ફેરફારો કરવામાં આવ્યા હતા, તે ફેરફારો મેં ખુ-શી સાથે જાળવી રાખ્યા છે. કારણકે હું જાણું છું કે, તે ફેરફારો હાલની સ્થિતિ તરફ જોતાં અવશ્યના છે. આ માં-હેલા સુધારા માંહેલો સર્વથી અગત્યનો સુધારો જમીનની મોજણીની રીત દાખલ કરવાને લગતો, અને તેના દર પૈસાથી લેવાને લગતો હતો. આ નવીન ગોઠવણ મારી રૈયતનો ઘણો ખરો ભાગ જે જે જમીનદારો છે, તેને ઘણી મનપસંદ થઈ પડી છે. રાજ્યમાં થઇને જતા માલ ઉપરની જગાતથી અગાડી વેપાર ઉપર જે બોજો પડતો હતો, તે જગાત લાંબો વખત થયાં કાઢી નાંખવામાં આવી છે, કેળવણીને ઊત્તેજન અપાયું છે, અને સરકારનાં સાધનો રૈયતને ફાયદા થાય એવી રીતે સુધારવામાં આવ્યાં છે. જોકે મારી રૈયતને માથેનો બોજો કમી કરવામાં આવ્યો છે, અને તેઓને ઘણાક પ્રકારના લાભો આપવામાં આવ્યા છે, તેમ છતાં મને જણાવવાને સંતોષ પ્રાપ્ત થાય છે કે, મારૂં રાજ્ય મને જે વેળા આપવામાં આવ્યું, ત્યારે તેને માથે ૪૨૦૦૦ રૂપિયાનું કરજ હતું; જ્યારે તે હમણાં એવાં કોઇ પણ કરજથી નિરાળું છે.

હાલમાં દરબાર લોકોપયોગી યોજનાઓ ઉપર વિચાર કરવામાં ગુંથાયલી છે, જેમાંની રૂની ખેડણીને લગતી છે, કે જેના પાક વાસ્તે આ જીલ્લાની જગ્યા અને આબો હવા ઘણા બંધબેસ્તા છે; તેમજ નેહેરને લગતાં સાધનો વધા-રવાની ગોઠવણ અને નવાં ગામડાંઓ સ્થાપવાને લગતી છે. હમને આશા છે કે, આ યોજનામાં હમારી પાડોશમાં-રેલ્વેના વેહેવારનો વધારો થવાથી હમને ઘણી મદદ મળશે. જો નડિયાદ–કપડવંજ રેલ્વે લુણાવાડા આગળ થઇને લ-ઈ જવામાં આવશે તો માળવા અને મધ્ય હિંદુસ્થાન જેવો વિશાળ ભાગ, કે જે કુદરતી પેદાસમાં ભરપૂર છે, તેનાં સાધનો ઘણાં ખિલશે.

ફરીને તમો નામદારની અત્રે થયલી પધરામણી માટે આભાર માનું છું, અને આશા રાખું છું કે, અત્રે હમો વ-ચ્ચેના તમારા ટૂંક મુકામથી તમો રાજી થયા હશો."

ઉપર પ્રમાણેનું માનપત્ર નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીએ ઘણીજ છટાદાર ઢ-બમાં વાંચ્યા પછી હર્ષનાદની તાળિઓ પડી હતી, અને તે પછી નામદાર ગવરનર સાહેબે પણ નામદાર મહારાજા સાહેબનાં ભાષણનો પ્રત્યોત્તર ઈંગ્રેજીમાંજ આપ્યો હતો, જેમાં તે નામદારે મહારાજા શ્રી વ-

ખતસિંગજીની બારે પ્રશંસા કરી હતી. બાદ નામદાર ગવરનર સાહેબને સંગે લઈને નામદાર શ્રી વખતસિંગજી ગામમાં સ્વારી સહ પધાર્યા હતા. આ વખતે ગામમાં ઘણી ભપકાદાર રચના કરવામાં આવી હતી, જે જોઈને નામદાર ગવરનર સાહેબ ઘણાંજ ખુશ થઈ ગયા હતા. બાદ બીજે દિવસે પ્રભાતમાં નામદાર લાર્ડ રે તથા લેડી રે શેહેરનાં કેટલાંક જાહેર ખાતાંઓ જોવાને પધાર્યા હતા, જે સમયે નામદાર ગવરનર સાહેબ તો પગે ચાલતાંજ નિકળ્યા હતા. બાદ સાંજના સાડાચાર વાગતાને સમયે નામદાર ગવરનર સાહેબ ચાર ઘોડાની ગાડીમાં બિરાજીને નામદાર શ્રી વખતસિંગજીની સંગે નિશાળમાં શિખતાં છોકરા છોકરીઓને ઈનામ આપવાને લગતા મિલાવડામાં પધાર્યા હતાં, જે પછી સવાપાંચ વાગતાને સમયે છોકરીઓની નિશાળનો પાયો નાંખવાને માટે પધાર્યા હતા, અને તે સરસ્વતી મંદિરનો પાયો તે નામદારે સ્વહસ્તે નાંખવાની ક્રિયા કરી હતી. એજ રાતના તે નામદારનાં માનને માટે દરબારમાં નાચની મિજલસ કરી હતી તથા આતશબાજી ફોડવામાં આવી હતી અને ગામમાં રોશની પણ ઘણા ભપકામાં કરવામાં આવી હતી. વળી એજ રાત્રિના આઠ વાગતાને સમયે નામદાર ગવરનર સાહેબ આદિક તમામ યુરોપિયનોને, નામદાર શ્રી વખતસિંગજીએ એક ખાનું આપ્યું હતું, અને તે ખાનું થઈ રહ્યા પછી તે ખાનાની સલામતી નામદાર શ્રી વખતસિંગજીએ લેવડાવતાં નિચે પ્રમાણે દર્શાવ્યું હતું:—

"તમો નામદારો, બાનુંઓ અને ગૃહસ્થો,

હું આ પ્રસંગની સલામતી લેવાડવા ઉઠું છું, અને તે અમારા ગ્રાહક અને નામાંકિત પરોણા લાર્ડ રે સાહેબની સલામતી છે. એક હાકેમ તરીકેની તે નામદારની કારકીર્દિ આખા વખત ફતેહમંદ નિવડી છે. ટેકનિકલ કેળવણીની બાબતમાં તે નામદારે લીધેલો શ્રમ, પશ્ચિમ ઇલાકાની પ્રજાને સદા લાભકારક થઇ પડશે, અને તેથી આ પ્રસંગે મને તમો સર્વ ગૃહસ્થોને આ સલામતીમાં ખરાં દિલથી સામેલ થવાને અર્જ કરતાં અત્યાનંદ પ્રાપ્ત થાય છે."

ઉપર પ્રમાણે નામદાર શ્રી વખતસિંગજીએ સલામતી લેવડાવ્યા પછી નામદાર ગવરનર સાહેબે તેનો ઉત્તર વાળતાં નામદાર શ્રી વખતસિંગજીની બારે સ્તુતિ કરી હતી તથા તે નામદારની ઉમદા પરોણાગત અને અત્યંત આદરભાવથી પોતે અત્યંત રાજી થયા હતા, એવું નામદાર ગવરનર સાહેબે સ્પષ્ટ રીતે દર્શાવ્યું હતું. બાદ બીજે દિવસે નામદાર ગવરનર સાહેબની સ્વારી પ્રભાતના આઠ વાગતાને સમયે લુણાવાડા ખાતેથી ગોધરે જવાને ઉપડી ગઇ હતી, જે વખતે પણ નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીએ તે નામદારને ઘણું માન આપ્યું હતું તથા અન્યોઅન્ય અત્યંત હેત સહ "સેકહેંડ" થઈ હતી.

તા૦ ૨૧મી માર્ચ સને ૧૮૮૯ ને ગુરૂવારને દિવસે નામદાર મહારાણા સાહેબ શ્રી વખતસિંગજીના કુંવર સાહેબની વર્ષગાંઠ હોવાથી, તેની ખુશાલિમાં સાંજના ચાર વાગતે લુણાવાડા ખાતે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં સંખ્યાબંધ સખસો બિરાજ્યા હતા. આ સુંદર માંગ્લિક દરબારમાં પ્રથમ કેટલોક સમય સુધી આનંદ મંગળનાં ગાયનો થયાં બાદ એજ દરબારમાં પોતાના ચાલાક નાયબ દિવાન મી૦ ડાહ્યાભાઈ દ્વારાએ જાહેર કરાવ્યું હતું કે, એ શુભ વર્ષગાંઠની ખુશાલિમાં પોતાના રાણી સાહેબ શ્રી સ્વરૂપકુંવરબાઈનાં નામથી એક સંસ્કૃત પાઠશાળા સ્થાપન કરવા જણાવ્યું હતું તથા એજ પાઠશાળાને દર વર્ષ રૂ ૭૦૦નો મ્હોટી રકમ આપવાનું કબૂલ કીધું હતું. આ મુજબનો એક આનંદમય ઠરાવ તે દરબારમાં તે નામદારે જાહેર કાર્યો હતો, અને તે શ્રવણ કરતાંની સાથેજ સર્વ

શ્રોતા જનો, તેમજ બીજાં તમામ લોકો અત્યંત હર્ષ પામ્યા હતા. વળી આને માટે નામદાર શ્રી વખતસિંગજીનાં વખાણો ઇંગ્રેજી તથા દેશી ન્યુસપેપરોમાં પણ ઘણાં થયાં હતાં, અને સર્વ કોઈએ તે નામદારનું આ કૃત્ય મ્હોટા આનંદથી પસંદ કીધું હતું.

તા૦ ૨૪મી મે સને ૧૮૮૯ ને શુક્રવારને દિવસે નામદાર પરમ કૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયાજીની શાલગિરીની ખુશાલિમાં બક્ષવામાં આવેલા ખેતાબોમાં કે. સી. આઇ. ઈ.નો એક માનવંતો ખેતાબ નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીને બક્ષવામાં આવ્યો હતો. આ માન તે નામદારને મળવાથી તે નામદારની પ્રજામાં ભારે હર્ષ પ્રાપ્ત થયો હતો, અને એજ હર્ષ પ્રદર્શિત કરવાને માટે તે નામદારનાં પાયતખ્ત નગર લુણાવાડા ખાતે તા૦ ૯મી જુલાઈ સને ૧૮૮૯ ને મંગળવારને દિવસે એક ભવ્ય ભપકાદાર દરબાર ભરવામાં આવ્યું હતું. આ સમયે દરબારની રચના ઘણીજ સુશોભિતપણે શણગારવામાં આવી હતી. આ દરબારમાં નામદાર મહારાજા સાહેબ પોતે, તે નામદારના દિવાન, નાયબ દિવાન વિગેરે આશરે ૫૦૦ સદ્‌ગૃહસ્થો બિરાજ્યા હતા, અને તે દરબારમાં પ્રથમ પ્રજા તરફનું આશરે બે હજાર માણસોની સહીનું એક માનપત્ર ત્યાંના નગરશેઠ ગુલાબચંદ વૃજલાલભાઇએ નિચે પ્રમાણે વાંચ્યું હતું:—

"અખંડ પ્રૌઢ પ્રતાપિ મહારાજા ધિરાજ મહારાણાજી શ્રી સર વખતસિંહજી કે૦ સી૦ આઇ૦ ઈ૦ સ્વસ્થાન લુણાવાડા.

અમો આપની વફાદાર પ્રજા આ શુભ પ્રસંગે નમ્રતાપૂર્વક જણાવવાની રજા લઇએ છિએ કે, નેક નામદાર કૈસરે હિંદ મહારાણી વિક્ટોરિઆના ઇકોતેરમાં વર્ષની સાલગિરીની ખુશાલિમાં એ પ્રતાપિ રાજ્યમાતા તરફથી "નાઇટ કમાન્ડર આફ ધી ઇન્ડિયન એમ્પાયર"નો જે માનવંતો ખેતાબ આપને બક્ષ્યો છે, તે જોઇ અમો અત્યંત ખુશી થયા છિએ, અને તેને માટે અમે આપને અંતઃકર્ણ પૂર્વક મુબારકબાદી આપીએ છિએ. વધારે ખુશી અને મગરૂર એટલા માટે છિએ કે, રેવાકાંઠામાં બ્રિટિશ રાજ્યનું આવાગમન થયાં પછી આ એજન્સિના કોઇ રાજાને કોઈપણ પ્રકારનાં માનની નવાજશ થઇ નથી, તે મેળવવામાં આપેજ પેહેલ કરી છે.

સને ૧૮૮૦ની સાલમાં જ્યારથી આપે અંગ્રેજ સરકાર પાસેથી આપનાં રાજ્યની લગામ હાથમાં લીધી ત્યારથી આપનાં રાજ્યમાં આપે કેટલાક અમૂલ્ય સુધારા કર્યા છે, જેમાંના આંધળા પાંગળાને અન્ન વસ્ત્ર, કેળવણીને ઉત્તેજન, તેમજ વ્યાપાર વધારવાને માટે ખેતિવાડી તરફ આપનો શ્રમ, એ સઘળાં કાર્ય કંઈ ઓછાં સ્તુતિપાત્ર નથી. વળી રાજા અને પ્રજા વચ્ચે કેવો સંબંધ જોઇએ, તે વિષે આપ નામદારે બ્રિટિશ રાજ્ય પ્રત્યે પ્રસંગોપાત તન, મન અને ધનથી વફાદારી બતાવી તેના મહોત્સવોથી અમને જાણીતા કર્યા છે.

આપનાં રાજ્યમાં ન્યાય, સૂખ અને શાન્તિ છે, અને પ્રજાનાં રક્ષણાર્થે કાળજીથી આપનો કિમતી વખત રોકી જે પ્રીતિની લાગણી બતાવો છો, તેને માટે અમો આપનો આભાર માનીએ છિએ. આપ દયા, ક્ષમા અને સદ્‌ગુણના ભંડાર છો, તેમ આપ કેળવણીને ઉત્તેજન આપનાર, સુધારાને ચહાનાર અને ન્યાયમાં પ્રવીણ નિવડશો, એવો જે શરૂઆતથી અમારી ધારેલી ભવિષ્યવાણી તે ફળીભૂત થઇ છે, તેને માટે અમે પરમેશ્વરનો ઉપકાર માનીએ છિએ.

નામદાર કૈશરેહિંદ મહારાણી તરફથી આપને જે યોગ્ય માન મળ્યું છે, તેને માટે અમે નામદાર કૈશરેહિંદ મહારાણી સરકારનો તથા મુંબઇના નામદાર ગવરનર લૉર્ડ રે સાહેબનો અંતઃકર્ણપૂર્વક ઉપકાર માનીએ છિએ, અને અમે આપને વિનંતિ કરીએ છિએ કે, તે નામદારો પ્રત્યે નમ્રતા પૂર્વક અમારો ઉપકાર તેમને જાહેર કરશો. વળી હર્ષથી પરમ કૃપાળુ પરમેશ્વર પાસે એટલું માગીએ છિએ કે, આપ નામદારને જે માનવંતો ખિતાબ બક્ષ્યો છે, તે આપ

સહ કુટુંબ દીર્ઘાયુષ્ય ભોગવો, અને દિન પ્રતિદિન આપની લાયકી અને પ્રૌઢતાના સદ્‌ગુણોને માટે વિશેષ માનને લાયક થાઓ.
તથાસ્તુ. !!!"

ઉપર પ્રમાણેનું પ્રજા તરફનું સુંદર માનપત્ર વંચાઈ રહ્યાં બાદ તે માનપત્રને કિંમતી કિનખાબના ખરિતામાં મુકીને નામદાર મહારાજા વિરાજને તે માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું. તે પછી ઈંગ્રેજી સ્કૂલના હેડ માસ્ટર મીં૦ ખીમચંદે તે નામદારને એક માનપત્ર ઈંગ્રેજીમાં વાંચી સંભળાવ્યું હતું, જેનું ગુજરાતી ભાષાન્તર ડાક્ટર સુરજલાલ લાલભાઈએ કહી સંભળાવ્યું હતું. બાદ બીજાઓએ તે પ્રસંગને અનુસરતાં કેટલાંક સંભાષણો કીધાં હતાં, અને તેમાં તેઓએ નામદાર મહારાજા સાહેબની ભારે પ્રસંશા કરી હતી. આ સઘળાં સંભાષણો તથા માનપત્રોના પ્રત્યોત્તરમાં છેવટે નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીએ નિચે પ્રમાણે દર્શાવ્યું હતું:—

"ભાયાતો, ઉમરાવો તથા ગૃહસ્થો,

નામદાર મહારાણી કૈસરે હિંદ તરફથી મને જે "કે. સી. આઇ. ઇ."નું માન બક્ષવામાં આવ્યું છે, તેની ખુશાલિમાં મારી વફાદાર પ્રજા તરિકે તમે મને અંતઃકર્ણ પૂર્વક મુબારકબાદી આપી જે માનપત્ર અર્પણ કરો છો, તે હું ખુશીથી સ્વિકારી તમારો ઉપકાર માનું છું.

આ રાજ્યની લગામ જ્યારથી મેં મારા હાથમાં લીધી, ત્યારથી તમે મારે માટે જે ઉંચી ધારણા બાંધી હતી, તે જાણી હું ઘણો ખુશી થયો છું, અને તે તમારી ઉત્તમ ધારણા ફળીભૂત થવામાં હું શક્તિવાન થયો, તેને માટે ઇશ્વરનો આભાર માનું છું.

તમારાં માનપત્રમાં તમે મારા ન્યાય, ગુણ અને કાર્ય વિષે જે પ્રસંશા કીધી છે, એથી મને ઘણોજ સંતોષ થાય છે, અને એ તમારી પોતાની લાયકી દર્શાવે છે. તમારૂં રક્ષણ કરવું, એ એક રાજા તરિકે હું મારૂં કર્તવ્ય સમજુ છું, અને અત્યાર સુધી કેળવણી વિગેરેની બાબતમાં જે જે સુધારા કરવામાં આવ્યા છે, અગર ભવિષ્યમાં કરવામાં આવશે, તેમાં હું માત્ર મારી ફરજ બજાવ્યા સિવાય વિશેષ સમજતો નથી.

લુણાવાડા શેહેરમાં બહોળો વેપાર ચાલતો જણાતો નથી, અને વેપાર વધારવાને માટે શી શી યોજના કરવી તે નિરંતર મારાં લક્ષમાં છે; અને તે હેતુથી ખેડુત વિગેરેને વખતે વખત વગર કિમ્મતે કપાસ વિગેરે આપી વાવેતર કરાવ્યું છે, અને તેજ પ્રમાણે ભવિષ્યમાં યોગ્ય મદદ આપી વેપારને ઉત્તેજન આપવા ચૂકીશ નહીં. મારાં લોકોપયોગી તથા સુધારાનાં કાર્યનાં જે વખાણ કરો છો તેથી મને સંતોષ થાય છે, અને હું ધારૂં છું કે, તમે હજુ પણ મારી પાસેથી તેવાં બીજાં કામની આશા રાખતા હશો, કે જેનો રાજ્યનાં સાધન ઉપર વિચાર કરી પ્રસંગોપાત મારી રૈયતને લાભ આપવા ચાહુ છું.

તમે જાણો છો કે રાજા અને પ્રજા વચ્ચે નિકટ સંબંધ છે, અને રાજ્ય ચલાવવામાં હંમેશાં પ્રજાની સહાયતાની જરૂર રહે છે. મારી રૈયત સુખી રહે, અને તેને માથે ગેરવાજબી બોજો ન પડે એ જોવા હું ખુશી છું—જોકે રાજ્યનાં મજબૂત બંધારણ માટે કેટલોક વખત તેમ કરવાની જરૂર પડે છે. રૈયતની આબાદી એજ રાજ્યની આબાદી છે. આ પ્રસંગે મને કંઇક ખેદ થાય છે કે, બીજા રાજાઓની પ્રજાની માફક મારી લુણાવાડાની પ્રજા સુધારાનાં તથા લોક હિતાર્થે કાર્ય કરવામાં કેટલે દરજે પછાત જણાય છે; પરંતુ મને ભરોસો છે કે, જેમ જેમ કેળવણીનો પ્રસાર થઇ અજ્ઞાનતા દૂર થશે, તેમ તેમ તેઓ તરફથી વાસ્તવિક મદદ મળ્યા વગર રહેશે નહીં.

આ રાજ્યની અને રૈયતની વચમાં જે સુસ્નેહ અને ઐક્યતા ચાલે છે, તે કાયમ રહે તેમ હું અંતઃકર્ણ પૂર્વક ચાહુ છું.

તમારી વિનંતિ પ્રમાણે નામદાર કૈસરે હિંદ તથા મુંબઇના નામદાર ગવર્નર લૉર્ડ રે સાહેબ પ્રત્યેનો તમારો અંતઃકર્ણ પૂર્વક ઉપકાર તેમને દર્શાવીશ.

મને જે માનવંતો ખેતાબ બક્ષ્યો છે, ને હું મારા સહકુટુંબ દિર્ઘાયુષ્ય ભોગવું, એવી જે તમારી મારા પ્રત્યે ઇશ્વર પાસે માગણી છે, તેને માટે હું ફરીથી તમારો અંતઃકર્ણ પૂર્વક ઉપકાર માનું છું."

ઉપર પ્રમાણેનું નામદાર મહારાજા સાહેબે ગુજરાતીમાં દર્શાવ્યા પછી વળી તે નામદારે ઇંગ્રેજીમાં પણ કેટલુંક ઉમદા સંભાષણ કીધું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ તે નામદારના નાયબ દિવાન મીં૦ ડાહ્યાભાઈએ નિચે પ્રમાણે કહી સંભળાવ્યો હતોઃ—

"બધા અધિકારિઓ વિગેરે અત્રે મળી મને જે માન આપવા આવ્યા છો, તે હું ઉપકારની સાથે કબુલ રાખું છું તમે મારા ગુણ વિષે અને મારા રાજ્યકાર્યભાર વિષે જે તારિફ કરો છો તેથી મને ઘણોજ સંતોષ થાય છે. તમે જાણો છો કે, મેં મારા લોકોની અગર અંગ્રેજી રાજ્ય પ્રત્યે એવી કાંઇ સેવા બજાવી નથી, કે આ માનનો દાવો રાણી સાહેબ પાસેથી કરી શકું. મને જે માન બક્ષ્યુ છે, તે અંગ્રેજ સરકારની પોતાની લાયકી છે, ને તેમની મારા ઉપરની મેહેરબાનીની તે નિશાની છે. તમારા મુબારકબાદીનાં માનપત્રને માટે, અને તેમજ મારા અને મારાં કુટુંબને માટે જે ખુશી બતાવી છે, તેને માટે હું તમારો અંતઃકર્ણ પૂર્વક ઉપકાર માનું છું."

ઉપર પ્રમાણેનાં તમામ ભાષણો સમાપ્ત થયાં પછી પાનગુલાબ લઈને તરતજ દરબાર બરખાસ્ત થયું હતું.

નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી પોતાનું રાજ્ય ઘણીજ સરસ રીતે શોભાવ્યું છે, અને રાજ્યની લગામ પણ દિપાવી છે. તે નામદારની રાજ્યનીતિનાં સર્વે કોઈ વખાણ કરે છે એટલુંજ નહીં, પરંતુ નામદાર મુંબઈ સરકાર પણ તે નામદારની રાજ્યનીતિની પ્રસંશા કરે છે, જે નામદાર સરકારના વાર્ષિક રીપોર્ટોપરથી સેહેજે જણાઈ આવે છે. નામદાર મુંબઇ સરકારે પોતાના સને ૧૮૮૩–૮૪નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતુંઃ—

"The State of Lúnáwáda is managed in a praiseworthy manner by the Rája, takes a close and personal interest in all branches of the administration."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"લુણાવાડા સંસ્થાનનો કાર્યભાર ત્યાંના રાજાને હાથે બહુજ તારિફ લાયક રીતે થાય છે, અને રાજ્યકાર્યભારની દરેક બાબતમાં રાજા બારીક અને જાતિ લક્ષ આપે છે."

વળી નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૮૬–૮૭નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતુઃ—

"This state is well managed and its finances are in good order."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"આ સંસ્થાનનો કાર્યભાર સારો ચાલે છે, અને તેની નાણાં સંબંધી સ્થિતિ સારી હાલતમાં છે."

એજ પ્રમાણે નામદાર મુંબઇ સરકારે પોતાના સને ૧૮૮૭–૮૮નાં વર્ષના રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતુઃ—

"Under the able personal supervision of the Rája, the Lúnáwáda State continued to be one of the best administered States in the East Gujarát."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"પૂર્વ ગુજરાતમાં લુણાવાડા સંસ્થાનનો કાર્યભાર ત્યાંના રાજાના અખત્યાર અને જાતિ દેખરેખ તળે સર્વથી સરસ રાજ્યકાર્યભાર માંહેલા એક કાર્યભાર તરિકે ચલાવવામાં આવે છે."

ઉપર પ્રમાણે નામદાર મુંબઈ સરકારે પણ નામદાર મહારાજા શ્રી વખતસિંગજીની રૂડી રાજ્યનીતિની વારમવાર પ્રસંશા કર્યા કીધી છે, જે પ્રસંશાને તે નામદાર યોગ્યજ છે. તે નામદાર રાજ્યનાં

તમામ ખાતાં ઉપર જાતે લક્ષ રાખી તમામ ખાતાંઓ નિયમસર ને તેજમાં ચલાવે છે તથા ન્યાયખાતાની અપીલો વિગેરે તે નામદાર જાતેજ ચૂકવે છે, અને સમગ્ર પ્રજાને અદલ ઈનસાફ આપી પ્રજાને સર્વદા સંતોષ પમાડે છે.

નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજી ઉદારતાની બાબતમાં પણ ઘણા સારા છે, અને તે નામદારે ઉદારતાના અનેક ઉત્તમ કાર્યો કીધાં છે. તે નામદારે ઘણાં ખાતાંઓમાં મ્હોટી મ્હોટી રકમો બક્ષિસ કરી છે, ઘણાં ઘણાં ફંડોમાં સારી સારી રકમો ભરી છે અને એ શિવાય અનેક પ્રસંગોપાત કાર્યોમાં તે નામદારે પોતાના દરજ્જા પ્રમાણેની ઉમદા રકમો ખર્ચ કરી છે, અને તે માત્ર પોતાનાંજ રાજ્યમાં નહીં, પરંતુ તે શિવાયના બાહારનાં કાર્યોમાં પણ તે નામદારે મનમાનતી બક્ષિસો કરી મ્હોટી શાબાશી ભરેલી તથા ભારે પ્રસંશા પ્રાપ્ત કરવા કશર રાખી નથી.

નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીના રાણી સાહેબનું નામ શ્રી સ્વરૂપકુંવરબાઇ છે, અને તેમને બે પુત્ર ને એક પુત્રી થયા છે. આ બે પુત્રમાં મ્હોટાનું નામ શ્રી રણજીતસિંગજી છે, અને ન્હાન્હાનું નામ શ્રી રઘુનાથસિંગજી છે, જે બંને પોતાના પિતાની માફક ઘણા ચંચળ છે.

નામદાર શ્રી વખતસિંગજી શિકારના ઘણાજ શોખીન છે, અને તેથી તે નામદારે આજદિન સુધીમાં ઘણાંક ભયંકર પ્રાણિઓના શિકાર બહુ બહાદુરીથી કીધા છે, કે જેને માટે તે નામદારની તારિફ થાય છે.

મહારાજા સાહેબ શ્રી વખતસિંગજી સ્વભાવે શાંત, ચંચળ, ચતુર, ચાલાક, સુશિલ ને ઘણાજ મિલનસાર તથા દયાળુ છે. વળી તે નામદાર સાદાઈમાં પણ સારા ગણાય છે, અને એવા સર્વ સુજ્ઞતા ભરેલા સરસ ગુણોને માટેજ તે નામદારનાં ભારે વખાણ થાય છે. આ સર્વ સદ્ગુણોની સાથે તે નામદાર વિદ્વતામાં પણ તેવાજ સારા છે, અને ઈંગ્રેજી ભાષા બોલવાની શક્તિ તે નામદારનામાં સારી ને એક ભૂપતિને શોભા આપનારી છે.

નામદાર મહારાજા સાહેબ શ્રી વખતસિંગજીનું રાજ્ય આબાદાનીમાં પણ સારૂં છે, અને એ રાજ્ય રેવાકાંઠા ઈલાકાના ઊત્તર ભાગમાં આવેલું છે. તેની ઉત્તરે મેવાડ પ્રાંતનું ડુંગરપૂરનું રાજ્ય છે; પૂર્વે સૂંથ તથા કડાણાનાં સંસ્થાન છે; દક્ષિણે પંચમહાલ જીલ્લાનું ગોધરા પ્રગણું છે; અને પશ્ચિમે વાડાસિનોરનું રાજ્ય છે. એ રાજ્યના તાબામાં ૩૮૮ ચોરસ માઈલ્સ જમીન, ૩૫૦ ગામ તથા આશરે ૭૫૦૦૦ માણસોની વસ્તી છે. એ રાજ્યની વાર્ષિક ઊપજ આશરે દોઢ લાખ રૂપિયાની થાય છે, જે પૈકી રૂ ૧૨૦૦૧ નામદાર બ્રિટિશ સરકારને તથા રૂ ૬૦૦૦ ગાયકવાડ સરકારને ખંડણી દાખલ આપે છે. આ રાજ્યને ગોધરા પ્રગણામાંથી રૂ૮૪૦ તથા મહિકાંઠા ઈલાકાના સાઠંબા તાલુકામાંથી રૂ૧૨૭ મળે છે.





સૂંથના નામદાર રાજાસાહેબ

મહારાણા શ્રી પ્રતાપસિંગજી.

ARYA PRAKASH PRESS.

### સૂંથના નામદાર રાજા સાહેબ

## મહારાણા શ્રી પ્રતાપસિંગજી સાહેબ બહાદૂર.

સૂંથના નામદાર રાજા સાહેબ મહારાણા શ્રી પ્રતાપસિંગજી સાહેબ બહાદૂરનો જ્યાનંદ જન્મ, ઉર્જ્જયની નગરીના મહા પ્રતાપિ ને પરદુઃખભંજન વિક્રમના પરમાર વંશમાં ઈ. સ. ૧૮૬૦ના માર્ચ માસની તા૦ ૨૪મીએ થયો હતો. જન્મ્યા ત્યારથીજ તે નામદાર ઘણાજ ચંચળ, ચતુર ને ભાગ્યવંતા નિવડશે, એવી તે નામદારને માટે આશા રાખવામાં આવી હતી, અને તેજ પ્રમાણે તે નામદાર જેમ જેમ વયે વૃદ્ધિ પામતા ગયા, તેમ તેમ તે નામદાર તે સર્વ બાબતોમાં પ્રકાશવા લાગ્યા હતા, અને પોતાની હોંશિયારી ને અક્કલની અધિકી અધિકી સુંદરતા શોભાવતા થયા હતા તથા સર્વ પ્રકારે પોતાની પ્રસંશાના ઝુમખા જનમંડળનાં મગજમાં ઝઝુમી રહે, તેવું તે નામદારે બાલ્યાવસ્થાથીજ સદ્વર્તન રાખવા માંડયું હતું. તે નામદારનાં માતપિતાનાં મનમાં પણ તે નામદારને માટે તેમની બાલ્યાવસ્થાથી-જ સારી છાપ બેઠી હતી તથા તે નામદારના જન્મથી તે માતપિતાનાં ભાગ્યનાં દ્વાર જાણે ખુલ્યાં હોય, અને તે નામદારનાં ઘરમાં જાણે મહા તેજસ્વી દીપકનો પ્રકાશ પ્રગટયો હોય, તેવાંજ દર્શન તે નામદારે દેવાં માંડયાં હતાં. ખરેજ તે નામદારના જન્મવાથી તે નામદારનાં માબાપનાં ઘરમાં તો જાણે અંધકાર નાશ પામી પ્રકાશ, પ્રકાશ ને પ્રકાશજ પડી રહ્યો હતો. અગરજો તે નામદારને માટે એવી આશા રાખવામાં આવી નહોતી, કે તે નામદાર સૂંથ સંસ્થાનનું રાજ્યાસન સંપાદન કરવાને ભાગ્યવાન થશે, તોપણ તે નામદારનાં પૂર્વના પૂન્યવંતા પરાક્રમના પ્રતાપથી તે નામદાર સૂંથનાં રાજ્યાસનપર બિરાજવાને ભાગ્યશાળી થયા હતા. એ ભલા ભાગ્યનો ભડવીર દરવાજો કેવી રીતે ઉઘડયો, તે પણ ખરેખરું જાણુવા યોગ્યજ છે. એવું બન્યું હતું કે, સૂંથના માજી મહારાજા સાહેબ શ્રી ભવાનીસિંગજી સને ૧૮૭૨નાં વર્ષમાં પોતાની ૪૦ વર્ષની વયે સેહેજ માંદગી ભોગવી એકાએક સ્વર્ગવાસી થયા, જેમની પાછળ કંઈ પણ સંતાન નહીં હોવાથી તેમની ગાદિપર બિરાજવાને પણ કોઇ રહ્યું નહીં ! આથી તે ભવાનીસિંગજીના વંશમાં સિદ્ધી લીટીએ ચાલતી આવેલી શાખાનો ઈશ્વરી કૃતિથી નાશ થયો ! તોપણ તે સ્વર્ગવાસી મહારાણા સાહેબ શ્રી ભવાનીસિંગજીના વિધવા રાણી હતા, જેમની પાસે નામદાર બ્રિટીશ સરકારે એક વર્ષની જમાબંદી જેટલી રકમ નજરાણા દાખલ લઈને તે વિધવા રાણી સાહેબને સૂંથની ગાદિપર પોતાના વંશમાંના કોઈને પણ દત્તક લેવાની પરવાનગી આપી, જેપરથી તે રાણી સાહેબે ચૌદમી પેહેડી કરતાં પણ પ્રથમના સિંગાવાડાનાં પોતાનાં કુટુંબ માંહેલા બાર વર્ષના મહા ભાગ્યવંતા કુંવર સાહેબ શ્રી પ્રતાપસિંગજીને ખોળી કહાડી, તે નામદારને પોતાના દત્તક તરિકે ગ્રહણ કરી તે નામદારને ગાદિપર બેસાડયા. આ સમયે નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીની યોગ્યતા, હોંશિયારી ને પ્રતાપિ પ્રજ્ઞા નિહાળીને સર્વ કોઈ આનંદ પામ્યા હતા તથા નામદાર બ્રિટિશ સરકારે પણ તે નામદારને ગાદિપતિ

થયલા સાંભળીને અત્યંત સંતોષ દર્શાવ્યો હતો. આ પ્રકારે નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી સૂંથનું રાજ્યાસન ભોગવવાને સમર્થ ને ભાગ્યવાન થયા છે, અને એપરથી સેહેજ સમજી શકાશે કે, નામદાર શ્રી પ્રતાપસિંગજી કોઈ ખરેખરા પૂન્યવંતા, ભાગ્યશાળી ને પૂર્વે સુકૃત્ય કરેલા, એવા માનવંતા મહારાજા છે. પૂર્વે તે નામદારે ખરેખરૂં પૂન્ય કીધું હશે, ત્યારેજ તે નામદારને ઇશ્વરી કૃપાદ્રષ્ટિથી સૂંથ-ની રાજ્યગાદિ પ્રાપ્ત થઈ છે, અને પૂર્વના પૂન્યના પ્રતાપથીજ તે નામદાર આટલાબધા ભાગ્યશાળી, બુદ્ધિશાળી, કાબેલ, કૃપાળ, ચાલાક, ચતુર ને યશવંતા નૃપતિ નિવડયા છે.

નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી રાજ્યાસનપર આવ્યા ત્યારે તે નામદારની બાલ્યાવસ્થા હોવાથી તે નામદારનાં રાજ્યની લગામ નામદાર બ્રિટિશ સરકારે ગ્રહણ કરી હતી, અને નામદાર સરકારે પોતાના તરફથી ત્યાં એક આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રાખી તેના દ્વારાએ નામદાર શ્રી પ્રતાપસિંગજીનું રાજ્ય ચલાવવા માંડ્યું હતું. આ દરમ્યાન નામદાર શ્રી પ્રતાપસિંગજીને તો રાજકોટની "રાજકુમાર કૉલેજ"માં નામદાર સરકારે વિદ્યાભ્યાસ કરવા માટે મોકલ્યા હતા, કે જે પ્રખ્યાત સરસ્વતી મંદિરમાં તે નામદારે ઘણીજ ત્વરાથી ને ચંચળાઈથી પોતાનો વિદ્યાભ્યાસ શરૂ કીધો હતો, અને હંમેશા તેમાં તે નામદાર અત્યંત લક્ષ રાખતા હતા તથા કોઇ પણ દિવસ અધ્યયનનાં કામમાં કિંચિત્ પણ આળસ નહીં રાખતા સર્વદા નિયમસર અભ્યાસ કરવા મંડયા હતા. રાત્રિ ને દિવસનો અમૂક અગત્યનો વખત તે નામદાર માત્ર વિદ્યાભ્યાસ પાછળીજ ગાળતા હતા તથા તેમાંજ ખરેખરી કાળજી રાખી તે નામદાર એક અચ્છા ઊત્સાહી ને ખંતિ વિદ્યાર્થિ તરિકેનું નામ જાળવી રાખતા હતા. આથી કરીને તે નામદારના શિક્ષાગુરૂ પણ તે નામદારનાપર હંમેશા પુષ્કળ ચાહેના રાખતા હતા તથા તે શિક્ષાગુરૂ, કાલેજના વાર્ષિક રીપોર્ટોમાં નામદાર શ્રી પ્રતાપસિંગજીની પ્રસંશા વારમવાર પ્રદર્શિત કર્યા કરતા હતા. આવી સરસ રીતે તે નામદારે કાલેજમાં પોતાનો અભ્યાસ ચલાવ્યો હતો, અને તેમાં સર્વ પ્રકારે ફતેહજ મેળવ્યા કરી હતી. વળી તેની સાથે કૉલેજમાં થતી અંગ કશરતનાં કામમાં પણ નામદાર શ્રી પ્રતાપસિંગજી અચ્છો શ્રમ લઈ અચ્છી કેળવણી મેળવતા હતા, અને પોતાનો અમૂક વખત તેમાં પણ તે નામદાર નિર્ગમન કરતા હતા. આ અંગ કશરતના ખેલોની પરીક્ષા લેવાને માટે તે કૉલેજમાં દર વર્ષે એક સુંદર મિલાવડો થતો હતો, અને તે મિલાવડામાં મળેલા સંખ્યાબંધ સદ્દગ્રહસ્થોની સન્મુખ કાલેજના વિદ્યાર્થિઓની પાસે અંગ કશરતના ખેલો કરાવવામાં આવતા હતા. એજ પ્રમાણે તા૦ ૧૩મી સપ્ટેમ્બર ને ગુરૂવારને દિવસે કૉલેજમાં અંગ કશરતના કેટલાક ખેલો કરાવવામાં આવ્યા હતા, જે સમયે તે સ્થળે એક મ્હોટો ને ભપકાદાર મિલાવડો મળ્યો હતો, અને તેમાં મિસ્ટર અને મિસિસ તરખડ, મી૦ કાંડી, મી૦ મેકનૉટન, કેપ્ટન સ્કૉટ, ડાક્ટર બ્લુચફીલ્ડ, મિસિસ મેકનૉટન, કેપ્ટન ગ્લીગ, કર્નલ હેન્ડર્સન, કર્નલ બાઉન્ડરિક આદિક તરફનાં ઇનામો વિદ્યાર્થિઓને વેહેંચવામાં આવ્યાં હતાં. આ સમયે કાલેજની રચના ઘણીજ રમણીય ને આનંદકારી બનાવી હતી તથા કૉલેજનું ક્રિડા સ્થળ ઘણું સુશોભિત બનાવ્યું હતું. તે સ્થળની ચોગરદમ ભપકાદાર રંગબેરંગિ નિશાનો દાટી દીધાં હતાં, જેથી કરીને તે સ્થળની શોભા તે નિશાનોના ઉડવાથી વિશેષ દર્શન દેતી હતી. વળી મધ્યમાં એક નવીન તંબુ ઉભો કરવામાં આવ્યો હતો, કે જે તંબુ જુનાગઢના હાલના નવાબ સાહેબ શ્રી બહાદૂરખાનજીએ કૉલેજને બક્ષિસ કીધો હતો. બરાબર ચાર વાગનાને સમયે કશરત ક્રિડાનો પ્રારંભ થયો હતો, અને તે સમયે તે તંબુ તમામ યુરોપિયન ગૃહસ્થો તથા ગૃહસ્થાણિઓથી, અને નામાંકિત દેશી સજ્જનોથી ઉભરાઈ ગયો હતો. વળી આસપાસ બીજા તમાશગીરોની ઠઠ પણ જબરી જામી હતી, જે

સર્વની સન્મૂખ કૉલેજના વિદ્યાર્થિઓએ એકંદર પંદર પ્રકારની શરતોના ખેલો કરી બતાવ્યા હતા. આ ખેલોમાં નામદાર શ્રી પ્રતાપસિંગજીએ મુખ્ય ભાગ ક્રિકેટનો દડો ફેંકવાને લગતા ખેલમાં લીધો હતો, અને તેમાં તે નામદારે પોતાની વયનાં પ્રમાણમાં બહુ સારી કુશળતા દેખાડાવી હતી, અને સારૂં ઈનામ મેળવ્યું હતું. આ પ્રમાણે નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી અંગ કસરતની વિદ્યામાં પણ કૉલેજમાં અચ્છું લક્ષ રાખી અચ્છી કુશળતા મેળવતા હતા, અને તેને માટે પણ તે નામદારના વિદ્યા ગુરૂ વારમવાર વખાણનાં વેણો વદતાં હતાં. તોપણ એવી ક્રિડાઓમાં તે નામદારનું જેટલું લક્ષ રેહેતું, તેનાં કરતાં વિદ્યાભ્યાસમાં તે નામદાર વિશેષ ખંતથી વિશેષ લક્ષ રાખતા હતા, અને તેને માટે તો તે નામદારની ઘણીજ પ્રસંશા થતી હતી.

નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી કૉલેજમાં દાખલ થયા પછી માજી સ્વર્ગવાસી મહારાજા શ્રી ભવાનીસિંગજીનાં વિધવા રાણી, પોતાના મરનાર સ્વામિનાથનું અગ્નિ દહન કરેલું તેની રક્ષા લઇને બનારસ ખાતે પધાર્યાં હતા. આ યાત્રાને માટે તેણી સને ૧૮૭૩ના મે માસમાં સૂંથ ખાતેથી રવાને થયા હતા, અને એજ યાત્રાને માટે રાજ્ય ખાતેથી તેણીને રૂ ૧૩૦૨૭નો ખર્ચ કરવાની પરવાનગી આપવામાં આવી હતી. આ યાત્રા તેણીએ ઘણી સારી રીતે ને ઘણો સમય સુધી કરવાનો ઠરાવ કીધો હતો, પરંતુ માર્ગમાં તે રાણી સાહેબની પાછળ લૂટારાઓ લાગવાથી તેણીના આશરે રૂ ૮૫૫૦ની કિમ્મતની મતા લુટાઈ ગઈ હતી ! આથી કરીને તેણીએ લાંબી યાત્રા કરવાનું માંડી વાળ્યું હતું, અને એજ વર્ષમાં તેણી નામદાર પુનઃ સૂંથ ખાતે પધાર્યા હતા, જ્યાં ટૂંક સમય સુધી મંદવાડ ભોગવીને સને ૧૮૭૩ના ડિસેમ્બર માસની તા૦ ૨૦મીએ તેણી મરણ પામ્યા હતા, અને તેથી આખાં રાજ્યમાં ભારે દિલગિરી વ્યાપિ હતી.

તા૦ ૮મી નવેમ્બર સને ૧૮૭૫ ને સોમવારને દિવસે આપણા સદા કૃપાસાગર મહારાણી શ્રી વિક્ટોરિયાજીના વડા પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ સાહેબની સ્વારી મુંબઈ ખાતે પધારી હતી, તે પ્રસંગે તે નામદારની મુલાકાત લેવાને માટે ગુજરાત–કાઠિયાવાડમાંથી સંખ્યાબંધ નૃપતિ સાહેબો મુંબઈ ખાતે પધાર્યા હતા, જેમાં સૂંથના નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી પણ હતા, અને એ નામદારે તે પ્રસંગે મુંબઈમાં ઘણાક દિવસ નિર્ગમન કીધા હતા, અને નામદાર પ્રિન્સ ઑફ વેલ્સને માટે ત્યાં થયલી તમામ ધામધૂમોમાં તે નામદારે અતિ હર્ષ સહ ભાગ લીધો હતો. પ્રથમ ઉપલે દિવસે પાછલા પોહોરના ચાર વાગતાને સમયે નામદાર શાહજાદાની સ્વારી દરિયા કિનારાપર આવી પોહોંચી, ત્યારે તે નામદારને માન આપવાને માટે ગયલા સંખ્યાબંધ ભૂપતિઓમાં નામદાર શ્રી પ્રતાપસિંગજી પણ એક હતા. નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ પ્રથમ તો કિનારાપર ઉતર્યા પછી ત્યાંની નઝદિકમાં આવેલી ઓદી આગળ તે નામદારને માટે એક સુંદર ને મહા ભપકાદાર મંડપ બનાવ્યો હતો, તેમાં તે નામદાર પધાર્યા હતા. આજ મંડપમાં બીજા પણ સંખ્યાબંધ રાજા–રાણાઓ વિગેરે બિરાજ્યા હતા, અને તેમાં શ્રી પ્રતાપસિંગજી સાહેબ પણ હતા. આ મંડપમાં નામદાર શાહજાદાએ જેમ સર્વની મુલાકાતો લીધી હતી, તેમ નામદાર શ્રી પ્રતાપસિંગજીની મુલાકાત પણ તે નામદારે ઘણા પ્રફુલ્લિત મુખારવિંદે લીધી હતી, અને તે નામદારે શ્રી પ્રતાપસિંગજીને હેત સહ "સેકહેંડ" કરી હતી. ત્યાર બાદ તે શાહજાદા સાહેબની સ્વારી અશ્વવાહનમાં બિરાજીને ત્યાંથી પોતાને ઉતારે વિદાયે થઈ હતી. બાદ બીજે દિવસે, એટલે તા૦ ૯મી નવેમ્બર ને મંગળવારને દિવસે બપોરના આશરે એક વાગતાને સમયે નામદાર પ્રિન્સ આફ વેલ્સે બીજા ભૂપતિઓની સંગે નામદાર શ્રી પ્રતાપસિંગજીની પણ મુલાકાત લીધી હતી, આ મુલાકાતમાં

અન્યોઅન્ય અત્યંત સ્નેહ દર્શાવવામાં આવ્યો હતો તથા અન્યોઅન્ય હેતપ્રીતની રસિલી વાતચીત કેટલીક મિનિટ સુધી થઈ હતી. નામદાર શ્રી પ્રતાપસિંગજીએ આ મુલાકાતમાં પોતાની વિદ્વતા, વિવેકતા, ચાંચલ્લતા અને હોંશિયારીનો એવો તો સારો પ્રકાશ પાડયો હતો કે, તે નામદારને નિર્ખિને નામદાર શાહજાદાને અત્યંત હર્ષ ને સંતોષ પ્રાપ્ત થયો હતો. આજ પ્રમાણે નામદાર શ્રી પ્રતાપસિંગજીએ મુંબઈમાં બીજા સંખ્યાબંધ યુરોપિયનો તથા દેશિઓની મુલાકાત લીધી હતી, અને તે સર્વની સાથે નામદાર શ્રી પ્રતાપસિંગજી ઘણાજ વિવેક સહ વર્ત્તવાથી તે સર્વ યુરોપિયનો તથા દેશિઓ તે નામદારને જોઈને ઘણાજ રાજી થયા હતા, અને તે સર્વ જનોએ તે નામદારની હોંશિયારી ને ચંચળાઈનાં સંપૂર્ણ વખાણ કીધાં હતાં. એજ પ્રકારે વળી તે નામદારે મુંબઇનાં ઘણાંક જાહેર તથા ખાનગી ખાતાંઓની મુલાકાત પણ લીધી હતી તથા ત્યાંની નવાઈની ઘણી ઘણી વસ્તુઓ તથા જોવાં લાયક સ્થાનોની સરસ સુંદરતા જોઈ હતી, અને એ પ્રમાણે જેટલા દિવસ તે નામદાર ત્યાં રહ્યા તેટલા દિવસ તે નામદારે હરવા ફરવામાં ને જુદા જુદા જનોની મુલાકાત લેવામાં ગુજાર્યા હતા, અને તે અલબેલી નગરીની તમામ નવીન નવાઈઓ નિર્ખિને તે બાબેની સારી માહિતી મેળવી હતી, જે પછી તે નામદારની સ્વારી રંગેચંગે પુનઃ સ્વભૂમિમાં પધારી હતી, અને ત્યાંથી તે નામદાર પુનઃ રાજકોટ ખાતે પોતાનાં સરસ્વતી મંદિર (કાલેજ)-માં તે નામદાર દાખલ થયા હતા.

સને ૧૮૭૭નાં વર્ષના પ્રારંભમાં શુભ મુહૂર્તમાંજ નામદાર પરમ કૃપાળુ મહારાણીજી શ્રી વિક્ટોરિયાજીએ શેહેનશાહબાનુનું ઊપ પદ ધારણ કીધું હતું, તેની ખુશાલિમાં હિંદુસ્થાનના વાઈસરૉય નામદાર લૉર્ડ લીટન સાહેબે દિલ્હી ખાતે એક ભવ્ય દરબાર ભર્યું હતું, અને તે દરબારમાં નામદાર મહારાણીજી તરફથી ઊપલી ખુશાલિની નિશાની દાખલ સુંદર વાવટાઓ, હિંદુસ્થાનના સંખ્યાબંધ ભૂપતિ સાહેબોને આપવામાં આવ્યા હતા, જે પ્રમાણે નામદાર મહારાણા શ્રી પ્રતાપસિંગજીને પણ એક સુંદર વાવટો પોહોંચાડવાનો ઠરાવ જાહેર કરવામાં આવ્યો હતો, અને તે ઉપરથી તે વાવટો તે નામદારને બક્ષવાને માટે રેવાકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબે લુણાવાડા ખાતે એક ભવ્ય દરબાર ભર્યું હતું, જેની વચમાં નામદાર શ્રી પ્રતાપસિંગજીને, નામદાર મહારાણીજી તરફનો વાવટો બક્ષવામાં આવ્યો હતો. આજ પ્રમાણેના વાવટાઓ એજ દરબારમાં લુણાવાડા અને બાલાસિનોરના ભૂપતિ સાહેબોને પણ બક્ષવામાં આવ્યા હતા.

સને ૧૮૭૯નાં વર્ષના જાનેવારી માસમાં નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીનાં લગ્ન, મેવાડમાં આવેલા બંગોલાના રાજાના કુંવરીની સંગે થયાં હતાં. આ લગ્ન પ્રસંગે અચ્છિ ધામધૂમ કરવામાં આવી હતી, અને રજવાડી રીત પ્રમાણે આ લગ્ન ઘણી શોભા ભરેલી રીતે કરવામાં આવ્યાં હતાં.

નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીનાં લગ્ન થયાં પછી પણ તે નામદારે કૉલેજમાં દાખલ થઈ પોતાનો વિદ્યાભ્યાસ તો કાયમજ રાખ્યો હતો, પરંતુ તેમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા થવા દીધી નહોતી, અને તેથીજ તે નામદારના અભ્યાસને માટે નામદાર મુંબઇ સરકારે પોતાના સને ૧૮૭૮–૭૯નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The Chief of this State is still at the Rajkumar College, where his progress is said to have been satisfactory."

ઉપલાં ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છેઃ—

"આ રાજ્યના નૃપતિ હજી "રાજકુમાર કૉલેજ"માં છે, જ્યાં તેમનો અભ્યાસ સંતોષકારક કહેવાય છે."

ઉપર પ્રમાણે નામદાર મુંબઈ સરકારે પોતાના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટોમાં, નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીના વિદ્યાભ્યાસના સંબંધમાં વારમવાર સૂવાક્યો લખ્યાં કીધાં હતાં, અને કૉલેજમાં પણ તે નામદારે એવીજ શાબાશી મેળવી હતી. આવી સરસ શાબાશી સંપાદન કીધાં પછી તથા પોતાના ઇંગ્રેજી વિદ્યાભ્યાસમાં સારી રીતની કૂષળતા મેળવ્યા પછી તે નામદારે તા૦ ૧લી એપ્રિલ સને ૧૮૮૦ને દિને કૉલેજનું સરસ્વતી મંદિર છોડ્યું હતું, અને ત્યાંથી પછી પોતાનાં પાયતખ્ત નગરમાં પધાર્યા હતા. કૉલેજમાં તે નામદારે એકંદર સપ્ત વર્ષ સુધી વિદ્યાભ્યાસ કીધો હતો, પરંતુ એટલી મ્હોટી મુદતમાં એક પણ વાર તે નામદાર પોતાના વિદ્યાગુરૂ તરફના કોઇ પણ પ્રકારના ઠપકામાં આવ્યા નહોતા, તેમજ પોતાના અભ્યાસમાં કોઇ પણ દિવસ ખામી આવવા દીધી નહોતી, એ તે નામદારને મ્હોટું માન ભરેલું ને ખરેખરી શાબાશી આપનારૂં છે, એમાં કંઈજ શક નથી.

કૉલેજમાંથી તે નામદાર પોતાની રાજ્યભૂમિકામાં પધાર્યા પછી તા૦ ૧લી મે સને ૧૮૮૦થી તે નામદારે આખા ગુર્જર પ્રાંતમાં પોતાની વિદ્વતા તથા રાજકીય બાબતોમાં ઊમદા કૂષળતાને માટે પ્રખ્યાત થયલા રા૦ બા૦ નંદશંકર તુળજાશંકરની સંગે "જૉઈન્ટ એડમિનિસ્ટ્રેટર" દાખલ રહીને રાજ્યકાજમાં કૂષળતા મેળવવા માંડી હતી, અને જેમ કાલેજમાં તે નામદાર વિદ્યાભ્યાસમાં ખરેખરી ખંત રાખતા હતા, તેજ પ્રમાણે આ કામમાં પણ તે નામદાર ખરેખરી ખંત રાખી અચ્છો પરિશ્રમ વેઠતા હતા, અને રાજ્યકાજની દરેક બાબતમાં પોતે સારી રીતનો પ્રવેશ કરી દરેક કામ તરફ પોતાનું લક્ષ દોડાવતા હતા, જેથી તે નામદારને રાજ્યકાજનું દરેક અવલોકન કરવાની અચ્છી તક મળતી હતી. ન્યાયનાં કામમાં પણ તે નામદાર હંમેશા રા૦ બા૦ નંદશંકરની સંગે સામિલ રેહેતા હતા, અને દરેક કેસમાં તે નામદાર ઊંડા ઉતરતા હતા, જેથી કરીને ન્યાયનાં કામકાજમાં પણ તે નામદાર નિપૂણ થતા જતા હતા. આ પ્રમાણે લગભગ એક વર્ષ સુધી તે નામદારે, રા૦ બા૦ નંદશંકર તુળજાશંકરની સંગે "જૉઈન્ટ એડમિનિસ્ટ્રેટર" દાખલ કામ કર્યાં કીધું હતું, અને તે દરમ્યાનમાં તે નામદારે જે કૂષળતા સંપાદન કરી હતી તથા રાજ્યવહિવટની બાબતમાં જે મ્હોટી માહિતી મેળવી હતી, તે એટલી તો સંતોષકારક ને શાબાશિને પાત્ર હતી કે, તેથી નામદાર મુંબઇ સરકાર પણ ઘણી રાજી થઈ ગઈ હતી, અને તેપરથી તે નામદારે, નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીને તેમનાં રાજ્યની કુલ્લ સત્તા સોંપવાનું યોગ્ય વિચારીને તા૦ ૯મી એપ્રિલ સને ૧૮૮૧ ને દિવસે તેઓ સાહેબને રાજ્યની સ્વતંત્ર લગામ સ્વાધિન કરી હતી. આ સમયે સુંથ ખાતે એક ભવ્ય દરબાર ભરવામાં આવ્યું હતું, અને તે દરબારમાં રેવાકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબે જાતે હાઝર થઈ તેમણે નામદાર શ્રી પ્રતાપસિંગજીની યોગ્યતાને માટે ઘણી સારી ને ઉચિત્ પ્રસંશા કરીને તે નામદારને તેમનાં રાજ્યની કુલ્લ સત્તા સૂપરત કરી હતી. આ દરબારમાં નામદાર શ્રી પ્રતાપસિંગજીએ પણ ઇંગ્રેજી ભાષામાં, પોલિટિકલ એજંટ સાહેબનાં ભાષણનો પ્રત્યોત્તર આપ્યો હતો, જે એવી તો સરસ છટાવાળો ને સુંદર ભાષામાં હતો કે, તે શ્રવણ કરતાંજ પોલિટિકલ એજંટ સાહેબ આદિક સર્વ શ્રોતાજનોનાં મન આનંદ પામ્યાં હતાં તથા સર્વનાં મુખારવિંદપર હર્ષનું આચ્છાદન થયલું દેખાતું હતું. આ પ્રમાણેનું નામદાર મહારાજા સાહેબનું સંભાષણ સમાપ્ત થયાં પછી પાનગુલાબ લઇને દરબાર બરખાસ્ત થયું હતું. એ દિવસે નામદાર શ્રી પ્રતાપસિંગજીની તમામ પ્રજામાં અત્યંત હર્ષ પ્રાપ્ત થયો હતો, અને પોતાના ભલા ભાગ્યશાળી ભૂપતિ સાહેબને રાજ્યની કુલ્લ સત્તા મળી તેથી તે સર્વ પ્રજાએ તે દિવસ એક મ્હોટા ઉત્સવિક તેહેવાર તરિકે પાળ્યો હતો તથા પોતપોતાને આંગણે તે ખુશાલિ બદલ કંકૂના સાથિયા પૂરી તથા

એ શિવાય અનેક પ્રકારે પોતાનો હર્ષ પ્રદર્શિત કરી નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીનું દીર્ઘાયુષ્ય ઇચ્છ્યું હતું.

નામદાર મહારાજા સાહેબે રાજ્યની સ્વતંત્ર લગામ સ્વહસ્તમાં ગ્રહણ કીધાં પછી તે નામદારે પોતાના દિવાન તરિકે કોઈ પણ કાબેલ ને અનૂભવી ગૃહસ્થની નિમણુંક કરવાનો ઠરાવ કાઢ્યો હતો, અને તેજ પ્રમાણે તે નામદારે એક ખરેખરા યોગ્ય પારસી ગૃહસ્થ ખા૦ બા૦ હોરમશજી આદરજી પટેલની નિમણુંક કરી હતી, કે જે નિમણુંકને માટે સર્વ સત્યવક્તાઓ તરફથી ઘણોજ સંતોષ દર્શાવવામાં આવ્યો હતો. આજ લાયક દિવાન હજી સુધી પણ સુંથમાં કાયમ છે, અને એ નિપૂણ દિવાન સાહેબે રાજ્યમાં ઘણા ઘણા સુધારા કરી નામદાર મહારાજા સાહેબની રાજ્યનીતિને સંપૂર્ણ શોભાવી છે.

સને ૧૮૮૭નાં વર્ષમાં તા૦ ૧૬મી તથા તા૦ ૧૭મી ફેબ્રુવારીના દિવસો જેમ આખાં હિંદનાં તમામ નગરોમાં સુવર્ણનાં ત્રાજવામાં તોળાઈ રહ્યા હતા, તેજ પ્રમાણે સુંથમાં પણ એ બંને શૂભ દિવસો સુવર્ણનાં ત્રાજવામાં તોળાઇ રહ્યા હતા. એ દિવસો, આપણા મહા કૃપાળુ મહારાણી નામદાર વિક્ટોરિયા રાજ્યમાતુશ્રીએ બ્રિટિશ પાયતખ્તપર રાજ્ય કીધાંને પૂરાં પચાસ વર્ષ થયાં તેની ખુશાલિમાં "જુબિલી"ના મહાત્માયિક ઉત્સવ તરિકે હતા, અને એ બંને દિવસોએ આખાં હિંદુસ્થાનમાં ભારે ધામધુમ મચી રહી હતી તથા સર્વ પ્રકારે એ બંને દિવસો મહા માંગ્લિક તરિકે મનાયા હતા. એજ પ્રમાણે એ બંને દિવસોએ સુંથ-રામપોર ખાતે પણ નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીએ મહા અનોપમ, અને અત્યાનંદકારી અલૌકિક રચના કરીને એ ઉત્સવ અતિ હર્ષથી ને મ્હોટી ધામધૂમથી ઉજવ્યો હતો. પ્રથમ તા૦ ૧૬મીને દિવસે તે નામદારની તાલુકા સ્કૂલમાં તથા સંસ્થાનની તમામ શાળાઓમાં જુદી જુદી સભાઓ ભરવામાં આવી હતી તથા ત્યાંના વિદ્યાર્થિઓએ નામદાર મહારાણીજીના યશની કવિતાઓ ગાઈ સંભળાવી હતી, અને તે પછી દરેક નિશાળિયાને બબે પુસ્તકો તથા મિઠાઈ આપવામાં આવી હતી. સાંજના બરાબર ત્રણ વાગતાને સમયે નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીની સ્વારી ઘણા ઠાઠમાઠથી ત્યાનાં પ્રતાપપુરાનાં મેદાનમાં ઉભાં કરેલા તંબુ આગળ ગઈ હતી. ત્યાં આગળ એક નવો શોભાયમાન કંપાઊન્ડ બનાવવામાં આવ્યો હતો, અને તેમાં બહુ સારી સોહામણી રચના કરવામાં આવી હતી. તેમાં વિધ વિધ પ્રકારના રંગબેરંગિ આનંદકારી વાવટાઓ ઉભા કરવામાં આવ્યા હતા તથા રાત્રિ સમયે ઝગઝગતી રોશની કરવાને માટે તે કમ્પાઊન્ડની આસપાસ દીવાની બબે હારો ગોઠવવામાં આવી હતી, જેથી વળી વિશેષ શોભા થઇ હતી. નામદાર મહારાજા સાહેબની સ્વારી તંબુમાં જેવી પધારી કે તરતજ તેમાં બિરાજેલા સર્વ ગૃહસ્થોએ ઊભા થઇને તે નામદારને માન આપ્યું હતું, જે પછી દરેક પોલીસ સીપાઈ તથા ઘોડેસ્વારની કશરતો શરૂ થઈ હતી તથા કુસ્તીની રમતો પણ કરાવવામાં આવી હતી. લગભગ બે કલાક સુધી આ કશરતના ખેલો થયાં પછી સાંજના પાંચ વાગતાને સમયે તેજ તંબુમાં મ્હોટું દરબાર ભરવામાં આવ્યું હતું, જેમાં નામદાર મહારાજા સાહેબ વિગેરે સંખ્યાબંધ ગૃહસ્થો બિરાજ્યા હતા, અને તેથી આખું દરબાર ચિકાર થયલું દેખાતું હતું. તેમાં શરૂઆતમાં પોલિટિકલ એજંટના શિરસ્તેદાર મી૦ શામળદાશે, નામદાર બ્રિટિશ સરકારનો "જુબિલી" વિષેનો એક ખરિતો, કેટલુંક ભાષણ કરીને નામદાર રાજાજી સાહેબને આપ્યો હતો, જે નામદારના કાબેલ દિવાન ખા૦ બા૦ હોરમશજી આદરજી પટેલે વાંચી સંભળાવ્યો હતો. બાદ નામદાર રાજાજી સાહેબે ઉઠીને કેટલુંક સંભાષણ કરતાં છેલ્લે એવું દર્શાવ્યું હતું કે "નામદાર મહારાણી સાહેબની યાદગિરી કાયમ રાખવાને માટે રામપૂરમાં એક "વિક્ટોરિયા કન્યાશાળા" નવી ઊઘાડવામાં આવશે, અને

તેને માટે બનતાં સુધી એક સ્ત્રી શિક્ષક પણ લાવવામાં આવશે." આ વિગેરે તે નામદારે કેટલુંક સુંદર ભાષણ કીધું હતું, અને તે પછી ખા૦ બા૦ હોરમશજીએ પણ કેટલુંક સરસ ભાષણ કરી સભા જનોને આનંદ પમાડ્યો હતો. બાદ તે પ્રસંગને માટે કેટલાકો સુંદર કવિતાઓ રચી લાવ્યા હતા, તે ગાવામાં આવી હતી, અને કેટલાક પુરાણિઓએ સંસ્કૃતમાં આખ્યાનો કીધાં હતાં, જે સર્વ વક્તાઓને નામદાર મહારાજા સાહેબ તરફથી યોગ્ય ઇનામો આપવામાં આવ્યાં હતાં, અને પછી સર્વ જનોને મિઠાઈ વેહેંચ્યા બાદ પાનગુલાબ લઇને દરબાર બરખાસ્ત થયું હતું. એજ રાત્રિએ ગામમાં સારી આતશબાજી ફોડવામાં આવી હતી તથા આખાં ગામમાં સુંદર ને ઝગઝગતી રોશની કરવામાં આવી હતી, જે જોવાને આસપાસનાં ગામોમાંથી હઝારો લોકો ત્યાં આવ્યાં હતાં, અને તે સર્વ "જુબિલી"ની મનોહર રચના જોઈને ઘણાજ ખુશી થઈ ગયા હતા. બાદ બીજે દિવસે ગામનાં સંખ્યાબંધ લોકો ઉજાણી ગયાં હતાં તથા સરકારી તમામ નોકરોને નામદાર દરબાર તરફથી મિજબાની આપવામાં આવી હતી. વળી બ્રાહ્મણોને પણ દરબાર તરફથી યોગ્ય દક્ષણા આપવામાં આવી હતી, અને એજ મહા પર્વની ખુશાલિ બદલ નામદાર મહારાજા સાહેબે ૧૧ કેદિઓને છોડી મૂક્યા હતા તથા નામદાર મહારાણીજીની સલામતિની ૧૦૧ તોપો ફોડવામાં આવી હતી. આ વિગેરે અનેક પ્રકારે નામદાર મહારાજા સાહેબે "જુબિલી" પ્રસંગે અનેક રચનાઓ કરી તે મહોત્સવિક પર્વ મહોત્સવાનંદ સહ ઊજવ્યો હતો તથા નામદાર મહારાણીજી પ્રત્યે તે નામદારે પોતાની પરિપૂર્ણ વફાદારી પ્રદર્શિત કરવામાં કિંચિત્ પણ કશર કરી નહોતી, જેથી તે નામદારનાં ભારે વખાણ થયાં હતાં. એજ પ્રમાણે નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી સાહેબ બહાદૂર, નામદાર રાજ્ય તેજોમયી પરમ કૃપાળુ મહારાણી શ્રી વિક્ટોરિયાજી તરફ પ્રથમથીજ અત્યંત વફાદારી દર્શાવતા આવ્યા છે, જેથી તે નામદારની વફાદારીને માટે નામદાર બ્રિટિશ સરકારનું પણ ઊંચું મત છે.

તા૦ ૧લી અપ્રિલ સને ૧૮૮૭ ને શુક્રવારને દિવસે નામદાર મહારાજા સાહેબે પોતાનાં પાયતખ્ત નગરમાં એક સુંદર કન્યાશાળા સ્થાપન કરી હતી. આ કન્યાશાળા "જુબિલી"ની યાદગિરી તરિકે સ્થાપન કરવાનો તે નામદારે "જુબિલી" પ્રસંગેજ વિચાર દર્શાવ્યો હતો, અને તેથી આ કન્યાશાળાનું નામ "વિક્ટોરિયા જુબિલી કન્યાશાળા" રાખવામાં આવ્યું હતું. આ કન્યાશાળા સ્થાપવાનો સમારંભ ઘણીજ ધામધૂમ સહિત મ્હોટો મિલાવડો કરીને કરવામાં આવ્યો હતો, અને એજ પ્રસંગે ત્યાંના ચંચળ દિવાન ખા૦ બા૦ હોરમશજી આદરજી પટેલે "સ્ત્રી કેળવણી" સંબંધી એક સરસ ને છટાદાર ભાષણ કીધું હતું, જે શ્રવણ કરતાંજ શ્રોતાજનોનાં મુખારવિંદપર હર્ષનો પ્રકાશ પડી રહ્યો હતો. બાદ પાનગુલાબ લઈને સર્વ જનો બરખાસ્ત થયા હતા.

સને ૧૮૮૭ના ડિસેમ્બર માસમાં મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રે સાહેબની સ્વારી, ઈડરના મહારાજાને કે. સી. એસ. આઈ. નો ખેતાબ આપવાને માટે અમદાવાદ ખાતે પધારી હતી, જ્યાં તે નામદારે તે કારણને માટે એક ભપકાદાર દરબાર ભર્યું હતું, જેમાં ભાગ લેવાને માટે નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી પણ પધાર્યા હતા, અને ત્યાં તે નામદારે સર્વ ક્રિયામાં આનંદ સહ ભાગ લીધો હતો, તથા નામદાર ગવરનર સાહેબની મુલાકાત પણ લીધી હતી, જે મુલાકાતમાં નામદાર ગવરનર સાહેબે તે નામદારપર અત્યંત હેત બતાવ્યું હતું તથા તે નામદારનાં સારાં વખાણ કીધાં હતાં. વળી નામદાર મહારાજા સાહેબે, લુણાવાડાના મહારાજાની સંગે ત્યાંનાં "હીમાભાઈ ઇન્સ્ટિટ્યૂટ"ની મુલાકાત

તા૦ ૧૫મી ડિસેમ્બર ને ગુરૂવારની પ્રભાતે લીધી હતી, જે સમયે તે નામદારને નિચે પ્રમાણેનું એક માનપત્ર તે ઈન્સ્ટિટ્યૂટની મેનેજિંગ કમિટી તરફથી આપવામાં આવ્યું હતું:—

"અમો નિચે સહી કરનાર "હીમાભાઇ ઇન્સ્ટિટ્યૂટ"ની મેનેજિંગ કમિટીના મેમ્બરો, આપ સાહેબનું અત્રે આ ઇન્સ્ટિટ્યૂટમાં પધારવું થવાથી અમારો અત્યાનંદ નિવેદન કરીએ છિએ.

અમદાવાદ ગુજરાતની રાજ્યધાની છે, અને ભિન્ન ભિન્ન વિષયોમાં જ્ઞાન સંપાદન કરવાનાં સ્થળો પણ અત્રે છે એ સ્થળોનો લાભ લેવાને ગુજરાતના જુદા જુદા ભાગમાંથી વિદ્યાર્થિઓ અત્રે આવે છે. આ પુસ્તકશાળા વિદ્યાર્થિઓનાં અધ્યયનમાં જોઇતા ગ્રંથો પૂરા પાડવાનું મુખ્ય સાધન છે. ઘણાખરા વિદ્યાર્થિઓ કિમતી ગ્રંથો ખરીદ કરી શકે એવી સ્થિતિમાં હોતા નથી. તેઓને આ ગ્રંથશાળા અત્યુપયોગી થઈ પડે છે. વિદ્યાર્થિઓ શિવાય ઘણા વિદ્વાન પુરૂષો આ ઇન્સ્ટિટ્યૂટનો અનેક પ્રકારે લાભ લે છે. અત્રેના સદ્‌ગૃહસ્થો, તેમજ કાઠિયાવાડના રાજાઓ આ ગ્રંથાલયને બનતો આશ્રય આપતા આવ્યા છે, એ ઘણી ખુશીની વાત છે.

આપ સાહેબ જેવા વિદ્યાનું મહત્વ તથા ઉપયોગ સારી પેઠે સમજનારા રાજાધિરાજે અત્રે પધારી અમારી ઇન્સ્ટિટ્યૂટને માન આપ્યું તથી આપે અમારીપર મ્હોટી કૃપા દર્શાવી, એમ અમે સમજીએ છિએ, અને ઇશ્વર આપને સત્કાર્ય કરવા દીર્ઘાયુષ્ય આપો, એવી અમારી પ્રાર્થના છે."

ઉપલું માનપત્ર વંચાઈ રહ્યા પછી તેનો પ્રત્યોત્તર યોગ્ય શબ્દોમાં નામદાર મહારાજા સાહેબે વાંચ્યો હતો, જે પછી તે નામદારને પાનગુલાબ આપવામાં આવ્યાં હતાં. અને તે લઈને તે નામદાર તથા લુણાવાડાના મહારાજા ત્યાંથી પુનઃ પોતાને ઉતારે પધાર્યા હતા. એજ દિવસે ત્યાંની ખાનગી નિશાળ તરફથી એક ડેપ્યુટેશન તે નામદાર હજૂર [illegible] હતું, જે ડેપ્યુટેશનને તે નિશાળની મદદને માટે રૂ૨૦૦ની રકમ તે નામદારે આપી હતી. આ વિગેરે બીજાં પણ કેટલાંક કામોને તે નામદારે મદદો આપી હતી, જે પછી તે નામદારની સ્વારી અમદાવાદ ખાતેથી ઉપડીને તા૦ ૨૦મી ડિસેમ્બર સને ૧૮૮૭ ને મંગળવારને દિવસે સુરત ખાતે પધારી હતી, જ્યાં તે નામદારને રેલ્વે સ્ટેશનપર સામા લેવાને માટે સંખ્યાબંધ સુરતવાસીઓ પધાર્યા હતા, અને તેઓએ તે નામદારને યોગ્ય માન આપ્યું હતું. સુરતમાં તે નામદાર આશરે પંદર દિવસ સુધી રહ્યા પછી તા૦ ૭મી જાનેવારી સને ૧૮૮૮ ને શનિવારની પ્રભાતમાં તે નામદાર મુંબઇ ખાતે પધાર્યા હતા, જ્યાં પણ તે નામદારને ઘણું સારૂં માન મળ્યું હતું, અને ત્યાં તે નામદારે ઘણાઓની મુલાકાતો લીધી હતી, જે દરેક મુલાકાતમાં તે નામદારની કાબેલિયાત, ચંચળતા, વિદ્વતા વિગેરે વખાણવા લાયક સદ્‌ગુણો નિર્ખિને ત્યાંના તમામ ગૃહસ્થો—યુરોપિયન તેમજ દેશિઓ—ઘણોજ સંતોષ પામતા હતા, અને એ પ્રમાણે સર્વને સંતોષ આપ્યા પછી તથા તે નગરીનાં નામાંકિત સ્થળોની મુલાકાતો લીધા પછી તે નામદારની સ્વારી પુનઃ પોતાનાં પાયતખ્ત નગર તરફ આનંદ મંગળ સહ પધારી હતી.

સને ૧૮૮૮નાં વર્ષમાં નામદાર બ્રિટિશ સરકારે, નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીના ઘણાજ બાહોશ દિવાન મી૦ હોરમશજી આદરજી પટેલને "ખાન બહાદૂર"નો માનવંતો ખેતાબ બક્ષ્યો હતો, અને તે ખેતાબની તેમને સનંદ આપવાને માટે રેવાકાંઠાના પોલિટિકલ એજંટ મી૦ જે. એમ. કેમ્પબેલ સાહેબે તા૦ ૧૯મી અક્ટોબર સને ૧૮૮૯ ને શુક્રવારને દિવસે ગોધરા ખાતે એક ભવ્ય દરબાર ભર્યું હતું. તે દરબારમાં પાલણપૂરના નવાબ સાહેબ, સૂંથના નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી વિગેરે સંખ્યાબંધ ગૃહસ્થો બિરાજ્યા હતા, અને દરબાર ખરેખરૂં ચિકાર થઇ રહ્યાં પછી પ્રથમ મી૦ કેમ્પબેલ સાહેબે એક સરસ ભાષણ દ્વારાએ મી૦ હોરમશજીની ખરેખરી પ્રસંશા કીધાં પછી તેઓ

સાહેબે ખેતાબની સનંદ સ્વહસ્તે અર્પિ હતી. બાદ સૂંથના નામદાર મહારાજા સાહેબ બહાદૂરે ઇંગ્રેજીમાં એક અચ્છું છટાદાર સંભાષણ કીધું હતું, જેની ગુજરાતી મતલબ ટૂંકમાં નિચે પ્રમાણે હતીઃ—

"મી૦ કેમ્પબેલ, આપે જે કહ્યું છે તેમાં મારે તો ભાગ્યેજ કંઇ વધારે ઉમેરવાનું છે. મારા દિવાન મી૦ હોરમશજીને સર્વોપરી સરકાર તરફથી "ખાન બહાદૂર"નો ખેતાબ અપાતો જોઇ મને ઘણીજ ખુશાલિ ઉપજે છે. મી૦ હોરમશજી સને ૧૮૮૨ના મે માસમાં મારી સાથે જોડાયા, અને તે દિવસથી મારા રાજ્ય કાર્યભારમાં તેઓ ઘણાજ મદદગાર થઇ પડયા છે. ખેતાપા ભીલોનાં કામોનો નિવેડો લાવવાનું કામ ઘણું મુશ્કેલ હતું, પરંતુ તેમાં આપનાં દર્શાવ્યા મુજબ મી૦ હોરમશજીની હોંશિયારી અને ઠરેલપણાને લીધે અમે ફતેહ પામ્યા છિએ. મી૦ હોરમશજી રાજ્ય કાર્યભારનાં દરેક ખાતામાં ઘણો લાભ લે છે, અને ખરેખરી ખંતથી મેહેનત કરે છે, તેમજ તેઓ કેળવણીપર પણ પૂરતું લક્ષ આપે છે. સઘળા સુધારાઓમાં વેડ કાહાડી નાંખવાનાં તેમનાં પ્રસંશાપાત્ર કામને માટે મારે મી૦ હોરમશજીને ઘણી શાબાશી આપવી ઘટે છે.

છેલ્લે મી૦ કેમ્પબેલ, મી૦ હોરમશજીને "ખાન બહાદૂર"નો ખેતાબ આપવાની મુંબઈ સરકારે, તેમજ વડી સરકારે જે કૃપા કરી છે, તે માટે તેમનો હું ઘણો ઉપકાર માનું છું, અને આપને વિનંતિ કરૂં છું કે, આ ઉપકારની સ્વિકૃતિ આપ તેમને જણાવશો."

ઊપર પ્રમાણેની ટૂંક પણ સરસ મતલબનું નામદાર મહારાજા સાહેબનું સંભાષણ સમાપ્ત થયાં પછી ખા૦ બા૦ હોરમશજીએ પણ ઇંગ્રેજીમાં એક છટાદાર ભાષણ કીધું હતું, અને તે પછી પાનગુલાબ લઈને દરબાર બરખાસ્ત થયું હતું.

તા૦ ૧૯મી જાનેવારી સને ૧૮૮૯ ને શનિવારને દિવસે સૂંથ—રામપોર ખાતે "જુબિલી ગર્લ સ્કૂલ"નાં સુંદર ને ભપકાદાર મકાનનાં વાસ્તુ ક્રિયા કરવામાં આવી હતી. આ ક્રિયા પ્રસંગે ત્યાં એક મ્હોટો મિલાવડો કરવામાં આવ્યો હતો, જેમાં રેવાકાંઠાના પોલિટિકલ એજંટ મી૦ કેમ્પબેલ સાહેબ, નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી વિગેરે સંખ્યાબંધ ગૃહસ્થો બિરાજ્યા હતા, અને તેમાં પ્રથમ નામદાર શ્રી પ્રતાપસિંગજીએ ઇંગ્રેજીમાં છટાદાર સંભાષણ કીધું હતું, જેનું ગુજરાતી ભાષાન્તર કરતાં દિવાન ખા૦ બા૦ હોરમશજી આદરજી પટેલે નિચેનો મતલબનું દર્શાવ્યું હતુંઃ—

"સ્ત્રી કેળવણીની અગત્યતા ધારી આ સ્કૂલ સ્થાપવામાં આવી હતી, અને આ સ્કૂલ આબાદી ઉપર આવેલી જોઇ નવાં મકાનની જરૂર જણાયાથી આ મકાન તૈયાર કરાવવામાં આવ્યું છે. પ્રથમ આ શાળામાં બાવીશ નંબર હતા, અને હાલ શિક્ષકોની મેહેનતથી લગભગ ૫૦ નંબર થયા છે, જે જોઇ ખુશાલિ પેદા થાય છે. વળી છોડિઓની કેળવણીમાં સારો વધારો કરવાના ઇરાદાથી હાલ અમો રૂપિયા દશ કંપનીની એક "કેમ્પબેલ સ્કૉલર્શિપ" અમદાવાદ ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં સ્થાપન કરીએ છિએ, અને તે "સ્કૉલર્શિપ" આ શાળામાંથી હમેશાં એક જણને આપવામાં આવશે."

ઊપર પ્રમાણેની મતલબનું સંભાષણ પૂર્ણ થયાં પછી મી૦ કેમ્પબેલ સાહેબે ઇંગ્રેજીમાં કેટલુંક ભાષણ કરી, તેમાં નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીની તથા તે નામદારના બાહોશ દિવાન ખા૦ બા૦ હોરમશજી આદરજી પટેલની ભારે પ્રસંશા કરી હતી, જે પછી બીજા કેટલાકોએ પણ સુંદર ભાષણો કીધાં બાદ કન્યાઓએ તે પ્રસંગને માટે બનાવેલી ખાસ કવિતા ગાઈ સંભળાવી હતી, અને તે પછી તેણીઓને મિઠાઈ વેહેંચવામાં આવી હતી તથા સર્વ સદ્ગૃહસ્થોને પુષ્પનાહાર, ગોટા, પાન, ગુલાબ, અત્તર આદિક આપવામાં આવ્યાં હતાં, જે ગ્રહણ કીધાં પછી સર્વ જનો વિસર્જન થયાં હતાં.

નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીની રાજ્યનીતિ અસલથી ઉમદા ને સ્તુત્ય ગણાતી આવી છે, અને તે નામદારે પોતાનાં રાજ્ય તરફ પ્રથમથીજ અચ્છું લક્ષ રાખ્યું છે, કે જેથી તે નામદારની રાજ્યનીતિનાં નામદાર મુંબઇ સરકાર પણ વખાણ કરતી આવી છે તથા બીજા યુરોપિયનો આ-

દિક પણ તે નામદારની રૂડી ને શોભાવંતિ રાજ્યનીતિનાં સર્વદા વખાણજ વદે છે. નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૮૩-૮૪નાં વર્ષનાં એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The Rája of Sunth, assisted by an able Kárbhári, manages his State in a very creditable manner."

ઊપલાં ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"સુંથના રાજા પોતાના લાયક કાર્યભારીની મદદથી પોતાનાં રાજ્યનો કાર્યભાર ઘણી વખાણવા લાયક રીતે ચલાવે છે."

વળી નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૮૬-૮૭નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં પણ તે નામદારની રાજ્યનીતિને માટે નિચે પ્રમાણે લખ્યું હતું:—

"The Rája takes an active interest in the welfare of his State. He was the first to abolish transit duties and he also sent contributions to the Rájkumar College and Imperial Institute."

ઊપલાં ઈંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"રાજા પોતાનાં રાજ્યનાં ભલાર્થે ઘણી કાળજી બતાવે છે. ટ્રાનઝિટ ડયૂટી કાઢી નાંખનાર પેહેલા રાજા એવાજ છે. વળી તેઓએ રાજકુમાર કૉલેજ અને ઇમ્પીરિયલ ઇન્સ્ટિટયૂટમાં મદદ મોકલી છે."

એજ પ્રમાણે નામદાર મુંબઈ સરકારે પોતાના સને ૧૮૮૭-૮૮નાં વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં વળી નિચે પ્રમાણે લખ્યું હતું:—

"Sunth continued to be one of the best managed States of the Rewa Kántha Agency. The Rája continued to show a close and intelligent interest in all branches of the administration. The Diwán's efforts to start a home farm & to foster horse-breeding met with much success."

ઉપલાં ઇંગ્રેજીનો ભાવાર્થ નિચે પ્રમાણે થાય છે:—

"રેવાકાંઠા એજન્સિમાં સર્વથી સારી રીતે કાર્યભાર ચાલતાં રાજ્યોમાંનું સૂંથ પણ એક છે. રાજ્ય કાર્યભાગની સઘળી શાખાઓમાં રાજાએ ઘણી બારીક અને ચાલાકો ભરેલી કાળજી દેખાડવી જારી રાખી છે. ઘોડાની ઊત્પતિ વધારવા માટેની દિવાનની કોશિશને ઘણી ફતેહ મળી છે."

ઊપર પ્રમાણે નામદાર મુંબઈ સરકારે, નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીની રાજ્યનીતિની વારમવાર પ્રસંશા કર્યા કીધી છે, અને તે તદન યોગ્યજ છે. તે નામદાર તથા તેમના ચાલાક દિવાન ખાં૦ બાં૦ હોરમશજી રાજ્ય તરફ ઘણુંજ સારૂં લક્ષ રાખી રાજ્યને સુંદર પ્રકાશમાં મૂક્યું છે. નામદાર રાજાજી સાહેબ રાજ્યાસનપર બિરાજમાન થયાં પછી તે નામદારે રાજ્યમાં ઘણા ઘણા સુધારા કીધા છે તથા ઘણે ઘણે પ્રકારે પોતાની પ્રાણપ્રિય પ્રજાને સૂખના સાગરમાં આનંદ સહ મહાલતી કરી છે. તે નામદારે પેહેલ પ્રથમ તો એક સુંદર હૅાસ્પિટલમાં, પોતાની પ્રજાનું દુઃખ દૂર કરવાને માટે વર્ષોવર્ષ દવામાં સારી રકમ વાપરવાનું તથા નિરાશ્રિતોને મફત ખોરાક આપવાનું ઠરાવ્યું હતું. તે પછી મ્યુનિસિપલ ખાતું રાજ્યમાં દાખલ કરીને, તે ચંચળ મનોવૃત્તિના ઉદાર મહારાજા સાહેબે તે ખાતા દ્વારાએ શેહેરના સુધારા કરવા માંડ્યા હતા તથા ગામના તમામ રસ્તા સારી સ્થિતિમાં લાવી તથા રાત્રિ સમયે રસ્તાઓપર ફાનસો સળગાવી પોતાનાં ઊજવળ રાજ્યમાં અધિક અજવાળું કીધું હતું, જે અદ્યાપિ સુધી કાયમજ છે. વળી ગોધરા સ્ટેશન સુધી ૪૨ માઇલ્સ લાંબી સડક નવી બનાવી

છે, સૂકી નદિનો સોહામણો પૂલ બંધાવ્યો છે, અને પછી વળી એક નવું પરૂં વસાવ્યું છે, કે જેનું નામ "પ્રતાપરૂ" રાખ્યું છે. વળી ખેડાપાનાં જંગલી ભીલ લોકો લુટફાટ કરી બંડ કરતા હતા, તેમને એકદમ શાન્ત કરી ત્યાં એક ન્હાન્હો સરખો કિલ્લો બંધાવ્યો છે, તે ગામમાં કૂવો કરાવ્યો છે તથા ભીલ લોકોને સમજાવીને ચોરિઓ કરતાં અટકાવ્યાં છે એટલુંજ નહીં, પણ તે ગામ આબાદીપર લાવી તેનું નામ "પ્રતાપગઢ" પાડયું છે. વળી તેમને કેળવણી આપીને તે દ્વારાએ પણ તેમને સુધારવાને નામદાર મહારાજા સાહેબે ઉપાયો લીધા છે, અને તેજ કારણથી તે ગામમાં એક ગુજરાતી શાળા સ્થાપન કરી છે. એજ પ્રમાણે તે નામદારે રાજ્યમાં બીજા પણ ઘણા સુધારા કીધા છે. પોતાની પ્રજાપરથી તે નામદારે કેટલીક જાતના કરો કમી કીધા છે તથા રાજ્યમાંથી "રાહદારી દાણ" તદન નાબૂદ કીધું છે. વળી તે નામદારે પોલીસ તથા ન્યાય ખાતામાં પણ સારો સુધારો કીધો છે, અને પોતાની પ્રજાને પોતેજ નિઃસ-પક્ષપાતપણે ન્યાય આપી સર્વને રાજી રાખે છે. કેળવણીનાં કામને તો તે નામદાર અધિક અધિક ઉ-ત્તેજન આપતા આવ્યા છે. તે નામદારે સુંથમાં એક નવીન શાળા સ્થાપન કરી છે તથા કેળવણીને વિ-શેષ ઉત્તેજન આપવાના શૂભ હેતુથી હાઈસ્કુલમાં તથા ગુજરાત ટ્રેનિંગ કૉલેજમાં એકેકી સ્કૉલર્શિપ સ્થાપન કરી છે. એજ પ્રમાણે સ્ત્રી કેળવણીનાં ઉત્તેજનાર્થે તે નામદારે પોતાનાં નગરમાં એક સારા પાયાપર કન્યાશાળા સ્થાપન કરી તેમાં એક ઉત્સાહિ માસ્ટર તથા મિસ્ટ્રેસ દ્વારાએ કન્યાઓને મનપસંદ કેળવણી આપવામાં આવે છે. વળી નામદાર મહારાજા સાહેબે ખેતીવાડીનાં કામમાં સરસ સુધારો દાખલ કર-વાના હેતુથી પોતાનાં રાજ્યમાં ખેતિને લગતું એક ખાતું સારા પાયાપર સ્થાપન કીધું છે. એજ પ્રકારે તે નામદારે બીજા પણ સંખ્યાબંધ સુધારા સ્વરાજ્યમાં કીધા છે તથા પોતાની વ્હાલિ પ્રજાને સર્વ રી-તનું સૂખ આપવાને અત્યંત ખંત રાખે છે, જેથી તે નામદારનાં અનોપમ છત્ર નિચે તે નામદારની પ્રજા આનંદ મંગળથી પોતાના દિવસ નિર્ગમન કરે છે.

નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી ઉદારતાની બાબતમાં પણ સર્વોત્તમ છે, અને તે નામ-દારે ઉદારતાનાં અનેક સૂકૃત્યો કીધાં છે. તે નામદારે સંખ્યાબંધ જાહેર તથા ખાનગી ફંડોમાં સા-રી સારી રકમો ભરી છે, ઘણાંક ખાતાંઓને મ્હોટી મદદ આપી છે તથા સંખ્યાબંધ ગ્રંથકર્ત્તા, તેમજ વિદ્વાનોને સારી રીતની રકમો બક્ષવામાં ઉત્તમ ઉદારતાનો સદોપયોગ કરી સારી કીર્ત્તિ સંપાદન કરી છે, અને એ બાબતમાં તે નામદારની નામના ચતૂર્દિશામાં સર્વોપરી ગવાય છે, એમાં કંઈજ શક નથી.

નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજી સ્વભાવે તથા ગુણે શાંત, સુશિલ, સુજ્ઞ, ચંચળ, ચાલાક, ચતર, બહાદર અને ઘણાજ દયાળુ છે. વળી તે નામદાર પરમાર્થનાં કામમાં તથા પરોપકાર ક-રવામાં પણ ઘણા ખંતિ છે તથા તેની સાથે વળી ધર્મિષ્ટ, સાદા ને સત્યવાદિ પણ છે. તે નામદાર જાતે ધર્મ નિયમ પાળવામાં સારા છે, અને એવાજ તે નામદારના સુંદર શોભાયમાન સદ્ગુણોને લીધે તે ના-મદારની વળી વિશેષ વાહ્વા વદાય છે.

નામદાર પ્રતાપસિંગજી જાતે વિદ્વાન પણ સારા છે તથા તે નામદારને ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન પણ વખાણવા લાયક છે. તેઓ સાહેબ બહુ સારી રીતે ઇંગ્રેજીમાં વાતચીત કરી શકે છે તથા જાહેર દરબા-રોમાં પણ તે નામદારની વક્તાશક્તિ સરસ રીતે વખણાય છે. આવી સારી રીતે ઇંગ્રેજી કેળવણી તે નામદારે સંપાદન કીધેલી હોવાથી ભલભલા યુરોપિયનોની સંગે પણ વાતચીત કરવામાં તે નામદાર પાછા હઠતા નથી એટલુંજ નહીં, પણ તેમાં તે નામદાર સારા વક્તા ગણાય છે.

નામદાર શ્રી પ્રતાપસિંગજીને માત્ર એકજ રાણી સાહેબ છે; કેમકે તે નામદાર એકથી અધિક સ્રી પરણવાની રીતને નાપસંદ કરે છે. આ એક રાણીને માત્ર એકજ કુંવરી છે, જેઓ પણ ઘણા ચંચળ છે.

નામદાર મહારાજા સાહેબ શ્રી પ્રતાપસિંગજીનું રાજ્ય રેવાકાંઠા ઇલાકાના ઈશાન કોણ તરફના ભાગમાં આવેલું છે. એ રાજ્યની ઉત્તરે કડાણા તાલુકા તથા મેવાડ પ્રાંતનાં વાંસવાડા અને ડુંગરપુરનાં રાજ્ય છે; પૂર્વે પંચમહાલ જીલ્લાનું આલીદ પ્રગણું છે; દક્ષિણે સંજેલિ તાલુકા તથા પંચમહાલનું ગોધ-રા પ્રગણું છે; અને પશ્ચિમે લુણાવાડાનું રાજ્ય છે. વળી એ રાજ્યના તાબામાં ૩૯૪ ચોરસ માઈલ્સ જમીન, ૨૯૦ ગામ અને આશરે ૬૦૦૦૦ માણસની વસ્તી છે. એ રાજ્યની વાર્ષિક ઊપજ આશરે સવાલાખ રૂપિયાનીથાય છે, જે પૈકી રૂ ૭૦૦૦ નામદાર બ્રિટિશ સરકારને જમાબંદિના આપે છે તથા પોતે રૂ ૪૪--૩--૭ આલીદ પ્રગણામાંથી, રૂ ૧૭૦ ગોધરા પ્રગણામાંથી, રૂ ૩૧૭ વાંસવાડા તાબાના ગિલકા-રીમાંથી તથા રૂ ૭૫ સંજેલિ તાલુકામાંથી દર વર્ષ "ચોથ"ના હક્ક બદલ લે છે.

